[ પુઠાં ઉપર વધુ વિગતો વાંચશો. ]

સ્ત્રી જાતિનાં ગુપ્ત દરદોનો પાર નથી અને સ્ત્રી જાતિ શરીરનાં દુઃખોથી પીડાતી હોય છે તો સંતતિ પણ અનેક જન્મપ્રાપ્ત દુઃખો સહિત જનમે છે. માટે સ્ત્રી જાતિનાં દુઃખો દુર કરવા તેમજ શરીરે નિરોગી પ્રજા ઉત્પન્ન કરવા સ્ત્રી જાતિ માટેજ બે ખાસ જરૂરની દવાઓ છે તે

# આલેટ્રીઝ કોરડીઅલ રીઓ.

અને

# સેલેરીના.

નામની દવાઓ છે. જે કોઇ સજ્જન અમારા બોલો ઉપર ભરોસો રાખી આ દવાઓનો ઉપયોગ કરશે તેના અમે આભારી થઇશું.

## રીઓ કેમીકલ કંપની.

૭૯. બેરો સ્ટ્રીટ. ન્યુયોર્ક. (અમેરીકા.)

[ પુઠાં ઉપર વધુ વિગતો વાંચશો. ]

# દીવોદાસનું દેવાલય.

કર્ત્તા,

મેહેરજીભાઇ માણેકજી રતુરા.

ઠે. જુની પોસ્ટ ઑફીસ સામે—**અમદાવાદ.**

— —

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મેહેરજીભાઇ માણેકજી રતુરા.

"ભગવત ભાવના" "વાનપ્રસ્થ" અને "ગૃહસ્થ" પુસ્તકોના કર્ત્તા.

ઠે. જુની પોસ્ટ ઑફીસ સામે—**અમદાવાદ.**

---

પ્રથમ આવૃત્તિ. નકલ ૧૦૦૦.

---

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭



**કીંમત રૂ. ૨-૪-૦.**

# B. H. READYMONEY & Co.,

**Wholesale Importers of Watches, Gold, Silver, metal, for Ladies & Gents, cheap and expensive; Gold, Silver & Diamond Jewellery; Silver Chinese ware; empty Jewellery Cases, in many varieties in Velvet & Leatherette; Leather Goods, Rolled Gold Electroplated ware & other Fancy Presentation Articles.**

**122, Fida–Ally Building,**

*Telegraphic Address*
**"Farshogar":**



**Opposite Jumma–Musjid,**
Princess Street ( *Baharkote* ). **BOMBAY.**

અમો નીચેની ચીજો મોટા જથ્થામાં આયાત કરીએ છીએ અને તેથી અમારા ત્યાંથી નીચેની ચીજો કોઇ પણ ખરીદનારને ઘણાં સસ્તાં દામે ખરીદેલી માલમ પડશે.

બાઇઓ તથા ગૃહસ્થો માટે સોના, રૂપા અને મેટલનાં ઘડીઆલો; સોનાં, ચાંદી અને જીવેરાતના દાગીનાઓ; ચાંદીનો ચાઇનીસ સામાન; મખમલ અને ઉંચી જાતના લેધરેટના ઝવેરાત માટે ખાલી બોકસો; તરેહવાર જાતનો રોલ્ડ ગોલ્ડનો તથા ઇલેકટ્રોપ્લેટેડનો સામાન; અને બીજો અસંખ્ય ભેટ કરવાં લાયક માલ.

પુસ્તક લખ્યું તે આ "દીવોદાસનું દેવાલય" છે જે વાંચક વર્ગ સમક્ષ હવે મુકવામાં આવ્યુંછે. આ રીતે આ પુસ્તક કેવી દુઃખી સ્થિતિમાં લખાયુંછે એ વાંચક વર્ગ જાણી અમારાં આ પુસ્તક પ્રતિ દયા ભાવથી જોશે અને અમને આ પુસ્તક માટે આશ્રય આપશે એવી અમારી આશા છે.

અમારાં પ્રત્યેક પુસ્તકમાં કોઇ અમુક અનુભવસિદ્ધ સંસારનો ઉત્તમ સાર પ્રતિપાદન કરવાનો અમારો હેતુ હોયછે. આ પુસ્તકમાં પ્રધાનપદે જે સાર સ્થાપવામાં આવ્યોછે તે એ છે કે મનુષ્ય અવતારમાં વિદ્યા આ સંસારનાં સુખ માટે તેમજ મોક્ષ માટે માત્ર એકજ સર્વોત્તમ અને મહા કલ્યાણકારી સાધન છે, માટે સર્વ કોઈએ, પછી તે ભિક્ષુક હોય કે રાજન હોય, વિદ્યા પ્રાપ્ત કરવીજ જોઇએ. વિદ્યાનો અર્થ ધર્મશાસ્ત્રનું જ્ઞાન અમે કરેલોછે. એવી વિદ્યા પ્રાપ્ત થતાં, અર્થાત, ધર્મશાસ્ત્રનું જ્ઞાન થતાં અને તે જ્ઞાન પ્રમાણે સંસારમાં આચરણ થતાં સંસાર જે દુઃખનો વગડો દીસેછે તે સુખનો સાગર થઇ પડશે. દીવોદાસ નામના બ્રાહ્મણ પંડીતજીને વિદ્યાસંપન્ન ગૃહસ્થ ચીતારીને વિદ્યાનું મહત્વ સમજાવવા આ પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યોછે. આજ કાલ સર્વત્ર એવા પોકારો ઉઠેછે કે આર્ય ભૂમિએ જાગૃત થઇને વ્યાપાર ખીલવવો અને વ્યાપાર દ્વારા બીજા સમૃધ્ધ દેશો જેવી સમૃધ્ધિ પ્રાપ્ત કરવી. પણ અમારૂં માનવું એ છે કે મનુષ્યમાં જેમ કોઈ મનુષ્ય શરીર બળે બળવાન હોયછે, કોઇ મનશક્તિમાં બળવાન હોયછે, કોઇ ગાવામાં કુશળ હોયછે, કોઇ અમુક બીજી કળામાં કુશળ હોયછે, અને એ પ્રમાણે એક મનુષ્ય પોતાને જન્મપ્રાપ્ત શક્તિને લગતી કળામાં હોઇ શકેછે અને બીજી કળાઓમાં તે લેશ પ્રવીણતા ધરાવતો નથી, તેમ આર્ય ભૂમિ તેનાં પ્રભુપ્રેરીત શાસ્ત્રો માટે વિશ્વવિખ્યાત છે અને તેમાંજ તે યશસ્વી જીવન ગાળી શકે તેમ છે તેમજ પૃથ્વી ઉપરના સર્વ દેશોને ધર્મનું જ્ઞાન અખૂટ પ્રમાણમાં દઇ શકે તેમ છે. માટે આર્ય ભૂમિ ઉપર વ્યાપાર ખીલવવાને બદલે પ્રભુપ્રેરિત ધર્મશાસ્ત્રો પુનઃ ખીલવવામાં આવે અને સકળ પૃથ્વીને તેનું જ્ઞાન આપવામાં આવે તો સારૂં એમ અમારૂં માનવું છે. પૃથ્વીના નકશા ઉપર નજર કરતાં માલમ પડશે કે જે સ્થાન આર્યભુમિ રોકેછે તે સ્થાન હૃદયનું સ્થાન છે. અર્થાત, જે જગ્યાએ મનુષ્યનું હૃદય આવેલુંછે તેવીજ જગ્યાએ પૃથ્વીના વિસ્તારમાં આર્ય ભૂમિ આવેલીછે. અને હૃદય તો મનુષ્યનાં શરીરનો આધાર લોહીથી થઇ રહેછે, તેમ આર્ય ભૂમિ પોતાનાં ધર્મશાસ્ત્રનાં જ્ઞાન રૂપી રૂધિરથી આખી પૃથ્વીનો આધાર છે એમ અમારૂં માનવું છે. માટે વ્યાપારની વૃદ્ધિ આર્ય ભૂમિ ઉપર ભલે થાવો, પણ આર્ય ભૂમિનાં પ્રભુપ્રેરિત ધર્મ શાસ્ત્રોની કેળવણી તો પ્રથમ થાવો એજ અમારૂં તો ઇચ્છિવું છે. જો પૃથ્વી ઉપર સઘળાં મનુષ્યનું સુખ એજ હેતુ હોય તો વ્યાપારમાંથી પ્રાપ્ત થતી સમૃદ્ધિથી એ સુખ મળવાનું નથી કેમકે આપણે સુક્ષ્મ અવલોકન કરતાં જોઈશું કે પૃથ્વી ઉપરના સર્વથી વધુ સમૃદ્ધ હાલના દેશોમાં પણ લોકો દુઃખની બુમો પાડી રહ્યાંછે અને અમે સુખી છીએ એવું તે લોકો કહેતાં નથીજ- સમૃદ્ધિથી સંસાર વ્યવ્હારના ઘણાં સુખો પ્રાપ્ત થાયછે પરંતુ જે સુખ વિના મનુષ્ય દુઃખ દુઃખ પોકારેછે તે સુખ સમૃદ્ધિથી પ્રાપ્ત થતું નથી અને થવાનું પણ નથી. અને આ પ્રમાણે જે સુખની ન્યૂનતાને લીધે મનુષ્ય દુઃખી છે, તે સુખ ધર્મ શાસ્ત્રના અભ્યાસથી અને ધર્મયુક્ત આચર-

ણુથી છે. માટે વિદ્યા જે ધર્મશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર અને તેનાં પરિણામે સુખ સંપાદન કરાવનાર છે તે પ્રત્યેક મનુષ્ય ગ્રહણ કરશે અને પોતે સુખી થશે અને બીજા સર્વ કોઇને સુખી કરશે એજ અમારી ઇચ્છા છે.

અમારાં પ્રથમના પુસ્તકો માટે અમને આશ્રય આપનાર દરેક વડીલને અમારી વિનંતિ છે કે અમને આ પુસ્તક માટે પણ આશ્રય આપી કૃતાર્થ કરશો.

મેહેરજીભાઈ માણેકજી રતુરા.

# "દીવોદાસનું દેવાલય" ના પ્રવેશોનો ટુંક સાર.

## અંક ૧. પ્રવેશ ૧.

### મંગળાચરણ.

## અંક ૧. પ્રવેશ ૨.

યુધાજીત મહારાજાની પુત્રી અંબાલીકા ઉત્તાનપાદ મહારાજાના પુત્ર દેવરાત સાથે પ્રેમમાં હોવાથી એ દેવરાત રાજકુમારને તેણીએ પોતાના દેશમાં પોતાના મહેલથી થોડા ગાઉ છેટેનાં એકાંત મંદિરે મળવા બોલાવ્યાછે. દેવરાત તેણીએ કહેલા દિવસે તેણીએ કહેલાં મંદિરે તેણીને મળવા ગયો હતો, પણ તેણી તેણીના પિતાના એકાએકના લકવાના મંદવાડને લીધે દેવરાતને મળવા જઇ શકી નહી હતી. દેવરાતે તેણી માટે પંદર દિવસ સુધી મંદિરે વાટ જોઇ હતી અને સોળમે દિવસે સવારે તે મંદિરથી પોતાના મહેલે જવા નીકળી પડયા હતા. માર્ગમાં એક સ્થળે આરામ લેવા બેસેછે અને ત્યાં ઉંઘી જાયછે. આ સ્થળે સ્વર્ગની એક અપ્સરા ગંગામાતાનું મૃત્યુ લોકમાં દર્શન કરવા ઉતરીછે. ગંગામાતાનો આ દેવરાત ભક્ત હતો અને અંબાલીકા પામવા ગંગામાતાને આરાધતો હતો. ગંગામાતા દેવરાત ઉપર એની આરાધનાથી પ્રસન્ન થયાં હતાં અને અંબાલીકા એને પ્રાપ્ત કરાવવા માટે નિશ્ચય કર્યો હતો. મનુષ્ય ચિત્તવિકારો રહિત નથી હોતું તો પતિપત્ની સુખમાં રહી શકતાં નથી તેથી આ દેવરાતનું ચિત્ત વિકારો રહિત કરાવવા આ ઉર્વશીને ગંગામાત કહેછે કે સ્વર્ગનાં સુખનાં દર્શનની લાલચ દેવરાતને આપીને દેવરાતને ચિત્તશુદ્ધિના માર્ગમાં તેણીએ પ્રેરવો. જ્યારે ઉર્વશી ગંગામાતાનું મૃત્યુ લોકમાં પૂજન કરી રહેછે ત્યારે ગંગામાતા દેવરાતને જાગૃત કરેછે અને ઉર્વશી તેને ચિત્તશુદ્ધિના માર્ગે ચઢાવેછે. દેવરાત વિચાર કરેછે કે ચિત્તશુદ્ધિ માટે પ્રેમનો વિકાર પણ ચિત્તમાં નહી જોઇએ, અને, અંબાલીકા તેને મંદિરે મળી નહી હતી તેમજ તેણીની ગેરહાજરી માટે કાંઈ સમાચાર પણ તેને નહી મલ્યા હતા, તેથી પ્રેમને દુઃખનું મૂળ ગણી અંબાલીકા ઉપરના પ્રેમને પણ ચિત્ત શુદ્ધિ માટે દૂર કરવાનો નિશ્ચય કરી તે જાયછે. આ સ્થળે સૌદાસ રાજાનો નાનો રાજકુમાર નામે અંશુમાન ડુંગરામાં રહેછે. તેના મોટાભાઈ કેતુમાને તેને ભોજનમાં ઝેર દઈ મારી નાખવાનો પ્રપંચ રચ્યો હતો તેથી એવા દુષ્ટ ભાઇથી અળગા રહેવું સારૂં એમ ધારીને તે અહીં એકલો ડુંગરામાં આવીને ૭ માસથી રહ્યો હતો. આ પ્રસંગે હારિત નામના બારવટિયો દોડતો આવી ચઢેછે. આ બારવટિયાને અને તેના ભાઇ મિથલ બારવટિયાને પકડવા યુધાજીત મહારાજાનું સૈન્ય નીકળયું હતું તેના હાથમાંથી નાસી છુટવા હારિત અહીં આવી ચઢેછે. અંશુમાન તેની પરોણા ચાકરી કરેછે અને હારિત તેનો દાસ થઈને રહેછે.

## અંક ૧. પ્રવેશ ૩.

અંબાલીકા તેણીના પિતાના મંદવાડને લીધે પોતાના વહાલા દેવરાતને મળવા મંદિરે જઇ શકી નહી હતી અને તેણીએ દેવરાત સાથ મુકરર કરેલા દીવસ પછી સોળમે દિવસે મંદિરે જઇ શકી તો દેવરાત પણ તેજ દિવસે સવારના ત્યાંથી ચાલી નીકળેલો હોવાથી તેણી

તેણીના વહાલાને મલવા નહી પામી હતી અને તેથી મહા દુઃખી મનથી મહેલે આવીને ખેદ કરેછે. તેણીની ધાવમાતા આવીને તેણીને ખેદ કરતી રોકેછે. યુધાજીત મહારાજા માંદા થઈ ગયાં હતાં તેથી અનેક રાજાઓ અને સર્વ પ્રજાજન એમના ક્ષેમકુશળના સમાચાર પુછવા એમના મહેલે આવતા. સૌદાસ રાજાનો દુષ્ટ રાજકુમાર કેતુમાન પણ યુધાજીત મહારાજાના ક્ષેમકુશળના સમાચાર પુછવા આવ્યોછે. તે દુષ્ટ વૃત્તિનો હોવાથી અંબાલીકા ઉપર કુદ્રષ્ટિ કરેછે. અંબાલીકા મનથી તેનો તિરસ્કાર કરેછે. તેણીને બાગમાં સર્પડંસ થાયછે ત્યારે કેતુમાન સર્પનું વિષ ચુસી લઇને તેણીને મૃત્યુ પામતી ઉગારેછે. આ પ્રમાણે કેતુમાને પોતાનો જીવ જોખમમાં તેણી માટે નાખ્યો તેનું કારણ એજ હતું કે આ પ્રમાણે તેણીનો જીવ બચાવવા માટે તેણી એને વરે. તેણીનો જીવ બચાવવા માટે યુધાજીત તેણીનો કર કેતુમાનને આપવા કેતુમાનને કહેછે. કેતુમાન આથી મનમાં ખુશી થાયછે કે અંબાલીકાનો ભોગી હવે થઇ ચુકયો.

## અંક ૧. પ્રવેશ ૪.

લલુભાઇ અને કંકુનો હાસ્યજનક ગ્રહસંસાર.

## અંક ૧. પ્રવેશ ૫.

જ્યારે અંબાલિકાનું ઝેર કેતુમાનનાં તે ચુસી લેવાથી ઉતરી જાયછે ત્યારે તેણીને ખબર પડેછે કે કેતુમાને તેણીને જીવાડીછે. તેણીનો પિતા તેણીને કેતુમાન સાથ લગ્ન કરવા કહેછે. પણ તેણી મનથી દેવરાતને વરીછે તેથી કેતુમાનને વરવા ના પાડેછે. કેતુમાન સાથે લગ્ન કરવા તેણીના પિતાએ તેણીને ઘણો આગ્રહ કર્યો તેથી તાતનું દ્વાર છોડી તેણી દેવરાજ વહાલાના દેશે જવા નીકળેછે. કેતુમાને ઉત્તાનપાદ મહારાજાને કાંઇ અપમાનના શબ્દો કહેવાડયાછે તે માટે તેની માફી મંગાવવા ઉત્તાનપાદનો પુત્ર સુનીથ આવી ચઢેછે અને કેતુમાન તેનાથી ડરી જઇને માફીપત્ર તેને લખી આપેછે અને સુનીથ જાય છે. જ્યારે યુધાજીતને અને કેતુમાનને ખબર પડેછે કે અંબાલીકા મહેલ છોડી જતી રહી છે ત્યારે કેતુમાન વિચાર કરેછે કે સુનીથ ઉપર વૈર લેવાનો ઠીક લાગ છે અને તેથી તે યુધાજીતને ખોટું સમજાવેછે કે હમણા સુનીથ આવ્યો હતો તે અંબાલીકાને ફોસલાવી ગયો છે. વળી મિથલ નામના બારવટિયાને યુધાજીતે પકડયો હતો. તે બારવટિયાને છોડી દઇને અંબાલીકાને પકડી લાવવા માટે મોકલવા કેતુમાન યુધાજીતને સલાહ આપેછે. યુધાજીત મિથલને મોકલે છે. માર્ગમાં સુનીથને આ મિથલના હાથે મારી નખાવવા કેતુમાન મિથલને ફોડેછે. પણ મિથલ કેતુમાનનો તિરસ્કાર કરેછે.

## અંક ૧. પ્રવેશ ૬.

યયાતિ નામનો દુષ્ટ રાજકુમાર પોતાની પત્ની મારીશાને પીડેછે અને છેવટે સ્વેચ્છાનુસાર વર્તન કરવા પોતાના તાતના મહેલથી ઘરેણાંઓ ચોરીને ચાલી નીકળેછે.

## અંક ૧. પ્રવેશ ૭.

ચ્યવન નામના રૂષિ પોતાનાં પત્નિ સુચિરા સાથે યોગમાં પ્રવૃત્ત રહેછે. તેમની દ્રઢભક્તિથી પ્રસન્ન થઇને ભગવાન આ અવતારમાંથી યોગદ્વારા પ્રાણ તજવા ચ્યવન રૂષિને

કહેછે અને ચ્યવન રૂષિ તે પ્રમાણે કરેછે. અંબાલીકા જે દેવરાતના મહેલે જવા પોતાના પિતાના મહેલથી ચાલી નીકળીછે તે ચ્યવન મુનિના આશ્રમ આગળ આવી ચઢેછે અને સુચિરાને તેણીના સ્વામીને અગ્નિદાહ કરવાની ક્રીયામાં સહાયતા કરેછે. પછી અંબાલીકા સુચિરાના આશ્રમથી ચાલી નીકળેછે. મિથલ બારવટિયો જેણે અંબાલીકાના પિતાએ તેણીની શોધમાં મોકલ્યોછે તે અંબાલીકાની પગલી પકડતો પકડતો આ સ્થળે આવી ચઢે છે. જ્યારે મિથલ આ સ્થળે આવી ચઢેછે ત્યારે અંબાલીકા તો આ સ્થળથી ચાલી નીકળેલીછે. મિથલ આ સુચિરાને અંબાલીકાને માર્ગમાં મદદ કરવા તેની સાથે આવવા કહે છે. જનસેવામાં તત્પર રહેવું એ યોગીજનોનું વ્રત હોવાથી સુચિરા આ મિથલ સાથે અંબાલીકા માટે નીકળી પડેછે.

## અંક ૧. પ્રવેશ ૮.

ઉર્વશીના કહેવા પ્રમાણે ચિત્તશુદ્ધિનો માર્ગ દેવરાતે રસ્તામાંજ ધારણ કર્યોછે. અંબાલીકાને મળવા તેણીએ કહેલાં મંદિરથી પોતાના મહેલે દેવરાત પાછા આવી પહોંચ્યા છે અને અંબાલીકાના પ્રેમરૂપી વિકારને જડમૂળથી ઉખેડી નાખવા નિશ્ચય કરેછે. દેવરાતની બહેન અને તેના પિતા તેને ભેટેછે. કેતુમાને સુનીથ ઉપર વૈર લેવા એક પ્રપંચ એવો રચ્યોછે કે બે મહેતાઓને એણે શીખવીને સુનીથના બાપ પાસે મોકલ્યાછે અને તેઓ ઉત્તાનપાદને ખોટું સમજાવેછે કે કેતુમાન ધર્મરાજ યુધિષ્ટિર જેવો છે માટે ઉત્તાનપાદે એમની પુત્રી દેવકુલ્યાનાં લગ્ન કેતુમાન સાથ કરવાં. દેવકુલ્યાએ કેતુમાનને વરવા ના પાડીછે કેમકે કેતુમાને પોતાના ભાઇ અંશુમાનને ઝેર દેવાનો પ્રપંચ કર્યો હતો તે વાત સર્વ કોઇ જાણતું હતું અને તેથી દેવકુલ્યા આ કેતુમાનને ધિક્કારતી હતી. પણ ભોળા ઉત્તાનપાદ કેતુમાનના શીખવેલા પેલા મહેતાઓની વાતથી ઠગાયા અને દેવકુલ્યાનું વેવીશાળ કેતુમાન સાથે છુપી રીતે કરાવવા પેલા મહેતાઓને મોકલે છે. આની બાતમી દેવકુલ્યાને મળેછે અને પોતાના સુનીથ ભાઇ આગળ તે વિશે તેણી વાત કરેછે. સુનીથ ભાઇ કેતુમાન પાસે માફીપત્ર લખાવી લાવીને તેજ પળે આવી પહોંચ્યો હતો તે કેતુમાન સાથે તેણીની બહેનનું વેવીશાળ અટકાવવા પાછો નીકળી પડેછે

## અંક ૧. પ્રવેશ ૯.

દીવોદાસજી પંડીતજીનો સાદો અને સદ્ગુણી ગ્રહસંસાર.

## અંક ૧. પ્રવેશ ૧૦.

બારવટિયા હારિતનો આદર સત્કાર અંશુમાને કર્યો હતો તેથી અંશુમાન સાથે તેમનો જીવ ઘણો મળી ગયો હતો. તેમજ જ્યાં અંશુમાન રહેતો હતો તે સ્થળ એકાંત હતું અને રાજાનાં માણસોથી પકડાઇ જવાનો ડર નહી હતો તેથી હારિત પોતાની બે પુત્રીઓ રેણુકા અને કેશીનીને આ સ્થળે રાખવા લઇ આવ્યોછે. હારિત ફળાહાર તોડવા ગયાછે ત્યારે રેણુકા અને કેશીની ડુંગરાની ગુફા જેમાં તેમના પિતાએ તેમને રાખવા ગોઠવણ કરી હતી તેમાંથી બહાર નીકળી સૃષ્ટિસૌંદર્ય નિહાળેછે. બેઉની નજર અંશુમાન ઉપર પડેછે. રેણુકા તેને વરવા સંકલ્પ કરેછે. તેણીની બહેન કેશીની વધુ કાંતિવાળી હોવાથી રેણુકા બીહવા

લાગી કે અંશુમાન કુમાર કદાચ કેશીનીને વરી જશે અને હું રહી જઇશ તેથી રેણુકા તેણીના બાપને ખોટું સમજાવેછે કે કેશીની અંશુમાન સાથે નાશી જવાની છે. આથી હારિત અંશુમાન પ્રતિ કરડી નજરથી એકદમ જોવા માંડેછે.

## અંક ૨. પ્રવેશ ૧૧.

યયાતિ પોતાના પિતાના મહેલથી નાઠોછે. એક વેશ્યાનાં ઘર આગળ આવીને બેસે છે અને પોતાનાં ઘરેણાંઓ તપાસેછે. દીવોદાસ પંડીતજી તે વખતે તે રસ્તે થઇને જતા હતા અને યયાતિનાં ઘરેણાંઓ જોતાં વિચાર કરેછે કે કોઇ રાજકુમાર એ હશે અને ઘરેણાં લઇને નાઠોછે. વેશ્યાનું ઘર ત્યાંજ હતું. તે વેશ્યા એમનાં ઘરેણાં પડાવી લેશે અને એમનો જીવ પણ જોખમમાં નાખશે એમ જાણીને તે ઘરેણાં અને એમનો જીવ બચાવવા યુક્તિ રચેછે. વેશ્યા યયાતિનું ઝવેરાત જોતાં તેને પોતાના ઘરમાં બોલાવેછે અને ઘરેણાં લૂંટી લઇને તેનાં ઘરનાં ભોંયરાંમાં તેને પુરાવેછે. દીવોદાસ જે યયાતિએ આપેલી વીંટી વટાવવા ગયા હતા તે પાછા આવી ચઢતાં અને યયાતિનાં પગલાં વેશ્યાનાં ઘરમાં જતાં જમીન ઉપર પડેલાં જોઇને સમજી જાયછે કે એ વેશ્યાના ઘરમાં એ રાજકુમાર ગયાછે અને રાજકુમારની માઠી દશા થઇછે. ભુવાનો વેશ લઇને દીવોદાસ યયાતિના દેશે જાયછે.

## અંક ૨. પ્રવેશ ૧૨.

રેણુકા પેલા અંશુમાનને તેણી સાથ લગ્ન કરવા અત્યંત આગ્રહ કરેછે. તેણીના પિતા હારિતને અંશુમાન પોતાના વડીલ ગણતો હતો તેથી વડીલની પુત્રી સાથે પ્રેમ કરવો તે દોષયુક્ત જાણીને રેણુકાના પ્રેમનો અનાદર કરેછે. અને જ્યારે રેણુકા તેને બહુ સતાવે છે ત્યારે અંશુમાન લાચાર બનીને ડુંગરામાંના પોતાના આશ્રમમાંથી ચાલી નીકળેછે. રેણુકા પણ એની પાછળ પાછળ જાયછે એવી પ્રેમઘેલી બનીછે. રેણુકા એક ચીઠી પોતાના તાત ઉપર લખીને નાખતી જાયછે કે અંશુમાન મને બળાત્કારથી ઘસડી ગયોછે માટે મારી મદદે આવો.

## અંક ૨. પ્રવેશ ૧૩.

દીવોદાસજી પંડીતજી યયાતિનાં નગરમાં ભુવાના વેશમાં આવ્યાછે અને તેના મહેલ આગળ અંબામાતાનું કીર્તન કરેછે. મારીશાની દાસી તેમને મારીશા પાસે લઈ જાયછે, અને દીવોદાસને પાકી બાતમી મળેછે. મારીશાને સાથે લઇને યયાતિને બચાવવા નીકળેછે.

## અંક ૨. પ્રવેશ ૧૪.

લલુભાઈ અને કંકુનો હાસ્યજનક ગ્રહસંસાર.

## અંક ૨. પ્રવેશ ૧૫.

જે વેશ્યાએ યયાતિને લુંટયોછે અને પુર્યોછે તેનાં ઘર દીવોદાસ મારીશા સાથે આવેછે અને મારીશાને વેશ્યાના ધંધા માટે વેચવાનાં બહાને એ વેશ્યાનાં ઘરમાં નોકરી રહેછે. કેતુમાન વેશ્યાનાં ઘર આવી ચઢેછે. ત્યાં એને વેશ્યા સાથે તકરાર થાયછે તેમાં

વેસ્યા તથા તેણીના બે નોકરો મરી જાયછે. જેથી દીવોદાસ યયાતિને ભોંયરામાંથી સહીસલામત ક્હાડીને અને ઘરેણાં પણ વેશ્યાની દાસી પાસેથી મેળવીને ચાલી નીકળે છે. યયાતિ પોતાની પત્ની મારીશાનો તથા દીવોદાસનો પાડ માનેછે.

## અંક ૨. પ્રવેશ ૧૬.

લલુભાઈ અને કંકુનો હાસ્યજનક ગ્રહસંસાર.

## અંક ૨. પ્રવેશ ૧૭.

અંબાલીકા દેવરાતના મહેલે જવા વનમાં ભૂલી પડીછે અને માંદી થઈ ગઇછે. ત્યાં મિથલ સુચિરા સહિત આવી પહોંચેછે અને અંબાલીકાને એ બેઉ મદદ કરેછે. અંબાલીકાને સત્તર ચરૂઓ રત્નો ભરેલા જડેછે. અને પછી દેવી તેણીને ઉંઘમાં કહે છે કે દીવોદાસને તે ચરૂઓ આપવા. યયાતિને છોડવીને યયાતિના મહેલે યયાતિ અને મારીશા સાથે દીવોદાસ જતા હતા ત્યારે માર્ગમાં એ ત્રણ આ સ્થળે અંબાલીકા આગળ આવી ચઢે છે. અને અંબાલીકા દ્રવ્યના ચરૂઓ દીવોદાસને સોંપેછે.

## અંક ૨. પ્રવેશ ૧૮.

ભોળા, ઉત્તાનપાદે પેલા દુષ્ટ મહેતાઓને દેવકુલ્યાના કેતુમાન સાથના વેવીશાળની સામગ્રીઓ સહિત મોકલ્યાછે. તેઓ વેવીશાળની સામગ્રીઓ સહિત આવી પહોંચ્યાછે, અને કેતુમાનનું કામ પાર ઉતાર્યું તે માટે કેતુમાન પાસે ઈનામ માગેછે. સુનીથ જે મહેતાઓની પાછળ એમને પકડવા નીકળ્યો હતો તે છુપાઇને સાંભળેછે અને કેતુમાનના પિતાને બોલાવી લાવીને તેમને પણ કાનોકાન પોતાના પુત્રનો પ્રપંચ સંભળાવેછે. પછી સૌદાસ રાજા કેતુમાનને ઠપકો દેછે અને તે મહેતાઓને શિક્ષા કરેછે.

## અંક ૨. પ્રવેશ ૧૯.

દેવરાતે કામવિકારને પોતાના ચિત્તમાંથી દૂર કરી નાખ્યોછે અને અંબાલીકાને પોતાની વહાલી તરીકે મનથી તજી દીધીછે. મિથલ અને સુચિરા સહિત અંબાલીકાના દેવરાત દેશે આવીછે અને દેવરાત કોઇ સ્ત્રી સાથે વાત નથી કરતો એવી ખબર સાંભળવાથી અંબાલીકા મિથલ અને સુચિરા ભિખારીઓનો વેશ લઇને દેવરાત પાસે જાયછે. દેવરાત અંબાલીકાને એકદમ ઓળખતો નથી પણ જ્યારે તેણીને ઓળખેછે ત્યારે પણ તેણીને પ્રેમદા તરીકે તજેછે અને તેણી નિરાશ થઇને પાછી વળેછે.

## અંક ૨. પ્રવેશ ૨૦.

લલુભાઇનો હાસ્યજનક ગ્રહસંસાર.

## અંક ૩. પ્રવેશ ૨૧.

અંશુમાન પોતાના ડુંગરામાંથી નાસી નીકળ્યોછે. રેણુકા તેની પાછળ પડીછે તેની એને ખબર નથી. રેણુકા પ્રગટ થાયછે અને લગ્ન માટે તેને આગ્રહ કરેછે. પ્રથમ પેડે અંશુમાન ના પાડેછે. તેણીએ પોતાના પિતાને લખેલી ખોટી ચીઠી તેણીના પિતા હારિ

તને મળતાં હારિત અંશુમાન પાછળ નીકળી પડયોછે, તે આવી ચઢતાં છુપાઇને સઘળી હકીકત સાંભળેછે અને સમજેછે કે અંશુમાન રેણુકાને ધસડી ગયો નથી પણ રેણુકાના દુરાગ્રહને લીધે અંશુમાન પોતાના આશ્રમથી નાસી નીકળ્યોછે. પછી હારિત પોતાની બેઉ પુત્રીઓ અંશુમાનને ગાંધર્વલગ્નથી પરણાવેછે.

## અંક ૩. પ્રવેશ ૨૨.

ઉર્વશીના કહેવા પ્રમાણે ચિત્તશુદ્ધિ કર્યા પછી દેવરાત એ ઉર્વશીના કહેલા વખતે પાછો આ સ્થળે આવેછે. ઉર્વશીને ગંગામાતાએ કહ્યુંછે કે દેવરાતને સમજ પાડવી કે અંબાલીકા સાથનાં લગ્નમાં સુખે સદા મહાલવા એમણે ચિત્તશુદ્ધિનો માર્ગ એમની પાસે લેવડાવ્યોછે. માટે એણે ઝટ જઇને અંબાલીકા સાથે લગ્ન કરવાં. ઉર્વશી તે પ્રમાણેની હકીકત દેવરાતને કહેછે અને વળી ગંગા માતા સ્વર્ગનાં સુખનું દર્શન પણ દેવરાતને કરાવે છે. પછી દેવરાત પોતાના મહેલે જવા નીકળેછે. દેવરાત ભાઇએ વૈરાગ્ય શામાટે ધારણ કર્યોછે તેનો પત્તો મેળવવા સુનીથ ભાઈ કેટલા વખતથી તેમની પાછળ પાછળ ફરતો હતો તે આ સ્થળે દેવરાત ભાઈનાં અંબાલીકા સાથના પ્રેમની વાત અને ભાઈનાં વૈરાગ્યનું કારણ જાણેછે. અને અંબાલીકા સાથે ભાઇનું લગ્ન ઝટ કરાવવા અંબાલીકાના પિતાના દેશે જાયછે.

## અંક ૩. પ્રવેશ ૨૩

પોતાની બે પુત્રીઓ અશુમાનને દીધા પછી પોતાના અંશુમાન જમાઇને તેના પિતાનું રાજ્યપાટ અપાવવા હારિતે નિશ્ચય કર્યોછે. કેતુમાનને પ્રથમ પકડવા તેણે એક ગુણકાને ઉભી કરીછે. તે ગુણકાએ એ કેતુમાનને એક સ્થળે બોલાવ્યોછે અને હારિત કેતુમાનને ત્યાં પકડેછે.

## અંક ૩. પ્રવેશ ૨૪.

અંબાલીકાનો પત્તો મળતો નથી તેથી યુધાજીત વનવાસ જવા નીકળે છે. એવામાં અંબાલીકા તેમની પાસે આવી પહોંચેછે. દેવરાતે તેણીને તજી દીધીછે તેથી સુચિરા યોગેશ્વરીના આશ્રમે રહી પ્રભુસ્તવનમાં આયુષ્ય ગાળવાનો અંબાલીકાએ નિશ્ચય કર્યોછે, અને સુચિરાના આશ્રમે જવાની હતી, પણ મિથલ વચન આપ્યું કે તેણીનું લગ્ન કેતુમાન સાથે તેણીના પિતાને નક્કી કરવા દેવું તેથી તેણી તેણીના પિતાને ઘડીભર મળવા આવી છે. એટલામાં સુનીથ દેવરાતનાં વેવીશાળના સમાચાર લઇને આવેછે. એટલે પછી અંબાલીકા વનવાસ જવાનો વિચાર માંડી વાળેછે અને યુધાજીત મહારાજા પણ મહેલેજ રહેછે.

## અંક ૩. પ્રવેશ ૨૫.

યયાતિ બોંયરાંમાથી છુટવા પછી પોતાની પત્નીનો પ્રેમી થયોછે, અને પોતાની પત્નીને પોતાના પ્રાણથી વધુ ચાહેછે.

## અંક ૩ પ્રવેશ ૨૬.

હારિત કેતુમાનને કેદ કરીને લઇ જાયછે. માર્ગમાં રાત્રિ પડવાથી મુકામ કર્યોછે. તે મુકામ સુચિરાનો આશ્રમ હતો. અહીં સુચિરા પાછાં આ પળે આવેછે અને અંબાલીકા

તથા મિથલ એમને વળાવા આવ્યાંછે. અંબાલીકા અહીં કેતુમાનને બંદીવાન જોઇને તેને છુટો કરાવવો પોતાની ફરજ સમજેછે કેમકે તેણી માટે કેતુમાને પોતાનો જીવ જોખમમાં નાખ્યો હતો. તેણી મિથલને કહેછે કે હારિત ભાઈને કહે કે કેતુંમાનને છોડી દે. મિથલના કહેવાથી હારિત એ કેતુમાનને છોડી દેછે. કેતુમાન આ છુટકારા માટે અંબાલીકાનો પાડ માનીને અને દુષ્ટ આચરણ સદા માટે તજી દેવાનું વ્રત લઇને પોતાના મહેલે જાયછે.

## અંક ૩. પ્રવેશ ૨૭.

દીવોદાસજીનાં ઘર મહારાજા સુધાજીત આવેછે. દીવોદાસ દ્રવ્યની વ્યવસ્થા મહારાજાધિરાજને સોંપેછે. દીવોદાસને પ્રભુ દર્શન દઇ કહેછે દ્રવ્યના વૈભવો એમણે ભોગવવાજ પડશે.

## અંક ૩. પ્રવેશ ૨૮.

લલુભાઇનો હાસ્યજનક ગ્રહસંસાર

## અંક ૩. પ્રવેશ ૨૯.

સૌદાસ રાજા પોતાના અંશુમાન પુત્રને પાછો મહેલો આવેલો જોઇને પ્રસન્ન થાયછે અંશુમાન તેની બે સ્ત્રીઓ રેણુકા અને કેશીની સહિત આવ્યોછે. કેતુમાન પણ આવ્યોછે.

## અંક ૩. પ્રવેશ. ૩૦.

દીવોદાસનાં દેવાલયના પાયાની ક્રીયા- તે ક્રીયા કરવા જતાં આપોઆપ દેવાલય થઈ આવેછે! અને શાળાઓ અને સદાવરતો જે દીવોદાસ ચરૂઓનાં દ્રવ્યમાંથી બંધાવવાના હતા તે પણ આપો આપ બંધાઈ નીકળે છે. તેથી છેવટે દીવોદાસ દ્રવ્યના વૈભવો ભોગવેછે. અંબાલીકા અને દેવરાતનું લગ્ન આ સ્થળે થાયછે.

**શ્રી પરમાત્માની કૃપાથી સમાપ્ત.**



# "દીવોદાસનું દેવાલય" નાટકનાં પાત્રો.

| | |
|---|---|
| દીવોદાસ— | વિદ્યાસંપન્ન પંડીતજી. |
| અંશુધારા— | દીવોદાસનાં પત્ની. |
| યુધાજીત— | ચક્રવર્તી મહારાજા. |
| અંબાલીકા— | યુધાજીતની પુત્રી. |
| શીશુમાર— | યુધાજીતનો પુત્ર. |
| ઉત્તાનપાદ— | ચક્રવર્તી મહારાજા. |
| દેવરાત— | ઉત્તાનપાદનો મોટો પુત્ર. |
| સુનીથ— | ઉત્તાનપાદનો નાનો પુત્ર. |
| દેવકુલ્યા— | ઉત્તાનપાદની પુત્રી. |
| સૌદાસ— | એક પ્રતાપી રાજા. |
| કેતુમાન— | સૌદાસનો દુષ્ટ મોટો પુત્ર. |
| અંશુમાન— | સૌદાસનો ગુણી નાનો પુત્ર. |
| સભાનર— | પ્રતાપી રાજા. |
| યયાતિ— | સભાનરનો પુત્ર. |
| મારીશા— | યયાતિનાં પત્ની. |
| ચ્યવન— | મોટા યોગેશ્વર. |
| સુચિરા— | ચ્યવન રૂષિનાં પત્ની. |
| હારિત— | બારવટિયા. |
| રેણુકા— | હારિતની પુત્રી. |
| કેશીની— | હારિતની પુત્રી. |
| મિથલ— | બારવટિયા. હારિતના ભાઇ. |
| લલુભાઇ— | એક મૂર્ખ પુરૂષ. |
| કંકુ— | લલુભાઇની સ્ત્રી. |
| બળવંત.— | લલુભાઇનો પુત્ર. |

# શુદ્ધિ પત્ર.



પાનુ ૮ ...સાતમી લીટીથી અંશુમાન બોલે છે માટે ત્યાં બોલનાર અંશુમાન લેવો.

પાનુ ૮૮ ...ગાયન ૩૫. ક.

પાનુ ૮૯ ...ગાયન ૩૫. ખ.

પાનુ ૯૦ ...ગાયન ૩૬ પૂરૂં થતાં અંક ૨ પ્રવેશ ૧૩ શરૂ થાય છે.

પાનુ ૧૨૫...પાનાનો આંક ૧૨૫ ગણવો.

પાનુ ૧૭૯...પાનુ ૧૯૭ નો આંક છે ત્યાં ૧૭૯ નો આંક કરવો.

શ્રી પરમાત્માની સહાયતા.

# દીવોદાસનું દેવાલય.

## અંક ૧. પ્રવેશ ૧.

### મંગળાચરણ. ગાયન ૧.

૧. માનવ મદાંધ! મદ તારાની નહી સીમા હાય!
૨. તું કવણ, શીદ આવ્યો વળી જાય ક્યાંય,
ના તેમાનું એકે તુજને કાંઇ જણાય.
દાસત્વ દેવાધિદેવ પ્રતિ તુજથી કેમ પરખાય?
૩. નભોમંડળ કરે તુજ સુખ દુઃખ વ્યવસાય,
ભૂમિ ભચડે કે નવ વેંત ઉંચે ઉડાય,
વિશ્વપતિ તું છે તો કેમ આમ ઢકેલાય?
૪. રુદાં કાયા કલ્યાણ જો દીપ્તિમાં હોમાય,
જીવતર સફળ થાય પરમાત્મા જો પુજાય,
તું પરમાત્મા કેરી કૃતિ એ તુજ મહિમાય.

## અંક ૧. પ્રવેશ ૨.

**દેવરાત**—(વિચારની લુબ્ધ સ્થિતિમાં આવે છે. સ્વગત). અંબાલીકા! અંબાલીકા! મુખથી ઉચરતો મારા પિતાના કેટલા દૂરના દેશથી, પિતા અને ભાઇ બહેનને જાત્રાનું ખોટું બહાનું બતાવીને, ઓળખાઈ જવાના ડરથી ધોરી માર્ગોથી અળગો રહીને, વન વગડાના વિકટ વામો વણસાડીને, અંબાલીકાના કહેવા પ્રમાણે, એના મહેલથી એણે નિશાની આપેલાં બાર ગાઉ છેટેનાં એકાંત માતાનાં મંદિરે એને ભેટવા હું ગયો, અને જો કે એણે તો માત્ર થોડાક કલાક સવારમાં ત્યાં એના માટે થોભવા કહ્યું હતું, તોપણ હું તો પંદર દિવસ સુધી ખાવા અન્ન વિના, સુવા શૈયા વિના, સંતાતો ભરાતો, છુપા વેશમાં થોભ્યો, પણ અંબાલીકા તો કાંઇ ત્યાં આવીજ નહી! એનાં દર્શન તો ત્યાં થયાંજ નહી! વળી, છેવટમાં કાંઈ એનો સંદેશો પણ એના તરફથી મને મલ્યો નહી! તેથી એને ભેટવાની આશાને ફોકટ જાણીને, અને કોઇથી ઓળખાઇ જવાના ડરથી વધુ ત્યાં થોભવામાં સાર નહી એમ સમજીને, એ મંદિરથી નિરાશ મનથી પાછો વળતાં, રાત્રિએ અંધારામાં ત્યાંથી નીકળતાં, અને માર્ગ બરાબર લક્ષમાં નહી રખાતાં, આ કોણ જાણે કયાં અંબાલીકાના વિચારોમાં હું આવી ચઢયોછું!

આહા ! આવું રમણીય સ્થળ તો મેં ક્યાંય જોયું નથી ! હું તો ધારૂંછું કે આવું રમણીય સ્થળ બીજે ક્યાંય પૃથ્વી ઉપર હશેજ નહી ! આ તો દેવતાઓનુંજ સ્થાન દીસે છે. અને મનુષ્ય કોઇ કાળે પણ આંહી આવી ચઢયું નહીજ હશે, કેમકે એટલું તો હું ખાતરીથી માની શકુંછું કે મનુષ્યનો તો જ્યાં પગ પડયો ત્યાં વિનાશ રૂપી, કુતૂહલ રૂપી, મલિનતા રૂપી, ઘોર ભય રૂપી, દારૂણ બળતરા રૂપી કાંઇને કાંઈ અપ્રિય દુઃખપ્રદ ચિન્હો સ્થાપિત થાય છે. અને એવાં ચિન્હોમાંનું એક આ સ્થળે મને દેખાતું નથીજ. અરે ! આ સ્થળનો પ્રભાવ તો એવો દીસેછે કે એનાં અલૌકિક ઐશ્વર્યનાં દર્શનમાંજ એ તો મનને નિમગ્ન કરી નાખે છે ! મને તો ડર લાગે છે કે જો હું અહીં વધુ વખત થોભું તો મારી પ્રાણથી અધિક વહાલી અંબાલીકાના વિચારો પણ જાણે સદા માટે જડમૂળથી મારાં મનમાંથી અલોપ થઇ જાય. આ સ્થળ અલૌકિક છે તો ભલે છે, પણ મારે તો મારી અંબાલીકાના વિચારોમાંજ મગ્ન રહેવું છે તો મારે આ સ્થળથી ચાલી નીકળવુંજ વધારે સારૂં છે. ( આગળ ચાલવા જતાં ઠોકર વાગેછે જેથી ભૂમિ ઉપર પડેછે. ) અરેરે ! આ ઠોકર પગને જબરી વાગી. જરી વાર બેસીને પગને આરામ આપું નહીતો પછીથી સમુળગું હીંડાશેજ નહી તો વગડામાં એકલા કમોતે મરવા મારી ઘડી આવશે. ( બેસે છે ). અંબાલીકા ! અંબાલીકા ! અંબાલીકાનાં દર્શન થયાં નહી તે નહીજ ! હશે, જેવી ગંગા માતાની ઇચ્છા. એજ મારાં ગંગા માત વળી કોઇ દિવસ અણધાર્યાં દર્શન મને મારી અંબાલીકા વહાલીનાં કરાવશે. મારાં ગંગા માતને રાત દિવસ કરેલી આરાધના કોઈ દિવસ એળે જવાની નથી. મારે તો ગંગા માત ખરાં અને મારી અંબાલીકા ખરી.

### ગાયન. ૨

૧ અંબાલીકા ઉતરી અવનિ ઉપર મુજ પ્રેમ કાજ,
ગર્જનાથી પણ ઘણેરૂં ઉરને કહું પ્રેમથી ગાજ.
૨ જડાયું જીવે જાણું રત્નમણી કાંઈ પોખરાજ;
જાજ્વલ્યમાન થયું મુજ ઉર હતું જે નિસ્તેજ.
૩ પુરૂપ પ્રમાદે પ્રમાણ્યું પૃથ્વી ઉપર મુજ રાજ,
દાસ તુજ બન્યો દેખતાં તને દઇ દેતાં તાજ.
૪ પ્રેમ મુજ વસુ સંપત્તિ વધર્જ ને ઉમેરાતાં વ્યાજ;
અળવળ આવે નહી એને હરી રાખો એ લાજ.
૫ નવ જીવન દીધું પ્રેમે દઈ અમૃત કેરો ઈલાજ,
મોક્ષ પ્રાપ્તિ વળી કરાવી વસાવી સદગુણ સમાજ.
૬ ઉપકાર પ્રેમ તુજ આવડો મનાય કેમે નાજ.
ધન્ય ધન્ય પ્રેમ દેવ તું દયાવાન મહારાજ.

અંબાલીકાના પ્રેમે મને નવજીવન દીધું એતો ખરૂં, પણ અંબાલીકાનાં દર્શન

નહી થયાં તેથી મારી આશા ભંગ થઇ. હું કેવી આશામાં નીકળયો અને કેવી નિરાશામાં પાછો વળ્યોછું ! આશા ! આશા ! જ્યાં તું આશા ત્યાં નિરાશા તો ખરીજ. રાત્રિ વિના જેમ દિવસ નહી; કંટકની વેદના વિના જેમ ગુલાબ કળી નહી; ખાડાખૈયાની ધરતી વિના જેમ ઉંચે આભ નહી; તેમ નિરાશા વિના આશા નહી તે નહીજ. આશા ! તારાં આંગણે મનોરથ મયુરને નહીજ ઉતરવા દીધેલો સારો નહીતો એ મયુરને તો તું પકડાવવાનીજ અને તેનો વિનાશ થવાનોજ. આશા ! તારાં હીરથી મનોરથ બાળકને પારણે નહી હિંડોળેલુંજ ભલું કેમકે તારાં હીર અવશ્ય તુટવાનાંજ અને મનોરથ બાળ રોતુંજ રહેવાનું. આશા ! તારો ઓટકાર ઉમંગનાં ભરેલાં ઉદરથી નહી ખાધેલોજ સારો કેમકે તારા ઓટકાર સાથ ઓકારી પણ થવાની. આશા ! તારા તાસા શું કામના છે કેમકે તું પોતે પોલે પોલ છે તો તારા પોકારમાં પરાક્રમ ક્યાંથીજ હોય ! આશા ! તારા પાસામાં તો અસારજ અતિ ઘણો કેમકે એક ફેરા તું હસાવે તો સો ફેરા તું રોવડાવે. આશા! તારાં હલ્લેસામાં હાર્દ નહી કેમકે તું તો કાગળની નાવ નીકમાં તરાવી જાણે અને ભર દરિયે નૌકા ચલાવી જાણે એટલું તારૂં સામર્થ્ય તો નહીજ. (ઉંઘમાં પડે છે).

**ઉર્વશી**—( ઉર્વશી અપ્સરા ગગનમાંથી ઉતરી. સ્વગત ). હું સ્વર્ગની અપ્સરા ઉર્વશી, અને ગંગા માતની સ્વર્ગમાં શ્રદ્ધાળુ સેવક, તે, ગંગા માતાએ મારૂં પારખું જોવા મને કહ્યું કે "મૃત્યુ લોકમાં પણ મારૂં સ્થાન છે, ત્યાં તું ઉતરીને કષ્ટ વેઠીને મારૂં પુજન કરે તો મારા પ્રતિનો તારો ભક્તિભાવ હું ખરો જાણું, "તેથી ગંગામાતાનું પુજન મૃત્યુ લોકમાં કરવા હું તત્પર થઇ, અને ગંગા માતાએ આ પળે મૃત્યુ લોકમાં આ સ્થળે મને ઉતારી છે તો એ ગંગા માતાને પાય પડું, ( પાય પડવા ગંગાના કિનારા પાસે જાય છે ) અને એમનું સ્તવન કરૂં.

**ગાયન. ૩.**

૧ સચ્ચિદાનન્દે સૌંદર્ય સિંચ્યું ગંગા માતમાં સકળ,
સ્વર્ગ સમૃદ્ધિઓ માત સેવનથી પ્રાપ્ત પળ પળ;
૨ પ્રગટાવ્યાં પ્રભુએ પ્રતિમા રૂપે ગંગા જેનાં નિર્મળ જળ,
રૂપે જળ પણ અંશે છે માત પ્રભુજી અંશ અકળ;
૩ માત ગંગા ગાવું ગુણ શું હું તમ દાસી,
રહુંછું હું તો તમને પળ પળ ઉપાસી,
પ્રિતથી પ્રિછજો આ તમ પ્રેમ તણી પ્યાસી.
૪ અનંત અભ્યુદય અર્પો માતને અંતર્યામી,
સુખે સુવાડો માત સેવકને ને રહો સુખ પામી;
તમ આજ્ઞા થાતાં કરીશ શિર ઉંચું જે રહું નામી.

**ગંગા**—( દર્શન દઇને ઉર્વશીને ). બેટા ઉર્વશી ! સ્વર્ગમાં તો તું સદા મારી સેવા કરનારી હતી અને તારૂં પારખું જોવા મેં તને ઘોર પાતકી મૃત્યુ લોકમાં

ઉતરીને મારી સેવા કરવા કહ્યું તો તે માટે પણ તેં હા પાડી, અને મારી ઉતારેલી આ મૃત્યુ લોકમાં તેં હમણા મારૂં પુજન કર્યું છે, તેથી હું તારા ઉપર અત્યંત પ્રસન્ન છું. હવે, વધુ તને એટલુંજ કહુંછું કે જેમ એક ફેરા હમણા તેં મૃત્યુ લોકમાં મારૂં પૂજન કરવાનું કષ્ટ વેઠયુંછે તેમ મૃત્યુ લોકનાં આજથી એક વર્ષે તું એક વાર વધુ મારૂં પૂજન મૃત્યુ લોકમાં કરીશ, તો સ્વર્ગથી પણ વધુ ઉત્તમ સ્થાનો જે જનલોક અને તપલોક કહેવાય છે અને જેમાં માત્ર પ્રભુજીના પરમ ભક્તોજ વસેછે ત્યાં હું સ્વર્ગ કરતાં પણ અધિક સુખની પ્રાપ્તિ પ્રભુજીને વિનંતિ કરીને તને કરાવીશ.

**ઉર્વશી**—માતા ! એ તો આ તમારાં બાળ ઉપરની અપાર કૃપા છે. અને મૃત્યુ લોકમાં માત્ર એક વખત વધુ તો શું પણ તમે કહેશો તેટલા ફેરા પુજન માટે ઉતરીશ. પણ જનલોક તથા તપલોકનાં જે વધુ ઉત્તમ સ્થાને તમે મને જન્મ પ્રાપ્ત કરાવવાનું કહોછો ત્યાં તો તમે પોતે હોવો તોજ મને ગમે નહીતો મને સ્વર્ગમાં તમારી સમીપજ રહેવા દેશો તો તેથી હું પરમ સુખ પામીશ.

**ગંગા**—પ્રેમાળ પુત્રી ! એ ઉચ્ચ ભુવનો ઉપર હું હઇશ અને ત્યાં તને મારૂં સ્વરૂપ વળી વિશેષ પ્રિય લાગશે અને મારો તારી ઉપરનો પ્રેમ પણ વળી અધિક ગાઢ લાગશે.

**ઉર્વશી**—ત્યારે તો, માતાજી, તમે મારા ઉપર ઝટ પ્રસન્ન થઇને મને જનલોક તપલોકમાં ઝટ જન્મ આપો એટલું હું પોતે તમને વિનવીને કહું છું, કેમકે મારો મનોરથ તમને તમારાં અધિક સૌંદર્યયુક્ત સ્વરૂપમાં નિહાળીને તેનું પુજન કરવું, અને તમારા વિશેષ વહાલના ખોળામાં પોઢણ કરવું એજ છે. માતા ! ત્યારે હવે હું આપનું જળ આચમન કરીને મારા આત્માનું પોષણ કરૂં. (જળ પીએ છે). અરે ! માતા ! મૃત્યુ લોકમાં આ આપનું જળ સ્થિર નહી રહેતાં આ અસ્વસ્થ કંપતું કેમ દીસેછે ?

**ગંગા**—બેટા ! હું આ મૃત્યુ લોકમાં કષ્ટ ભોગવું છું કેમકે મૃત્યુલોકની સ્થૂલ હવાથી જેમ તારો આત્મા રૂંધાય છે તેમ હું પણ અત્યંત ક્ષોભ પામુંછું અને તેથી અસ્વસ્થ થઈ કંપુંછું.

**ઉર્વશી**—હવે હું સમજી, માતા. અને બીજું હું એમ પુછુંછું, માતા, કે સ્વર્ગલોકમાં તો આપનાં જળના ઘુંટડાથી આત્માને જ્ઞાનરૂપી પોષણ મળતું અને અહીંયાં તો કાંઇ એવી તૃપ્તિ મારા આત્માને થઇ નહી !

**ગંગા**—મારા પ્રસાદ રૂપી જળનાં પાનથી પ્રભુજીનાં દિવ્ય જ્ઞાનનો પ્રકાશ તારા આત્માને આ મૃત્યુ લોકમાં નહી થયો, તેનું કારણ એટલુંજ છે કે મૃત્યુ લોકમાં કોઈક મહા જ્ઞાની, વૈરાગી કે યોગી સિવાય કોઈ લોક પ્રભુજીનાં સેવકજન નથી તો પછી એમનાં જ્ઞાનનો અંશ મારાં જળમાં મુકવો નિરર્થક જાણીને એમનાં જ્ઞાનનો અંશ મારાં જળમાં અહીંયાં મુકયો નથી, અને તેથી તને પ્રભુજીનાં જ્ઞાનની પ્રાપ્તિ મારાં જળથી અહીંયાં થઈ નથી. ચાલ, મારી પરમ પ્રિય પુત્રી ! હવે હું તને સ્વર્ગલોકમાં

પાછી લઇ જાવું. પણ તારે મારૂં એક કામ પ્રથમ કરવું પડશે. અહીંયાં આ મૃત્યુ-જન સુતેલોછે તે દેવરાત રાજકુમાર છે. હું એમને દર્શન દેવા ઇચ્છું છું, પણ મૃત્યુ લોકને ઝટ દર્શન નહી દેવું એવો પ્રભુજીનો ગુહ્ય હેતુ હોવાથી હું એ દેવરાત કુમારને દર્શન દઈ શકતી નથી. એમને અંબાલીકા નામની રાજકુમારી ઉપર શુદ્ધ પ્રેમ છે અને તેણીને વરીને પ્રેમનાં સ્વર્ગીય સુખમાં મહાલવાનાં દાન માટે મને રાતદિવસ આરાધેછે. મારા ભકતોની અભિલાષાઓ પૂર્ણ કરવા મને પ્રભુજીએ રજા આપી છે તેથી હું દેવરાત રાજકુમારનો મનોરથ પૂર્ણ કરવા માગું છું. એ પોતે ઉચ્ચ આત્મા છે અને અંબાલીકા ઉપરનો એમનો પ્રેમ પણ શુદ્ધ છે. અને એમનો એ પ્રેમ સદા શુદ્ધ રહે તે માટે એમનું ચિત્ત શુદ્ધ કરવા સ્વર્ગલોકની સંપૂર્ણ ચિત્તશુદ્ધિની અને તે પ્રાપ્ત કરવાની તું એમને સમજ પાડજે. અને વળી તું કહેજે એક વર્ષે હું અહીંયાં પાછી આવવાની છું તેટલામાં તમે ચિત્તની શુદ્ધિ પૂરેપુરી કરી હશે અને એ દિવસે તમે અહીં આવશો તો હું સ્વર્ગનાં સુખનાં સાક્ષાત દર્શન તમને કરાવીશ. આથી એ દેવરાત રાજકુમાર ચિત્તશુદ્ધિમાં પ્રવૃત્ત થશે અને ચિત્તશુદ્ધિની પ્રાપ્તિ કરશે, અને તેનાં પરિણામે અંબાલીકા સાથે સ્વર્ગીય સુખ ભોગવી શકશે. અંબાલીકા સાથે સ્વર્ગીય સુખની પ્રાપ્તી માટે દેવરાત કુમાર મને સેવેછે, અને એ સુખના એ ભોગી થાય તે માટે પૂર્ણ ચિત્તશુદ્ધિની આવશ્યકતા છે માટે ચિત્તશુદ્ધિનો માર્ગ હું એમની પાસે લેવડાવવા ઇચ્છુંછું, પણ તારે અંબાલીકાની વાત તો લાવવીજ નહી અને માત્ર એટલુંજ એમને કહેવું કે સ્વર્ગલોકનાં સુખનું દર્શન કરવું હોય તો એક વર્ષ ચિત્તશુદ્ધિ કરો અને આવતે વર્ષે આજ દિવસે અહીંયાં આવજો. હવે હું એમને જાગૃત કરૂંછું. (દેવરાતને જાગૃત કરે છે અને પોતે અદૃસ્ય થાયછે).

**ઉર્વશી**—જય, જય, ગંગામાત! જય જય.

**દેવરાત**—(નિદ્રામાંથી જાગૃત થતાં, સ્વગત). ઓય તારી! કોણ જાણે ઝાઝી વાર ઉંઘી રહ્યો કે થોડી! (ઉર્વશી ઉપર અછડતી નજર પડતાં, સ્વગત). અરે! આ અંબાલીકા તો મારી પાસે આવીને ઉભી છે અને હું તો અજાણ્યો થઇને નિરાંતે ઉંઘીજ રહ્યો! (ઉભો થઇને ઉર્વશી પાસે જતાં, તેણીને), અંબાલીકા! અંબાલીકા! તમે અહીં આવ્યાં છો! કયારનાં આવ્યાંછો, વારૂ? અને આ ઠેકાણાનો પત્તો તમને કોણે આપ્યો? (અંબાલીકા નહી હોવાથી સ્તબ્ધ બની જઇને, બાજુએ હટી જઇને, સ્વગત). આ તો અંબાલીકા ના હોય, અંબાલીકા તો આ નહીજ, પણ અંબાલીકા કરતાં પણ કાંઈ પાર વિનાની વધુ કાંતિવાન આ તરૂણી તો કોઇ છે! અરે! પણ આ તરૂણી અંબાલીકાથી વધુ સુંદર કે ઓછી સુંદર હોય, તે કોઇ પણ અવર તરૂણી સાથે મારે કામ શું છે? એ અંબાલીકા નથી તો મારે એની સાથે વાતે વળવું ઘટતુંજ નથી અને મારે અહીંથી ચાલી જવુંજ ઉચિત છે, કેમકે અંબાલીકા સિવાય અન્ય સ્ત્રી સાથે મારે કાંઇ કામ હોઇ શકેજ નહી. ખેતરને પાક કાજ જળની જરૂર છે ત્યાં દુધ ઘીની નદીઓ વહેતી હશે તોપણ ખેતરને તે શું

કામની છે ? વિદ્યાર્થીને નાનકડાં પાનાની પોથીની જરૂર છે તો કોઈ શ્રીમંતના લાખોની કમાઈના ઉંચકાય નહી તેવા હીસાબના ચોપડાઓ સાથે તેને શું સબંધ છે ? વટેમાર્ગુને વગડાના તાપમાંથી રક્ષણ માટે વૃક્ષનાં પાંદડાંની છાયાની જરૂર છે તો વળી રાજનનાં છત્રને તેને શું કરવું છે ? (જવા માંડેછે).

**ઉર્વશી**—(બાજુ. સ્વગત). અરે! આ તો ચાલવા માંડે છે! માતાજીએ મને કહ્યું છે તે પ્રમાણે સઘળું એમને કેમ કહેવાશે! (દેવરાતને). અરે! રાજકુમારશ્રી દેવરાત! જરા કૃપા કરી થોભશો ?

**દેવરાત**—(પાછો વળીને). બાઈ! આપ મને નામ દઇને બોલાવોછો તો મને કૃપા કરી કહેશો કે આપ કોણ છો, જેથી જો હું જાણીશ કે મારાં માતા તુલ્ય કે મારાં બહેન તુલ્ય તમે ફલાણી બાઇ છો તો પછી હું આપની સેવામાં થોભીશ.

**ઉર્વશી**—દેવરાત રાજકુમાર! હું નામ ઠામ બતાવીશ તોપણ તમે મારાં માતપિતાને કે મારાં ઘરબારને ઓળખી શકનાર નથી, તેમજ એ સબંધિ લેશ સમજણ પણ તમને પડનાર નથી.

**દેવરાત**—ત્યારે જો આપની સાથે ઓળખાણના કે સગપણના સબંધનું મને સુભાગ્ય નથી તો કોઈ સમુળગાં અજાણ્યાં બાઈ સાથે આવાં નિર્જન સ્થળે વિના કારણે વાતે વળવું, તે શાસ્ત્રવિરૂદ્ધ તેમજ મારા પોતાના વિચાર વિરૂદ્ધ હોવાથી હું એક પળ પણ થોભી શકતો નથી. માટે, હું મારા માર્ગે જઈશ, અને આપ આપના માર્ગે સિધારશો.

**ઉર્વશી**—દેવરાત કુમાર! જરી વાર થોભવા કૃપા કરો. હું કાંઇ તમને ઝાઝી વાર રોકવાની નથી. હું સ્પષ્ટ જોઇ શકુંછું કે અમુક ખેદને લીધે તમે મારી સાથે વાતે થોભી શકતા નથી, પણ હું તમને એટલો એકજ પ્રશ્ન પુછુંછું કે તમે પોતાને આ પ્રમાણે ખેદ કેમ થવા દોછો, કેમકે સચ્ચિદાનન્દની આનન્દ ભરેલી આ સૃષ્ટિમાં ખેદ મનુષ્યને સ્પર્શ પણ કેમ કરી શકે તે હું સમજી શકતી નથી.

**દેવરાત**—આશા નિરાશા થાય તો ખેદ થાય એ તો સાધારણ સમજશક્તિ, ઉરની લાગણી, અને મનનો મનોરથ કહેછે. પછી વળી આપના પ્રશ્ન કે ખેદ મનુષ્યને સ્પર્શ કેમ કરી શકે તેનું પ્રયોજન કયાં રહ્યું ?

**ઉર્વશી**—હું તો કહુંછું કે વિચારશક્તિ, ઉરની લાગણી અને મનનો મનોરથ સદા મનુષ્યમાં આનન્દજ ઉત્પન્ન કરી શકે અને ખેદનું ઉત્પન્ન થવું અશકયજ છે. કેમકે વિચારશક્તિ, હૃદયલાગણી અને મનનો મનોરથ એ સર્વ આટલું સ્પષ્ટ મનુષ્યને સમજાવી શકેછે કે જ્યારે પરમાત્મા જે આનન્દમય છે તે પોતે આ સકળ જીવાત્માઓને ઉત્પન્ન કરનાર છે ત્યારે એ પ્રતાપી પિતા આપણા શિર હોવા છતાં આપણામાં ખેદ ઉદ્‌ભવીજ કેમ શકે. ગગનમાં દિવસે સૂર્ય અને રાત્રિએ ચંદ્ર છે તો ભૂમિને અંધકારની બીતિ કયાં રહી ? કાદવ માંહે કમળ જઈ વસ્યું છે તો મલિનતાનો ઉદ્વેગ એ કાદવને ઘેરીજ કેમ શકે ? જે વને સરિતાનાં અમૃત જળનું

વહન છે તે વને જીવજંતોને તૃષાના તાપનો ભો ક્યાંજ રહ્યો ? માટે, કુમારશ્રી ! આટલું યાદ રાખો કે સચ્ચિદાનન્દ જે સૃષ્ટિના સરજનહાર છે તે પોતે આનન્દમય છે તો એમણે રચેલાં વિશ્વમાં સકળ સ્થળે અને સકળ જીવાત્માઓમાં આનન્દજ સ્થાપિત થએલો છે. અને આ રીતે ખેદનું તો સૃષ્ટિમાં ક્યાંયે અસ્તિત્વજ નથી. છતાં ત્યારે મનુષ્ય પોતામાં ખેદ કેમ ઉદ્દ્ભવવા દેતાં હશે ? ખેદ એ શું છે ? ખેદ એ તો સચ્ચિદાનન્દના આનન્દનો માત્ર અનાદર છે. માટે મૃત્યુ લોક ! સચ્ચિદાનન્દના આનન્દનો અનાદર ના કરો, અર્થાત, સમજશક્તિ, ઉર અને મનમાં સદા આનન્દ વસવા દો, અર્થાત, સમજશક્તિમાં, ઉરમાં અને મનમાં સદા આ સૂત્ર સ્થાપો કે સચ્ચિદાનન્દ સદા આનન્દર્થીજ આપણને ભરશે. એ પેરે આચરણ કરતાં મૃત્યુ લોકને ખેદ સ્પર્શ પણ કરી શકશે નહી. સૂર્યના પ્રકાશ પ્રતિ ચક્ષુ બંધ કરતાં અંધકાર છે; પ્રાણવાયુનો શ્વાસોશ્વાસ બંધ કરતાં દેહ મૃત્યુવશ શબ થઈ પડે છે; વૃક્ષ-લતામાં સળગાવેલી દીવાસળી મુકતાં તે શીતળ છાંયડાને બદલે અગ્નિની ઉષ્ણતાનું ધામ છે; તેમ માત્ર પ્રભુજીના આનન્દનો અનાદર કરતાંજ મનુષ્યને ખેદ સંભવિત છે. વળી, જુવો, સ્વર્ગમાં સદા આનન્દનીજ આણ છે અને ખેદને કોઈ ઓળખ-તુંજ નથી. હું કાંઈ મૃત્યુ લોકની સ્ત્રી નથી પણ સ્વર્ગની અપ્સરા છું. અહીં તમારાં મૃત્યુ લોકમાં ઘડી ભર માટે મારૂં ઉતરવું થયુંછે તેથી સ્વર્ગનાં આનન્દનાં રહસ્યની તમને સમજ પાડુંછું. મેં તમને કહ્યું કે સ્વર્ગલોકમાં ખેદ નથી, અને તેનું કારણ એટલુંજ છે કે સ્વર્ગનાં લોકોનાં ચિત્ત મનોવિકારો રહિત છે. અને જ્યાં મન મનોવિકાર રહિત છે ત્યાં આનન્દજ સદા છે. માટે, તમે મૃત્યુ લોકમાં છો તે છતાં પણ મનોવિકારોને દૂર કરીને તમારાં ચિત્તને વિકારો રહિત કરશો તો ખેદ કદી તમને પણ સ્પર્શ કરી શકશે નહી. વળી, છેવટે, હું તમને વચન આપીને કહુંછું કે એક વર્ષમાં તમે તમારાં ચિત્તને વિકારોમાંથી સમુળગું મુક્ત કરશો, અને આજથી બરાબર એક વર્ષે આજ દિવસે આજ વખતે તમે આ સ્થળે આવશો તો સ્વર્ગનાં લોકોના આનન્દનું દર્શન તમને કરાવીશ. માટે, તમે મહેલે જઇને આ પળથીજ વિકારોને ચિત્તમાંથી દૂર કરો અને વર્ષની આખરીએ તમને અનુભવ સિદ્ધ થશે કે મનુષ્ય પણ શુદ્ધ મનના પ્રતાપથી કેવાં પરમ હર્ષયુક્ત જીવનના ભાગ્યશાળી થાય છે.

**દેવરાત**—ખરે ! શાસ્ત્રોમાં પણ મૃત્યુ લોક માટે લખ્યું છે કે મનોવિકારો મનુષ્યે દૂર કરવા જોઇએ અને તેથી મનુષ્ય પરમ સુખ પામી શકે છે, અને તમે પણ, તેજ સિદ્ધાંત પ્રતિપાદન કરોછો, તો હું આ પળથીજ ચિત્તની શુદ્ધિના પ્રયાસમાં પ્રવૃત્ત થાવું છું, અને તમારા કહેવા પ્રમાણે આજથી એક વર્ષે હું તમારી આગળ હાજર રહીશ, જેથી મારૂં ચિત્ત વિકારો રહિત તમને લાગે તો સ્વર્ગનાં લોકનાં સુખનું દર્શન મને કરાવશો. ચિત્તશુદ્ધિમાં એક પળ પણ વિલંબ કરવો ઉચિત નથી માટે હું તો હવે તમારી રજા લઇશ અને તમે કરેલા અપાર અનુગ્રહ માટે તમારો આભાર માનુંછું. (જાય છે. જતાં બાજુ). ચિત્તશુદ્ધિમાં ચુક નહી પડવા દેવું.

જીવતો હઈશ તો આજથી એક વર્ષે ચિત્તવિકારો રહિત અહીં પાછો આવીશ અને સ્વર્ગલોકનાં સુખનું દર્શન પામીશ. પ્રેમ એ પણ શાસ્ત્ર પ્રમાણે એક મુખ્ય વિકાર છે, અને અંબાલીકા તો મને મળી નથી તો હવે વળી એ તો મને મળવાની પણ કયારે છે, તો એના ઉપરના પ્રેમને પણ છેવટના પ્રણામ છે. અંબાલીકા! તારા પ્રેમના વિચારોને અને તને મહા પરિશ્રમથી પણ મારે વિસારી દેવી પડશે. અંબાલીકા! રામ રામ છેવટના તને. (જાયછે).

(અંશુમાન પાસેના ડુંગરાના પોતાના આશ્રમમાંથી બહાર આવતો, સ્વગત). જય, જય, શ્રી પરમાત્મા! આપનાં દર્શન તો યોગી અને ભક્તજનોનાં દેહ અને મનનાં આયુષ્ય પર્યંતનાં તો શું પણ ભવોભવનાં કષ્ટોનો મનોરથ છે. એ રીતે દર્શન પણ આવાં દુર્લભ આપનાં છે, અને વેદશાસ્ત્રો પણ આપનો પાર આપનાં તેજોમય રૂપે પણ નહી પામતાં કથન કરે છે કે "નેતિ નેતિ", ત્યારે આપ એવા પ્રતાપી અને ગુહ્ય તેને યોગેશ્વરો અને સકળ જીવાત્માઓ નમન કરે છે, તેમ હું પણ નમન કરૂંછું તે આપ સ્વીકારશો. (નમનમાં શિર ઝુકાવેછે. થોડી વાર પછી શિર ઉંચું કરીને, સ્વગત). અરેરે! હું સૌદાસ મહારાજાનો નાનો પુત્ર અંશુમાન જે મહેલે વસનારો તે વનવગડે પહાડની ગુફાઓમાં રહેઠાણ કરી રહેનાર આજ છ છ મહિનાથી થયોછું! મારા મોટા ભાઈ કેતુમાનને મારા કાંઈ પણ વાંક વિના કોણ જાણે કેમ મારા ઉપર એવો દ્વેષ આવ્યો કે તે દિવસે મને ભાણામાં ઝેર દઈને મારી નખાવવાનો પ્રયત્ન કર્યો! જો તાતજીને કહું તો મોટા ભાઇને તાતજી તરફથી ઠપકો મળ્યા વિના રહે નહી, અને મોટા ભાઇને મારા લીધે ઠપકો મળે તે કાંઈ મને તો ઠીક લાગ્યું નહી, તેથી પિતાજીને કે કોઇને એક અક્ષર એ વિષે જાણ કર્યા વિના અહીં ચાલી આવ્યોછું. અહીં ભગવત્‌ની સેવા ઉરમાં ધરીને રહુંછું તો મારા જીવને મહેલ કરતાં પણ વધુ સુખ લાગેછે એટલે મને અહીં છ મહિના થઈ ગયા તે માલમજ નથી પડયા! હવે તો જીવ કહે છે કે ભગવત્ પરાયણ બની મારૂં સઘળું આયુષ્ય અહીંયાં પ્રભુ સેવામાંજ ગાળું.

### ગાયન ૪.

૧ એક માત કુખ જાયો ભાઇ થયો વૈરી,
સ્નેહ આદરશે શું અવર નરનારી?
૨ કર્મે કરી શી દશા મુજ આ દુઃખિ ભારી,
હશે કરણી મારી પૂર્વની કાંઈ હત્યારી,
આ ભવમાં તો નથી કોઇને આંગળી કરવી ધારી.
૩ કષ્ટ આથી છુટી મહા કંપારી,
પણ સ્મૃતિ ગીરધારી કેરી,
કષ્ટ કંપારીને કરે વિમળ લહેરી,
પ્રભુ લીલાની એજ બલિહારી.

( ઉર્વશી ઉપર નજર પડતાં સ્વગત). અરે ! આ તો કોઇ મિથ્યા આભાસ દશ્યમાન થાય છે કે સાક્ષાત દેવી કોઈ નજરે પડેછે ! સાક્ષાત અવતાર હશે તો તો વનની દેવીજ હશે, કેમકે હું આટલા દિવસથી અહીં છું તોપણ શહેરની સુંદરી તો કોઇ અત્યાર સુધી આવી ચઢી નથી. અને વળી, જો આ શહેરની સુંદરી હોય તો આવાં વનવગડાનાં દૂરના સ્થળે ચાલી આવતાં મુખ કરમાઇ ગયા વિના રહે નહી અને આવી પ્રફુલ્લતા અને પ્રસન્નતા તેણીનાં મુખ અને વદન ઉપર હોય નહી. તાતજીના મહેલે અનેક રાજકુમારીઓ જોઇ, પણ આવાં અલૌકિક રૂપ ભરી તો કોઇ નાજ જોઇ ! લાવ, જઇને પુછું તો ખરો કે કોણ છે. ( ઉર્વશીને ). બાઇ ! આવાં શૂન્ય સ્થળે એકલાં હોવો તો મારા લાયક કામ ફરમાવશો.

**ઉર્વશી**—( સ્વગત. બાજુ ). સ્વર્ગલોકનાં દિવ્ય ચક્ષુથી મને માલમ પડે છે કે આ યુવાનના ઉરમાં કામ ઉત્પન્ન થયો છે અને શબ્દોમાં તે છુપાવે છે. સ્ત્રી જાતિને દેખીને કામવિકારગ્રસ્ત નહી થવા એને બોધ કરૂં. કેમકે મૃત્યુલોકની દુઃખી સ્થિતિનું કારણજ કામવિકારને વશ થવું તે છે. ( અંશુમાનને ). મુખથી સેવાનો ડોળ કરીને ઉરનો કામ ઢાંકવા તમે પ્રયત્ન કરોછો, તે તમારી મોટી ભૂલ છે. તમારાં ઉરમાં ઉત્પન્ન થએલો પ્રેમ મેં મારાં દિવ્ય ચક્ષુથી જોયોછે. સેવકનું ચિત્ત તો અવર જનની સેવા માટે શુદ્ધ ભાવથી પ્રેરાવું જોઇએ, અને તમને તો કામ સેવા માટે પ્રેરેછે. શું મૃત્યુ લોકમાં સ્ત્રી જાતિને દેખીને કામ વિકારથી ચળિત નહી થનાર મેં હમણા એક રાજકુમાર જોયા તે એકજ હશે ! અને શું જેમ વંટોળિયાના વેગથી સુકું પાંદડું ચલાયમાન થાય; જેમ ગિરિ ટોચે પહોંચતાં શિર ચક્કરની વ્યાધિથી ચકડોળે ચઢે; જેમ બ્રાહ્મણ દાનની પાઈ અવરના હાથમાં દેખીને લેવા ચળિત થાય; તેમ શું મૃત્યુ લોક સ્ત્રી પુરૂષ પરસ્પરને દેખીને કામ વિકારગ્રસ્તજ થાયછે ! ત્યારે તો મૃત્યુ લોકમાં દુઃખ છે તેમાં નવાઇ શું કેમકે સ્ત્રી પુરૂષે પરસ્પરનું દર્શન થતાં પરસ્પર સન્માન અને પ્રભુનું સ્મરણ એવી ઉર્મીઓથી ઉભરાવાનું છે. અને એ ઉર્મીઓથી સુખનું વહન સ્ત્રી પુરૂષ પ્રતિ માંહોમાંહે તેમજ સ્ત્રી પુરૂષ પ્રતિ પરમાત્મા તરફથી તેમજ સકળ સૃષ્ટિ તરફથી આપોઆપ થાય છે. અને તોજ મનુષ્ય સુખ પામી શકે અને સુખમાં રહી શકે, અને આ કામ વિકારથી તો સ્ત્રી પુરૂષ માંહોમાંહે, તેમજ પરમાત્મા પ્રતિ તેમજ વિશ્વપતિ મહા કુતૂહળ ઉત્પન્ન કરે છે, જેનાં પરિણામે મનુષ્ય પોતે દુઃખ પામે છે અને દુઃખી રહે છે.

**અંશુમાન**—કામથી ચળિત જો હું થયોછું તો માત્ર એટલોજ કે માત્ર ક્ષણ ભર તમારી અલૌકિક કાંતિ તરફ તમે કોણ છો તે જાણવા મેં નજર કરી તેટલોજ વખત.

**ઉર્વશી**—પર સ્ત્રી પ્રતિ કામની દ્રષ્ટિ એક પળ પણ થતાં એક આખા ભવનાં મહા કષ્ટની પ્રાપ્તિ કરાવે છે, એ સુક્ષ્મ ઇશ્વરી નિયમથી ત્યારે તમે પણ સઘળાં મૃત્યુ લોકની પેઠે અજાણ્યાજ છો. અને, હું તમને એટલુંજ પુછુંછું કે હું પર સ્ત્રી છું તો તમને

કોઈને પણ મને કામથી નિહાળવાનો અધિકાર શું છે. કામનું નયન તે મહા પ્રચંડ શસ્ત્ર, ઉગ્ર દાવાનળ અને અંતકાળનો પ્રલય છે. જો સ્ત્રી ઇશ્વરની એક કૃતિ છે તો પુરૂષે તેણીને આવો પ્રહાર કરવાની, તેણીની કાંતિને બાળી ભસ્મ કરવાનો, અને તેણીનાં અસ્તિત્વનો પ્રલયમાં અંત લાવવાનો અધિકાર શું છે?

**અંશુમાન**—મારી જગ્યાએ આ પળે બીજો કોઈ પુરૂષ હોત તો તેણે આ પેરે તમને નિરાંતે ઉભાં રહેવા દીધાં નહી હોત, માટે તમે મને તમારા સૌંદર્ય પરત્વે ઉત્પન્ન થએલા ક્ષણ ભરના કામ માટે આટલો દંડોછો તે મોટી ભૂલ કરોછો.

**ઉર્વશી**—હું તમને દંડું છું ત્યારે શું તમારૂં કહેવું કાંઈ એવું છે કે હું તમારી સામે ઉભી રહીને કે તમારો હાથ ઝાલીને પ્રેમની વાતો કરૂં?

**અંશુમાન**—બાઈ! તમે પોતે કહો છો કે પ્રેમ પાતકી છે તો હવે જે વાત થઈ ગઈ તેને ઝાલીને આ પ્રમાણે શા માટે તમારા જીવને અને મારા જીવને સંતાપ આપોછો? જે વાત મૂળે પાતકી છે તે વિષે ઉચ્ચારણ આવડું કરવું તમને કેમ ઘટે? અને, બાઈ, આ શૂન્ય સ્થળે તમને કાંઇ મારૂં કામ નથી, તેમજ હું એવો દુષ્ટ લજ્જાહિન નથી કે તમે મને કામી ખળ ગણ્યા પછી પણ હું તમારી સમીપ ઉભો રહું, તે માટે હું જઇશ. (જાય છે). (અંશુમાનને જતો રોકીને).

**ઉર્વશી**—

**ગાયન ૫.**

૧ નવ જાવો તમે ચાલી, નવ વાત કહું કાંઈ ઠાલી,
રહેવું નથી આપણે કાંઈ વર્ષો પરસ્પર હાથ ઝાલી.
૨ ભૂલો છો મને કાંઇ વેશ્યા ભાળી,
દીસુંછું ડાકણી જે ગણાવું સ્વર્ગે રૂપાળી,
નાસો શીદ જાણે પુંછડી નીચી વાળી?
૩ જમણ કાજે બેસો કલાકો ભોજન મુખમાં ચાળી,
રહો ઉભા દિવસ આખો કરાવવા કાનની વાળી,
રહો રામા સાથે રાત દઈ હેતે તાળી,
વિના વિલંબે આ વેળા ગયા કંટાળી,
થોભો ચઢેલી રીસ સકળ ટાળી.

થોભો, થોભો, કાંઇ રીસ કરશો નહી, મારે તો તમને એટલીજ સમજણ પાડવી છે કે પ્રભુની લીલા જે અવર્ણ્ય, સુખમય અને નિર્મળ છે તેમાં ખેદમય, દુઃખમય, મલિન કામ નહી ઘટે, અને તેથી એ ન હોય તો મહા સારૂં. મનહર વિકસેલી વૃક્ષલતામાં કોયલ મેનાનાજ ટહુકા શોભે અને ઘુવડનું અનિષ્ટ ઘુ ઘુ નહીજ. નિશાળમાં વિદ્યાર્થીઓના વર્ગમાં માંકડું શીખવાનાં નિમિત્તે આવી ચોપડીઓ ફાડે અને પાટીઓ તોડે તે નાજ ઘટે. રમણીઓના ઓચ્છવના પ્રસંગનાં ઝાંઝરના ઝણકારામાં કેદીની બેડીઓનો ખખણાટ યોગ્ય નહીજ કહેવાય. આટલુંજ મારૂં કહેવું હતું.

રાજાઓ, મહારાજાઓ, સરદારો અને જાગીરદારો,

તે સર્વ માટે

**ખાસ સગવડ અને બંદોબસ્ત.**

# શ્રી નરસિંહ હીંદુ લૉજ

## લાલસિંહ મૅનશન્સ.

**ક્રાફર્ડ માર્કીટ સામે—મુંબાઈ.**

તારનું સરનામું: "લૉજ" મુંબાઇ

ટેલીફોન નંબર: ૨૭૭૦.

બોરીબંદર અને મરીનલાઈન્સ સ્ટેશનથી
પાંચ મીનીટનો રસ્તો.

વીજળીના દીવા, પંખા, લીફ્ટ, ગરમ અને ટાઢાં પાણીની
નાહવાની હાલના જમાનાની સર્વ સગવડો.

**સુશોભિત અને હવાવાળું ભવ્ય ગૃહ.**

બહાર ગામના વિદ્યાર્થીઓ, સદગૃહસ્થો, બાઇ લોકો
અને કુટુંબ માટે જમવાનું અને રહેવાનું.
ઘણી ઉત્તમ સગવડો.

અનુભવ વાળા બ્રાહ્મણ રસોઇઆએ તૈયાર
કરેલું ઉત્તમ ભોજન, ઉત્તમ વ્યવસ્થા
આજ્ઞાંકિત નોકરો.

**હારિત**—( હાંફતો હાંફતો દોડતો આવીને ઉર્વશી કે અંશુમાનને નહી જોતાં. સ્વગત ). આ ફેરા હું સપડાઇ ગયોછું એમાં સંદેહ નથી. રાજાનાં માણસો મને ચારે તરફથી ઘેરતાં જણાય છે. અહીં એ લોકોની નજર ચુકાવીને છટકી આવવા પામ્યોછું તો હાલ તુરત થોડા દિવસ અહીંજ છુપાઇ રહેવું ઉચિત છે. શું કરૂં મિથલ ભાઇને બચાવવા જતાં હું ફસાઈ પડયો ! અને મને વિશેષ ખેદતો એ થાયછે કે મારી સહાયતા છતાં મિથલ ભાઇ કાંઈ બચી જવા પામ્યા નથી પણ પકડાયાછે. હશે ભાવી કોણનું મિથ્યા થાય છે કે મારા મિથલ ભાઇનું કે મારૂં થાય. થોડા દિવસનો ગાળો નાખીને રાજાનાં માણસોને ભૂલાવો ખવડાવીને મારા મિથલ ભાઇને જો તે પકડાયા હશે તો એમને છોડાવવાનો હું પ્રયત્ન કરીશ. હાલ તુરત તો આ ડુંગરામાં છુપાઇ જાવું. ( છુપાવા જતાં ઉર્વશીને અને અંશુમાનને જોતાં, સ્વગત ). અરે ! આ તો પુરૂષ અને સ્ત્રી બે મનુષ્યો અહીંયાં છે ! જો એમને હાલ તુરત મારી સંગાથે ડુંગરામાં નહી પુરીશ તો રાજાનાં માણસોને એમના તરફથી મારી બાતમી મળવાની અને હું પળમાં પકડાઈ જવાનો. ( અંશુમાનને ). અરે ! એ ભાઈ ! તું કોણ છે તે હું તને પુછતો નથી પણ તારે જીવતા રહેવું હોય તો મારી સાથે થોડા દિવસ આ ડુંગરામાં તારે પુરાઈ રહેવું પડશે. (તેને ડરાવવા મિથ્યા શસ્ત્ર ઉગામેછે).

**ઉર્વશી**—( અંશુમાનને સંકટમાં ધારીને તેની મદદ દોડીને, હારિતને ). નિર્દોષ મનુષ્ય આત્મા તરફ શસ્ત્ર ખેંચનાર દુષ્ટ મનુષ્ય આત્મા ! જરા થોભ.

**હારિત**—તું રાજપુત્રી હોય કે વનની વંતરી હોય તોપણ તારે પણ આ યુવાન પેઠે મારી સંગાથે આ ડુંગરામાં થોડા દિવસ પુરાવું પડશે. બોલ, હા છે કે ના.

**ઉર્વશી**—મારાથી તો અહીં થોભાય તેમ નથી માટે મારે તો જવુંજ જોઇએ અને હું તો જઈશજ.

**હારિત**—( ક્રોધમાં ). આ બારવટિયાથી સપડાયલો કોઇ મા જાયો વીરલો છુટવા નથી પામ્યો તો તું એક તણખલાં સરખી તરૂણી તો શું મારી બીસાદમાં છે ! (તેણીને ડુંગરામાં ઘસડી જવા તેણીનો હાથ ઝાલે છે. તેણી એના હાથમાંથી અલોપ થઈ જાય છે. હારિત એ ભયથી સ્તબ્ધ બની જઈ મૂર્છાવશ ભૂમિ ઉપર પડે છે ).

**અંશુમાન**—(હારિતને સાવધ કરતો જળ છાંટતો અને પવન નાખતો, સ્વગત ). અરે ! આ તો કોઇ વંતરીજ હશે કે બારવટિયાના હાથમાંથી અલોપ થઈ ગઈ ! ઠીક થયું મેં એને કાંઇ ઝાઝી રીસ ચઢાવી નહી. આ બીચારા બારવટિયા રાજાના માણસોથી નાસી છુટયાછે, અને મને હેરાન કરવાનો કાંઈ એમનો હેતુ નથી, માટે એમને મારે કોઇ પણ પ્રકારે સાવધ કરવાજ જોઇએ. અરેરે ! અરેરે ! રાજન શું કે, બળીયા શું, બેઉનું નાસીને ભરાવાનું સ્થાન તો ડુંગરાનું કોતર ! વળી, સાધુ સન્યાસી જુવો તો તે પણ ડુંગરાનું કોતર ઢુંડે, પશુ પંખી જુવો તો તે પણ ડુંગરાનું કોતર ઢુંડે ! ત્યારે ડુંગરાનાં કોતરનું મહાત્મ્ય તો મહા ભારી !

**ગાયન ૬.**

૧ ગિરિરાજ ગુણ ગાન કેમ ઉચરી જાણે અધર,

સકળ જીવો તણું જે નિશ્ચિંત ઘર.
૨ આળોટે હેતે જ્યાં રાતદિન અજગર,
ભરાય ત્યાં ભાવથી કીડી તણો જીવ પામર,
વિકાળ વાઘને પણ ઠામ નહી જડે અવર,
વસે વળી વાસ કરી વૃક્ષો સ્થાવર.
૩ તળેટીએ આમ નવ ભો ઘડી ભર,
દશ્યમાન દૈવિ દ્વાર થાય ચઢતાં શિખર,
જાય જેથી જીવાત્માનો જંજાળ જ્વર,
ઐશ્વર્ય એ આપ અચળતાનું જાણું ઉર,
૪ ત્રણ લોક કહ્યાં જે સ્વર્ગ, ભુર અને ભુવર.

**હારિત**—( સાવધ થતાં અંશુમાનને ). કોણ તમે મને પંખો નાખીને સાવધ કરોછો ? તમારો તો જીવ લેવા હું શસ્ત્ર લઇ સામો દોડયો હતો ! મારા અપકાર ઉપર તમે આટલો બધો ઉપકાર કરોછો ! ભાઇ ! તમે જે કોઈ યુવાન હોવો તોપણ હું આ પળે વચન આપીને કહુંછું કે તમારૂં જે કાંઇ કામ હશે તે કરવા હું મારાં શરીરના ટુકડા થઈ જતાં પણ પાછો નહી હઠીશ.

**અંશુમાન**—વડીલ ! એ તો તમારી અત્યંત કૃપાની વાત છે. અને તમે જાણીને ખુશી થશો કે મારો તો આ પેલી ગુફામાંજ આજ ૭ માસથી આશ્રમ છે. માટે તમને ફાવે તેટલા દિવસ તમે સુખેથી મારા ત્યાં રહો કેમકે મેં આપને અહીં આવતાં વાર બોલતા સાંભળ્યા છે કે આપને આ સ્થળે થોડા દિવસ થોભવું આવશ્યક છે. અને તમે કોઇ પણ રીતે મારા ઉપર અણભરૂંસો લાવશો નહી કેમકે હું દુઃખી માણસ છું.

**હારિત**—ભાઇ ! તમે દુઃખી છો તો તમારૂં જે દુઃખ હશે તે મારાથી ટળે તેમ હશે તો તે ટાળીને તમને સુખી નહી કરૂં તો મારાં મુખ ઉપર થુંકજો. આ સ્થળ મને અતિ પ્રિય લાગેછે અને આ પળે હું વિચાર કરૂંછું કે મારી બેઉ પુત્રીઓને પંદર વીસ દિવસ પછી લઈ આવીને હું અહીંયાંજ મારો મુકામ સદા માટે કરૂં.

**અંશુમાન**—એ તો આપના વિચારની અને ઇચ્છાની વાત છે. ચાલો વડીલ. ફળાહાર હું સવારનો પુષ્કળ લાવેલોછું તે જરા લ્યો, એટલે શરીરમાં શક્તિ રહે.

**હારિત**—ચાલો, ભાઇ, તમે મને જીવતદાન દીધું છે તો જ્યાં દોરશો ત્યાં મારે દોરાવુંજ જોઇએ. ( અંશુમાન સાથે તેની ગુહામાં જાય છે).

---

## અંક ૧. પ્રવેશ ૩.

**અંબાલીકા**—(સ્વગત). **ગાયન ૭.**

૧. અંબાલીકા ! અવનિ ઉપર હાય શાને ઉતરી !
૨. તુજ કાજ દેવરાતે હશે દીલગીરી દીલે ધરી.
દેવરાતનાં મુખડાં ઉપર જાવું હું વારી ને મરી.
૩. તું તણખલાં તુલ્ય કોઈ વંતરી,
દેવરાત દેવતા ભેટવા આવ્યા સ્વર્ગથી ઉતરી,
કર્મ તારાં ફુટયાં રીઝવ્યા નહી કરી ચાકરી.
૪. છાની માની છરી ખાઇને પહોંચી જા તું પાધરી,
અટકી પડશે નવ તુજ વિના કાંઈ જરી,
રાણી જાયો અથડાતો થાશે નહી ફરી,
હલકી થાશે ભૂમિ માત તુજ ભારથી ભરી.

(રૂદનના સ્વરથી). શું કરૂં કે જે દિવસે વાહલા દેવરાત રાજકુમારને અહીંથી પંદર ગાઉના છેટેનાં માતાના એકાંત મંદિરે મને ભેગા થવા એમના કાંઈ કેટલા ગાઉના દૂરના દેશથી મેં બોલાવ્યા, તેજ દિવસે મારા વૃદ્ધ પિતાજી લકવાના મંદવાડથી એકાએક પછડાઈ પડયા, અને એમને એમની એવી ઘડી પળની સ્થિતિમાં એકલા મુકીને મારાથી મારા વાહલા દેવરાત રાજકુમારને મળવા મંદિરે જવાયું નહી, વાહલાનાં * ચંદ્રમુખનાં દર્શન થયાં નહી, વાહલાની સેવા ચાકરી થઈ નહી, વાહલા સાથે પરસ્પર પ્રેમની શાશ્વત ગ્રંથિ બંધાઈ નહી. તાતજી તો ઇશ્વર કૃપાથી ત્રણ ચાર દિવસમાં સારા થયા અને મારા વાહલાને ભેટવા એટલા ત્રણ ચાર દિવસ પછી કાંઈ પણ ખોટાં બહાને જઇ શકતે, પણ તાતજીના મંદવાડના સમાચાર સાંભળીને અનેક રાજવંશીઓ, સગાસ્નેહીઓ, મિત્રો અને પ્રજાજનો તાતજીના ક્ષેમકુશળના સમાચાર પુછવા અહીં મહેલે આવવા માંડયા, એટલે બહારનાં આટલાં બધાં લોકો મહેલે આવતાં હોય ત્યારે મારાથી કાંઈ મહેલ છોડી જવાય ? અને છેક પંદર દિવસે સઘળાઓનું મહેલે આવવું જવું ઓછું થયું, અને આજે સોળમે દિવસે પાછલી રાતે માતાજીના મંદિરે ગઇ તો જોવુંછું શું કે મને નજર પડે અને સમજ પડે તેમ દેવરાત વાહલા માત્ર બે ચાર કલાક પહેલાંજ દીવાલ ઉપર લખીને ત્યાંથી ચાલી નીકળ્યા હતા કે પંદર દિવસ વાટ જોઇને સોળમે દિવસે સવારે પાછો ઘર ભણી નીકળી પડયોછું.

વાટ હતી જોવાની માત્ર કલાક કાંઈ ચાર,
ગણ્યા તોએ એટલા, દિવસ જેટલાના માસ બાર.

માસ બારના ૩૬૫ દિવસ એટલા કલાક એટલે ૧૫ દિવસ પાંચ કલાક એ વાહલા મારા માટે થોભ્યા ! અરેરે ! આ પ્રમાણે તો જે વખતે હું મારા મહેલથી

* કામીનીયા ઓઇલ વાળને સુંદર લાંબા અને રેશમ જેવા કરે છે.

મંદિરે આવવા નિકળી તે પળે વાહલા મંદિરથી પોતાના મહેલે જવા નીકળ્યા! એવો માત્ર થોડા ત્રણ ચાર કલાકનોજ ફેર પડી ગયો! ખરે, મારાં હીણભાગ્યજ કે વાહલા પંદર દિવસ થોભ્યા અને સોળમે દિવસે ચાર કલાક વધુ થોભ્યા નહી! વદને તાવની વ્યાધિ હતી અને વદને વાયુ વહેવા દેવાય તેમ નહી હતું ત્યારે મહા ઉગ્ર વાયુ દિવસો સુધી સુસવાટથી વાયો, પણ જ્યારે વદનનો તાવ મટયો અને વાયુથી વદનને વિશ્રાંતિની વેળા આવી, ત્યારે તે વાયુ અન્ય દિશામાં અદશ્ય થઇ ગયો! વૃષા રૂતુમાં વૃષાનાં જળથી ખેતરો કોહી જતાં ત્યારે સરિતા પણ રેલનાં જળ ખેતરોમાં ઠાલવવા લાગી, અને ઉનાળામાં ખેતરો જ્યારે જળ વિના સુકાં થયાં ત્યારે સરિતા પણ શુષ્ક બની ગઇ! ઘરમાં શોકનો સંતાપ વ્યાપી રહ્યો હતો ત્યારે ગગનનો ચાંદલિયો ઘર ઉપર પ્રમુદિત ચાંદની રેલી રહ્યો, અને જ્યારે ઘરમાં લગ્નના ઓચ્છવનો પ્રસંગ આવ્યો ત્યારે ચાંદલિયાનાં દર્શન પૃથ્વી ઉપર કયાંયે મલેજ નહી! અરેરે! મારાથી દેવરાત કુમારને મલાયું નહી તેથી તેનું કારણ જે મારા પિતાનો મંદવાડ છે તે એમને ખબર નહીજ હશે એટલે એમણે તો કોણ જાણે કેવી મને વચનની વાંકી, પ્રેમની પાખંડી, સમજણની શઠ, વિવેકની વ્યંઢળ ધારી હશે! એટલે અન્ય પ્રસંગે હવે તો એ કાંઇ મને ભેગા થવા શાના આવવાના! વૃક્ષલતા જેને આનંદ ભરી ધારેલી હતી તે લહાય લાગેલી અને સર્પની ભરેલી થઇ તો માનવ તો શું પણ મતિહીન માકડું પણ ત્યાં પગ શાનું મુકશે! જે થેલીને મજબુત અને આખી જાણીને તેમ શ્રિમંતે પોતાનું દ્રવ્ય મુકયું તે કાણી નીકળી અને માંહેનાં દ્રવ્ય પડી ગયાં તો તે માંહે પછી કોઈ ઠીકરાં પણ નહી ભરશે, તો દ્રવ્યવાન તેનું દ્રવ્ય તો શાનુંજ ભરશે? જે પોથીમાંથી હરી ભગવાનની અમૃત કથાઓની આશ હતી તેમાંથી બીભત્સ વાણી નીકળી તો ગોગી જનને તો તે સળગાવી મુકવાનાં કામનીજ પણ, મારા વાહલા મારા ઉપરથી ભરોસો ઉઠાડી નાખશે અને એમને ભેટવા કોઇ દિવસ નહી આવશે તો મારી શી દશા થશે! (માથું કુટે છે). મારી તો એક પળ પણ વાહલા વિના જાય તેમ નથી! આયુષ્ય તો ત્યારે કેમ જશે!

**ગાયન ૮.**

૧ જીવતર તુજ થયું ધૂળ, વૃક્ષતણું ઉખડયું મૂળ,
ઉરે લાગી કારી શૂળ.
૨ તરફડે છે મુજ કાયા સ્થૂળ, મનડું થયું તેથી પ્રતિકૂળ,
આત્મા ઉકળે લાગતાં પ્રેમઝાળ.
૩ હતી હું રમતી બાળ, રોતી થઇ પળમાં કંગાળ,
શી પેરે જીવતર જાય ઓ દીનદયાલ!

આયુષ્ય જવાનો રસ્તો તો એક છે કે ગળે ફાંસો ખાઇને આયુષ્યનો અંત આણું. (માથું કુટેછે). (ધાવ આવેછે).

**ધાવ માતા**—(અંબાલીકાને માથું કુટતી અને વિલાપ કરતી રોકીને). અંબાલીકા! અંબા-

લીકા ! આ તું શું કરી રહીછે ? કાંઈ તારી શુદ્ધ ઠેકાણે છે કે નહી ?

**અંબાલીકા**—ઉપમાતા ! મારી જણેતા માતા મને જન્મ દઇને તુરત ચારજ દિવસમાં મૃત્યુ પામતાં તમે મને તમારૂં પયપાન કરાવીને જીવાડી છે અને મોટી કરી છે, અને હું આ પળે મરવા નીકળીછું, તો મને જીવાડો. મેં તમારાથી મારા વાહલા દેવરાતનો પ્રેમ છાનો નથી રાખ્યો. મને મળવા મારા કહેવા પ્રમાણે એ માતાજીનાં મંદિર પંદર દિવસ થોભ્યા પણ તાતજીના મંદવાડના લીધે હું એમને ભેગી થવા પામી નહી. હવે ત્યારે એમને ભેગી થવા મારી ઘડી કયારે આવશે ! વાહલા દેવરાત વિના તો મારાથી એક ઘડી પણ નથી જીવાતું. (હાથની ચૂડીઓ ઉતારીને ફોડી નાખેછે). મારા વાહલાના વિયોગનું દુઃખ મને આવી પડયુંછે ત્યારે ચૂડીઓના કાચના કકડાને હું શું કરૂં !

**ધાવમાતા**—બેટા અંબાલીકા ! જરા શાંત થા.

**અંબાલીકા**—પૂજ્ય માતા ! તમને ગમે તો મને વઢો કે તમને ગમે તો મને કાપી નાખો, પણ મારો જીવ તો બસ મને એટલુંજ કહે છે કે મારા વાહલા મારી આગળ નથી તો મારાં મન સર્વ ધૂળ સમાન છે. ( ગળેથી મોતીનો હાર તોડીને ફેંકી દેછે ). વળી હીરા મોતી મારા જેવી હીણભાગીને ગળે શોભે ખરાં ! ( પોતે બેભાન જેવી સ્થિતિમાં ભૂમિ ઉપર પછડાય છે ).

**ધાવમાતા**—(અંબાલીકાનું શિર પોતાના ખોળામાં લઇને). બેટા અંબાલીકા ! જરા સમજ-આટલી મતિહીન ના થા. આટલી પ્રેમથી ઘેલી ના બન. પ્રેમ તો એવો છે કે સહેજે એને પગ તળે કચડી નખાય, ત્યારે એવી સહેલી વાતને તું આ રીતે તારા જીવને સંતાપ કરનારી શા માટે કરે છે ! બીચારાં નિર્ધન લોકોની યુવતિઓ સવારથી તે રાત સુધી તન તોડીને મહેનત કરે છે તેમનામાં તું જોઇશ કે પ્રેમનો સ્વપ્ને પણ વિચાર હોતો નથી. તેમના ઉદ્યમના શ્રમ આગળ પ્રેમ ઉભો રહેવા પામતોજ નથી. માટે, પ્રેમ એ તો નવરીઓનું કામ છે. તું પણ આખો દિવસ કામકાજમાં રોકા અને પછી જો કે પ્રેમ તારાથી કેવો નાસેછે. પ્રેમ એ તો મોટી ખાડ છે, માટે જો એને ખોદીએ તો વધારે ઉંડીજ જાય અને માંહે પડીને આપણો મરવા વખત આવે. પણ કાંઈ કર્તવ્ય કે ઉચ્ચ આશય રૂપી પુરણીથી એને પુરવા માંડી તોતો એ પુરાશે પણ ખરી અને આપણો માંહે પડીને મરવા વખત પણ નહી આવે. પ્રેમ અગ્નિમાં તો જેમ તેલ હોમાશે તેમ એતો વિશેષ પ્રજળશે અને આપણને બાળશે, પણ એને પડતો નાખશું તો થોડી વારમાં આપ પ્રજળી ભસ્મ થઈ જશે. માટે, પ્રેમને મોટું રૂપ આપ નહી અને કામકાજમાં પ્રવૃત્ત થા.

**અંબાલીકા**—ઉપમાતા ! છોકરાંઓને છાનાં રાખવાની વાતો મને શું સમજાવોછો ? તમે કહોછો તેમ ગરીબ લોકોની પુત્રીઓ પ્રેમ સમજતીજ નથી ત્યારે ગરીબ લોકની એક પણ કન્યા પરણ્યા વિનાની કેમ હોતી નથી, અને જે છોકરી જોઇએ તે પરણેલીજ, ઘરબાર માંડેલી અને પરિવાર પામેલી કેમ હોય છે ? બધી છોકરીઓ

પતિની પત્ની થઇ મહાલે અને હુંજ એક અભાગણી સંસારમાં એકલડી મહેલનાં ખુણે પડી તરફડયા કરૂં ! હશે ત્યારે એ પેરે મારૂં મરવાનું લખાયું હશે તો એ પેરે મરીશ. ( માથું કુટેછે ).

**ધાવમાતા**—મારી સમજાવેલી તું કોઇ પેરે સમજતી નથી તો હું તને હવે છેવટનું એટલુંજ કહુંછું, કે મહારાજાધિરાજની એકની એક રાજકુંવરી તરીકે અપાર સુખ વૈભવમાં તું મહાલે છે, તે છતાં તારો કાંઈ મનોરથ એકાદ ઘડીભર પૂર્ણ નહી થતાં તું પોતાને પોતાનાં મુખથી હીણભાગી વર્ણવેછે, અને એ રીતે પોતાના માટે હીણભાગ્ય પોતાનાં મુખથીજ માગી લેછે, તો તારી એ ભૂલને માટે તારે પાછળથી બહુ વેઠવું પડશે. કેમકે " જેવું મનથી માગીએ તેવું આવી મળે " એ વિશ્વનો એક મહાન નિયમ છે. અને આવી મળેલાં સુખને તજીને તું દુઃખ મનથી માગે છે, તો હવે તને દુઃખજ આવી મળશે. અને જ્યારે ખરાં દુઃખો તને આવી મળશે અને તે તને પીડશે ત્યારે તું બહુ પસ્તાવો કરીશ કે ઈશ્વરે મને રાજકુંવરીનું સુખ આપ્યું તો તેને ઠોકરે માર્યું અને મુખથી દુઃખો માગી લીધાં તો દુખો આવી મળ્યાં, અને દુઃખોમાં રીબાવા વેળા આવી. બેટા ! સુખરૂપી જે રત્નો તારી પાસે પડયાં છે તેને ઠોકર માર નહી, કેમકે ઠોકર મારતાં તો પથ્થરાનીજ વિણામણ અને પગને વળી પીડા છે. જ્યારે ખેતરે મેઘ વરસે છે ત્યારે તે જળ ઘડે ઘડે બહાર ઠલવી નાખવા પરિશ્રમ કર નહી, કેમકે પછીથી તારે ઘડે ઘડે જળ પાસેથી કે દૂરથી લાવીને સિંચવું પડશેજ. ભોજનમાં શિખણ્ડ બાસુદીનાં તળાંસલાં સાથે જળનો લોટો દેખીને જળના લોટાને તુચ્છ ગણી ઢોળી નાખીશ નહી, કેમકે તે ઢોળાતાં કોઇ પેરે તૃષાનો તાપ છીમાવાનો નથી. માટે, બેટા, જે સુખ હોય તેને કદી હીણવું નહી, અને તે સુખ માટે સદા પ્રભુનો પાડ માનીને રહેવું.

**અંબાલીકા**—મને ભવિષ્યમાં મહા દુઃખ આવી પડશે એમ મને ના કહો. એ શબ્દો તો મને કારી ઘા સમાન વાગે છે. હવે ત્યારે તમે કહોછો તેમ મુખથી દુઃખ નહી માગી લેવું.

**ધાવમાતા**—( અંબાલીકાને પોતાનાં સ્તન સાથે ચાંપીને ). ત્યારે તો મારી ડાહી દીકરી ખરી. અને હવે તું ઝટ જમવા ચાલ. તારા તાતજી મને બે ફેરા પુછી ગયા કે અંબાલીકા આજે કેમ હજુ ખાઇ રહી નથી.

**અંબાલીકા**—ધાવમાતા ! હું તમારી પાછળજ જમવા આવુંછું. આ હારનાં મોતીઓ વિણી લેવું એટલી વાર છે. તમે ગમે તો સિધારો. ( ધાવમાતા જાયછે ). મારાં ધાવમાતાએ મને ખરી સમજ અને દિલાસાનાં વચનો કહ્યાં. માતાનાં વચનો ગમે-તેવી મૂર્ખી પણ સાંભળે, તો મારે કેમ ના સાંભળવાં ! બીચારાં ધાવમાતાએ મને કેવી પેરે સમજણ પાડી !

**ગાયન ૯.**

૧ માતા મનાવે મને કરી મહા મથન મથન,
બોટો ને ખળભળતો જાણુ બેટા જે મદન.

૨ મદન કરાવે મને પ્રીતમ કેરૂંજ મનન,
વૃક્ષ વાટે દેખે પ્રીતમનેજ નયન,
ભૂમિને કરે પ્રેમ સ્વર્ગીય ભુવન,
માત તોએ કહે નવરીજ પામે પ્રેમ દર્શન.
૩ ના હોય ખોટું માતા કરૂં તો વચન,
પ્રેમ ખોટે, હશે સત્ય એ માતા કથન.

(કેતુમાન અને શીશુમાર વાતો કરતા આવેછે તેમને જોઇને, સ્વગત). મારા તાતજીના સમાચાર પુછવા મુવો કેતુમાન નામનો કોઇ એવો દુષ્ટ પેલો રાજકુમાર ચાર દિવસથી મહેલે આવ્યોછે કે પહેલી ફેરા એની મારા ઉપર નજર પડી ત્યારે બસ મને તીકી તીકીને જોઇજ રહ્યો, અને બીજી ફેરા મુવો કાંઈ મને જોવા પામ્યો ત્યારે મને આંખો મારવા લાગ્યો. મારા પિતાના સમાચાર પુછવા ડાહ્યો ડમરો થઇને એ આવ્યોછે અને લક્ષણ તો માંહેથી હડખાયલાં કુતરાં જેવાં છે તો મુવો ક્યાંયે હડખાયલાં કુતરાંનાં મોતે મરશે. પ્રધાનજીને એના વિષે વાત કરતાં પ્રધાનજીએ મને કહ્યું કે એ કેતુમાન નામે રાજકુમાર છે અને એના નાના ભાઇને ઝેર દઇને મારી નખાવવા નીકળ્યો હતો એવો એ ચંડાળ છે. હજી આ મોતીઓ થોડાં પડયાં છે તે વિણી લઇને અહીંથી ચાલી જાવું. (વિણે છે.)

**કેતુમાન**—(અંબાલીકા ઉપર નજર પડતાં, શીશુમારને). આ પેલી બાજુ ઉપર પુષ્પ છે તે હું જરા તોડી આવું. (અંબાલીકા મોતી વિણે છે તે તરફ જાય છે. સ્વગત). આ અંબાલીકા ઘર ઉપાડી જવા જેવી છે, પણ કાંઇ એ ચાર દિવસ વધારે અહીં થોભી જાવું તો તે માટે ચાતુરી ચલાવી શકાય. લાવ, થોભી જવાની વાત આ એના ભાઈ આગળ કહાડું. ભાઈ બીચારો ભોટ જેવો છે. (ફુલ તોડીને શીશુમાર પાસે જઇને, તેને). ફુલ માત્ર મને એટલાં ગમે છે કે મારાં રાજ્યમાં મેં ઠાર ઠાર હુકમ કર્યો છે કે સર્વ કોઇએ પોતાનાં ઘર નાનો અથવા મોટો બાગ કરવોજ. ફુલપાનનો મને એટલો શોખ છે કે વનવગડામાં પણ તે જોવું તો ભુખ્યો અને તરસ્યો ત્યાં દિવસો સુધી પડયો રહું. અને આ તમારા બાગમાં પણ પડી રહીને બધાં પુષ્પો જોઈ વળું એમ મારો જીવ કહેછે.

**શીશુમાર**—તો, ભલે, રહોને. આ મહેલ અને બાગ તમારોજ છે, અને વળી હું પોતે તમારી સેવામાં રહીશ.

**કેતુમાન**—અરે, ભાઈ, એ શું બોલ્યા ! તમે રજા આપોછો તો હું થોડા દિવસ તમારા બાગનાં પુષ્પોનો અભ્યાસ કરવા રહીશ, પણ તમને સિદ્ધ કરી આપીશ કે તમારી સેવામાં હું કેવો સઘળો વખત તત્પર રહીશ અને તમને તો મારા માટે લેશ શ્રમ નહી પડવા દેવું. કેમકે દુષ્ટમાં દુષ્ટ માણસની પણ સેવા કરવી એ મારૂં વ્રત છે ત્યારે તમે-તો મહા પ્રતાપી પુણ્યાત્મા છો.

**અંબાલીકા**—( મોતી વિણતાં સર્પ ડંસ થતાં ). ઓ પિતાજી ! મને સર્પે ડંસ દીધો જો, દોડજો. (તેણી બેભાન થઇ પડેછે).

**કેતુમાન**—( તેણી પાસે દોડી જઇને, સ્વગત). કેતુમાન જીવડા ! આ અપ્સરાના ભોગી તારે થવું હોય તો સર્પનું વિષ ચુસી લઇને એને જીવતી કર, જેથી જો એ જીવતી રહેશે તો તનેં જીવતદાન દેનાર જોઇને ખુશીથી તને વરશે. ( શીશુમારને ). તમે ઝટ જઇને તાતજીને બોલાવી લાવો. હું ઝેર તો ચુસી લઇશ. (શીશુમાર જાય છે). ( તેણીની આંગળી ઉપર લોહીનું ટીપું જોઇને, સ્વગત). આ રહ્યો ડંખ તો. લાવ, પ્રથમ સર્પને મારી નાખું. ( સર્પને પુંછડીથી ઝાલીને તેને હવામાં ઉંચે ફેરવીને તેનું શિર જોરથી ભૂમિ ઉપર પછાડી મારી નાખેછે. ઝેર ચુસવા અંબાલીકાનો કર ઝાલીને ). આવી પ્રેમદા માટે સર્પનું ઝેર ચુસવામાં એક જીંદગી શું પણ લાખો જીંદગીઓનો ભોગ આપવો પડે તો તેમાં શું છે!( વિષ ચુસવા અને થુંકવા માંડેછે.)

**યુધાજીત**—( યુધાજીત શીશુમારના ખભે ટેકો દેતા પ્રધાન સાથે મહા ઉદાસીમાં આવે છે. સ્વગત. બાજુ ). હરી ભગવાન ! આ મારી પુત્રીની આવી દશા જોવા મને મરતો બચાવ્યો ! અરે ! ભગવાન ! મારી આ વૃદ્ધ વયે મને આ એકની એક પુત્રીનું દુઃખ ના દેખાડશો. ( કેતુમાન પાસે જઈ પહોંચતાં, કેતુમાનને ). તમારો ઉપકાર તો હું મરણ લગણ તો શું પણ ભવોભવ પણ કેમ ભૂલીશ ! અરે ! ભાઇ ! ઉપકાર ભૂલવાની વાત કયાં છે? હું તો જીવીશ ત્યાં સુધી તમારો દાસ થઇને રહીશ. ( કેતુમાન ઈસારો કરીને મારી નાખેલો સર્પ દેખાડેછે ). ઓહો ! આટલો મોટો અને આવો ભયાનક સર્પ ! અરે! કેતુમાન ભાઈ ! મારી પુત્રીને જીવતદાન દેવાજ ભગવાને તમને મારા ત્યાં મોકલ્યા છે ! ( કેતુમાન ઈસારો કરેછે કે જીંદગીની તે પરવા કરતો નથી ). હા, ભાઇ, હા, તમે તમારા જીવની પરવા નથીજ કરતા. વળી જીવનીજ પરવા તમે કરી હોત તો આ પ્રમાણે તમારો જીવ તમે જોખમમાં નાંખ્યો હોત ! હશે, ભાઈ તમારી કૃપાની વાત છે, અને તમે તમારો જીવ જોખમમાં નાખ્યોછે તો ભગવાન તમારી મહેનત પાર પાડે અને મારી પુત્રીને જીવતી ઉઠાડે તો બહુ સારૂં થાય. ( અંબાલીકાનું વિષ શરીરમાંથી નીકળી જવાથી તેણીનું અંગ હાલેછે. કેતુમાન ઇસારામાં યુધાજીતને કહેછે કે એ ઘણી સારી નિશાની છે ). ભલે, ભાઇ, હવે ચિંતા નથી એમ તમારૂં ધારવું છે તો તમારે મોઢે સાકર અને તમારો આ મારા ઉપર અને મારી પુત્રી ઉપર પાર વિનાનો પાડ. વધુ હમણાં જો બોલું તો કાંઇ સારો લાગું નહી. ( અંબાલીકા પાસું બદલે છે. કેતુમાન ઇસારો કરે છે કે હવે એક બે ફેરાજ વિષ ચુસવાની જરૂર રહેલીછે ). ભાઇ, હજુ કેટલું ચુસવું એ તો તમે જાણો અને સમજો, અને હું તો ઉભો ઉભો તમાસો જોવું એવો છું. ( કેતુમાન ઝેર ચુસવું બંધ કરીને ઉભો થાયછે ).

**કેતુમાન**—(યુધાજીતને ). તાતજી ! હવે પ્રથમ તમારાં પુત્રીને અંદર મોકલાવી એમને શાંત

નિદ્રા લેવા દો. બે કલાક પછી ઉઠશે તો જાણે વિષ ડંસ થયોજ નથી તેમ મહેલમાં હરે ફરે નહી તો મારા ઉપર થુંકજો. અને, તાતજી, મારાથી આટલો વખત તમારા સાથે વાત નહી થઈ તેનું કારણ એટલુંજ હતું કે ઝેર ચુસતી વખતે બોલું તો ચુસેલું ઝેર મારા ગળામાં ઉતરવાનો સંભવ હતો, માટે મેં ઇશારતથી વાત કરી તે માટે કાંઈ ખોટું લગાડશો નહી. ( દાસીઓ અંબાલીકાને ઉંચકીને મહેલમાં લઇ જાયછે ).

**યુધાજીત**—તમે મારી કુંવરીને જીવતદાન દીધું અને વળી મને ખોટું શાનું લાગવાનું હતું ! હું તો કાંઇ છેકજ મૂર્ખ છું કે લગીરે કાંઈ સમજતોજ નહીં હઇશ ? ભાઇ ! તમારો ઉપકાર શી પેરે વાળવો તેની મને સમજ પડતી નથી. તમે કહો તો મારૂં સઘળું દ્રવ્ય અને રાજ્યપાટ આજ પળે તમને સોંપું, અને તમે કહો તો મારી પુત્રીનો કર તમને આપું.

**કેતુમાન**—( બાજુ ). અરે આપણને તો કુંવરીનો કર જોઇએછે. ( યુધાજીતને ). આપની રાજપુત્રીનો કર ગ્રહણ કરવા કોણ જાણે નિર્માણ થયું હશે જેથી આ વિષ ચુસવાનાં નિમિત્તે ભગવાને તે મારી પાસે ઝલાવ્યો. અને જે કર દુઃખમાં મેં ઝાલવા આનાકાની નહી કરી તે સુખમાં ઝાલતી વખતે મુખ નહી મરડીશ, જેથી આપને જો આપની પુત્રી મને દેવા વાંધો નથી તો મારે એમનો કર ગ્રહણ કરવા વાંધો ઉઠાવી શકાયજ નહી.

**પ્રધાન**—( પ્રધાન સુનીથ રાજકુમારના સેનાપતિને લઈને આવે છે. કેતુમાનને ). કેતુમાન રાજકુમારશ્રી ! સુનીથ રાજકુમારના તરફથી આ એમના સેનાપતિ આપને ખાસ મળવા તાકીદથી માંગતા હોવાથી આપની પાસે લાવ્યોછું.

**કેતુમાન**—( સેનાપતિને ). કોણે સુનીથ રાજકુમારે મોકલ્યા છે ? ( યુધાજીતને ). તાતજી ! હું આમની સંગાથે વાત કરૂંછું તેટલાં આપ પુત્રીબાની ખબર જરા કહાડો તો સારૂં. દાસીઓના આધારે એમને સમુળગાં એકલાં આ વખતે નહી મુકાય. ( યુધાજીત જાયછે ). ( સેનાપતિને ). બોલો, કેમ આવવું થયું હશે.

**સેનાપતિ**—શ્રી રાજકુમાર મારા સુનીથ રાજકુમારે આપને ઘણી તાકીદનો સંદેશો મોકલ્યો છે કે એમના તાતના પ્રદેશમાં આપ થોડા દિવસ ઉપર શિકાર રમવા આવ્યા હતા તે પ્રસંગે આપે એમને કે એમના પિતા ઉત્તાનપાદ મહારાજાધિરાજને એ વિષે જાણ નહી કરી હતી. માટે, હવેથી એમના પ્રદેશમાં આપનું આવવુ થાય ત્યારે તે સંબંધિ આપે પ્રથમથી ઉત્તાનપાદ મહારાજાધિરાજને જાણ કરવી અને તે માટેનો જવાબ આપને મળવા પછી પધારવું. જેથી રાજ્યનીતિની મર્યાદા આપે ઓળંગેલી નહી કહેવાય. અને, વળી, ઉત્તાનપાદ મહારાજાધિરાજ પણ જ્યારે આપ એમના પ્રદેશમાં આવ્યા હોવ ત્યારે આપની સગવડ અને સન્માન માટે યોગ્ય સામગ્રીઓ પણ કરી શકે.

**કેતુમાન**—અરે, ભલા માણસ ! મુગો મુગો જા. આજે તો આવો સંદેશો તું લાવ્યોછે

તો ઠીક છે પણ ફરીથી લાવીશ નહી. આવો સંદેશો મોકલનાર તો મૂર્ખ ગધેડોજ હોવો જોઇએ પણ તે સાથે તમે પણ તેવાજ છો કે આવો સંદેશો મારી પાસે લાવ્યા ? ઉત્તાનપાદ મોટા રાજાધિરાજ છે અને સુનીથ એમના રાજકુમાર છે તો બેઉને મારો જવાબ આપજો કે મારે એમના પ્રદેશમાં શિકાર રમવા કે કાંઈ પણ કારણ માટે એમના રાજ્યમાં આવવું હશે તો મારે તેમને જાણ કરવાની તસ્દી લેવાય તેમ નથી. અને કાંઇ વધારે મૂર્ખાઈ એ લોકો દેખાડશે તો એમનાં રાજ્યની કન્યાઓજ ઉપાડી જઇશ તો પછી ઉજળે મોંઢે એમનાથી પાંચ લોકમાં ફરાશે નહી. (સેનાપતિ જાય છે). (સ્વગત) આવા યુધાજીત જેવા રાજાનાં સૈન્યનો ટેકો મને હવે મળે તેવો છે તો હવે મારે ઉત્તાનપાદ કે સુનીથ કે પૃથ્વી ઉપર કોઈ ગમે તેવાથી પણ શાને ડરવું ? અરે હવે તો કહેવત છે તેમ વા સાથે લડીશ. આ અંબાલીકાનાં લગ્નની વાત એના પિતા સાથે નીકળી હતી તેમાં આ સુનીથીઆનો માણસ મારા રંગમાં ભંગ કરવા કયાંથી આવી ચઢયો ! અને, અંબાલીકાનો કર ગ્રહણ કરવા પામીશ ત્યારની વાત, માટે મારી કળચાતુરી પણ સઘળી વાપરવી, નહીતો અંબાલીકા બંબાલીકાના કાંઇ ભોગી થવા પામવાના આપણે નથી.

### ગાયન ૧૦.

૧. પાણી પહેલાંજ બાંધવી તો પાળ,
વિસારતાં એ આવે મૃત્યુ અકાળ.
૨. મુખે આવેલા ઢળે ઘુંટડા તત્કાળ,
સળગી ઉઠે અંગાર જેની બુઝાયલી ઝાળ.
૩. જો પાંથરી પ્રથમથી જુગ્તિ જાળ,
લેવી પડે નહી પછી ઝાઝી સંભાળ,
જુગ્તિ કેરી ભૂમિ મહા રસાળ,
મહા ભારે ભાઇ એના તો ફાળ,
એવું ભાઈ ફળ હળથી હાલ હાલ.

---

## અંક ૧. પ્રવેશ ૪.

**લલુભાઇ**—(દાળ ભાત અને રોટલા થાળીમાં લઇને ખાતા આવતા, સ્વગત). આટલો આ પગે લંગડો હું ના થઈ ગયો હોત તો આખી પૃથ્વી મને કન્યા આપવા નીકળતે. પણ ગયે વર્ષે રાત્રે અંધારામાં દાદર ઉપરથી પડવાથી આ પગ ભાંગી ગયો અને સારો થયા પછી આટલી ખોડ રહી ગઈ અને લલુભાઇની વાત બગડી ગઈ, કીમત ઘટી ગઇ, અને સર્વ ઉંધું વળી ગયું. મારા બળવંતીયા બહેરીયાની મા સાત

મહિના ઉપર મરી ગઈ તેથી રોટલા હાથે ઘડવાની મને ભારે પીડા થવા લાગી, તે માટે ત્રણ મહિનાથી આ કાણીને લાવ્યો કે રોટલાપાણી તો મને નિરાંતે મળે. પણ આ કાણી તો એવી મળી કે એના રોટલાપાણી મારે કરવા પડેછે! એ તો વાતો એવી લાવીને મુકેછે કે એક આંખમાં નાનપણમાં વાગ્યું હતું ત્યારથી તે ફુટી ગઈછે અને બીજી આંખે ઝાંખ આવીછે તેથી બરાબર દેખાતું નથી, એટલે આંખે બરાબર દેખાય નહિ અને ચુલા પાસે જાવું તો કોઇ દિવસ હું પણ બળી મરૂં અને ઘર પણ સળગી ઉઠે તે વળી જુદું. એની એક આંખ ફુટેલી છે અને તે આંખે દેખાતું નથી એ વાત તો સાચી. પણ એની બીજી આંખ તો તારા જેવી છે, અને હું પાસે નથી હોતો તે ઘડી તો પોતાનું કામ ડહાપણું કરે છે અને હું ઘર આવ્યો અને મારૂં કામ નીકળ્યું તો લાગલી એની આંખે ઝાંખ આવી જાયછે! એ કાણી હોવાનો ઢોંગ લઇ બેઠીછે તો આપણે પણ લંગડા હોવાનો ઢોંગ લઇ બેઠા છીએ, એટલે ઘરની બહાર તો ઘોડાની પેઠે દોડીએ છીએ પણ ઘર આવ્યા અને એની નજરે ચઢયા એટલે લંગડા એવા થઇ જઇએ છીએ કે બેઠા હોઇએ ત્યાંથી પરાણે ઉઠાયછે. શું કરીએ ત્યારે એ તો આડે લાકડે આડો વેહજ હોય. અને જો હું લંગડો હોવાનો આટલો ઢોંગ નહી કરૂં તો આ કાણી તો ઘરનું સઘળું કામ સોરી પાસે કરાવીને મારો દમ કહાડી નાખે અને પોતે પટરાણી બની ખાટલા ભાંગે. આ કાણી આવા ઢોંગ કરે છે તો હું પણ ખરો કે એવી યુક્તિ રચું કે ઢોંગ કરવોજ ભૂલી જાય. પેલા જુના પટારામાં બે આનાની ત્રણ વીંટીઓ પડી છે તે એણે જોઈ નથી તે બહાર કહાડું, અને એ આવે ત્યારે એ વીંટીઓ મારા હાથમાં ઉઘાડ ઢાંક કરૂં એટલે પછી વીંટીઓ દેખતાં તો એ લાગલી ચીલની પેઠે માગવાનીજ, એટલે, એની ચોરી પકડાઈ જશે. અને આપણને કહેવાનું ફાવશે કે ચુલા અને વાસણો દેખાતાં નથી અને આવી નાનકડી વીંટીઓ કેમ દેખાઈ. લાવ, જઇને વીંટીઓ પટારામાંથી કહાડું. (જાય છે).

**કંકુ**—(આવતાં. સ્વગત). મારો રોયો મને હવે તો કાણી કહીનેજ બધે બોલાવેછે તો હું પણ ખરી કે એ જરી લંગડો છે તો એને પૂરો લંગડો કરીને બેસાડું. એ લંગડો એવો છે કે રોજ એનાથી વઢવાની વાત નહી રાખું તો એક ઘડી જપીને બેસવા મને દે નહી. આજે મારી માંના ઘર ગઇ તો એને કહ્યા વિના ગઈ ત્યારે નહીતો મારો રોયો મારી માના ત્યાં પણ મને જવા દેતો નથી. (કમાડ ઠોકે છે.) અરે! હેં! હેં! આ કમાડ કેમ વાસ્યુંછે? ઘરમાં છો કે નહી? પગે લંગડા છો તોપણ ઘરમાં તો ઘડીએ બેસવું સમજતાજ નથી.

**લલુભાઈ**—(આવેછે). કોણ કાણી નવી! તું આવી ગઈછે?

**કંકુ**—આ તમે મને હવે કાણી કહીનેજ બોલાવવા માંડીછે તો ખરી પણ હવે જીભડીને વશ રાખીને મને બોલાવો તો ઠીક નહીતો મને બોલાવવીજ નહી. સમજ્યા?

આ તમને છેવટનું કહ્યું, પછી તમે કહેશો કે એ વિષે મને પ્રથમથી ખબર કેમ ના આપી. મારાં માબાપે મને જન્મ આપ્યો અને પાળી પોષી મોટી કરી તેમણે તો એકે દિવસ મને કાણી કહી નથી, અને તમે મને એક ત્રણ મહિના રોટલો ખાવા આપ્યો અને રહેવા ઓટલો આપ્યો તે માટે મને વગોવવા માંડીછે કેમ ? આપણે જાણ્યું હશે કોણ બોલે, ત્યારે તમે તો છેકજ ફાટયા.

**લલુભાઇ**—( બાજુ ). આજે આનો મીજાજ ખસેલો લાગેછે માટે હમણાં આપણે રોપ મારવામાં સાર નથી. ( કંકુને ). પણ ભલી માણસ ! તને એટલી પણ સમજણ નથી પડતી કે હું તને કાણી કહીને બોલાવુંછું તે તારી ઉપરના પ્રેમના લાડમાં કહુંછું. :( હાથમાં વીંટીઓ ઉઘાડ ઢાંક કરેછે ). અને તને પણ મારા ઉપર એવોજ પ્રેમ હોય તો તું મને લંગડો કહીને બોલાવ. પ્રેમથી બોલાવવું છે ત્યાં ફકર શી છે ? હવે મને જરી ઉંઘી જવા દે. વીંટીઓ કરાવવા ગયો હતો તે થાકી ગયોછું.

**કંકુ**—( બાજુ ). આ રોયો આજે તો વીંટીઓ લાવ્યોછે પણ મને આલતો નથી અને ઉઘાડ ઢાંક કરેછે તો મારૂં પારખુંજ જોતો હશે કે મને દેખાયછે કે નહી. વીંટીઓ દેખાતી નથી એવોજ ડોળ કરૂં અને રાત્રે ઉંઘમાં પડે તે વખતે પેટીમાંથી કહાડી લેવું. (લલુભાઇને). ઉંઘવું હોય તો ઉંઘી ગયા. એમાં વળી મને શું કહેવાનું હતું ?

**લલુભાઇ**—( બાજુ ). કયારની વીંટીઓ ઉઘાડ ઢાંક કરૂંછું પણ આ હજુ વીંટીઓનું નામ નથી લેતી તો એની બીજી આંખે પણ બરાબર નહીજ દેખાતું હશે, નહીતો સ્ત્રી જાત ઘરેણાં દેખીને પાતાળમાંથી ફુટી નીકળે તે આ રીતે મુગી રહે નહી. લાવ, હમણાં તો એ દેખે તેમ પેટીમાં મુકવા જાવું. જોવું વારૂં, તો પછી કાંઈ વીંટીની વાત કહાડેછે. ( પેટીમાં વીંટીઓ મુકવા જાયછે. પેટી ખોલેછે ).

**ચોર**—( મોટો ચોર બીજા બે સંગાથના નાના ચોર છોકરાઓ સાથે આવેછે અને છોકરાઓને ). આ પેલો પેટીમાં વીંટીઓ મુકે છે ! જોઇને ? આ પેટી આજને આજ રાત્રે ઉપાડી હોય તો આપણને લાભ ખરો.

**છોકરો ૧**—( મોટા ચોરને ). બાપા ! આ પેલી ભાંગેલી દીવાલ ઉપરથી આ ઘરમાં ઉતરાય એમ છે. નહી વારૂં ?

**છોકરો ૨**—( ૧. છોકરાને ). તું દીવાલ ઉપરથી અંદર ઉતરજે અને બહાર હું ઉભો રહીશ તેને પેટી આપી દેજે એટલે હું નાસવાંથી વાત રાખીશ. આપણા બેનુંજ આતો કામ છે. અને બાપાજીને સંગાથે આવવાની મહેનત આપવાની કાંઈ જરૂર મને તો નથી લાગતી.

**ચોર**—( છોકરાઓને ). શાબાશ છે, બેટા. મારા આ ઘડપણના વખતે મારી જાતે મહેનત કરવી નહી પડે તેટલા માટેજ મેં તમને બેઉને મારી સાથે ફેરવીને મારાં કામથી માહિતગાર કર્યાછે. ( લલ્લુભાઇને ). બાપા ! કાંઈ ગરીબ ઉપર દયા કરો.

**છોકરો ૧**—( લલ્લુભાઇને ). બાપા ! આ ત્રણ દનથી મુઢાંમાં મેં અન્ન નથી નાંખ્યું.

**છોકરો ૨**—બાપા ! અન્ન દાન જેવું બીજું પુણ્ય નથી, અને વળી પેટ વરામાં પુણ્ય વરો છે, એટલે એમાં કાંઇ મોટી વાત પણ નથી.

**લલુભાઈ**—( પેટી બંધ કરતાં. કંકુને ). આ ભીખારીઓને કાંઈ આપવું હોય તો આપ, એટલે અહીંથી જાય. આ તાળું કેટલા દનથી બગડી ગયુંછે તે વસાયછે તો ખુલતું નથી અને ખુલેછે તો વસાતું નથી.

**કંકુ**—( લલુભાઇને ). આ મુવાઓને આપવા કહોછો તો આલું શું મારૂં કપાળ ? ( ચોરોને ). નીકળો અહીંથી મારા રોયાઓ. આવા પાડા જેવા છો તો કાયા નમાવીને ધંધો કરતાં શું થાયછે ? જાવોછો કે લાકડી લઇને ફરી વળું ?

**ચોર**—અરે બાઈ ! ના આલવું હોય તો આ હીંડયા. ભીખારીને આલવું હોય તો જીવ જતો રહે, અને ચોર ચોરી જાય કે લહાય ઉઠે ત્યારે મુગે મોંઢે બેસી રહે. ( જતાં. છોકરાઓને ). ગમે તેમ થાય તોપણ આની વીંટીઓ આજે લેવી ખરી ત્યાં વિના એનો રોપ ઓછો થવાનો નથી. (જાયછે).

**લલુભાઈ**—( બાજુ. સ્વગત ). વીંટીઓ તો પેટીમાં મેલી તોપણ એને નાજ દેખાઈ ત્યારે ! ( કંકુને ). આ પરમ દિવસ દોઢ મણ અનાજ લાવ્યોછું તેમાંથી ચપટી આ ભીખારીઓને આપ્યું હોત તો કેવું ? બાપડાઓની આત્મા ઠરતે.

**કંકુ**—તો ચપટી શીદને આલવું પડે ? બધું દોઢ મણજ ઠલવી આપોને. તમારા હાથ ભાંગી ગયાછે ? મારી તો આંખે દેખાયછે ક્યારે કે ચપટી કે દોઢ મણમાં મને સમજ પડે ? ( બળવંતને આવતો જોઇને. બાજુ. સ્વગત ). આ બળવંતીયો બેહેરીયો રોયો મને ફાવવા દે તેવો નથી, નહીતો આ લંગડાને રોજ એવો રોવડાવું. આ બેહેરીયાથી મારે ડરવું પડેછે. ( લલુભાઇને ). આ બળવંતીયો મને રોજ ગાળો ભાંડે છે તો તમારે રોકવો હોય તો રોકજો નહીતો તમને બાપ દીકરાને જોયા જેવા હવે કરી મુકીશ. આટલું આટલું એ મને બોલેછે તો શું તમે મારા ધણી નથી અને એ કાંઇ મારો ધણી છે કે તમે સાંભળી રહોછો ? હું જરી અંદર જઈ આવું. (જાયછે).

**બળવંત**—( આવતાં. લલુભાઇને ). કેમ બાપા ! મારી સાવકી માં કેમ ભાગી ગયાં ?

**લલુભાઈ**—( સ્વગત. બાજુ ). આ કાણી કહેછે તેમ બળવંતીયાને આજે વઢું કે એની નવી માને એક અક્ષર પણ હવે એણે કહેવો નહી. આ બેહેરીયો આ કાણી સાથે ઉપરાણું તો મારૂં લઇને લડેછે, પણ હવે કાણી કંટાળીછે માટે એને મના કરેલો સારો. ( બળવંતને ). કેમ લ્યા ! તારી નવી માને ફાટયો ફાટયો બહુ બોલવા તેં માંડયુંછે ?

**બળવંત**—( પૂરૂં નહી સાંભળવાથી પોતાનો ફાટેલો ડગલો બતાવીને ). બાપા ! આ

ડગલો તો એમ ફાટયોછે કે આપણા છેલ્લા ઓરડામાં પેલો મોટો પઠારો છે તે હું બે દન ઉપર ખોલવા ગયો તો આ ડગલો તેના ખીલામાં ભરાઇ ગયો.

**લલુભાઈ**—અરે બેહેરીયા ! હું તો તને એમ કહુંછું કે તું તારી નવી માને ન દેવાય તેવી ગાળો દેછે તો તું એટલો બધો કેમ ફાટયોછે.

**બળવંત**—(બરાબર નહી સાંભળતાં). બાપા ! મારી નવી મા તમને ગાળો મસ દેછે તો લાવો એને પળમાં સીધી કરી નાખું. એના શા ભાર છે !

**લલુભાઇ**—(બાજુ. સ્વગત). બધાને બર અવાય પણ બહેરીયાને નહી અવાય. (બળવંતને). અલ્યા ! હું તો તને એમ કહુંછું કે તું તારી નવી માને ગાળો ભાંડેછે તો તારે હવેથી એકે ભાંડવી નહી. અને હું એમ પુછુંછું કે તું કેમ અંહી આવ્યો હતો વારૂં.

**બળવંત**—(બરાબર નહી સાંભળતાં). મારી નવી મા આંહી આવી હતી તે મેં જોઇ છે. બાપા ! મને દેખીને નાઠી કેમ વારૂં ?

**લલુભાઈ**—તે તારા બાપની ચોરી પડી તેમાં નાઠી. અકર્મી કશું સાંભળતોછે નહી અને નકામી લવરી કરે છે.

**બળવંત**—અરે એ નવી માની લવરી ચાર દિવસમાં ભૂલાવી દેવાનો છું. તમે જોયા તો કરો. બાપા ! હું આ જરા સરકારી કામે બહાર જાવુંછું તે કલાક કેડે પાછો આવુંછું એટલે બધી તમારી વાત હું નિરાંતે સાંભળીશ, અને તમે મારી નવી માથી લગીરે ડરશો ના. આ પાઘડી આંહી રહી ગઈ હતી તે લેવા આવ્યો હતો. મારે લગીરે હમણા થોભાય તેમ નથી. (જાયછે).

**કંકુ**—(આવીને. લલુભાઇને). હું સઘળું છુપાઇને સાંભળતી હતી. જુવો, તમારી આગળ પણ મારા માટે કેવું કેવું એ બોલ્યો ! હવે હું તો જઈને કુવો નદી પુરૂંછું. મને ભગવાને કાણી કરી ત્યારે ધણી અને દીકરો બધા મને કનડતા આવ્યા ! બેઉ આંખે દેખતી બાયડીઓ હોય છે તેમને તો તેમના ધણીઓ કેવાં નિત્યનાં સારાં સારાં ઘરેણાઓ લાવીને આપેછે. અને ધણીઓ પોતાની મેળે ના લાવી આપે તો એ દેખતી બાયડીઓ કેવી ધણીઓની ફેંટ ઝાલીને ઉભી રહેછે. હું તો કાણી એટલે કશા લેખામાંજ શાની ? કુવો નદીજ હવે હું તો પુરૂંછું.

**લલુભાઇ**—(બાજુ). કુવો નદી પુરશે તો સરકારનાં માણસો મને ઝાલશે અને મને મારી મારીને અડધો કરી નાખશે. હમણા એને મનાવી લેવી ઠીક છે. (કંકુને). અરે, ભલી માણસ ! એ બળવંતીયાના બોલવાથી દમ શું ખાયછે ? હું સલામત છું ત્યાં લગણ એ તને વાંકું વેણ શું કહી શકનાર છે ? અને તું કહેછે કે દેખતી સ્ત્રીઓના ધણી તેમના માટે ઘરેણાઓ નિત્યનાં લાવી આપેછે તો હું પણ તારે માટે તારા વગર કહેવે ઘરેણાં કયારે નથી લાવતો ? તું આજે તારી માના ત્યાં ગઈ અને હું તારા માટે વીંટીઓ કરાવવા ગયો. અને હું કયારનો તને કહુંછું કે તારા માટે વીંટીઓ બનાવી લાવ્યોછું પણ તું સાંભળેછેજ કયાં !

હા કહો ના કહો તું લગીર બહેરી પણ છે ખરી. ખોટું લગાડીશ ના. આ તો મારી સમજ પ્રમાણે તને કહું છું.

**કંકુ**—મારે વીંટીઓ કે ઘરેણાં કાંઈ જોઇતાં નથી. મારૂં જીવતર ધણીના વહાલ વિના ઝેર થઇ પડયુંછે માટે મને કુવો નદી પુરીને મરવા દો. (બાજુ). રાત પડે અને આ ઉંઘમાં પડે એટલી વાર આ વીંટીઓ ઉપાડી જવાને છે. કોઇની સંગાથે મારી નાની બહેનને કહેવડાવું કે નદીએ જવાનાં બહાને સવારમાં વહેલી મારી પાસે આવે, એટલે પેટીમાંથી કહાડેલી વીંટીઓ એને આપી દેવું.

**લલુભાઇ**—(બાજુ). આ બેહેરીયો આને નકામી છેડે છે. આનો સ્વભાવ ખોટો છે અને નક્કી કોઈ દન કુવો નદી પુરવાની. (કંકુને). બળવંતીયાને હું કેવો પાધરો દોર કરૂંછું તે એક ફેરા જો. એટલી વાર તું કુવો નદી પુરતી થોભી જા, અને પછી તને ફાવે તેમ કરજે. આટલો મારો સખન આ ફેરાનો રાખ. લે. મેં દાળ ભાત રાંધ્યા છે તે તું કહે તો તારા માટે અંહી લાવી આપું અને તું રસોડામાં આવે તો તને ત્યાં પીરસું. બોલ, કેમ કરૂં? રસોડામાંજ હીંડ ત્યાં નિરાંતે ઠીક પડશે. લો હીંડો ભાઈ શાબ હીંડો. ( કંકુ ચાલવા માંડે છે. તેને ). હું તને વઢું તો તારો ગુન્હેગાર કહેવાવું. બળવંતીયો બોલે તેને માટે તું મને અપરાધી ગણે એવો કાયદો કયાંનો ? અને એ બળવંતીયો પણ આટલું બોલે તો ના પણ બહેરો છે એટલે બરાબર સમજતો નથી એટલે કાંઈનું કાંઈ સમજવા વિના બોલે છે. દાળભાત હમણા અડધી કલાક ઉપરજ ચુલા ઉપરથી ઉતાર્યા છે. હોં. અને ઠંડા થયા હશે તો મને ગરમ કરતાં વાર કેટલી લાગવાની છે. (બેઉ જાયછે. લલુભાઇ કંકુને હાથ ઝાલીને લઇ જાયછે ).

## અંક ૧. પ્રવેશ ૫.

**અંબાલીકાઃ—** ગાયન ૧૧.

૧ આવી અંબાલીકા આપદ જીવ લેણ હવે,
આવવાના નથી હરી પણ તારાં ત્રાજવે.
૨ શીદ સળગાવ્યાં તેં સુખ સારાં દ્રોહ દવે ?
કુટયા કર કપાળ હવે રાત દિન હળવે હળવે.
૩ ઓછાં થયાં હતાં ભુંડી સુખ તારાં એક ચવે,
તોલ્યા કર ટોપલા હવે મુઝામણના મણે નવે.

૪ અટકી પડયા હતા હાથ પગ આડો હાથ આવવે,
લાડે લટકશે કેમ લંગડી થાતાં હવે લકવે ?
૫ પોકાર પાડયા પીડાના પડતાં પણુજ પાલવે,
સ્વચ્છતા શા અર્થની મેશ મુખે હવે ઢળવે ?

(સ્વગત). અરેરે! મારાં ધાવમાતા કહેતાં હતાં કે અંબાલીકા તારા વ્હાલાને ઘડી ભર એક પ્રસંગનું નથી મલાયું તે નિર્જીવ દુઃખને તું દુઃખનો દરિયો કરી મુકેછે તો દુઃખનો દરિયોજ તને સાક્ષાત આવી મળશે અને તેમાં તું ડુબી મરીશ. ધાવ માતાના એ બોલો અક્ષરે અક્ષર ખરા પડયાછે! બાગમાં હારના હીરા વિણુતા મને સર્પ ડંસ થયો ત્યારે પેલા દુષ્ટ કેતુમાને મારાં બેભાનપણુમાં ડંસનું વિષ ચુસી લઇને મને મૃત્યુવશ થતી બચાવી, તેથી એના એ ઉપકારના બદલામાં તાતજી મારો કર એને આપવા આગ્રહ કરી રહ્યાછે, અને એ વાતની છેવટની હા મારાં મુખથી કહેવડાવવા હમણુા આવવાના છે તે આવતા હશે. હું તો મરીશ તોપણુ આ દુષ્ટ કેતુમાનને વરવાની નથી કેમકે હું તો મારા દેવરાત વહાલાને કયારની મનથી વરી ચુકીછું. તાતજી મારી ના સાંભળીને દુઃખી તો થશે, પણુ તાતજીએ દુષ્ટની દુષ્ટતા જાણુતા નથી અને પોતાના ખોટા આગ્રહથી પોતે દુઃખી થાય છે તેને હું કેમ કરૂં! મને પણુ વળી તાતજી દુઃખી કરે છે. પણુ હું તો દુઃખી થઇશ તે હા પણુ કેતુમાનને વરવા હા પાડીશ નહી.

### ગાયન ૧૨.

૧ તુટતો હોય મેરૂ તો તુટો સાથે આભ વળી,
આવી હશે મોત ઘડી તો ટળી જાશે નવ ટળી.
૨ સુખ દુઃખ આવી મળે કરે પુણ્ય જેમ પાંચ આંગળી,
આંગળી આપણી ને દુઃખ થયું તો કેમ ના બનું પાંગળી !
૩ જગતમાં જીવાત્માને નહી કોઇ તણી હુંફ ધાબળી,
સહેવાં મુગે મોઢે તાપ તાઢ ને વૃષા વાદળી.
૪ ઉતાર્યા આત્માને હરીએ ન મરવા એકલડા ટળવળી,
પશુ પંખીનાં પણુ જોડલાં બની રહે હળીમળી.
૫ મહેશ્વરમાં હામ કાજ રચ્યાં મુનિયોએ શાસ્ત્રો કળી,
શાસ્ત્ર સાર એ, શ્રદ્ધામાંથી નવ જઇશ માનવ તું ટળી.

**સુધાજીત**—(આવતાં, અંબાલીકાને). બેટા! તું અહીં છે? હું તો તને તારા ઓરડાઓમાં જોઇ આવ્યો પછી તારાં ધાવમાતાએ કહ્યું કે તું બાગમાં છે તેથી અહીં આવ્યો. બેટા! તેં તારી જીંદગીમાં કોઇ પ્રસંગે સ્વપ્ને પણુ મને તારી પાસે આવતો દેખીને મનમાં નહી કહ્યું હશે કે પિતા કયાંથી આવી ચઢયા, પણુ આજે તો નક્કી તારાં મનમાં મને દેખીને હમણુા એવો વિચાર આવ્યોજ હશે કે પિતા નહી આવ્યા હોત તો સારૂં.

**અંબાલીકા**—તાતજી ! મારા મનમાં એવા પાતકી વિચારો આવશે ત્યારે એ મનને એવા વિચારો કરતું અટકાવવા જીભ કચડીને મારો જીવજ કહાડી નાખીશ એટલે મન પછી એવા વિચારો કરવા કયાંથી પામશે. અને, વળી, તાતજી, મારે શા માટે એવા વિચારો આવવા દેવા પડે ? મારે કેતુમાનને વરવા નાજ કહેવી છે તો નાજ શા માટે નહી કહીશ કે બીજા આડા અવળા વિચારો કરવા જઇશ ? તૃષા છીમવા લાગલી સરોવર કે સરિતા તીરે નહી જઇશ કે વળી ભેંસ લઇશ અને તેનાં દુધ ઘી ખાવાના વિચારો કરીશ ! દીપ્તિ સળગાવવા ગૃહિણી કોડિયામાં દિવેટ નહી સળગાવશે અને શું ઘરનેજ દીવાસળી લગાડવા જશે ? ભોજનની ભોગી થવા શું ગૃહિણી ભાત તપેલીમાં ચુલે નહી ચઢાવશે અને ખેતરે વાવવા જશે ? માટે, તાતજી, મારે જે ના કહેવાની છે તે હું સ્પષ્ટ શબ્દોમાં આ પળે આપને કહુંછું કે આ કેતુમાનને હું મારો પ્રાણ જતાં પણ પરણનાર નથી.

**ચુધાજીત**—અરે બેટા ! મારે માટે આ શું મહા સંતાપની વાત તું બોલે છે ?

**અંબાલીકા**—તાતજી ! ખેદ કરશો નહી. શાસ્ત્રોની મહા પ્રાચીન કાળની કથાઓમાં તેમજ હાલના સમયના દાખલાઓમાં તમને અવલોકન કરતા સ્પષ્ટ જણાશે કે રાજ્ય લક્ષ્મીને શિર સદા કાંઇ એવો દૈવી કોપ રહેલોછે કે રાજ્ય લક્ષ્મીના અધિકારીને સંતાનનું સુખજ હોતું નથી. જેથી બહુધા રાજાને સંતાનજ હોતું નથી અને જો સંતાન હોય છે તો તે સંતાનનું સુખ મળવાને બદલે તે સંતાન રાજનને દુઃખ થઈ પડે છે. અને નિર્ધન જેને પોતાની સંતતિને પાળવા પૂરા રોટલા નથી તેને સંતતિનું સુખ છે. જેથી એક પછી એક બાળનો પ્રસવ તેને થતોજ જાય છે. અને એ સઘળાં બાળો મોટાં થતાં તેને ટેકા રૂપી થઈ પડે છે. માટે, તાતજી, દોષ મારો ગણશો નહી, કે દોષ આપને પોતાને દેશો નહી, પણ દોષ રાજ્ય લક્ષ્મીને દેશો. અને તાતજી, આ દીન પુત્રી આપને કરગરીને વિનવે છે કે આ વાત હવે પડતી મુકો.

**ચુધાજીત**—આખાં રાજ્યમાં કોઈ આ વાતમાં લક્ષ્મીનો દોષ કહાડવાનું નથી, પણ સર્વ કોઇ મારાં મુખ ઉપરજ થુંકતું આવશે કે એવો ગુણી જમાઇ મલ્યો કે મારી પુત્રી માટે એણે પોતાનો પ્રાણ જોખમમાં નાખ્યો તો તેને મેં મારી પુત્રી દીધી નહી અને બીજા જમાઇને ઢુંડવા ગયો તો મારા જેવો નિર્લજ કોણ હશે.

**અંબાલીકા**—તાતજી ! હું તો એટલું જાણું કે એ કેતુમાન જો કહેતા હોય તો જે મારો જીવ સર્પ ડંસમાંથી મૃત્યુ પામતો એમણે બચાવ્યો છે તે જીવ એમને જોઇતો હોય તો આ ઘડીજ જીભ કચડીને કે ગળે ફાંસો ખાઇને પાછો કહાડી આપું, કેમકે મારા જીવની મને લેશ પરવા નથી. વળી, જો મારૂં શિયળ ભંગ નહી કરવાનું એ મને વચન આપવા કહેતા હોય તો હું એમની દાસી બની આખો ભવ એમની ચાકરીમાં રહું. પણ આ ભવમાં હું એમની સાથે લગ્ન કરૂં તે તો કદી બનશેજ નહી.

**ચુધાજીત**—સાગર ઘરનાં દરેક વાસણ જળથી ભરી આપવા તૈયાર થયો પણ મીઠાં જળની એક નાનકડી લોટી પણ ભરી આપી નહી જાણ્યો તો એનાં જળ શા અર્થનાં ?

ગગને કોટિ દીપિકાઓ ગગનમાં પ્રગટાવી પણ દુઃખી દળણા દળનારી જેને કોડિયામાં દિવેલ માટે પાઇ પાસે નથી તેને ત્યાં એક દીપિકા પણ ઉતારી તેણીનાં ઘરનો અંધકાર દૂર ન કર્યો, તો ગગનની દીપિકાઓની શોભાને શું કરવી છે? જવાહીરે લાખો કરોડોનાં જવાહીરો દરદી આગળ લાવી મુક્યાં પણ પાઈની જડીબુટ્ટીની પાંદડી તેની વ્યાધિ દૂર કરવા લાવી નહી શકયો તો તેનાં જવાહીરોને શું રોવાં છે? માટે, બેટા, તું એક મુખ્ય ખરી વાત માટે ના પાડેછે તો તારી લાંબી લાંબી બીજી વાતો મારે શા અર્થની છે! (સ્વગત). અરે! લકવા! તું મને લઈ જવા આવ્યો હતો પણ મેં મૂર્ખાએ તારો સંગાથ ના કર્યો! તું મારો એ અપરાધ માફ કર, અને હવે હું તને હાથ જોડીને કહુંછું કે તું પાછો આવ અને હું તરત તારી સંગાથે નીકળી પડીશ.

**અંબાલીકા**—તાતજી! આ પ્રમાણે કલ્પાંત ના કરો.

**સુધાજીત**—બેટા! મારી જીંદગીના જેટલા દિવસો હવે બાકી રહ્યા હશે તે આ રીતે હરપળનાં કલ્પાંતમાંજ જશે. અને મારાં કલ્પાંતમાં આ પળથી કદીપણ તું મને દીલાસો દેવા આવે તો તને સોગન્દ છે કે તું મારી પુત્રી નહી પણ કોઇ લંપટ તાતની પુત્રી છે અને તું કોઇ રાણીની કુખમાંથી નીકળી નથી પણ વેશ્યાની કુખમાંથી નીકળીછે. આ કેતુમાન અહીં આવે છે. એને શું જવાબ દેવું! (નિશ્વાસ નાંખે છે). મેં એમને કહ્યું હતું કે આજે તારી હા એમની સાથ લગ્ન માટે પડાવ્યા વિના નહી રહું. હવે મારી ના જાણીને કોણ જાણે કેવા ગુસ્સે એ મારા ઉપર થશે!

**અંબાલીકા**—એ આવેછે તો હું જઈશ. (જતાં. બાજુ). તાતજી! આ પ્રમાણે કલ્પાંત કરે અને હું મહેલમાં એમની પાસે હોવું તો એમને દીલાસો દીધા વિના મને ચાલે નહી, અને દીલાસો દેવું તો સોગન્દનો બાધ આવે. માટે, મહેલથી ચાલી નીકળી વાહલા દેવરાતના દેશે જાવું, જેથી તાતજીનું કલ્પાંત દેખવાનું અને તેથી બળવાનું મને રહેજ નહી. હવે એજ માર્ગ મારા માટે રહેલોછે. ભગવત્ મારા પૂજ્ય તાતજીની રક્ષા કરજો. જેવાં મારી ઉપર એમણે ફુલ ફુટાડયાં છે તેવાં ભગવત્ એમના ઉપર ફુલ ફુટાડજો. તાતજી! મારા ભગવાન તમને શાંતા અને સુખમાં રહેતા કરશે અને આ કલ્પાંત દૂર કરશે. (જાય છે).

**કેતુમાન**—(બાજુ. સ્વગત). મેં આ અંબાલીકા માટે મારો જીવ જોખમમાં નાખ્યો પણ એ તો જાણે આપણને ઓળખતીજ નથી એમ કરી રહીછે તો મને વરવા એના બાપ આગળ એણે આજે હા શાની પાડી હશે?

**સુધાજીત**—(કેતુમાનને). પધારો કેતુમાન ભાઈ, પધારો. મને કહેતાં અત્યંત દીલગીરી તેમજ શરમ લાગે છે કે મારી અંબાલીકા પુત્રીનો કર મારે ગમે તે પ્રકારે તમને આપવો જોઇએ, અને તે માટે હું તેને સમજાવવામાં કાંઇ બાકી રાખતો નથી, તોપણ મારી પુત્રી ગાંડીની માફક કાંઇ સમજતી નથી એટલે હું એની આગળ

લાચાર થઈ રહ્યોછું. અને મારો આટલો અપરાધ તમે માફ કરો તો મને જીવત-દાન દીધા સમાન હું આભારી થઇશ. વધુ તો શું કહું?

**કેતુમાન—** અરે તાતજી! એ તો આપ તે દિવસે પોતે ખુશીથી આપની પુત્રીનો કરમને સોંપવા નીકળ્યા હતા એટલે હું આપને આપનાં મુખ ઉપર ના પાડી શકયો નહી, નહીતો ખરૂં પુછાવો તો મારે એ કર ગ્રહણ કરવો ઘટિતજ નથી તેમજ મારે વિચાર પણ નથી અને મારાથી બની શકે તેમ પણ નથી. માટે આપની પુત્રી ના પાડેછે તો હું તો એમજ સમજુંછું કે મારો ભગવાન ત્રિભૂવનનાથજ એ ના એમની પાસે પડાવે છે, અને તે માટે ભગવાનનો તથા આપનાં કુંવરીનો જેટલો આભાર માનું તેટલો થોડો છે.

**પ્રધાન—**(મહા ગભરાટમાં આવીને. યુધાજીત મહારાજાને). જરા મહેલમાં સત્વર એકલા પધારો. કેતુમાન રાજકુમાર જરી વાર અહીં થોભશે.

**યુધાજીત—**એવું તે તાકીદનું શું કામ છે! (કેતુમાનને). ભાઈ! એક જરી વાર થોભજો, હું આ આવ્યો, અને સઘળી હકીકત સવિસ્તર તમને કહુંછું. (જાયછે).

**કેતુમાન—**(સ્વગત). હું તો કહુંછું કે આ પાર વિનાની પૃથ્વી ઉપર આ અંબાલીકા જેવી ન ગુણી વેસ્યા અને આ યુધાજીત જેવો નગુણી ડોકરો કોઇ નહીંજ હશે. દીકરી તો જાણે જાણતીજ નથી અને બાપ તો બસ છુટી પડયો! બેઉએ તાલ તો ઠીક લગાવીછે કે કોઈ કોઈનાં શિર ભાર રહેજ નહી!

**સુનીથ—**(ક્રોધમાં આવતાં. કેતુમાનને), કેતુમાન કુમાર! તમારો પત્તો આંહી છેવટે લાગ્યો એ ઠીક થયું. મારે તમને મળીને એટલુંજ કહેવાનું છે કે તમે અમારાં રાજ્યમાં શિકાર માટે આવોછો તે માટે અમે તમને નમ્રતાપૂર્વક સંદેશો કહેવાડયો કે જ્યારે તમે એ પ્રમાણે અમારા દેશમાં આવવાના હોવો ત્યારે તમારે અમને પ્રથમથી એ વિષે જરા ખબર આપવી જેથી તે રાજ્યનીતિ પ્રમાણે યોગ્ય કહેવાય અને અમે તમારા આદરસત્કાર અને સગવડ માટે ઘટિત બંદોબસ્ત પણ કરી શકીએ. તેના જવાબમાં તમે કહેવાડયું કે અમારે એવા સંદેશા મોકલવા નહી, નહીતો શીકાર તો શું પણ રાજ્યની કન્યા પણ ઉપાડી જઇશ. કેમ ખરૂં કે નહી? આ બોલો માટે આ પળે માફી માગશો તો ઠીક છે નહી તો તમારા મહેલે જઈ યુદ્ધ માટે એકદમ સૈન્ય તૈયાર કરો.

**કેતુમાન—**(ખાંસી આવવાનાં નિમિત્તે બાજુએ જઇને, સ્વગત). હું પણ તે દિવસે મનમાં આવ્યું તે લવી ગયો અને આ સુનીથ હડખાયલા જેવો બનીને આવ્યોછે તો પારકે ઘેર જરૂર મારી ફજેતી થશે માટે હાલ તુરત તો વાણીઆ મુછ નીચી એ વાત રાખું. (સુનીથ પાસે જઇને, તેને). મને તો કેટલા દિવસથી એવી સખત ખાંસી થઇછે કે ઘડી જપાતું નથી. અને ભાઇ, "આ બધું તમે કહી રહ્યાછો તેમાં જો એક અક્ષર મેં કહેવડાવ્યો હોય તો મને સોગન્દ છે. મને મારૂં પોતાનું રાજ્ય ક્યાં નથી કે વળી શિકાર માટે તમારાં રાજ્યમાં આવું? તમે પોતેજ જરા પુખ્ત વિ-

ચાર કરી જુવોને. અને બીજું તો એકે મને તો જીવ હત્યાથી બહુ ત્રાસ મૂળથી છુટેછે તેથી શિકાર માટે હું કોઈ કાળે જતોજ નથી.

**સુનીથ**—બાવળની શૂળ કમળ પાંખડીનો ડોળ કરશે તો તે શા અર્થનો? સકળ વ્યાધિઓ ઉત્પન્ન કરનારો નઠારો ખાળકુવો પોતાને નિર્મળ જળનું આરોગ્યતા દેનાર ઝરણું કહીને વર્ણવશે તો કોણ માનશે! જે ખોહ પોતા માંહે સર્વને પાડીને ઠાર કરેછે તે નકકુર સ્ફાટિક ભૂમિનો ડોળ ધારણ કરશે તે કેટલા દિવસ ચાલવાનો? માટે, તમારી નાલાયકીની અપાર વાતો જગ જાણે છે અને હું પણ જાણુંછું તો તમે સફાઈની વાતો ના કરો.

**કેતુમાન**—(બાજુ). આ યુધાજીત આગળ મારી આબરૂ કોડીની હમણા થઈ જવાની, લાવ, માફી માગી લેવું. (સુનીથને). તમે તો મને મુખથી માફી માગવા કહો છો પણ હુંતો તમને માફી લખીને આપુંછું. પછીતો શાંત પડશોને? (કાગળ અને કલમ ગજવાંમાંથી કહાડેછે અને લખવા માંડતાં). જુવો, સાંભળો, આ પ્રમાણે લખુંછું:—

પુજ્ય વડીલ બંધુ રાજકુમારશ્રી સુનીથકુમાર જોગ. આપના તરફથી મને સંદેશો કહેવાડવામાં આવ્યો. કે હું આપનાં રાજ્યની હદમાં શિકાર રમવા જ્યારે આવું ત્યારે તે વિષે મારે આપને પ્રથમથી જાણ કરવી, તો તેના જવાબમાં મેં તમને અપમાન લાગે તેવા શબ્દો કહેવાડયા હોય તો હું માફી માગુંછું અને તમે મને માફ કરશો. લખીતંગ, આપનો સ્નેહાંતિક સેવક,

કેતુમાનના પ્રણામ સ્વીકારશો.

આટલું બસ છે કે હજુ પણ કાંઇ વધારે લખું?

**સુનીથ**—બસ. આટલી ચીઠી મને બસ છે. (કેતુમાન માફીપત્ર સુનીથને આપેછે તે સુનીથ લેછે). હવે મારે તમને કાંઇ કહેવાનું નથી માટે હું જઈશ, પણ છેવટનું તમને કહુંછું કે તમે જુઠાં પ્રપંચી વચનો બોલવાં તજી દેશો તો સારૂ. પાસા ફેંકવામાં જીવને આનંદ ઘણો છે પણ એજ પાસા રહેવા ગજની ઓસરી રહેવા દેનાર નથી. મોરલીનો સ્વર સર્પને અતિ પ્રિય છે, પણ એજ મોરલી એને પકડાવીને જન્મ પર્યંત બંદીવાન કરાવનાર છે. ઝાકળ કેરાં જળ મોતી સમાન દીસે છે પણ લેવા જતાં એમના માટે લીધેલો શ્રમ વ્યર્થ છે. અને, બીજું એટલુંજ કહીશ કે એક વખત અમુક વચન ઉચરીને પછીથી ફરી જવું, એ તો પુરૂષની જીવ્હાથી વચન ઉચરવું નથી, પણ શ્વાને પોતાની પુંછડી હીલવી એમ જાણવું, કે થેલી ફુલીફાલીને મોટી થએલી દેખાઇ તો ખરી પણ માંહે દ્રવ્યનો સંચય તો લેશ મળે ના પણ માત્ર હવાના બાચકા, કે વાયુ વાયો તો ઘણો પણ સાર એણે કાંઇ એવો ન કહાડયો કે કોઇએ તેમાં પ્રિત કરી પણ સર્વ કોઇએ તેનો અનાદર એવો કર્યો કે બારી બારણાજ વાસી દીધાં. (જાયછે).

**કેતુમાન**—(સ્વગત). શું સુનીથીઓ ફાટયો છે! માફી પત્ર લખી નહી આપતે તો મારી એઓ જરૂર બોલતે અને યુધાજીત એ એઓ જાણુતે તો મારાથી એમની આગળ ઉજળે મોંઢે ઉભું કેમ રહેવાતે! આ માફીપત્ર લખી આપ્યોછે તેનો તો કાંઈ ડર નહી કેમકે જગતને એવું સમજાવીશ કે એવો માફીપત્ર મેં લખી આપ્યોજ નથી.

**યુધાજીત**—(આવતાં, કેતુમાનને). ભાઈ કેતુમાન! પ્રધાનજી મને ખાનગીમાં તેડી ગયાં તેનું કારણુ કાંઇ તમે કળી શકોછો? તમને શું કહું! અંબાલીકા મહેલથી ચાલી નીકળી છે અને પ્રધાનજી પાસે મને સોગન્દ દેતી ગઈ છે કે એને બોલાવી કે પકડાવી મંગાવવા મારે રાજ્યનાં કોઇને પણુ મોકલવાં નહી. પ્રધાનજીએ થોભાવી પણુ એ થોભીજ ના. પ્રધાનજીએ તુરત માણુસો પાછળ મોકલ્યાં અને પછી મને જાણુ કરવા આવ્યા. એ બાળ છે. એ એકલી કયાં જશે! એને માર્ગમાં શું કષ્ટ નહી પડશે! અને એ કષ્ટો એ કેમ વેઠશે! અરે! ભગવાન! હવે કેમ કરૂં!

**કેતુમાન**—આ તો આપની પુત્રીએ કાંઈ કરવામાં બાકી રાખેલું ના કહેવાય. (બાજુ, સ્વગત). હું એની પુંઠ પકડીને પકડી તો પળમાં લાવું, પણુ તોએ એ વરવા નાજ પાડશે તો પછી એ વળી એને પકડી લાવવાની મહેનત પણુ વ્યર્થ જવાની. માટે આપણે કાંઇ એને પકડી લાવવા જવાની જરૂર નથી. અરે! આ ઠીક સમજ પડે છે. સુનીથીઆને ફસાવવાનો અને એના ઉપર વૈર લેવાનો ખરેખરો લાગ છે. (યુધાજીતને). તાતજી! હું તો પ્રથમથી જાણુતો હતો પણુ કહેવા જીભ ઉપડી નહી અને હમણુા પણુ ઉપડતી તો નથીજ તોપણુ જેમ તેમ કરી કહુંછું. આ અંબાલીકા સુનીથ સાથે નાસવાની હતી, અને સુનીથ એને નસાડવા અહીં મારી પાસે મિત્રના ડોળમાં આવ્યો હતો.

**યુધાજીત**—અરે! કેતુમાન ભાઈ! આ સુનીથ કુમાર અને એમના મોટા ભાઈ દેવરાત કુમાર માટે આખું જગત એટલું સારૂં બોલે છે કે જો બીજો કોઈ માણુસ સુનીથ કુમાર માટે આવાં વચનો ઉચરે તો હું માનું પણુ નહી, પણુ જ્યારે તમે મારા હિતૈષી બોલોછો ત્યારે તે ખરાં માનવાં મારી ફરજ છે.

**કેતુમાન**—તાતજી! જો આપને એમ લાગતું હોય કે સુનીથ કુમાર ખરો અને હું ખોટો તો જેમ આપની ઇચ્છા. મારે તો કાંઇ એ વાતમાં લેવાદેવા છેજ નહી. પણુ મારો ધર્મ માત્ર બજાવવા એટલું વધું હજી કહુછું કે સુનીથ સાથે હશે તો આપનાં રાજ્યમાં કોઇ આપની પુત્રીને તેની પાસેથી ખુંચવીને આપની પાસે લાવીને મુકી શકશે નહી, સીવાય મિથલ બારવટિયો જેને આપે થોડા દિવસ ઉપર પકડયો છે. અને એને જો તમે માફી આપવાનું કહેશો તો અડધા કલાકમાં પાતાળમાંથી અને યમ પાસેથી પણુ આપની પુત્રીને લાવીને આપને સોંપશે. (બાજુ, સ્વગત). આ મિથલ બારવટિયો ઠીક યાદ આવ્યો. એને રૂપજી દેખાડી એવું સમજાવું કે માર્ગમાં સુનીથને એકદમ કાંઈપણુ તપાસ અંબાલીકા વિષે કર્યા વિના ઠાર કરે. સુનીથ! સુનીથ! આ કેતુમાનને છેડવાનાં ફળ માઠાં છે એ તને હજી ખબર નથી.

**સુમારજીત**—હા, ભાઇ, તમારૂં કહેવું વ્યાજબી છે. ત્યારે જઇને હું પ્રધાનજીને કહું કે મિથલને મોકલે અને તમે પણ મિથલને બરાબર સમજ પાડજો કે આ કામમાં કેમ એણે પગલાં ભરવાં. મને તમારી સમજ બહુ ઉંડી અને સમજવા લાયક દીસે છે. ( જાયછે ).

**કેતુમાન**—(સ્વગત) આ ડોસલો ઝટ સમજાવેલો સમજી ગયો એ બહુ સારી વાત બની ગઇ. ( બે મહેતાઓ આવે છે. તેમને જોઇને, તેમને ). કેમ કોણનું કામ છે ?

**૧. મેહતો**—એ તો બાપા, અમે બે મહારાજાધિરાજ પાસે રૂબરૂમાં નોકરી માટે વિનંતિ કરવા આવ્યા છીએ.

**કેતુમાન**—ઠીક, ઠીક, પણ મહારાજાધિરાજ તો આ પળેજ પ્રધાનજી પાસે ગયા અને મારૂં તો ધારવું એવું છે કે આજે તમારાથી રૂબરૂમાં એમનો મેળાપ નહી થશે. તોપણ થોભવું હોય તો થોભો.

**૨. મેહતો**—બાપા ! અમે તો અહીં થોભીશું, કેમકે અમે તો એટલું જાણીએ કે અહીં થોભીશું તો નોકરીએ ચઢયાજ એમ અમારે જાણવું.

**કેતુમાન**—(બાજુ. સ્વગત). મારા બેટા આ માણસો બોલને બાઝી પડે તેવા છે ! મારાં કામના માટે ખરેખરા છે. હું તો ધારૂંછું કે શોધવા નીકળું તે ઘડી આવા માણસો જડવા કઠીણ છે. (મેહતાઓને). પણ, હું તમને એમ પુછું કે મહારાજાધિરાજ પાસેજ તમારે નોકરી રહેવું છે કે બીજે કયાંયે પણ નોકરી રહેવા તમારો વિચાર છે ? અને મને જરા તમે કહેશો કે કેવી રીતે તમે નોકરી કરી જાણોછો?

**૨. મેહતો**—બાપા ! જે નોકરી રાખે તેની પાસે અમારે નોકર રહેવું એટલું અમે તો જાણીએ છીએ. અને બીજું એટલું જાણીએ છીએ કે નોકરીમાં ખોટા સાથે ખોટા થવું અને સારા સાથે સારા થવું. આ કળીયુગનો સાર સંસાર વ્યવહારનો એટલો જ છે કે જેવા સાથે તેવા થઇ રહેવું.

**કેતુમાન**—હું તમારી વાત સાંભળીને ઘણો ખુશી થયોછું, અને હું તમને બેઉને મારા ત્યાં નોકરી આપુંછું. હાલ તુરત તો બેઉને પાંચસો પાંચસો રૂપીયાનું વર્ષાસન મલશે, પણ પછીથી જરૂર વધારીશ. અને તમને રાખવાનું કારણ એ છે કે મારે એક ખાનગી કામ છે. એ કામ તમે અજાણ્યા માણસોને મારે કહેવું નહી જોઇએ. તોપણ તમને કહુંછું અને તમને કહેવામાં કાંઈ હું ફસી જાવુંછું એ તમારી ભૂલ દૂર કરવા હું તમને પ્રથમથી કહુંછું કે હું કેતુમાન કુમાર છું અને કાંઈ મેહતાજીઓનો ફસાવેલો હું ફસી જનાર નથી.

**૧. મેહતા**—અરે ! કેતુમાન બાપાને ઘણી ખમા. આ તે શું બોલોછો !

**૨. મેહતા**—અરે ! બાપા ! તમારા કાજે અમે ઘડ આપતાં પાછા ફરીએ તો અમારી જણેતા લાજી મરે. અને બાપા, ખાનગી કામજ જો હોય તો આ પળેજ સોંપો.

**કેતુમાન**—હા. મારાથી પણ એ કામમાં વિલંબ કરાય તેમ નથી. જુવો. તમે ઉત્તાનપાદ

મહારાજા પાસે જઇને, તમારી ચાલાકીથી એમની પાસે નોકરી રહી જઇને, પછી એમની પૂર્ણ પ્રીતિ સંપાદન કરીને, મારા માટે સારી સારી વાતો કરીને, એમની પુત્રી દેવકુલ્યાનું વેવીશાળ મારી સાથે કરાવી આવો. એમની પુત્રી મને વરવા ઇચ્છેછે અને મને કહ્યું કે આ માર્ગે લગ્નની ગોઠવણ કરો. તેથી હું આ કામ તમને સોંપુંછું. હવે તમને એટલી તો સમજ હોવી જોઇએ કે ઉત્તાનપાદ સિવાય આ વાત કોઈના કાને જવી જોઇએ નહી, નહીતો એ વાત બંધ બેસવાની નથી. તમારે તો ફક્ત વેવીશાળ છાનુંમાનું કરવાનું છે, કેમકે વેવીશાળ થયું તો પછી તે ઉત્તાનપાદથી કે કોઇથી તોડાશે નહી.

**૧. મેહતો**—બાપા! લગ્ન ઠરાવી લાવવાં છે એમાં કાંઇ મોટી વાત નથી. અમે બેઉ આ હીંડ્યા, પણ અમારા બેઉનાં બચ્ચાં છોકરાં અમે દૂર દેશે આપનાં કામે ગયા હોઇએ તે વખતે ભુખે ના મરે તેટલા માટે કાંઈ પ્રથમથી થોડાક પગારની મેહરબાની કરો તો આપનો પાડ થશે.

**કેતુમાન**—(પોતાની આંગળીથી વીંટી કહાડીને). તો લ્યોને આ હજારની વીંટી છે તે તમે બેઉ વહેંચી લેજો. (મિથલને આવતો જોઇને). હવે, તમે જાવો. આ પેલા બીજા કામના માણસ મહારાજાએ મોકલેલા આવેછે તેમની સાથે યુધાજીત મહારાજા માટે વાત કરવાની છે. જુવો, આ તમને ફરીથી કહુંછું કે મારી સંગાથે દગો કર્યો તો મારા જેવો ભુંડો કોઈ નથી એ તમે મનમાં લખી રાખજો, અને મારૂં કામ પાર ઉતાર્યું તો મારા જેવો ભોળો પણ કોઈ નથી. હવે અહીંથી નીકળી પડો. (મેહતાઓ જાય છે) (સ્વગત). સુનીથ! તારાં રાજ્યની કન્યા તો શું પણ તારી બહેનનેજ ઉપાડી જઇશ. (મિથલ આવી પહોચતાં, મિથલને). આવો, મિથલભાઈ, આવો. મહારાજાધિરાજ તમને મળ્યા હશે અને સઘળી હકીકત તમને કહી હશે?

**મિથલ**—હા. મને થોડીક હકીકત કહી અને પછી કહ્યું કે બાગમાં રાજકુમાર છે તે વધુ સમજણ પાડશે તેથી અહીં આવ્યો.

**કેતુમાન**—એ તો મહારાજાધિરાજે મારી પાસેજ તમને મોકલ્યા છે, અને રાજકુમાર તે હું કેતુમાન રાજકુમાર છું. તમે મારૂં નામ તો સાંભળ્યું હશે? અને આ પળે હું તમને ખાનગીમાં કહુંછું કે તમારી બંદીવાન સ્થિતિમાંથી તમને છુટા કરાવવા આ યુક્તિ મેં રચી છે કે અંબાલીકાને પકડી લાવવા મેં તમને ઉભા કર્યા, નહી તો અંબાલીકાને પકડી લાવવી એ તો રમતનું કામ છે, અને કોઇથી પણ બની શકે તેમ છે. અને જો ત્યારે આ હકીકત જાણી તમે મારા ઉપર પ્રસન્ન થયા હોવો તો મારે તમને એટલું કહેવાનું કે સુનીથે ખાનગી બંદોબસ્ત એવો કર્યો છે કે અંબાલીકાથી છેટે ચાલવું માટે તમે સુનીથની શોધમાં રહેજો અને પ્રથમ એને પકડી પાડજો, અને એને પકડી પાડો તો એના અપરાધ પ્રમાણે ત્યાંજ શિક્ષા કરશો, કારણકે એ એટલો છકી ગયોછે કે મારા જેવાને પણ કશા લેખામાં એ ગણતો નથી તો વળી તમને તો શાનો ગણે.

---

**શરીરની અશક્તિથી ઉત્પન્ન થતી વ્યાધિઓ અસંખ્ય છે:—**

**મિથલ**—કોણ તમે દુષ્ટ કાયર, કપટી, પ્રપંચી કેતુમાન? તમારી હદપાર દુષ્ટતાની વાતો મેં સાંભળીછે. તમારી યુક્તિથી તમારા હાથે હું છુટો થાવું એ તો મારા જીવતરને ધિક્કાર છે. તરણું ચરીને સિંહ તૃપ્ત થઇ બેઠો હોય તો તેને ધિક્કાર છે કેમકે સિંહને તરણું ચરવું દોષિત છે. વૈભવીઓની ભૂમિ ઉપર પ્રગટાવેલી દીપિકાઓથી ગગનના તારલા તેજોમય થતા હોય તો તે તારલાઓને ધિક્કાર છે. ખાબોચિયાંનાં જળ સિંચનથી જો સરોવર ચારે કાંઠે ભરાયું હોય તો તેને ધિક્કાર છે, કેમકે સરોવરમાં ખાબોચિયાંનાં મલિન જળનું બિંદુ પણ ના હોય. (યુધાજીત આવેછે. તેમને). તાતજી! આ તો કેતુમાન રાજકુમાર જે મહા દુષ્ટ કહેવાયછે તે છે, તો આપનાં બારણે અને આપના સલાહકાર તરીકે એ કયાંથી! એવા માણસને તો અળગો રાખવો આપને અતિ જરૂરનું છે. લપસી જતા લખોટાને તો પોચી આંગળીએ ઝાલી રાખતાં તો એ છટકીને કયાંનો કયાં જઈ પડવાનો માટે એને તો મજબુત ઝાલવો. વન વગડાનું ઠુંઠું કાંઇ રાજ્ય મહેલનાં આંગણે જઇ પડયું તેથી રાજ્યદંડ નહી થયું, માટે એને તો બળતણ ગણી રસોડામાં ખુણે નખાવેલુંજ સારૂં. કરેણાનું પુષ્પ ગુલાબના ગોટામાં માળીથી ભૂલમાં બંધાયું તો તેથી ગુલાબ પુષ્પ સાથે તેને નાસિકા આગળ નહી ધરાય કેમકે તે તો શિરને વેદના દેનારૂંછે, માટે એને તો દેખતાં વાર તોડીને બાજુએ ફેંકી દીધેલુંજ સારૂં. સુનીથ માટે આપને જે વાત એણે કહીછે તે ખોટી છે એ આપ સત્ય માનજો કેમકે સુનીથ કુમારને માટે હું ખાતરીથી આપને કહુંછું કે એના જેવા શૂરવીર પુરૂષ કદી આવું કાયર કૃત્ય કરેજ નહી કે કોઇ વૃદ્ધ રાજાની પુત્રીને ફોસલાવીને કે બળાત્કારથી ઉપાડી જાય. માટે સુનીથ પાછળ હું નથી જતો પણ આપનાં પુત્રીને લઇ આવવા જાવુંછું. અને આપનાં પુત્રીને લાવીને આપના ખોળામાં મુકીશ ત્યારેજ આપના મહેલે પાછો ફરીશ. હવે મારે વધુ વિલંબ કરવો જોઇએ નહી માટે જઈશ. (જાયછે).

**કેતુમાન**—(યુધાજીતને). જગતમાં લોકો મારી પીઠ પાછળ કેવું બોલેછે તે તો મેં આ મિથલનાં મુખથી આજે જાણ્યું અને તે માટે મિથલનો હું જેટલો પાડ માનું તેટલો થોડો છે.

**યુધાજીત**—અરે, ભાઈ, છો ને લોકો તમારી પીઠ પાછળ ગમે તેટલું બોલે. તમે મોટા પુણ્યશાળી છો, પારકાં માટે પોતાનો જીવ પણ આપનારા છો, તો તમારૂં ખોટું બોલવામાં લોકો તમારૂં પાપ ધુવેછે. અને, ભાઇ, હું તો સત્ય કહુંછું કે આ મારી પુત્રીને પકડી લાવવા આ મિથલ બતાવીને તમે મારી પુત્રીને બીજી ફેરાનું જીવતદાન દીધુંછે. આ મિથલને આ કામ સોંપવાથી મારા જીવને કાંઈ એવી હામ આવે છે કે મારી પુત્ર જાણે કયારની પાછી મારા ખોળામાંજ છે. મિથલ માટે મને ઘણો ઉચ્ચ અભિપ્રાય છે અને જોકે મેં જન્મ પર્યંતનાં કેદખાનાની શિક્ષા એમને કરી હતી તોપણ એક બે દિવસમાંજ હું પોતે એમને પાછા છુટા કરવાનો હતો.

---

**કેતુમાન**—તમે મારા માટે સારા વિચારો ધરાવોછો તે આપની મારા ઉપર મોટી કૃપાની વાત છે કેમકે જે વાતો સાંભળોછો તેથી જો તમે દોરાવો તો મને દુષ્ટ ગણો.

**યુધાજીત**—અરે, ભાઈ! તમારા માટે હું ખોટો વિચાર લઈ જઈશ! કાદવને કમળ માટે ખોટો વિચાર લઇ જવો મૂર્ખાઇ ભરેલું છે. સાવરણીએ તેના સપાટામાં વળાએલાં મોતી માટે હલકો વિચાર લઈ જવો અયોગ્ય છે. ત્રીજોરીનાં લોહે માંહે મુકાયલાં દ્રવ્ય માટે હલકો વિચાર લઇ જવો અને પોતાને બળવાન દેખી ઉત્તમ ધારવું મહા મોટી ભૂલ છે.

**કેતુમાન**—તાતજી! મારા દેશથી અહીં આવ્યાને મને ઘણા દિવસ થયાછે, માટે બે દિવસ રાજ્ય કારભાર માટે જો આપની આજ્ઞા હોય તો મારા દેશે જઇ આવું. હું ત્યાં થોભનાર નથી, કેમકે આપના વિના મને ત્યાં ઘડી ગમશે નહી. હું આજેજ ત્યારે મારે દેશ જવા નીકળી પડીશ.

**યુધાજીત**—ભલે, ભાઇ, બે દિવસ માટે જવા માગોછો તો સુખે આજેજ નીકળો. તમારા માટે માર્ગની સર્વ સામગ્રીઓ ત્યારે હું જઇને તૈઆર કરાવું. (જાયછે).

**કેતુમાન**—સુનીથની વેતરણ કરવા જાવુંછું તો બરાબર ફાવતો નથી. આ મિથલે મારા રંગમાં ભંગ કર્યો. પણ યુધાજીતને હજુ વહેમ મારા વિરૂદ્ધ ઠસ્યો નથી એટલે કાંઈ મને ચિંતા નથી. આ વેતરણનાં કામજ એવાં ઢંગધડા વિનાનાં.

**ગાયન ૧૩.**

૧ વેતરણ તણી વાતોનો વિશ્વાસ ખોટો,
એના કાપમાં નક્કી આવે કાંઇ ઉંધો આંટો.
૨ વેતરણનાં વાંક પઇડાંને ચઢાવતાં લોહ પાટો,
ગબડશે ઘડી કે થોભશે નડતાં કાંઇ ખુંટો.
૩ વેતરણ પાટે નવ થાય આખો હાથ તુટો,
બે કકડા થાય પાછા વાગતાં બાહ્ય ઝપાટો.
૪ વેતરણ વ્યાપારમાં વિજય વસુ તણો તોટો,
પોકળ એનું એ કે બંધાવે રાયને દોરી લંગોટો.
૫ વેતરણ વેલણે ઉતરે નહી લોહ ધાટો,
અગ્નિ તાપ સાથ હથોડાનો જોઇએ જ્યાં ભેટો.

હશે, જે થવાનું હશે તે થશે. આ રીતે વિચાર કરતાં પણ શું કામ સફળ થાયછે? ચાલ, જઇને જરા ઊંઘી જાવું જેથી જીવને કાંઇ શાન્તિ વળે. (જાય છે).

## અંક ૧. પ્રવેશ ૬.

**મારીશા**—(સ્વગત). સ્વામીનાથને શી પેરે સમજાવું ! જેમ જેમ વધારે સમજાવુંછું તેમ તેમ મારા તરફ વધારે ઘાતકી થતા જાયછે ! જાણે હું તો એમની પરણિયત સ્ત્રીજ નથી પણ ભટકતી ભીખારણ કે વંઠેલ વેશ્યા હોવું તેમ મને તો તરછોડેછે, વઢેછે અને દુઃખી કરેછે ! અરેરે ! સંસારમાં આવું દુઃખ !

ગાયન ૧૪.

૧ સંસારે સ્વામી સંતાપ શું આવડો સરજનહાર !
૨ વૃક્ષ લતા વિકસાવી કરવા વિનોદ વિહાર,
શીદ ઉડવા દોછો હરી ત્યાં લહાયના અંગાર !
૩ ભુખમરાથી મુક્ત રહેવા ભરે શ્રીમન્ત કોઠાર,
સડો ત્યાં સિંચીને શીદ કરો તે માટીની ગાર !
૪ રાત્રિને રોતી રાખવા દીધ ચંદ્ર જેનો પરમ પ્યાર,
શાને ત્યારે ચાર દિનનીજ ચાંદની પછી અંધકાર !

અરે ! પણ સંસારમાં દુઃખને રોવાથી મારો શું દહાડો વળવાનો ! વગડામાં કંટક ઝાડીઓથી અળગા રહીને વટેમાર્ગુનો લાંબો પંથ કેમ કપાવાનો છે ? નાવે પોતાને સાગરમાં ઝીંપલાવ્યા પછી સાગર તેને પોતાનાં મોજાંઓમાં ઉંચે નીચે પછાડશે તેથી અકળાતાં નાવ શો સાર કહાડવાની છે? પાંજરે પુરાયલા પોપટને પછાડા ઝાઝા મારતાં કયારે છુટવા વેળા ઝટ આવવાની છે ? માટે સંસારનાં દુઃખો તો મુગે મોઢે સહેવાં તેજ સારૂં છે. આ તો સ્વામીનાથ આવ્યા !

**યયાતિ**--(આવતાં બાજુ, સ્વગત ). આ મરે તો મારાં મન ગમતી બીજી કોઇને લાવીને મહેલમાં બેસાડું. પણ એ મરવાની કયારે અને મારાં મનનો મનોરથ સફળ થવાનો કયારે ! મને એક રસ્તો સુઝયોછે કે રાતદિવસ એની સાથે વગર કારણે વઢયા કરૂં એટલે પછી કંટાળીને એના બાપના ઘર જશે તો પછી મારી કોઈ વાહલીને લાવીને બેસાડવાનું બહાનું મને મલશે.

**મારીશા**—(યયાતિને). સ્વામીનાથ ! પધારો.

**યયાતિ**—આવી ચઢયોછું તો ખરો, પણ તેં પ્રથમથી મને કહ્યું હોત કે તું ના આવીશ તો હું મારૂં કાળું કરીને બીજે કયાંયે જઇને બેઠો હોત અને અહીં તારી આગળ આવી ચઢયો ના હોત. અને તારે હજી પણ એમજ હોય કે હું ના આવી ચઢયો હોત તો સારૂં તો લેને ભાઇ હજીએ હું તો ચાલી જઇશ.

**મારીશા**—મારા હેતના શબ્દોનો તમે શા માટે આવો ખોટો અર્થ કરોછો ?

**યયાતિ**—શા માટે તે મારા ભોગ લાગ્યા છે તે માટે. હવે સમજ્યાંને, ભાઈ? તને પરણ્યો

એટલે તારો ગુન્હેગાર થયો, એટલે પછી તું શાને મારો જીવ લીધા વિના મને છોડે, એટલે મારા તો ભોગજ એ રીતે થયાછેને ?

**મારીશા**—ત્યારે, સ્વામીનાથ, આ પેરે નિત્ય મને કનડવા તમે નિશ્ચયજ કર્યોછે!

**યયાતિ**—એ તો મને હડખવા હાલ્યો છે તેથી તને કનડુંછું એમજ તારો કહેવાનો અર્થ છે ને? મને હડખવા થયોછે તેનું કાંઈ નહી પણ તને નહી થાય અને તું તો શરીરે આરોગ્યતાવાળી અને મનથી આનંદ ભરેલી રહે એટલે બસ બહુ છે.

**મારીશા**—સ્વામીનાથ! આવું અયોગ્ય તમારાં મુખથી ઉચરાય પણ ખરૂં ?

**યયાતિ**—અમારાથી એવું નહી ઉચરાય તો જા તારાં સાસુ-સસરાને બોલાવી લાવ અને એમને કહે કે તમારા દીકરાને વારો, એટલે પછી તું એ લોકોને શીખવીશ તે પ્રમાણે મને ઠપકો દેશે અને વઢશે. એ તો જગ્તમાં નિયમજછે કે જે સ્ત્રીએ ધણીને વશ રાખવો હોય તેણે પોતાનાં સાસુ સસરાને મેળવી લેવાં, અને તેં તો એમને બરાબર મેળવી લીધાંછે એટલે પછી તને શું ચિંતા છે?.

**મારીશા**—હું ઈશ્વર સાક્ષી સાથે કહુંછું કે તમારાં માતપિતાને એક પણ અક્ષર તમારા વિરૂદ્ધ મેં કહ્યો નથી. માટે એવા વિચારો કહાડી નાખો અને ભોજન જમવા ચાલો.

**યયાતિ**—પોતાને ભુખ લાગી હોય તો પોતે જઇને ખાઈ લીધું. ભુખ પોતાની હોલવવી અને નામ ધણીનું દેવું એ કોણે કહ્યું!

**મારીશા**—પિયુજી! મારો એક પણ શબ્દ તો માનો.

**યયાતિ**—તમારો શબ્દ માનું! ત્યારે તો પછી તમારાં મુખમાંથી રોજ નવો નવો મોટો અને ભારી શબ્દ નીકળેલોજ છે કે આજ તો આટલા હજારનો હાર લાવો અને કાલતો આટલા લાખની વીંટી લાવો, અને પરમ દિવસ આટલા કરોડની ફલાણી જણસ લાવો, અને આટલા અબજની હાંસળી લાવો. અને, મારે મારા બાપ પાસે એવા નકામા ખરચો કરાવી મારા બાપને દેવાળું નથી કહડાવવું.

**મારીશા**—તમે મને જે ઘરેણાં આપ્યાં છે તે તમને ગમે તો પાછાં લઈ લ્યો. મને ઘરેણાં જોઈતાં નથી, પણ શાંતિથી જમવા આવો એટલુંજ માગુંછું.

**યયાતિ**—આજે તો ભોજનમાં વિષ ભેળીને મને સ્વધામ મોકલી દેવાનો કાંઇ તારો પ્રપંચ છે ખરો, નહીતો ભોજન માટે તું મને આટલો આગ્રહ કરે શાની! હું પણ ખરો કે હમણા હાલ એ વાતની તપાસ કરૂં અને જગ્તમાં તારાં પરાક્રમો જાહેર કરૂં. (મોટા સ્વરથી). અરે કોઈ હાજર હોય તો રસોઇઆને એકદમ અહીં મોકલો. (અંદર એક નોકર રસોઈઆને બોલાવવા દોડેછે). હું આટલો વખત તારા પ્રપંચો તને કહી નહોતો બતાવતો તેથી તું એમ જાણતી હતી કે હું કાંઈ તારા પ્રપંચો જાણતોજ નથી કેમ? (બાજુ). આનાં શિર ખોટાં આળો ચઢાવવાનો માર્ગ ખરેખરો છે. ખોટાં આળો ચઢાવ્યાં કે એ એના બાપનાં ઘર નાસવાની અને આપણને જોઈએછે પણ એટલુંજ કે કયાં તો એ મરે નહીતો એના બાપના

ત્યાં જાય, જેથી આપણને બીજી મનગમતી વહાલીને લાવીને મહેલમાં બેસાડવાનું અને આનંદે મહાલવાનું ફાવે. ( રસોઇઓ આવેછે. તેને ). કેમ કાંઇ મરી ગયો હતો અને જીવતો થઇને આવ્યોછે કે શું કે આટલી વાર તને આવતાં થઇ ? તમારા લોકોના પગ ભાંગી ગયા હોયછે અને ઝટ અવાતું નથી તો તમારાં ઘર પડી કેમ નથી રહેતા ? પારકે ઘર આવીને અમારા જેવા પારકા માણસને નકામું દુઃખ દો છો ? મારૂં ચાલે તો નોકર લોકોને સાત સાત વર્ષની સજા કરૂં જેથી એક હાંક પાડતાં વાર આવવા માટે ચોંટેલા રહે. અને, મોડા આવવાનું તો ઠીક છે, પણ હરામખોર, હું તને એમ પુછુંછું કે તું શું એમ સમજેછે કે તું મારા સામી બધા પ્રપંચો રચેછે તે કાંઈ હું જાણુતોજ નથી ! અરે ! તારા જેવા સતરસોને અને આ વેશ્યા ( મારીશા ) જેવી તો અઢારસોને ગુંજામાં લઇને હું ફરૂંછું. સમજ્યો ? સાચું બોલ કે તને શી લાલચ આપીને આ વેશ્યાએ મારા ભાણામાં વિષ ભેળાવ્યું છે.

**રસોઇઓ**—( ધ્રુજતા સ્વરથી ). અરે ! બાપજી ! વિષ શું અને આ વાત શું ! આ લાલચ શું, આ બાઈ શું ! તમને ગમે તો હમણા હાલ પધારીને જમી આવો અને હું અહીંજ ઉભો રહીશ. બાપજી ! આ તો શું બોલ્યા !

**યયાતિ**—અરે ! ઉઠાવગીર ! તું ભલાઈથી મનાવેલો માને તેવો નથી એ તો હું પ્રથમથી જાણતો હતો, પણ હું તારો રસ્તો કરૂંછું, તે તું જેયા કર. તું હાલમાં તો રસોડામાં જા અને એક પણ વાસણ ખસેડયુંછે તો તલવારના ઝાટકે તારૂં શિર ઉરાડી દઇશ તે તું નક્કી જાણજે. આ વેશ્યાની શીખવણીથી ચાલીને તારે એના થઇને રહેવું છે તો એને તારાં ઘર લઈ જઇને રસોઈઅણ કરીને કેમ નથી બેસાડતો અને એને અહીં શા માટે પડી રહેવા દીધીછે ? ( યયાતિના પિતા સભાનર પાછળથી આવેછે અને સાંભળેછે ). ( મારીશાને ). તારી આજ્ઞામાં રહેછે એવા આ તારા રસોઈઆ ધણીને વરીને એનાં ઘર જઇને બેસ. અહીં તો તું કહેછે તેમ હું તને કનડયા કરૂંછું.

**મારીશા**—( બાજુ. સ્વગત ). ભગવત ! તમને સર્વ જીવાત્માઓના બેલી કહ્યા છે તો તમે મારા બેલી થાવો અને મને મોત આપો કે આ દુઃખમાંથી મારો છુટકો થાય. ( રૂવેછે ).

**સભાનર**—( છુપાઇને સાંભળતા હતા તે બહાર નીકળીને, મારીશાને ). શાંત થા, બેટા. મનમાં આ પ્રમાણે ખોટું લાવીશ નહી. ( યયાતિને ). આ બીચારી ભલી બાઇને એક પણ દિવસ તારે નિરાંતે નથી રહેવા દેવી કેમ ?

**યયાતિ**—( બાજુ ). આ ડોસો કયાંથી આવી ચઢયો ! રસોઇઆને મોકલી દેવું નહીતો આ વાત નીકળશે તો વળી ડોસાને ઝાઝું બોલવાનું ફાવશે. ( રસોઈઆને ). મેં તને મારી પાસે આ કારણને લીધે બોલાવ્યો હતો કે આજે મારાં શરીરને સારૂં નથી, અને હલકો ખોરાક લેવો જરૂરનો છે, તેથી મેં જાણ્યું તને બોલાવીને સમજ પાડીને જરા હલકો ખોરાક બનાવવા વરદી આપું, પણ હવે તેનું કાંઇ નહી, ચાલ હું તો જે રંધાયું હશે તેજ ખાઇ લઇશ.

**સભાનર**—( રસોઇઆને ). ઉભો રહે. ( યયાતિને ). આ મારિશા ત્યારે રૂવેછે કેમ !

**યયાતિ**—તાતજી ! એમની વાત તો એ જાણે અને એમને પુછો. એમની કાંઈ પણ વાત ક્યારે મને એ કહેછે કે હું કાંઈ પણ એમના વિષે જાણતો હોવું કે તમને કહી શકું !

**સભાનર**—અરે ! મારાં કર્મે તું આવો દુષ્ટ ક્યાંથી અવતર્યો ! એ તો ઠીકજ થયું કે હું અણધાર્યો અહીં આવી ચઢયો અને આ બીચારી રાજકુમારીને આ રસોઈઆની રસોઈઅણ કરી મોકલવાનાં તારાં દુષ્ટ વચનો મેં મારા કાનોકાન સાંભળ્યાં. ( રસોઇઆને ). રાજ્યનો ધણી હું છું અને આ યયાતિ નથી, માટે સાચું બોલ કે શું કારણ માટે આ સતી સીતાને રસોઈઅણ કરવા આ દુષ્ટ તૈયાર થયોછે. હું તો હમણાજ આવી ચઢયો એટલે સઘળી વાત પ્રથમથી મને સંભળાઇ નથી.

**રસોઇઓ**—મહારાજાધિરાજ ! મને તો યયાતિ કુમારે બોલાવીને કહ્યું કે એમનાં ભાણામાં મેં આ મારીશા માતાના કહેવાથી વિષ ભેળયુંછે. મેં તો, બાપજી, કુમારને ઘણું સમજાવ્યા કે વિષ શું અને વાત શું, પણ એમણે મારો એકે અક્ષર સાંભળ્યો નહીજ.

**સભાનર**—( યયાતિને ). તારાં મુખ ઉપરજ તું ખાસડાં પામ્યો કે નહી ? ( રસોઈઆને ). તું હવે જા, અને આ યયાતિથી લગીરે ડરીશ નહી. ( રસોઇઓ જાય છે ). ( યયાતિને ). હવે હું તારાથી બહુ થાકયો. ભગવાનને કેવી કેવી વિનંતિ રાત દિવસો કરી, કેવાં કેવાં કષ્ટ ભરેલાં વ્રતો રાખીને, મેં અને તારી માતાએ પુત્ર માગ્યો, અને ભગવાને પુત્ર આપ્યો, ત્યારે તું આવો મતિહીન નીકળ્યો ! વળી આજ દિન સુધી મેં તને કેવા વૈભવોમાં રાખ્યો તેનો બદલો તું આ રીતે આપેછે ! તારાં તન મનને કષ્ટ પડશે એમ જાણી મેં તને જ્ઞાન સંપાદન કરવાનો પરિશ્રમ નહી આપ્યો એ મારી મોટી ભૂલ થઈ. કેળવણી અને જ્ઞાન વિનાજ તું આવો નીતિભ્રષ્ટ, અજ્ઞાન અને મદાંધ બન્યોછે, અને મેં તને કેળવણી તથા જ્ઞાન આપ્યાં હોત તો તું આવો દુષ્ટ અને નિર્લજ નહી નીકળતે. ખરે, વિદ્યા એ પારસમણીછે, અને એ પારસમણીના સ્પર્શ વિના તું રહી ગયોછે. અને મને હવે સમજ પડે છે કે કેળવણી અને જ્ઞાન વિના રાજ્યમાં જે કોઈ હશે તે તારા જેવા અવિચારી હશે. મને તારા દાખલા ઉપરથી એક અગત્યનો બોધ મળ્યોછે કે રાજાએ પોતાનાં રાજ્યમાં સકળ પ્રજાજનને મફત અને ફરજીઆત કેળવણી અને જ્ઞાન આપવાં, અને તેમ કરવા હું હવે વિલંબ નહી કરૂં. અરે ! મૂર્ખ ! મેં તને કેટલી ફેરા કહ્યું કે મેં તને જન્મ આપ્યોછે તો હું તારો ગુન્હેગાર થયોછું તે માટે તને ફાવે તેટલો જુલમ અને અન્યાય તું મારા ઉપર કર, પણ આ પારકી રાજકુમારીએ તારો કાંઈ અપરાધ કર્યો નથી તો તું એને કનડ નહી !

**યયાતિ**—એ તો હું જાણતોજ હતો કે તમે મને હજારો વાતો સંભળાવશોજ. તમે તમારે બોલ્યા જાવો. મારે એકે અક્ષર હવે સાંભળવોજ નથી. (બાજુ). આ ચંડાળણી મારા મહેલથી કોઇ દિવસ જવાની નથી, માટે હુંજ મહેલથી દ્રવ્ય ઉપાડી ચાલી નીકળું અને મનગમતી કોઈ વાહલી સાથે આનંદે બહાર બીજી જગ્યાએ રહું એજ ઉપાય છે. ( સભાનરને ). હવે તમારા મહેલનું પાણી પણ પીવું મારે હરામ છે. ( જાયછે ).

**મારીશા**—શું મારા સ્વામીનાથ મહેલ છોડીને ચાલી જાયછે ! હાય ! માર્ગમાં એમને કાંઈ કષ્ટ પડશે તો ! ( નિરાશ થઇ પડેછે ).

**સભાનર**—( દાસીઓને ). તમે એનાં મનને સમજાવીને શાંત કરો. ( જતાં. બાજુ. સ્વગત ). સતી સીતાજી જેમ શ્રી રામનેજ હોય, તેમ આવી યશવંતિ મારીશા કોઈ શાણા બુદ્ધિશાળી, વિદ્યાસંપન્ન ગુણી રાજકુમારનેજ ભાગ્યમાં હોય અને આ યયાતિ જેવા હીણભાગીનાં ભાગ્યમાં નાજ હોય. અંધ ઘુવડ જાજવલ્યમાન રવીના સંગાથમાં કેમ રહી શકવાનું હતું ! પાષાણને જળનાં વહનના પ્રવાહ સાથે સંગાથ કેમ રહેવાનો હતો ! બાવળિયો વળી સુજ્ઞ નરનારીઓના હાથમાં જઇને તેમની નાસિકાએ ક્યારે ચઢવાનો હતો ! ( જાયછે ).

**મારીશા**—( સ્વગત ). મારા લીધે સ્વામીનાથ કોણ જાણે ક્યાં ચાલી જાયછે ! ( દાસીઓને ). મને ઝાલીને શું બેસી રહીછો. જઈને મારા સ્વામીનાથને મનાવો કે ક્યાંયે ચાલી જાય નહી. જાવો, જાવો. જરી મારૂં કામ કરો. તમારો ઉપકાર કદી નહી ભૂલીશ. ( દાસીઓ જાયછે ).

**ગાયન. ૧૫.**

૧ સ્વામીનાથ ! વિના વાંકે શાને આમ મારો !
જોઇએ મને તો દયાવાન આશ્રય તમારો.
૨ પાંજરૂં ભચડી શાને કરે પંખી જીવ દુખીઆરો !
નિસ્તેજ બની અંધકારથી શાને ઘેરે પૃથ્વીને તારો !
સરિતા જળ શું રહેવા ન દે જળ કાજ એકે આરો !
વ્યાપારી સળગાવશે શું નિજ માલ વખારો !
સ્વામીનાથ ! નિજ સ્ત્રીને શીદ આમ વિસારો !
સ્ત્રી સંભાળ એજ વિશ્વમાં સ્વામી ધારો.

---

## અંક ૧. પ્રવેશ ૭.

**સુચિરા**—( તેણીના સ્વામી ચ્યવન મુનિને ). આપણને પરણ્યાનેઆજે બરાબર સતર વર્ષ થયાં. પરણ્યા પછી સાત વર્ષસુધી સંતતિની પ્રાપ્તિ આપણને શ્રીહરી પાસેથી નહી થવાથી, આપણો વંશ આપણાં મૃત્યુ પછી નાશ પામશે એવો આપણો આ ભવ અફળ થએલો જાણીને, એ અફળ ભવને કાંઈક અંશે સફળ કરવા પ્રભુજીના ઉત્તમોત્તમ યોગ માર્ગે આપણે ચઢયાં તેને આજે બરાબર દસ વર્ષ થાયછે.

**ચ્યવન**—આપણાં લગ્નનો દિવસ આ વૈરાગ્યના માર્ગ પછી છેક દસ વર્ષે પણ તેં આજે યાદ કર્યો તેથી મારા જીવને અત્યંત આનંદ થાયછે. અને આટલાં નવ વર્ષો સુધી આપણાં

લગ્નના મહા પવિત્ર અને માંગલિક દિવસને આપણે યાદ નહી કર્યો તે માટે આપણા બેઉની એક મોટી ભૂલ થએલી કહેવાય.

**સુચિરા**—આપણે સંસારમાં સાત વર્ષો સુધી હતાં તોતો દર વર્ષે લગ્નના દિવસે આપણે સગાં વાહલાંઓને અને મિત્રોને જમવા બોલવતાં હતાં, અને તેઓ સાથે આનન્દમાં આપણો તે દિવસ ગાળતાં હતાં, પણ આ વૈરાગ્યના માર્ગમાં આપણે કોણુની સાથે ખાઇ પીને લગ્નનો દિવસ હવે ગાળવાનો છે કે આટલાં વર્ષો આપણે તે યાદ નહી કર્યો તે માટે આપણી મોટી ભૂલ કહેવાય ?

**ચ્યવન**—ત્યારે તો લગ્ન અને લગ્નના પવિત્ર દિવસનું રહસ્ય હજી તને બરાબર ખબરજ નથી. જો, સાંભળ. પુરૂષ અને સ્ત્રીનું શુદ્ધ પ્રેમભાવથી થએલું લગ્ન તે પૂર્વના એક પણ પાછળથી પુરૂષ અને સ્ત્રીરૂપે જુદાં થએલાં બે શરીરોમાં વાસ કરી રહેલા બે અર્ધ આત્માઓનું એક થઇને એક પૂર્ણ આત્મા પાછો થવો તે છે. અને લગ્ન દ્વારા પતિ પત્નીના બે અર્ધ આત્માઓનું એક થવું તેજ આત્માના વિકાસ માટે પ્રથમ આવશ્યક છે. કેમકે જ્યારે પતિ પત્નીના અર્ધ આત્માઓ એક થાયછે ત્યારેજ તે એક થએલો પૂર્ણ આત્મા પોતાનું મૂળ સ્વરૂપ પામી શકેછે અને ત્યારેજ આત્માનું નિરવધિ સામર્થ્ય તેને પ્રાપ્ત થાયછે, અને એ સામર્થ્ય પ્રાપ્ત થવા પછી પોતાનું મુખ્ય કર્તવ્ય જે પરમાત્માને ઓળખવાનું છે તે તેને સહેલ થઈ પડે છે. નહીતો પતિ પત્નીના અર્ધ આત્માઓ તો, જેમ બે પગ વિના એક પગ લાંબો પંથ કાપી શકે નહી, જેમ બે હાથ વિના એક હાથ મોટી તાળી પાડી શકે નહી, જેમ સૂર્ય ચંદ્ર વિના પૃથ્વીને રાત દિવસ પ્રકાશ પ્રાપ્ત થઇ શકે નહી, તેમ પ્રભુજીના લાંબા પંથનો માર્ગ એકલા કાપી શકે નહી. માટે જે દિવસે પતિ પત્નિના અર્ધ આત્માઓ લગ્ન દ્વારા એક બીજામાં લીન થઇને પોતાનાં પ્રથમનાં સંપૂર્ણ સ્વરૂપને પામે, તે દિવસ ખરેખર સદા સ્મરણમાં રાખવા લાયક છે. જો અર્ધ આત્માઓને એક થવાનો લગ્ન દિવસ નહી આવ્યો હોત તો આ સંસારમાં આ અર્ધ આત્માઓ એકલા, બળહીન, પ્રભાહીન અને અપૂર્ણ કુટાયા કરતે. માટે લગ્નના દિવસનું રહસ્ય આવું પાર વિનાનું સમજવું. ત્યારે હવે આજે આપણાં લગ્નનો શુભ દિવસ છે તો તું હરી કીર્તન ઝટ શરૂ કર કારણકે મારાથી તો ગળાંના દુખાવાને લીધે નહી ગવાશે.

**સુચિરા**—હા. આપની આજ્ઞા પ્રમાણે ગાવું. ( ગાયછે. )

### ગાયન ૧૬.

૧. જે સકળ ગુણ નિધાન, તેનું ધરીએ હેતે ધ્યાન.  
૨. જીવાત્માને નિજ તત્વનું કેવું અજ્ઞાન  
જીવ, કાયા અને ભવ હરી થકી નવ તેનું ભાન.  
૩. જીવાત્મા, કર તું યોગમાં ચિત્ત સમાધાન,  
અમર આત્મરૂપ પામીશ ટળી મૃત્યુ અવસાન.  
૪. યોગ ઐશ્વર્ય અવધિ નહી થાય દશ્યમાન,  
બ્રહ્મા સરખા પણ સાધે યોગ બળવાન.

૫. કાયા મનને કષ્ટ યોગમાં, નવ કરો અનુમાન,
સકળ સંપત્તિ એમાં એવો એ જાજવલ્યમાન.

**ચ્યવન**—આ કીર્તન ઘણા ભાવથી તેં ગાયું અને મારાં ઉરમાં આત્મા જ્યોતિ ઝાઝી પ્રગટીછે, હવે મારી એવી ઇચ્છા છે કે આજે આપણો લગ્નનો દિવસ છે તો આ કાયાને ફળાહારના ફોકટના ભારથી લાધ્યા વિના પ્રભુજીના ઉત્તમ યોગમાં સત્વર પ્રવૃત્ત થઇએ. ( યોગમાં નિમગ્ન થાયછે ). (સ્મરેછે). " સચિદાનન્દ એકમ બ્રહ્મન "; " સચિદાનન્દ એકમ બ્રહ્મન ". ( હવે આ પળે એક તોફાન ચઢી આવેછે. ગગનમાં ગર્જના અને વિજળી થાયછે. વાયુ મહા સુસવાટથી ફુંકેછે. પશુ પંખી ત્રાસ પામીને આમતેમ ભરાયછે. ઉદય પામેલો રવી ધૂળથી ઢંકાઈ જઇને રાત્રિનો અંધકાર વ્યાપી રહેછે).

**સુચિરા**—( સ્વગત ). આ તો તોફાન ચઢી આવ્યું અને મારૂં ચિત્ત યોગભ્રષ્ટ થયું! સ્વામીનાથ યોગમાં કેવા દ્રઢ છે કે આ તોફાન છતાં પણ પ્રભુજીનાં સ્તવનમાં લીન થઈ ગયાછે ! અરે ! આ તોફાનથી પશુ પંખીઓ કેવાં ત્રાસ પામી રહ્યાંછે !

**ગાયન ૧૭.**

૧. થાતાં ગગને ગગડાટ, વને વળી ખખડાટ,
પશુ પંખેરાં ઉર ધરે કેવો ગભરાટ !
૨. નાથ ત્રિભુવનને ના હોય કરવું કોઈ પ્રાણી ઉચાટ,
જીવાત્માના પૂર્વના દોષ હશે એ લખેલા લલાટ,
૩. વિષાદમય કરે વિશ્વને જીવાત્મા કરી કકળાટ,
અંધ બની હાથે કરી ઘડે દુ:ખી થવાના ઘાટ.
૪. હરીએ અવનિ ઉપર ઉતાર્યાં ઐશ્વર્ય તણાં હાટ,
જુદાણાંથી કર્યાં જીવાત્માએ તે તો બારેવાટ.

( એક સિંહ બીહતો આવીને સુચિરા પાસે બેસી જાયછે, તે સિંહને ). આવ, ભાઈ, આવ. તું આવો વનનો રાજા તે પણ તોફાનથી ત્રાસ પામી ગયો ! તું વનનો રાજા તો તારી હામ કરતાં હું એક સ્ત્રી તેની હામ તું શું વિશેષ ગણેછે કે મારાં પડખે ભરાયોછે ! ખરે, મનુષ્ય અવતારમાં સ્ત્રીનો અવતાર જેને સ્ત્રી સમજે તો સર્વથી વધુ હામવાળો પ્રભુજીએ દીધોછે, જેથી સિંહની હામ પણ તેણીની હામ આગળ કાંઇ નથી. પ્રભુજીએ સ્ત્રીને આવી અપાર હામ દીધીછે તો કાંઇ મહા ઉપયોગી કામ તેણીના હાથે થવા માટેજ તેણીને દીધી હોવી જોઇએ. અને જે ઉપયોગી કાર્ય સ્ત્રીએ કરવાનું છે તે એ છે કે પ્રભુજીની પોતાની ઉત્પત્તિને નવ માસ પર્યંત સ્ત્રીએ પોતાનાં ઉદરમાં સાચવી રાખવાની છે, અને ત્યાર પછી પ્રભુજીની તે ઉત્પત્તિનો પ્રસવ થતાં પ્રભુજીની તે ઉત્પત્તિને ઉછેરવાનું કામ પણ પ્રભુજીએ સ્ત્રીનેજ આપેલુંછે. આ કાર્યો સર્વ કાર્યોથી કઠણ છે અને તેથીજ પ્રભુજીએ તેણીને સર્વથી વધુ હામ આપી છે. અને પ્રભુજીની ઉત્પત્તિને ધારણ કરવાનાં અને ઉછેરવાનાં મહાન કાર્યોમાં તેણીએ કદી પાછું પડવું નહીજ જોઇએ અને શ્રીહરીની એ આજ્ઞા સદા શ્રીહરીને નમન કરીને તેણીએ ઉઠાવવી જોઇએ. ( તેણીને એકાએક દૈવિ જ્ઞાન આ પ્રમાણેના લખા-

યલા શબ્દોમાં તેનાં ચક્ષુ આગળ થાયછે). "ચ્યવન મૂનિ એમના યોગરૂપી શુદ્ધ ભાવ અને સેવાથી પરમ પદ પામ્યાછે. જનસમૂહની સેવામાં એમના વિશિષ્ટ આત્માની અન્ય દેહમાં ઘણી આવશ્યકતા છે માટે આ પળે એમનો આત્મા યોગદ્વારા એમનાં આ સ્થૂળ શરીરમાંથી નીકળી ગયોછે. તું પણ તારા સ્વામી પેઠે યોગારૂઢ રહેજે". (તેણી એકાએક ચમકીને). મારા સ્વામીનાથ આ ક્ષણભંગુર દેહ છોડી ગયા ! એ ભલે પરમ પદ પામ્યા ! ધન્ય ! ધન્ય ! સ્વામીનાથ જેટલી યોગમાં હું પણ બળવાન થઈ હોત તો સ્વામીનાથ સંગાથે હું પણ અન્ય ઉચ્ચ પદ પામી હોત. હવે વિશેષ દ્રઢતાથી યોગમાં પ્રવૃત્ત રહેવું અને મારા સ્વામીનાથને અન્ય દેહમાં જઇ મળું. લાવ, કાષ્ટ લાવીને એમની સ્થૂળ કાયાને પંચ મહાભૂતને સોંપું. (લાકડાં લેવા જાયછે).

**અંબાલીકા**—(પોતાના પિતાના મહેલથી નીકળેલી આ સ્થળે આવી ચઢેછે. સ્વગત).

**ગાયન ૧૮.**

૧. ભૂલી માર્ગ ભલા ભગવાન, ભયથી ભૂલું હું ભાન,
દેવરાત દેવડી દિશા દેખાડો દયાવાન.
૨. પડતાં પ્રેમની પ્રથમ પીછાન, ઉર ઉદ્દભવ્યું અભિમાન,
જગતમાં નવ કો એથી અધિક સત્તાવાન.
૩. પ્રેમે મુકાવ્યાં સકળ સુખપાન, આગળ દેશે શું ચિત્ત સમાધાન,
પોકળ તારૂં પ્રથમથી નવ પરખ્યું કાન.
૪. દૈવત દુબળું થયું દસ્યમાન, કંપે કાય ને ભૂલાય શુદ્ધ સાન,
ધીરૂં કેમ પળ પ્રેમને, થાતાં જ્ઞાન.
૫. બની દીનાનાથની દાસી દીન, માગી લેવું મુખથી વરદાન,
સચ્ચિદાનન્દ માગું એક તમ આશ્રય સ્થાન.

મને કેતુમાન સાથે પરણાવવા તાતજી આગ્રહ લઇ બેઠા અને વળી છેવટે અત્યત કલ્પાંત કરવા લાગ્યા, એટલે મહેલથી ચાલી નહી નીકળું તો શું કરૂં? તાતજીના મહેલથી નીકળવાને મને આઠ દિવસ થયા તેમાં ચાર દિવસથી તો લુખો રોટલો પણ પામી નથી અને માર્ગની તો મને કાંઇ ખબરજ નથી કે હું કયાંછું અને કયાં નહી! જ્યાં હરી લઇ જશે ત્યાં જઇશ જો કે જવુંછે તો દેવરાત કુમારના દેશે. અહીં કોઇ પુરૂષ દેખાતો નથી માટે જરી ઉંઘી જાવું અને થાક ઉતરે એટલે પાછી હરી લઇ જાય ત્યાં હીંડવા માંડું. (ઉંઘમાં પડેછે).

**સુચિરા**—(કાષ્ટનો ભારો લાવીને ખડકતાં).

**ગાયન ૧૯.**

૧ પરમાત્મા પાર પામશે શું માનવ પામર !
૨ કયાં દોષભરી માનવ ગાગર !
ક્યાં સદ્દગુણ ભર્યા સચ્ચિદાનન્દ સાગર !
૩ પ્રભા રહિત નથી કાંઇ કળાધર,
અંધ ચક્ષુ એજ હીણભાગી કેરૂં દળદર;

સકળ તેજ સ્થાન છે વિશ્વંભર.
૪ રાગદ્રષ્ટિએ ન દીસે તસુ ભર,
યોગ ભક્તિ માનવ તું ઝટ ધર;
મિથ્યા જાણુ માર્ગ સકળ અવર.

હજુ બીજાં કાષ્ટ જોઇશે, ચાલ, ઝટ લઈ આવું. ( જાયછે ).

**અંબાલીકા**—( જાગી ઉઠીને. સ્વગત ). અરે ! અહીં કોઇનો એવો વાંસળી જેવો અવાજ મને સંભળાયો કે હું જાગી પણ ઉઠી ! એ અવાજથી તો મારી ગએલી સઘળી હામ મારામાં પાછી આવીછે અને વળી જાણે નવીન બળ પણ મારામાં પ્રેરાયુંછે ! પણ એવો મધુર સ્વર કોણનો હશે !

**ગાયન ૨૦.**

૧ હીણભાગી અંબાલીકા ઉઠને હવે ઉતાવળી,
છતા હાથપગે બની ગઇછે શું પાંગળી ?
૨ પોતે પડી જાયછે કેડમાંથી વળી;
વાળવાની તું શું હતી પિયુનો દન વળી ?
૩ તાતજી ભક્તિમાં તો થઇ તુજ મતિ અવળી;
સ્વામી સેવામાં તું હોય કયાંથી સવળી ?
૪ જીવનું જતન કરનારી હતી તું કોમળ કળી;
ઘરખુણે શીદ નવ રહી કે વન વગડે નીકળી ?
૫ ધન્ય વેશ્યાને જે શુદ્ધ પ્રેમની તો આંધળી,
પ્રેમ પંથેજ હીંડે નવ બની દુઃખથી આકળી,

ચાલ, ચાલવા માંડું. ( જાયછે, જતાં ચ્યવન મુનિનાં શબ ઉપર નજર પડતાં, ડરી જઇને, સ્વગત ). અરે ! આ તો કોઈ ભુત કે પિશાચ બેઠોછે ! સકળ માનુષી સંકટો સામે થવાય પણ ભુત પિશાચ સામી તો કોઇથી નહીજ થવાય, કેમકે એ તો પળમાં બાળી ભસ્મ કરી નાખે, કે ગાંડાં ઘેલાં કરી મુકે કે વદને કાંઇ જબરી વ્યાધિ વસાવી મુકે, અને જો પોતે શરીરમાં ભરાય તો વિષ્ટામાં લઈ જઇને સર્વેને આળોટાવે, અને અગ્નિની ચિતામાં લાગલા હોમાવે. આ તો માર્ગમાં બેઠો છે માટે પાછી વળું. ( પાછી વળતાં સુચિરા કાષ્ટ લઇને આવતી સામી મળેછે. તેને). અરે બહેન ! આમ તો કયાં ચાલ્યાં જાવોછો ? ત્યાં તો કાંઈ ભુતડું બેઠુંછે. પાછાં-વળો. જુવો, હું પણ પાછીજ વળીછું.

**સુચિરા**—બહેન ! શહેરનો શેઠીયો તે સારો શંકર અને વનનો વૈરાગી તે ભુત પિશાચ, એ તમારો ન્યાય કયાંનો ? શહેરની શોભા શહેરમાં સંભારીએ અને વનની વાત વનમાં વિચારીએ. તમે આટલાં મોટાં થયાંછો તો એટલું પણ નહી સમજતાં હશો કે જગનિયંતાની આ અદ્દભુત અવનિ ઉપર ડગલે અને પગલે દરેક ચીજના ઢંગ જુદા જુદા છે? શહેરમાં રસ્તા ઉપર ચાલતાં ઘડીકમાં દળણાં દળી પોતાની સંતતિનું ભરણપોષણ કરનારી દુઃખી સ્ત્રી દેખશો; તો વળી ડગલું આગળ હીંડશો તો નાક

ઉપર માખ નહી બેસવા દે એવી તામસી અને માતપિતાના લાડથી છકેલી કોઈ ધન્યવાનની તનુજા દેખશો; તો વળી બીજું આગળ ડગલું ભરતાં કોઈ નિર્દોષને દંડ પ્રહાર કરીને તેની પાસેથી દ્રવ્ય છીનવી લેતો કોઇ પાપી ખળ દેખશો; તો વળી ત્યાંજ કાંઈ આડીઅવળી નજર પડી જતાં જોશો કે દુઃખીનાં દુઃખથી દાઝીને તેમને હેતથી અન્ન વસ્ત્ર દેનાર દયાવાન દાતાર દાન આપી રહ્યોછે; વળી, કાંઇક ડગલાં આગળ ચાલતાં કોઈ લગ્નના વરઘોડાનો વિસ્મય કરે તેવો મહિમા દેખશો, અને ત્યાંથી બીજું ડગલું નહી ભર્યું હશે તેટલામાં કોઇ બીચારાનું શબ ઠાઠડી ઉપર રામબોલો થતું દેખશો. ત્યારે એજ પ્રમાણે તમે ડગલેઅને પગલે વગડામાં પણ નવિન વસ્તુઓ અને નવિન બનાવો દેખો, તો તેમને જાણ્યા વિના તેમને સારા કે ખરાબ કહેવાનો તમને શું અધિકાર છે ? માટે પુખ્ત વિચાર કર્યા વિના આવાં અયોગ્ય વચનો ફરીથી ઉચરશો નહી. જેમને તમે ભુતડું કહોછો તે તો યોગદ્વારા પરમાત્માની ભક્તિ કરનારા અને હમણા પ્રાણ ત્યાગ કરેલા મારા યોગી સ્વામી છે. એમનાં શબને અગ્નિદાહ કરવા હું કાષ્ટ લઇ આવુંછું.

**અંબાલીકા**—( ડરી ગયલા સ્વરથી ). ત્યારે તો એ મારા પૂજ્ય પિતા છે અને તમે મારાં પૂજ્ય માતુશ્રી છો. માતુશ્રી ! મારી જીભ વઢાઈ ગઈ અને મારાથી અઘટિત વચનો ઉચરાઈ ગયાં તેને માટે મને માફ કરશો. મારા અપરાધ માટે હું પ્રથમ મારા મુનિ પિતાને પગે પડુંછું, ( ચ્યવન મુનિને પગે પડેછે ), અને તમને પણ પગે પડુંછું. ( સુચિરાને પગે પડેછે ). ચાલો, માતા, હું પણ તમને કાષ્ટ એકઠાં કરી આપવામાં મદદ કરીશ.

**સુચિરા**—બ્હેન ! તમારી મોટી મેહેરબાની. કાષ્ટ તો આટલાં બહુ છે. પણ જો તમારી કૃપા હોય તો મારા સ્વામીનાથનાં શબને ઉંચકીને ચિતા ઉપર મુકવા મને મદદ કરશો.

**અંબાલીકા**—હા. માતુશ્રી ! ( બેઉ ઉચકીને મુનિનાં શબને ચિતા ઉપર મુકેછે. સુચિરા પછી ચિતાને સળગાવેછે અને મુનિનું શબ બળવા માંડેછે ).

**સુચિરા**—હવે મારા સ્વામીનાં પંચમહાભૂતને પામતાં સ્થૂળ શરીરને મારૂં છેવટનું નમન અને સ્તવન કરી લેવું.

**ગાયન ૨૧.**

૧ સ્વામીનાથ તમો જે મુજ સ્વામી;
રહુંછું તેમને શિર હું નામી.
સ્વામી કાજ સ્વાર્પણની બની રહું કામી.

૨ થઈછું, સ્વામી, તમ ચરણ ગામી,
નવ જોશો હોય જે મુજ ખામી;
તેડી લેજો મને ન રહેવા દઇ અહીં નકામી.

૩ તમમાં મુંજ સકળ આશ વિરામી,
તમ થકી મુજ ઉર પ્રભુ ભક્તિ જામી;
ઝટ તેડો રહીછું જોઈ તેડાં સામી.

(અંબાલીકાને). બહેન ! જો તમને જાણવા ગમતું હોય તો કહું કે જેમ સરિતા જઇ સાગરને મળવાની, જેમ કંજુસનું દ્રવ્ય જઇ ભૂમિમાંજ દટાવાનું, જેમ મોર વૃક્ષની ડાળને આવી મળવાના, તેમ આ સ્થૂળ દેહ જઈ મોતને મળેછે. એક દોરીના એક છેડે જીવ છે અને બીજે છેડે મૃત્યુ છે, એટલે જેણે સ્થૂળ દેહ પ્રાપ્ત તેને મૃત્યુમાં જઇ પહોંચવાનું છે. પણ પણ માત્ર સંસારી જનો આ પેરે મોતને આધિન છે, અને યોગી જનો તો પોતાની ઇચ્છામાં આવે ત્યારે અથવા પ્રભુજીની આજ્ઞા થાય ત્યારે યોગ દ્વારા પોતાનો આત્મા આ સ્થૂળ શરીરમાંથી સદા માટે ક્હાડી નાખી શકેછે. માટે, જેમ પથ્થર સાગરમાં ડુબેજ ડુબે પણ હલકું કાષ્ટ તે સુખમાં તરી જાય; જેમ તિક્ષણ ચક્ષુવાળું ગરૂડ ગગનમાં ગમન કરી શકે પણ અંધ ઘુવડ તો અથડાઇ કુટાઈ હેઠે પડે; જેમ રત્નમણી રાજાનાં શિરે મુગટમાં જઇ વિરાજે અને કાચનો કકડો ઉકરડે પડી રહે; તેમ માત્ર સંસારી જનો મોતના દરિયામાં ડુબેછે અને યોગી જનો તો તે સહેલાઇથી તરી જાયછે.

**અંબાલીકા**—યોગેશ્વરોનાં સામર્થ્યનું આ રહસ્ય તો હું આજેજ સમજી. પણ, માતાજી, જો આપની આજ્ઞા હોય, અને મારા પ્રશ્નમાં જો કાંઇ દોષ હોય તે તમે માફ કરો હું આપને એક પ્રશ્ન આ પ્રસંગે પુછવા માગુંછું.

**સુચિરા**—બહેન ! સુખેથી પુછો.

**અંબાલીકા**—ત્યારે, માતાજી, હું આપને આ પ્રશ્ન પુછુંછું જે આપના સ્વામીનાથ વિના આ નિર્જન સ્થળે એકલાં આપ હવે કેમ રહી શકશો, માટે જો તમે મારા તાતના ત્યાં પધારો તો તે મહારાજા યુધાજીત છે અને આપની સેવામાં પોતે તત્પર રહેશે.

**સુચિરા**—બહેન ! તમારા આ અનુગ્રહ માટે તમારો ઉપકાર માનુંછું. અને તેના જવાબમાં મારે આ પ્રમાણે તમને કહેવાનું છે કે તમે આ સ્થળને નિર્જન ધારોછો તેમ નિર્જન નથી. અહીં અગોચર ગુહાઓમાં હજારો વર્ષોના યોગગ્રસ્ત યોગેશ્વરો ધ્યાન ધરી રહેલાછે. બહેન ! યોગેશ્વરોનાં અસ્તિત્વનું તમને દર્શન કરાવું પણ શું કરૂં કે પ્રભુજીની વિશ્વરચનાનો આ એક ગુહ્ય નિયમ છે કે સંસારી જનો જેઓ સંસારી કાર્યોમાં પ્રવૃત્ત છે તેઓને યોગ અને યોગેશ્વરોથી જાણીતાં નહી કરવાં. તોપણ ટુંકમાં હું તમને મારા તરફથી ખાસ આગ્રહથી કહુંછું કે તમે સત્ય માનજો કે યોગીઓ અસ્તિત્વ ધરાવેછે. એ યોગેશ્વરો માત્ર પ્રભુ ભક્તિમાંજ લીન રહેછે, તો સંસારી જનની ફરજ છે કે દિવસમાં થોડીક પળ પણ પ્રભુ ભક્તિમાં ઉત્સુક બને, અને પછી સંસારના નિષ્કામ વ્યવ્હારોમાં બીજે વખત ભલે પ્રવૃત્ત રહે. માટે, બહેન, મને તો આ આશ્રમમાં યોગેશ્વરોનો સંગ છે તો એકલી કયાંથી કહેવાવું અને મારે આ સ્થળથી બીજે જવાની જરૂર પણ કયાં રહી ?

**અંબાલીકા**—ત્યારે, માતાજી, જેમ આપની ઇચ્છા. આપના બોધો હું મારાં ઉરમાં સદા સ્થાપિત રાખીશ અને પ્રભુજીની ભક્તિમાં પ્રવૃત્ત રહીશ. અને જ્યારે પ્રભુજીની ભક્તિમાં ક્રમે ક્રમે મારૂં ચિત્ત વિશેષ ચોંટશે ત્યારે હું આ સ્થળે આપની પાસે આવીને રહીશ. પણ, આ સ્થળે તો હું અનાયાસે આવી ચઢીછું માટે આ સ્થળનાં

નામ ઠામ વિષે મને સમજ પાડવા કૃપા કરશો જેથી આપની તથા પ્રભુજીની દાસી બનીને હું છેવટની આવવાની હોવું ત્યારે પાધરી અહીં ચાલી આવી શકું.

**સુચિરા**—આ સ્થળનું નામ ઠામ આપવાની આજ્ઞા નથી. તમારે આ સ્થળે આવવુંજ હશે તો પ્રભુજી પોતે તમારાં પગલાં આ સ્થળે દોરી લાવશે. અને તે વિષે તમારે ચિંતા કરવી નહી. માત્ર પ્રભુજીનું નામ લઇને ચાલવા માંડજો.

**અંબાલીકા**—ત્યારે, માતાજી, આપ કહોછો તેમ કરીશ. (જાયછે).

**સુચિરા**—( સ્વગત ). સ્વામીનાથનું સ્થૂળ શરીર પંચ મહાભૂતને પામી ગયુંછે. ચાલ, હવે પ્રભુજીનું કીર્તન ગાઇ યોગમાં પ્રવૃત્ત થાવું.

**ગાયન. ૨૨.**

૧ ધરણી તણા ધાતા, નાથ નિયંતા, ધન્ય તમ મહત્તા.<br>
૨ અંધ નયન ઉપર પડતાં તમ ઐશ્વર્ય ઓળો,<br>
દેખતો થાય અંધ ચક્ષુ કેરો ડોળો.<br>
૩ સમીર લહેરો સાગરની તો ઉછાળે છોળો,<br>
સચ્ચિદાનન્દને સ્મરતાં ઉછળે ભક્તિ ઉછાળો.<br>
૪ વૃષા જળ ભૂમિ ઉપર પડતાં ઉગે ઘાસ પાળો,<br>
મહેશ્વર મનનથી મળે રામ રહેઠાણ માળો.<br>
( સમાધિગ્રસ્ત તેણી થાયછે ).

**મિથલ**—( અંબાલીકાની શોધમાં આ સ્થળે આવી ચઢે છે. સ્વગત ). ઓહો ! આ અંબાલીકાની પગલી છેક કયાંની કયાં ચાલી નીકળીછે ! એતો જાણે લંકામાં ઉતરી પડી હોય તેમ અહીં કોણ જાણે કયાં ઉતરી પડીછે ! આ રાજ્યનો દરેક ખુણો હું જાણુંછું પણ આ સ્થળ તો મેં સ્વપ્ને પણ જોયું નથી. આ સ્થળ તો કૈલાસસ્થાન જેવું શાંત અને મનહર છે. આ અંબાલીકાનાં પગલાં અહીંથી આગળ ગયાં નથી, ( તેણીની પગલી જુવેછે ), પણ અહીં આમતેમ પડયાંછે માટે અહીં કાંઈ વિશ્રામ માટે કે બીજાં કાંઈ કારણ માટે એ થોભેલી હોવી જોઇએ. અરે ! પણ આ સ્થળે તો કાંઇ એવું ગહન ઐશ્વર્ય પ્રભુજીનું દશ્યમાન થાયછે કે મારો પાપી જીવ આ સ્થળથી ત્રાસ પામેછે. ધૂળ માટીના ઢગલાઓ પડયા હોય તે પાવડા અને ટોપલીઓથી કયાંના કયાં બાજુએ નાખી શકાય, પણ દારૂગોળાની ચપટી ભુકી પડી હોય તો તેનાથી દસ ગાઉ દૂર હીંડવું પડે; કાનને બહેરા કરી નાખે તેવા ગર્જનાના અવાજો સહેલાઈથી કાને સાંભળી શકાય, પણ કોઈ દુ:ખીની હૃદય વેધક ચીચીયારી સાંભળીને કાન ફાટી જાયછે; હાથ જેવાં જાડાં દોરડાં પગની હડફટમાં આવતાં ઉંચકીને બાજુએ મુકી શકાય, પણ સુતળી જેવા પાતળા સર્પથી મહા આઘે હીંડવું પડે. (સુચિરા ઉપર નજર પડેછે). આ કોઇ સ્ત્રી અહીં બેઠી છે તે અંબાલીકાનો પત્તો આપશે ખરી. (સુચિરાને). બાઇ ! આ સ્થાન કોઇ ૠષિનું હોય તો કહેશો કે કોણ ૠષિરાજનું એ છે ?

**સુચિરા**—આ સ્થળ કોઇ અમુક યોગેશ્વરનું નથી, અને આ સ્થળ વિષે એક અક્ષર પણ કહેવાનો અધિકાર મને નથી.

**મિથલ**—ત્યારે તમે પોતાના વિષે કહેશો કે તમે કાણુ છો?

**સુચિરા**—તમે સંસારીજન છો. હું વૈરાગી જન છું. માટે તમને મારૂં નામ નિરર્થક છે.

**મિથલ**—(બાજુ. સ્વગત). આ સ્ત્રીના ઉત્તરો કપટ ભરેલા લાગેછે. (સુચિરાને) ક્યારનાં તમે પાધરા જવાબો આપતાં નથી તો તમે કદાચ જાણતાં નહી હશો કે રાજાઓને પણ ત્રાહે ત્રાહે પોકરાવનાર હું મિથલ બારવટિયો છું.

**સુચિરા**—તમે આવા મોટા બારવટિયા છો તો આ સ્થળ અને મારા વિષે જોઇતી માહિતી તમે તમારાં છળથી મેલવો. અબળા સ્ત્રીને પુછતા શું આવો છો! બાવળિયો કેટલો મોટો ફાલ્યો અને શૂળોથી ભરેલો થયો, તોપણ નિજ રક્ષણ માટે શું ગજભર ઉંચી થુવેરની વાડ પાસે જશે? સૂર્ય આવો તપે અને પ્રકાશે તોપણ પોતાને પ્રજળાવવા શું કોઈ દળણા દળનારી દુઃખી સ્ત્રીની ઝુંકતી દિવેટ પાસે જશે? શું સિંહ જે હાથી સરખાને એક ઝપાટે પોતાના પંજાથી ભૂમિ ઉપર પાડે તે પોતાનાં બળની પુષ્ટિ માટે ઘાસનું તરણું ઉપાડવા જશે? માટે, તમારા સવાલો આ રીતે મને પુછવાથી અને મને નકામી હેરાન કરવાથી બારવટિયા તરીકેનાં તમારા પ્રતાપી નામને કલંક ચોંટેછે.

**મિથલ**—અરે! બાઈ! આવડી જીભડી તું શું હલાવી રહી છે? વેશ તો તારો વૈરાગણનો છે પણ જીભ તો દુષ્ટ સંસારી લવરી કરનારીની છે! જે પ્રશ્ન હું પુછુંછું તેનો સીધો ઉત્તર આપે તો સારૂં.

**સુચિરા**—તમે જે સવાલો પુછોછો તેના જવાબો ગુહ્ય મર્મો છે અને સંસારી જનને તે વૈરાગીથી જાણ કરી શકાય તેમ નથી. માટે તમે તમારૂં શિર પટકીને મરી જશો કે મને ભૂમિ ઉપર પછાડી મારી નાખશો તોપણ ગુહ્ય મર્મોના ભેદો તમે મારી પાસેથી પામશો નહી.

**મિથલ**—આટલા બધા ચમત્કારો અહીં ભરેલા છે તો તેમાંનો એક પણ દેખાડો તોતો આ તમારી બધી વાતો સાચી માનું.

**સુચિરા**—જે મર્મો વિષે એક અક્ષર પણ સંસારી જનોને કહી નહી શકાય તેનું દર્શન ત્યારે કેમ કરાવાય? જે અગ્નિનો અનુભવ સ્પર્શ દ્વારા પણ નહી કરી શકાય તે અગ્નિનો અનુભવ તેને ઓર પેટે ચાવીને કેમ કરી શકાય? જે નભોમંડળે જરી ઉંચે ઉડી નહી શકાય તે નભોમંડળે શું માંડવા નાખી આનન્દમાં સુવાશે? જે દસ્તાવેજનો એક અક્ષર આઘો પાછો નહી કરી શકાય તે દસ્તાવેજને સમુળગો ભુસી નાખી નવેસરથી લખી શકાય?

**મિથલ**—આવાજ બધા ચમત્કારો અહીં છે તો જ્યારે તમને અહીંથી ઉપાડી જઇશ તે ઘડી તો એ ચમત્કારો તમારાં રક્ષણ માટે પ્રગટ થશે ખરાને?

**સુચિરા**—તમે મને અહીંથી બાહુ બળે ઘસડી જશો તેને અને પ્રભુજીના ગુહ્ય મર્મોને શું સબંધછે કે મારા કાજે પ્રભુજીના મર્મો સાક્ષાત્કાર થશે? સરોવર તીરનું ગુલાબ પુષ્પ કાઇ ડાળી ઉપરથી તોડી ચાલતું થયું તો સરોવર શું પોતાનું પ્રાબલ્ય દેખાડવાને પુષ્પ તોડનારની પાછળી પડી પોતાના જળમાં તેને ડુબાડવા નીકળશે? ભૂમિના પ-

થ્થરને ઉંચે છાપરે લઈ જઈ નાખ્યો તો શું ભૂમિ તે પથ્થર સાથે છાપરે જઇ એસવા નીકળશે ? મંદિરનો કળશ ચોર ચોરી ગયો તો શું મહાદેવ મંદિરમાંથી નીકળી ચોરની પુંઠે દોડવા નીકળશે ? માટે, જો તમે મને બાહુ બળે લઈ જવાના હોવો તો લ્યોને હું તો ખુશીથી તમારી સાથે આવુંછું. ચાલો, કહો ત્યાં આવું. અમે વૈરાગીજન તો જ્યાં પડી રહીશું ત્યાં ઠીકજ છે.

**મિથલ**—( બાજુ ). આ સ્થળની આ તો સાધ્વીઃછે. મારે એને વગર વિચારે ઝાઝી સંતાપવી જોઇએ નહી. (સુચિરાને). બાઇ ! તમને મેં મારી સાથે લઈ જવાનું કહ્યું તે ઉપરથી તમે મને કોઇ હરામખોર નહી સમજશો. હું એવો નથી. અને આટલા બધા સવાલોનો સંતાપ પણ તમને આપું નહી, પણ આટલા બધા સવાલો મારે તમને એટલાં માટેજ પુછવા પડયાછે કે મારે આડકતરી રીતે જાણવું હતું કે એક તરૂણી અહીં આવી ચઢીછે અને તેમ હોય તો હમણા તે ક્યાં છે.

**સુચિરા**—એક તરૂણી આવ્યાં હતાં પણ મેં તેમનું નામ ઠામ પુછયું નથી. તે અહીંથી ગયાં છે. પણ ક્યાં જાયછે તે પણ મેં એમને પુછયું નથી, કેમકે વૈરાગીજનને સંસારી જનની કાંઇપણ હકીકત જાણવાની જરૂર નથી. હું ધારૂંછું કે મારા આ ખરા જવાબો તમને ખોટા લાગશે અને જો ખોટા લાગતા હોય અને મને શિક્ષા કરવા લઈ જવા માંગતા હોવો તો તમે કહો ત્યાં હું તમારી આગળ આગળ ચાલતી થાવું. યોગીજનને તો કષ્ટ વિશેષ પ્રિય છે કેમકે કષ્ટ વિશેષ હોતાં આત્મા પ્રભુજીમાં પ્રીતિ વિશેષ ધરેછે. જે સરિતા સદા વહન કરવામાં તલ્લીન છે તેને પથ્થરની કે રેતીની પાળની સંકડામણથી કાંઇ કષ્ટ નથી અને પોતાના માર્ગે વહન કર્યાજ કરેછે; જે વૃક્ષલતા વગડે વિકસેછે તે કાંઇ મનહર મેના કોયલથીજ પ્રફુલ્લ રહેછે તેમ નથી પણ ઘુવડ, સર્પ શિઆળ એવા અધમ જીવોને પણ આશ્રય આપેછે; જે ચંદ્ર ભૂમિને પ્રમુદિત કરવા નીકળેછે તે લગ્નના મંડપનાં સ્થળેજ આનન્દથી નાચેછે એમ નથી પણ મૃત્યુવાળાં ઘરનાં શોકનાં આંગણે પણ ઉતરેછે. માટે મને કષ્ટ પડશે તે હું હેતે શિરે ધરીશ.

**મિથલ**—બાઈ ! બસ કરો. તમારા આ શબ્દોથી મારૂં હૃદય વિંધાઈ ગયુંછે. તમે નક્કી જાણજો કે હું કાંઇ સ્ત્રી જાતિને પીડનારો કે લુંટનારો નથી, પણ સ્ત્રી જાતિની સહાયતા કરનારો છું. માટે મારી સાથે આવવાથી તમે કાંઈ દુઃખ પામશો નહી તે જરૂર ખાતરીથી માનજો. વળી, મારાં ઉગ્ર વચનોથી તમે જે દુઃખ પામ્યાંછો તે માટે હું તમારી માફી માગુંછું. જે તરૂણી અહીંથી તમારા કહેવા પ્રમાણે ગઇછે તે યુધાજીત મહારાજાની અંબાલીકા પુત્રી છે અને તેણીના તાત પાસેથી ચાલી નીકળેલી હોવાથી તેણીના પિતાના ખોળામાં તેણીને પાછી સોંપવા હું નીકળ્યોછું. ઉતાવળમાં હું મહેલથી મારી સાથે કોઇ દાસી અંબાલીકા માટે લેતાં ભૂલી ગયોછું અને એ તરૂણી સાથે કોઇ સ્ત્રી તો જોઇએજ, માટે જો તમે મારી સાથે આવીને એ રાજપુત્રીની મદદમાં તમે રહેશો તો તમારી મોટી કૃપા મારા ઉપર થશે. અને એટલાં માટેજ હું તમને મારી સાથે લઇ જવા ક્યારનો કહી રહ્યોછું.

**સુચિરા**—એ રાજપુત્રીનો મારા ઉપર ઘણો ઉપકાર સમજાુંછું કેમકે મારા મૃત્યુ પામેલા સ્વામીને અગ્નિદાહ કરવામાં એમણે મને ઘણી સહાયતા કરેલીછે, માટે તમે કહોછો તેમ જો હું માર્ગમાં તેમને ઉપયોગી થઇ પડું તેમ છે તો હું ખુશીથી તમારી સાથે આવુંછું. પણ મારી તમને ફરીથી વિનંતી એ છે કે માર્ગમાં તમે મને પ્રભુજીના મર્મો વિષે એક પણ સવાલ નહી પુછશો, તેમજ પ્રભુજી માટે એક પણ અપમાન યુક્ત અઘટિત વચન નહી ઉચરશો, કારણકે પ્રકાશ દેતી દીપ્તિમાં ધૂળ નાખવામાં શું સાર? વેદના વંદનીય ગ્રંથોનાં પૃષ્ઠોને ગાંધીનાં કરિયાણા બાંધવાનાં પડીકાં બાંધવાનાં કામમાં વાપરવામાં શું સાર? બાગમાં વળી બાવળિયાની શૂળોની વેદના ઉત્પન્ન કરવામાં શું સાર?

**મિથલ**—તમે મને જે શિક્ષણ દીધુંછે તેનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી.

**સુચિરા**—અંબાલીકા રાજપુત્રી પાછળ હમણા હાલ નીકળી પડીશું તો સારૂં અને મને નીકળવા માટે કાંઇ તૈયારીઓ કરવી નથી. તમે કહો તેટલી વાર છે. માટે તમારી આજ્ઞા હોય તો આપણે તમે કહો ત્યાં ચાલતાં થઇએ.

**મિથલ**—હા. ચાલો. આ પગલી અહીંથી ચાલી નીકળેલીછે. (પગલી પ્રમાણે ચાલી નીકળેછે. સુચિરા પાછળ ચાલેછે).



## અંક ૧. પ્રવેશ ૮.

**દેવરાત**—(સ્વગત). અંબાલીકા સાથના ભેટાને સ્વર્ગ સમાન સુખપ્રદ ધારીને તે સ્વર્ગે પહોંચવા તેણીએ કહેલાં મંદિરે ગયો તો તેણીનો ભેટો થયો નહી અને તેણી સાથના ભેટાનું સ્વર્ગીય સુખ હું પામ્યો નહી! પણ ભગવાનનાં ઘરનાં સ્વર્ગની અપ્સરાનો મને ભેટો થયો અને ભગવાનનાં સ્વર્ગનાં સુખનાં દર્શન કરાવવાની તેણીએ મને આશા આપી. માટે મારે એ દર્શન પામવાં હોય તો તેણીના કહેવા પ્રમાણે મારે ચિત્તને સમુળગું વિકારો રહિત કરવું જોઇએ. તેણીનો મેલાપ થયા પછી આજે પચીસ દિવસે મારા મહેલે પાછો આવી પહોંચ્યોછું તેટલા દિવસોમાં માર્ગમાં હું ઘણા ખરા મનોવિકારો દૂર કરી શકયોછું, પણ અંબાલીકા ઉપરના પ્રેમનો એક વિકાર હજુ લગીરે દૂર નથી થતો. અરે! જીવ તો કહેછે કે અંબાલીકા ઉપરના પ્રેમના વિચારો મારાથી ચિત્તમાંથી જરા અળગા પણ નહીજ કરી શકાય. એના પ્રેમનાં સુખ આગળ ભગવાનનાં ઘરનું સ્વર્ગનું સુખ મારે તણખલાં સમાન ગણવું જોઇએ. ઉચ્ચ પદવીનાં માત્ર એક અર્ધ ગજ ઉંચાં આસનનું માન પ્રાપ્ત થતું હોય તો તે ગિરિ ટોચ ઉપરનાં પાંચ ગાઉ ઉંચાં મિથ્યા માન રહિત સ્થાન કરતાં લાખો ઘણું વધારે ઉત્તમ છે. જ્યાં સુધી ગજવામાં અણધારી કામ લાગવા પાઇ પડેલીછે ત્યાંસુધી ભવિષ્યના લાખો રૂપિયાની હામ અને આશાઓ અયોગ્ય છે. આરોગ્યતા

ભરેલાં જળથી વદનને શાંતા વળતી હોય તો આંગણે ઉભરાતા દુધ અને ઘીના કુડા નિર્માલ્ય છે. ખરે, અંબાલીકાના પ્રેમનાં સુખને તજીને ભગવાનનાં સ્વર્ગનાં સુખની આશ રાખવી તે મારી ભૂલ છે. અરે! પણ, હું અંબાલીકાનાં પ્રેમનાં સુખ માટે આ પ્રમાણે બોલી રહ્યોછું તો ખરો, પણ એ સુખની આશા છેજ કયાં અને એ સુખની આશાનો મારે એક અક્ષર પણ બોલવાનો કયાં રહ્યોછે? હું પંદર દિવસ સુધી એના કહેવા પ્રમાણે માતાનાં મંદિરે રહ્યો પણ એણે મુખજં ના દેખાડયું! ત્યારે વળી એના તરફથી મને શું સુખની પ્રાપ્તિ હવે થવાની છે? વૃક્ષ ફળપાનથી ભરપુર થવા તલપી રહ્યુંછે પણ વસંત રૂતુ વૃક્ષને આવી મળવાનુંજ વિસારી બેઠીછે! રાત્રિ સમય થાતાં આખા દિવસના ઉગ્ર પરિશ્રમથી થાકેલો પુરૂષ પથારીમાં નિદ્રા માટે જઇ પડયોછે અને નિદ્રા દેવી તો કહે એનાં ઓસીકે હું જાવુંજ નહી! હરણું જળપાન કરવા સરોવર તીરે આવ્યુંછે અને સરોવર તો શુષ્ક બની બેઠુંછે! અંબાલીકાના પ્રેમની આવી સ્થિતિ છે, ત્યારે અંબાલીકાનાં સુખની આશા મારે ઉરે ધરવાની કયાં રહી? પ્રેમનાં સ્વર્ગે તો આ મૃત્યુલોકમાં કોઇ જઇ પહોંચ્યા નથી અને હું જઈ પહોંચવાનો નથી, માટે અંબાલીકાના પ્રેમનાં સુખની આશ મારે પડતીજ મુકવી સારી છે. ગગનના તારલાને ઘરનો દિપક કરી લાવવા કોઈ ગગને પહોંચી શકયું નથી; જળને વલોવીને કોઇ ઘી કહાડી શકયું નથી; મંદિરના સોનાના કળશે ચઢીને કોઇ મુકિત પામ્યું નથી. માટે પ્રેમથી અળગા રહેવામાંજ સાર છે. જે ભૂમિ ઉપર માત્ર એકજ પગલું ભરતાં માંહે દટાઈ જવા વખત આવ્યો તેમાં ઝાઝાં પગલાં ભરવાથી કેમ સલામત રહેવાશે? ઉનાળાનો પ્રથમ દિવસજ બાળી ભસ્મ કરવા લાગ્યો તો પછીના ચાર મહિનામાં ઠંડકની આશા કયાં રહી? કાચો રંગ એકજ ધોમાં ઉડી ગયો તો તો ઝાઝા ધોથી તે ઉજવળ શું થશે? માટે, પેલી અપ્સરાએ કહ્યું તેમ ચિત્તશુદ્ધિ પુરી કરવા અંબાલીકા ઉપરના પ્રેમને પણ જડમૂળથી હવે કહાડીજ નાખું.

### ગાયન ૨૩.

૧ અંબાલીકા પ્રેમ આશ છે સદા ખોટી,
શીદ દીલે ધરૂં ત્યારે આશ એ મોટી?
૨ ખાટલાના જો તુટી ગયા પગ પાટી,
ખાટલાને ભલો નાખવો વેચી સાટી.
૩ આશા અને મને પડી વૈર કાંટી,
આશને વિનવતાં દુખશે માત્ર મુજ ઘાંટી.
૪ પ્રેમ ધાર્યો સોનું તે નીકળ્યો સાટી,
શીદ રાખું પછી હૃદય ભૂમિમાં તેને દાટી?
૫ ગિરિ ગૌરવ થઈ ગયું ભૂમિ સપાટી,
લઇ ગયું તો તો શ્રષ્ટિ સૌંદર્ય સમેટી.

અંબાલીકા છે તો મહા કાંતિવાન! અરે! પણ એ કાંતિવાન છે તો ભલે છે. એનાં માતપિતાની એ પુત્રી છે; એનાં ભાઇ બહેનોની એ ભગિની છે; એની દાસીઓની

એ શેઠાણી છે, એની સાહેલીઓની એ સખી છે. પણ, મારે તેમાં લેવાદેવા શું કે તે સાથે સંબંધ શું! દિપક દેખ્યો તો તેના પ્રકાશમાં દૂરથી આનંદ મહાલવો, પણ પુદ્ર્શ પેઠે તેમાં પોતાની કાયા શા માટે હોમી દેવી? ગુલાબ પુષ્પ દેખ્યું તો તેને વૃક્ષ ઉપર રહેવા દઇને દૂરથી તેની સુવાસના ભોગી થવું, પણ તેને હાથમાં લઇને કચડી શા માટે નાખવું? ચાંદની ખીલી તો મિત્રો સહિત ઘર આંગણે આનન્દમાં તે સમય ગાળવો પણ વનવગડે જઇને વાઘ વરૂથી કે ચોરના હાથે જીવથી જવાનું કારણ શું?

**દેવકુલ્યા**—(તેને મળવા હર્ષથી આવતાં, દેવરાતને). ઓહો! ભાઈ! જાત્રાએથી આઠ દિવસમાં પાછા આવવાનું કહીને ગયા અને આજે બે માસ અને ત્રણ દિવસે પાછા વળ્યા? ઘરની બહાર નીકળ્યા એટલે બસ તાત અને ભાઈ બહેનોને વિસારીજ દીધાં? અમારો જીવ ફફર નહી કરે તે માટે જરા સંદેશો પણ મોકલવા તમારો જીવ નહી થયો એવો તમારો જીવ કઠોર થઇ ગયો?

**દેવરાત**—બહેન દેવકુલ્યા! હું અહીંથી નીકળ્યો ત્યારે તો કદાચ મારો જીવ કઠોરતા ભરેલો હશે પણ હું અહીં પાછો આવ્યોછું ત્યારે તો મારો જીવ જરા પણ કઠોરતા ભરેલો નથીજ એટલું હું ખાતરીથી કહી શકુંછું. હું તો પ્રથમ કરતાં ઘણો બદલાઈ ગયોછું. હું મહેલે આવવા પાછો નીકળ્યો ત્યારે માર્ગમાં મને એક વિશિષ્ટ આત્માનાં દર્શન થયાં અને તેમણે મને કહ્યું કે ચિત્તશુદ્ધિ હોય તો મૃત્યુલોક પણ સ્વર્ગનાં સુખનું દર્શન પામી શકેછે. ચિત્તશુદ્ધિનું આવું મહાત્મ્ય સાંભળીને હું ચિત્તશુદ્ધિમાં પ્રવૃત્ત થયોછું અને મનોવિકારો રહિત ચિત્તને કરૂંછું.

**દેવકુલ્યા**—ત્યારે તો સંસાર ત્યાગ કરવો કાંઈ ધાર્યો છે કે શું? આવી વાતો છોડી દો. ખાવો, પીવો અને કોઈ રાજકુમારી સાથે લગ્ન કરી આનન્દમાં રહો. આવા તમારા વિચારોથી ચિત્તશુદ્ધિ થવાને બદલે ચિત્તભ્રમ થશે. (ઉત્તાનપાદ પિતા દેવરાતને મળવા આવે છે, તેમને). તાતજી! તાતજી! દેવરાત ભાઈ આવ્યાછે અને ખુશી આનન્દમાં છે. પણ ભાઈની શું વાત કહું! એતો જાત્રાએ ગયા ત્યાંથી એક ભારી પીડા લેતા આવ્યાછે.

**ઉત્તાનપાદ**—ભાઈ પીડા લઈ આવ્યો છે તો કાંઈ નહી. મને પ્રથમ ભાઇને ભેટવા દે. (દેવરાતને, ભેટતાં). ભાઈ! ખુશીમાં તો છે? તું બહુ દિવસ જાત્રાએ થોભી ગયો તેથી મારા જીવને રાતદિવસ બહુ ચિંતા થતી હતી. મેં તારા માટે કેવી કેવી બાધાઓ રાખીછે તે હું તને નિરાંતે કહીશ. (દેવકુલ્યાને). ભાઈ શું પીડા લાવ્યાછે તે હવે મને કહે, જોવું.

**દેવકુલ્યા**—તાતજી! ભાઈ એવી પીડા લાવ્યાછે કે એ એમની પીડા આપણે કાંઈ વેઠવાનાં નથી. તાતજી! પીડાનું નામ સાંભળીને તમે સમજ્યા હશો કે દેવરાત ભાઇ કોઈ રાજકુમારીને કે કોઈ ભીખારણ છાની માની ઉપાડી લાવ્યા હશે. એવી પીડા ભાઇ લાવ્યા હોત તોતો સારૂં. આ પીડા તો એ છે કે માર્ગમાં એમને કોઈ વૈરાગી મહાત્મા મળ્યા તેથી પોતે વૈરાગી થવાની પીડા લાવ્યાછે, અને વૈરાગ્ય માટે ચિત્તશુદ્ધિમાં પ્રવૃત થઈ ગયાછે.

**ઉત્તાનપાદ**—( દેવકુલ્યાને ) અરે ! બેટા ! દેવરાત ભાઈ સમજુ છે. એવા વૈરાગ્યના વિચારો એમણે શા માટે ધારણ કરવા પડે ! એમની સાથે હું એ વિષે નિરાંતે વાત કરીશ. હમણા તો ભાઇ થાકી ગએલા હશે માટે એમનું જમવાનું તું તૈયાર કરાવ અને પછી એમને આરામ લેવા દે. (દેવરાતને). જા, બેટા, અંદર જઇને જરા ખા, પી, અને આરામ લે. અને વૈરાગ્યના કાંઈ વિચારો જો તેં અંગિકાર કર્યા હોય તો આ પળથીજ કહાડી નાખજે.

**દેવકુલ્યા**—(દેવરાતને જમવા માટે તેડતાં, તેને). દેવરાત ભાઈ! જમવા ચાલો. વૈરાગ્ય ધારણ કર્યોછે તો કાંઇ હવા ઉપર તો નથી રહેતા ? તમે હવા ખાઇને રહેવા માંડશો તો હવા ખુટી જશે અને પછી શ્વાસોશ્વાસની હવા માટે અમે બધાં ક્યાં જઇશું ?

**દેવરાત**—ચાલ. બહેન, ચાલ, તું મજાક કરનારી સદા જબરી છે. (બેઉ જાયછે).

**ઉત્તાનપાદ**—દેવરાતકુમાર મહેલે સહિસલામત પાછા આવ્યાછે તો મારાં વ્રત પ્રમાણે હવે માતાજીનાં મંદિરે જાતે જઇને એમની સેવા કરવા બે ચાર દિવસમાં નીકળી પડું. પણ, ત્યાર પહેલાં હું એમ કરૂં કે આ મેં બે મહેતાઓ રાખ્યાછે તેમની પાસેથી કેતુમાન કુમારનાં ગુણગાન સાંભળીને આ દેવકુલ્યાનાં લગ્ન એ કેતુમાન સાથ કરવા મેં નિશ્ચય કર્યો અને તેણીને કહ્યો ત્યારે તેણીએ એને વરવા સાફ ના પાડી, અને જ્યારે મેં તે માટે અત્યંત આગ્રહ કર્યો ત્યારે તેણીએ કહ્યું કે દેવરાત ભાઈ હા કહેશે તો કેતુમાન સાથ લગ્ન કરીશ, માટે આ દેવરાતને પ્રથમથી છાનોમાનો સમજાવી રાખુ કે કેતુમાન સાથ લગ્ન કરવા દેવકુલ્યાને કહે. અને એ પ્રમાણે જો દેવકુલ્યા દેવરાતના કહેવાથી કેતુમાન સાથનાં લગ્ન માટે હા પાડે તો આ મહેતાઓએ મને સલાહ આપી તેમ કોઇને જાણ નહી થાય તેમ એનાં વેવીશાળ માટે કેતુમાન પાસે એજ બે મહેતાઓને મોકલું અને વેવીશાળ કરાવી નાખું અને પછી જાત્રાએ જાવું. અરે! આ મહેતાઓજ આવ્યા ! એ બેઉ મોટા પંડીતો છે, પણ બીચારા પોતાને મહેતાઓજ કહેછે. હું ધારૂંછું મારે એમને પંડીત કહીનેજ બોલાવવા જોઇએ. ( મહેતાઓને). આવો પંડીતજીઓ. ખુશીમાં છોને ? આ સોના મોહોરો મારા તરફથી આજે સ્વીકારશો કારણકે તમારી વિદ્વતાથી અને લાયકીથી હું અત્યંત પ્રસન્ન થયોછું.

**મહેતો ૧**—બાપા ! ઘડી ઘડી અમને સોના મોહોરો આપશો તો તેથી અમારાં ચિત્ત ચળીત થશે, અને તેથી અમે દુઃખી થઈ મરીશું.

**મહેતો ૨**—બાપા ! અમે આ સોના મોહોરો લઇએ છીએ તે એટલાં માટે કે કોઇ પળે કોઇને પણ તેનાં દુઃખના સમયે કામ આવે, અને દુઃખ તો રામચંદ્રજીને પણ ક્યારે મુકે છે?

**મહેતો ૧**—અને, આ દેવકુલ્યા બહેન તમારી ઇચ્છા તથા આજ્ઞા પ્રમાણે કેતુમાનને વરતાં નથી એ આપને થોડું દુઃખ છે !

**મહેતો ૨**—અમે તો કેતુમાનને કોઈ દિવસે નજરે જોયા નથી પણ એમના માટે જે વાતો સાંભળીછે તે દેવોનાં યશોગાનોને પણ બાજુએ બેસાડે તેવી છે, અને તે સાંભળેલી વાતોજ અમે આપને કહીએ છીએ. અને આ મારા મોટા ભાઈનું અને મારૂં તો આ સાંભળેલી વાતો ઉપરથી દ્રઢ માનવું છે કે જો ઇશ્વર આ કેતુમાન કુમારને લાંબું

આયુષ્ય આપે તો આ કળી યુગમાં આ અવનિ ઉપર એ સાક્ષાત બીજા યુધિષ્ટિર ધર્મરાજ થવાના. અને, વળી અમે બીજું પણ એટલું ખાતરીથી માનીએ છીએ કે જેમ જ્યાં પાંડવો ત્યાં કૌરવ વૈરીઓ, જેમ જ્યાં રામ રૂડો ત્યાં રાવણ કુડો, જેમ જ્યાં કોયલ ત્યાં કાકા કરતો કાગ; તેમ આ કેતુમાન આવા ભલા છે તો આ કેતુમાન માટે ખોટું બોલનારા દુષ્ટ માણસો પણ ઘણા હશેજ.

**ઉત્તાનપાદ**—અરે ! એવા કોઇ દુષ્ટ માણસનાં મુખથી દેવકુલ્યાએ કેતુમાન કુમાર સબંધિ કાંઇ વિરૂદ્ધ વાત સાંભળીછે તે માટેજ એમને વરવાને એ ના પાડેછે. સારાનું ખોટું બોલનારા તો તમે કહોછો તેમ જગતમાં છેજ.

**મહેતો** ૧—અરે ! બાપજી ! કેતુમાન કુમારની ભલાઈની એક વાત મેં સાંભળી તે તો હજી હું કહેતાંજ ભૂલી ગયોછું. એમની પ્રકૃતિ એવી નમ્ર અને શરમાળ છે કે જ્યારે જગતનાં લોકો પોતાના કાંઈ દોષોથી લજ્જા પામે ત્યારે આ કેતુમાન કુમાર પોતાના સદ્ગુણોથી લજ્જા પામેછે, જેથી જોકે દરરોજ પોતે અસંખ્ય સુકૃત્યો કરેછે તોપણ તેમાંની એકની પણ જાણ જગને થવા દેતા નથી. એમનો સ્વભાવ એટલો દયાળુ છે કે કોઇને પણ ધન આપે તો એટલું આપે કે તેની સતર પેઢી સુધી તે ખુટતાં ખુટે નહી અને વળી લોકોને કહેતા ફરે કે મને તો કોઇના ઉપર દયા આવતીજ નથી અને હું કોઇની દયા ખાતોજ નથી.

**ઉત્તાનપાદ**—ત્યારે હું ધારૂંછું હું હવે તો એમજ કરૂં કે દેવકુલ્યા ના પાડેછે તોપણ એનુ વેવીશાળ કેતુમાન સાથે કરી નાખું. એક ફેરા હું વેવીશાળ કરી નાખીશ તો પછી કાંઇ મારી મરજી વિરૂદ્ધ કે લોકાચાર વિરૂદ્ધ કાંઇ એનાથી તે તોડાવાનું છે ?

**મહેતો** ૨—પુત્રીએ તો પિતાની હર કોઇ આજ્ઞા ઉઠાવવીજ જોઇએ. અને લગ્નની વાતમાં દેવકુલ્યા પિતાની આજ્ઞામાં નથી રહેતાં એ કાંઇ સારૂં કરતાં નથી. પુત્રીનાં પોતાના પિતા પ્રતિનાં આજ્ઞાંકિતપણા માટે શાસ્ત્ર કથા આપને કહુ. પૂર્વે શર્યાતી નામે પ્રતાપી રાજા હતા. પોતાની સુકન્યા નામની પુત્રીને લઇને તે એક દિવસ સૈન્ય સહિત દૂર નીકળી પડયા. એક ઠેકાણે શર્યાતીએ પડાવ નાંખ્યો ત્યારે સુકન્યા પોતાના પિતાથી જરા છુટી પડીને પોતાની સાહેલીઓ સાથે વનના તે ભાગમાં આમતેમ વિહાર કરવા લાગી. એવામાં એક સ્થળે મોતીઓ જેવા બે પ્રકાશિત પદાર્થો તેણીએ જોયા. આ બે તેજસ્વી પદાર્થો તે તો સમાધિગ્રસ્ત થએલા ચ્યવન નામના રૂષિનાં ચક્ષુઓ હતાં. અને તેણી અજ્ઞાનતામાં તેમજ સ્વેચ્છાનુસાર કાંટાનો સ્પર્શ તે ચળકતા પદાર્થોને કરવા જતાં ચ્યવન મુનિનાં બે ચક્ષુઓ ફુટી ગયાં. આથી મુનિને ક્રોધ ચઢયો અને શ્રાપ દીધો જેથી શર્યાતીની સંગાથનાં સર્વનાં મળમૂત્રો બંધ થયાં અને સર્વ મહા પીડા પામવા લાગ્યાં. જ્યારે શર્યાતીને સમજ પડી કે ચ્યવન મુનિ કોપ્યાછે ત્યારે તેમને પ્રસન્ન કરવા તેમની પાસે ગયા અને પોતાની સુકન્યા પુત્રીને દેવાનું કહ્યું, અને મુનિ પ્રસન્ન થયા, અને સુકન્યાને વર્યા અને પોતાના શ્રાપમાંથી સર્વને મુક્ત કર્યા. હવે આ ચ્યવન મુનિનું શરીર ઉગ્ર તપને લીધે માત્ર હાડપિંજર રૂપેજ હતું તોપણ પિતાની આજ્ઞા નહી તોડવા તેણી ચ્યવન મુનિને

વરી. તેણીએ પિતાની આજ્ઞા શિર ચઢાવી તેથી તેણી કેવું સુખ પછી પામી તે જોવાનું છે. આ ચ્યવન મુનિએ લગ્ન પછી અશ્વીનીકુમારો પાસે યુવાવસ્થા માગી તેથી અશ્વીની કુમારોએ મુનિને શરીરે મહા બળવાન અને કાંતિવાન બનાવ્યા અને સકળ સમૃદ્ધિઓ પણ દીધી, જેથી પરમ સુખ વૈભવમાં સુકન્યા પછી પોતાના સ્વામી સાથે રહી. માટે પિતાની આજ્ઞા તો પુત્રી પાળે તો પુત્રીનો જયજયકાર થાય અને નહી પાળે તોતો મહા દુઃખી થયા વિના રહેજ નહી.

**મહેતો.** ૧—સ્ત્રીની જાત થઇ એટલે તેણીનાં લગ્નની બાબદમાં તો તેણીનો જીવ પુરૂષોના દોષોજ ઢુંડવાનો. શાસ્ત્રમાં પણ એ વિષે એક બોધદાયક કથા છે. જ્યારે દેવતાઓ અને અસુરો બ્રહ્માના કહેવાથી સાગરનું મથન કરતા હતા ત્યારે તેમાંથી લક્ષ્મીજી ઉત્પન્ન થયાં હતાં. સમગ્ર જગત તેમને ચૈતન્ય દેવી તરીકે ઓળખી શકયું અને તેમની સેવામાં તત્પર થઈ રહ્યું. નદીઓએ સોનાના લોટાઓમાં પોતાનું જળ લક્ષ્મીજી આગળ લઇ જઈ ધર્યું; પૃથ્વીએ શ્રીલક્ષ્મીના અભિષેક અર્થે જોઇતી ઔષધિઓ લાવી આપી; વસંત વગેરે રૂતોઓએ પોતપોતાનાં ફળ પાનો લાવીને શ્રીલક્ષ્મીજી આગળ મુકયાં. એવા અલૌકિક પ્રભાવવાળાં શ્રી લક્ષ્મીજીને પોતાના માટે સ્વામીની ઇચ્છા થતાં દુર્વાસા મુનિને જોઇને તેમના વિષે કહેવા લાગ્યાં કે આ રૂષિ તો મોટા છે પણ એમનામાં તોએ ક્રોધરૂપી દોષ રહેલોછે, માટે સ્વામી તરીકે એ કામના નથી. પછી બ્રહ્મા સરખાને પણ જોઇને તેમના વિષે કહેવા લાગ્યાં કે એમણે કામને જીત્યો નથી અને પોતાની પુત્રી પાછળ કામી બની દોડયા હતા, માટે એ પણ સ્વામી તરીકે લાયક નહી. પછી સનકાદિક માટે વિચાર કરવા લાગ્યાં કે એ તો સતત સમાધિમાંજ રહે છે, માટે એ પણ સ્વામી તરીકે યોગ્ય નહીજ. પછી છેક ભગવાન માટે વિચાર કરતાં પોતાના સ્વામી તરીકે એમને યોગ્ય જાણતાં પછી એમને શ્રીલક્ષ્મીજી વર્યાં. માટે, ભલેને આપનાં પુત્રી હજારો રાજકુમારોની પરીક્ષા કરે પણ છેવટે વરવાનાં તો કેતુમાનનેજ એ અમારા બોલો ખોટા પડે તો આપનું ખાસડું અને અમારૂં શિર.

**મહેતો.** ૨—અને, બાપા, આપે નક્કી વિચારજ કર્યો હોય કે દેવકુલ્યાને કહ્યા વિના એમનું વેવીશાળ કેતુમાન સાથ કરી નાખવું અને એ ખાનગી કામ માટે આપને ભરોસાનાં માણસો જોઈતાં હોય તો અમે બેઉ આપની સેવામાં હાજર છીએ.

**ઉત્તાનપાદ**—હા, હા, જ્યાં મારી પુત્રીનાં હિતની વાત છે ત્યાં મારે એને પુછવા શા માટે રહેવું ? એ હજી બાળ છે અને બાળકની સમજ કેટલી ? ત્યારે તમે મેહરબાની કરીને વેવીશાળની સામગ્રીઓ લઇને છાનામાના નીકળી પડો. પ્રધાનજીને પણ મારે એક અક્ષર કહેવો નથી.

**સુનીથ**—(કેતુમાન પાસે માફી પત્ર લખાવેલો લઇને આવતાં. તાતને). તાતજી ! કેતુમાન પાસે માફી પત્ર લખાવી લાવ્યોછું. લ્યો. વાંચો. (માફી પત્ર આપેછે). હું તો કહુંછું એના જેવો દુષ્ટ અને કાયર આખી પૃથ્વી ઉપર કોઈ નહી હશે.

**ઉત્તાનપાદ**—હમણા બે ચાર કલાક મને નવરાસ નથી માટે માફી પત્ર મારાથી વંચાય તેમ નથી. ( મહેતાઓને ). તમે મારી સાથેજ અંદર આવો. (મહેતાઓને લઇને જાયછે).

**મહેતો**—( મેહતો. ૧. ૨ ને જતાં. બાજુ ). આ કેતુમાનને અને સુનીથને સર્પ અને નોળનું વૈર લાગેછે. સુનીથ કેતુમાન માટે બોલ્યો તે તમે બરાબર સાંભળ્યું કે નહી. કેતુમાન પાસે આ સુનીથ માફી પત્ર કાંઈ વગર કારણે લખાવી લાવ્યો તો આપણા ઉપર આપણા અપરાધ માટે રૂઠે તો આપણને જીવતા મુકે ખરો ?

**મહેતો.** ૨—જેમ ભગવાને ધારી હશે તેમ ખરી. ખાંડણિયામાં માથું નાંખીને હવે આપણે ધબકારાથી બીહવું શું ? ( બેઉ જાયછે ).

**સુનીથ**—( સ્વગત ). તાતજી આજે એવાં તે શું કામમાં હશે કે મને તરછોડીને ચાલી ગયા ! ( દેવરાત આવી પહોંચતાં. દેવરાતને ). કોણ, ભાઈ દેવરાત ! તમે કયારે આવ્યા ? હું તો થોડા દિવસથી પેલા કેતુમાન પાસે એના ગર્વિષ્ટ બોલો માટે માફી મંગાવવા ગયો હતો. ભાઇ ! તમે ખુશીમાં તો છોને ?

**દેવરાત**—ભાઇ ! હું તો ખુશીમાં છું અને આજે હમણા જરી વારથી આવ્યોછું. ભાઇ ! તમે પણ ખુશીમાં છોને !

**સુનીથ**—પણ, ભાઇ, તમારૂં મુખ કાંઈ કરમાયલું દીસેછે? આવા રંક કેમ બની ગયાછો ! કાંઇ વિઘ્નો માર્ગમાં નડયાંછે ?

**દેવરાત**—ના. ના. ઈશ્વિર કૃપાથી કાંઈ વિઘ્ન નથી નડયું. અને મુખ ઉપર કાંઇ દીનતા દશ્યમાન થતી હશે તેનું કારણ તો એ હશે કે હું હાલમાં ચિત્ત શુદ્ધિનો અભ્યાસ કરૂંછું.

**સુનીથ**—મને કાંઇ સમજ બરાબર પડતી નથી. કાંઇ વધારે કહો તો સમજ પડે.

**દેવકુલ્યા**—( દોડતી દોડતી આવેછે ). દેવરાત ભાઇ ! દેવરાત ભાઇ ! ( સુનીથને જોઇને, તેને ). કોણ સુનીથ ભાઇ ! તમે આવી પહોંચ્યાછો ! તોતો બહુ સારૂં. તાતજીએ હમણા હાલ શ્રીફળ અને એવી વેવીશાળની સામગ્રીઓ સાથે પેલા બે મહેતાઓને છાનામાના વિદાય કરેછે, અને મેં અને પ્રધાનજીએ તાતજીને પુછયું કે કયાં અને કોણના માટે એ સઘળું મોકલોછો ત્યારે અમને કહ્યું કે અમારે આ પ્રમાણે દરેક વાતમાં માંથું મારવું નહી. તેથી હું અને પ્રધાનજી ચુપ થઇ ગયાં. ભાઇ ! મને તો ખાતરી છે કે કેટલા દિવસથી જ્યારથી આ બે મહેતાઓ એમની પાસે નોકરી રહ્યાછે ત્યારથી તાતજી મને કેતુમાન સાથ લગ્ન કરવા આગ્રહ કરી રહ્યા હતા અને મેં ના પાડયા કરી હતી, તેથી મને પુછયા વિના વેવીશાળ કરી નાખવા આ મહેતાઓને તાતજી કેતુમાન પાસે મોકલેછે. ભાઇ ! હું તો મરીશ તોપણ કેતુમાન સાથે લગ્ન નહી કરૂં.

**સુનીથ**—અરે ! દુષ્ટ કેતુમાન સાથે તને તાતજી પરણાવવા નીકળ્યાછે શું ? તું કહેછે કે કાંઈ બે મહેતાઓ એમની પાસે નોકરી રહ્યા પછી એમણે કેતુમાન સાથ તારાં લગ્નનો આગ્રહ લીધોછે, તો નક્કી એ મહેતાઓનોજ કાંઈ પ્રપંચ છે અને એ મહેતાઓ કેતુમાનના માણસો હોવા જોઇએ. હું હમણા નીકળી પડી એ મહેતાઓને માર્ગમાંજ પકડી પાડીને એમનાં મોઢે સર્વ કબુલ કરાવુંછું.

**દેવકુલ્યા**—પણ, ભાઇ, તું કેતુમાનનાં ઘર છેક ના જઈશ અને એને ભેગો ના થઈશ. એ એવો દુષ્ટ છે કે માજાયા ભાઇને કપટથી મારી નખાવવા નીકળ્યો, તો તારી સાથે તો શું કપટ નહી કરશે ! એનાથી અળગા રહેવું સારૂં.

**સુનીથ**—અરે બહેન ! એના શા ભાર છે ? એની પાસેથી આ મારી પત્ર હમણા હાલ લખાવી લાવ્યોછું. તું વાંચજે અને બધાને વંચાવજે. તું મારા માટે લગીરે ચિંતા કરીશ નહી. હું નીકળી પડું નહીતો એ મહેતાઓ બહુ આગળ નીકળી જશે.

**દેવકુલ્યા**—ભાઈ! જગતમાં નિયમ તો એવો છે કે બહેન ભાઇના માટે જીવ આપે, અને તેથી ઉલટું તું બીચારો ભાઇ હું મુઇ બહેન માટે તારો જીવ જોખમમાં નાંખેછે ! ભાઈ! તારો આભાર કેમ માનીશ ? મારો ભગવાન તને બદલો આપશે.

**સુનીથ**—તું તો ગાંડી છે. ભાઇ કાંઈ બહેનનું કામ કરે તેમાં તો વળી બદલો બહેને શું વાળવાનો હતો? હવે તું એટલું કરજે કે તાતજીને જાણ થવા દઈશ નહી કે હું મહેતાઓને અને કેતુમાનને રોકવા ગયોછું. દેવરાત ભાઇ ! તમે પણ એકે અક્ષર તાતજીને આ વિષે કહેશો નહી, નહીતો તાતજી વળી ખાનગીમાં બીજો કાંઇ બંદોબસ્ત કરશે. ભાઇ દેવરાત ! થોડેક રસ્તે તમે જરા મારી સાથે આવો તો મારે તમારી સાથે કાંઇક અગત્યની અને તાકીદની વાત કરવાની છે.

**દેવરાત**—મારાથી ચિત્તશુદ્ધિના અભ્યાસમાં જુઠું બોલાય નહી માટે તાતજી જો પુછશે કે સુનીથ કયાં ગયાછે તો જે ખરી હકીકત છે તે હું તો કહીશ. અને, ભાઈ, તમારે કાંઈ તાકીદની વાત કહેવીછે તો મારે તમે કહો તેટલે દૂર સંગાથે આવવા ના નથી.

**સુનીથ**—હવે ચિત્તશુદ્ધિ બધી જરી વાર બાજુએ મુકજો. પછી જેટલી ચિત્તશુદ્ધિ કરવી હોય તેટલી કરજો. મારી સાથે ચાલો. માર્ગમાં હું તમને સમજ પાડીશ. (બેઉ જાયછે).

**દેવકુલ્યા**—અરેરે ! આ તાતજી મને શામાટે મારવા બેઠાછે ! હવે કેમ કરૂં ! આ મારો સુનીથ ભાઇ બીચારો મારી મદદમાં દોડયોછે તો ભગવાન એનું ભલું કરજો અને એની સહાયતામાં રહેજો. ( જાયછે. ).

---

## અંક ૧. પ્રવેશ ૯.

**અંશુધારા**—સ્વામીનાથ વેદાધ્યયનમાં સઘળો વખત પ્રવૃત્ત રહે છે અને કાંઇ વ્યવ્હારીક ઉદ્યમ કરતા નથી તેથી નાણું જે સંસારમાં ડગલે અને પગલે માણસને લોક વ્યવ્હારમાં જોઈએછે તેના વિના ઘરમાં બહુ અડચણ પડેછે. સ્વામીનાથને ઘણુંએ સમજાવુંછું કે કાંઈ વ્યવ્હારીક ઉદ્યમ જરા વધારે કરતા રહો જેથી પાંચ પઇસા વધારે મળતા રહે તો પઈસા વિના ઝાઝું દુ:ખી થવા વખત રહે નહી. પણ સ્વામીનાથ તો કહેછે કે વેદાધ્યયનમાંથી જે કાંઈ દ્રવ્ય હું ઉપાર્જન કરી શકીશ તેટલાંથીજ હું તો સંતોષ પામીશ, કેમકે વ્યવ્હારિક ઉદ્યમોમાં અનેક પ્રસંગે શાસ્ત્રોથી વિરૂદ્ધ વર્તન કરવું પડેછે. સ્વામીનાથ બીચારા એક રોટલાની જગ્યાએ માત્ર પાજ ખાઇને રહેછે, એક વસ્ત્ર બાર માસ ચાલે તેને ઠીગડાં દઈ દઇને ચાર પાંચ વર્ષ ચલાવે

છે, પોતાના જીવે મંદવાડમાં પણ પાઈ વાપરતા નથી. એ પ્રમાણે પોતે દુઃખી જીવન ગાળે છે, એટલે મારાથી એમને કહેવાય પણ કેમ કે તમે સુખમાં રહોછો અને હું દુઃખ પામુંછું. એ બીચારા તો મને દરરોજ કહેછે કે તારા જીવે દુઃખી ન થવા તું સુખેથી મારી જણુસો પણ વેચ અને મારાં ઘરબાર પણ વેચ અને તું સુખમાં રહે. અને એમના કહેવા પ્રમાણે એમની જણુસો ઘરબાર સર્વે વેચું તોતો મારી આખી જીંદગી સુધી મને દ્રવ્યનું લેશ દુઃખ પડેજ નહી. પણ મને મારાં દુઃખ માટે સંતાપ ક્યાં છે? મને ઝાઝો ખેદ થાયછે તે મારા સ્વામીનાથ જે દુઃખ પામેછે તે માટે છે અને સ્વામીનાથના સુખના દિવસો ક્યારે આવશે તે માટે વાટ જોઇને બેસી રહુંછું.

**મોદી**—(સવા રૂપીયાનું અનાજ ઉધાર આપેલો મોદી તેનો સવા રૂપીયો માગવા આવીને. અંબુધારાને). તમે ગઈ કાલનું સવા રૂપીયાનું અનાજ લઈ ગયાંછો તેને આજ બે દિવસ થયા પણ તમે મારા એ પઇસા આલી ગયાં નથી, માટે મારે મારા પૈસા આજ ઘડી જોઈએ.

**અંબુધારા**—ભાઈ! હમણા હાલ તો મારી પાસે એટલા પૈસા નથી એટલે લાચાર છું.

**મોદી**—તમારી પાસે પઈસા ના હોય અને તમે લાચાર હોવો તેમાં હું શું કરૂં? તમારી પાસે પઈસા ના હોય તેમાં મારો કાંઈ વાંક છે? હા, મારો વાંક એટલો તો ખરો કે મેં તમને ઉધાર અનાજ આપ્યું.

**અંબુધારા**—અરે ભાઇ! કાલ સુધીમાં અમારો દોઢ રૂપીયો એક ઠેકાણેથી જરૂર આવવાનો છે. તે આવશે તેવો તમારી દુકાને આવીને તમારો સવા રૂપીયો હું તમને આપી જઈશ. માટે કાલ સુધી થોભવા મેહેરબાની કરો. અને હવે અમે ભુખ્યાં રહીશું પણ ઉધાર અન્ન લાવીને અમારી ભુખ નહી ભાંગીશું.

**મોદી**—એ તો ભુખ્યાં રહો કે ભુખ્યાં ના રહો, એ બધું તો તમારે જેમ કરવું હોય તેમ કરજો. એમાં તમારે મને કહેવાનું કે મારે વળી સાંભળવાનું શું છે? મારો સવા રૂપીયો મને હમણા હાલ જોઇએ એ વાત હું તો જાણું.

**અંબુધારા**—ભાઇ! તમે અમારી લાચારી તરફ કેમ જોતા નથી?

**મોદી**—કોઇની લાચારી ન સમજું એવો હું મૂર્ખ અને દુષ્ટ છું તો મારાં ઘેર છો રહ્યો. તમારા પેટમાં મારૂં સવા રૂપીયાનું અનાજ ગયું અને તમે તૃપ્ત અને નિરાંત થઇને બેઠાંછો, ત્યારે મને મૂર્ખ અને દુષ્ટ કહેવાની આ બધી સમજણ પડેછેને! હું મૂર્ખ તો ખરોજ કે ઘરનાં છોકરાંઓને ઘંટી ચાટવા દીધાં અને પારકાંઓને સવામણ અનાજ ભરી આપ્યું. હશે, ભાઈ, હું મૂર્ખ અને દુષ્ટ તો તમે મને મારો સવા રૂપીયો આપી દો અને પછી વળી મને ગમે તેટલો ખોટો તમારે કહેવો હોય તો કહેજો. પહેલાં મારો સવા રૂપીયો આપી દો.

**અંબુધારા**—(કરગરતા સ્વરથી). અરે ભાઇ! તમે સમજણા અને જાણીતા માણસ થઇને આમ શું બોલોછો? અમે તમારા ત્યાંથી આજે વીસ વર્ષથી અનાજ લઇએ છીએ અને એક ફેરો તમારી પાસેથી પઈસા આપ્યા વિના અનાજ લીધુંછે?

**મોદી**—ત્યારે આટલાં વર્ષોમાં એકે ફેરો અમે તમારા ત્યાં પઈસા માગવા પણ આવ્યા છીએ? તમે આટલાં વર્ષો માલ લીધો અને માલના પઈસા મને આપ્યા તેમાં વળી મને કહી સંભળાવવાનું શું હશે? આ તો કાંઇ સારાં માણસની રીત ના કહેવાય.

**અંબુધારા**—પણ, ભાઇ, ત્યારે મારી પાસે આ ઘડી પઇસા નથી ત્યારે કેમ કરૂં? પંડીતજી ઘરમાં હોત તો કોઈ પણ પ્રકારે બંદોબસ્ત કરતે. હું બાઈ માણસ ક્યાં બંદોબસ્ત કરવા જાવું?

**મોદી**—આ છુટી પડવાની રીત તો ઠીક છે, પણ એ રીત ચાલવાની નથી કેમકે સરકારની કચેરીનાં બારણાં ખુલ્લાંછે, અને ઘડીના છઠા ભાગમાં મારાં નાણાં વસુલ કરીશ. સમજ્યાં?

**અંબુધારા**—(રડતા સ્વરથી). ભાઈ! તમને ગમે તો યમનું દ્વાર અમને દેખાડજો પણ સરકારની કચેરીનું દ્વાર અમને દેખાડશો નહી, કેમકે સરકારની કચેરીનાં દ્વારમાં જગતમાં રૂસવા થવા વખત આવેછે.

**મોદી**—એવી જેને આબરૂ વાહલી હોય તે તો એક ઘડી પારકાના પઈસા રાખે નહી. અને આ તમારા પંડીતજી આખાં ગામમાં પંડીતાઈ, નીતિની, પ્રમાણીકપણાની મોટી મોટી વાતો કરેછે અને ઘરમાં તો કોઈની માગતી પાઇ અપાતી નથી અને પારકાનું હજમ કરી આપે છે! ઘર ગંધાય અને બહાર પમરે એવા આ પંડીતજી તો છે! ઠીકઠીક. પંડીતજીને બરાબર ઓળખ્યા અને હવે એમની ઓળખાણ આખાં શહેરમાં બરાબર કરાવીશ. (દીવોદાસ આવી પહોંચે છે, દીવોદાસને). દીવોદાસ! આ તો કાંઇ સારા માણસની રીત છે કે પરમ દિવસનું સવા રૂપીયાનું અનાજ લઇ ગયાછો અને સવા રૂપીયો આપતા નથી?

**દીવોદાસ**—ભાઈ! કાલ સુધી થોભાય તેમ નથી?

**મોદી**—એક ઘડી થોભાય તેમ નથી તો કાલ કોણે કહીછે?

**દીવોદાસ**—ત્યારે, ભાઇ, જરા થોભો. તમારો સવા રૂપીયો હમણા હાલ આપી દેવા બીજો બંદોબસ્ત કરૂં. (અંબુધારાને કુંચી આપીને). આ કુંચી લઇને આપણી પેટીમાંથી મારૂં પેલું નકકુર સોનાનું કડું કહાડી લાવો. તે વેચીને એમનો સવા રૂપીયો આપણે આપી દઇએ. અનાજ ખાઇએ આપણે અને એ બીચારા એમના પઇસા વિના રહે એ તો આપણે એમનાં મહા મોટાં અપરાધી થયાં. (અંબુધારા કુંચી લઈને જાયછે). (મોદીને). ભાઈ! મેં તો મારાં ઘરવાળાંને સમજાવીને કહ્યુંછે કે આપણે સાત દિવસ ભુખ્યાં રહેવું પણ ઉધાર લાવવું નહી, અને કોઈ દિવસ એ ઉધાર લાવતાં પણ નથી. પણ કોણ જાણે કેમ ગઇ કાલે તમારી પાસેથી ઉધાર લઇ આવ્યાં!

**મોદી**—અરે દીવોદાસ! આ તો તમે સારા માણસ છો એટલે મારા પઈસા મારા હાથ હમણા આવ્યા નહી તો તમારાં ઘરવાંળાં તો સાફ છુટી પડયાં હતાં કે આજે મારા પઇસા મને મળશેજ નહી.

**દીવોદાસ**—હું એમને ફરીથી સમજણ પાડીશ કે ઉધાર જીવ જતાં પણ લેવુંજ નહી. કેમકે માગનાર અને મારનાર એ બે બરાબર છે. અને તે પ્રથમ એ રીતે કે માગનારનું

નાણું ઉધાર હોવાથી તે હમેશાં પોતાનાં મનમાં આપણું ખોટું ઇચ્છેછે કે માલ લઈ ગયાં અને નાણાં આપતાં નથી તો ભગવાન એમનું ખોટું કરજો. એ પેરે માગનારની આવી અશુભ લાગણીઓથી આપણું ખોટું થાય છે, અને માગનાર આપણો મારનાર થાયછે. બીજું એકે માગનારનો તેણે આપણને ઉધારઆપેલી વસ્તુ માટે આ ભવનો આપણા ઉપર ઉપકાર ચઢેછે, અને એ ઉપકાર કોઇ રીતે ન વાળીએ તો આપણે કૃતધ્ની થઇએ છીએ. અને કૃતઘ્નતા માટે વિશ્વ રચાનાનો ગુહ્ય નિયમ એવો છે કે કૃતઘ્ન પુરૂષ અવસ્ય વિનાશ પામેછે, અને આપેરે માગનાર આપણો મારનાર થાયછે. ત્રીજું એ કે માગનાર આપણો અનાદર કરેછે, અને મનુષ્ય ભવમાં આપણો અનાદર તે મૃત્યુ સમાન છે. એટલે તેના અનાદરથી માગનાર આપણો મારનાર થાયછે. ચોથું એકે ઉધાર લેવાથી આપણી વૃત્તિઓ અધમ થાયછે. અને અધમ વૃત્તિઓ પણ આપણા વિનાશનું મૂળ છે. એટલે એ પેરે પણ માગનાર આપણો મારનાર થાયછે. (અંબુધારા સોનાનું કડું લાવીને દીવોદાસને આપેછે, અને જાયછે). (દીવોદાસ કડું મોદીને આપતાં. મોદીને), ભાઈ, આ રહ્યું કડું. અને મારી તમને એટલી વિનંતિ છે કે હું વેચવા સાટવાનાં કામથી માહિતગાર નથી માટે તમે જઇને એ કડું વેચી આવો અને તેમાંથી તમારો સવા રૂપીયો સુખે લઇ લ્યો.

**મોદી**—( કડું હાથમાં લઇને મનથી કીમત કરીને ). આ કડું છે તો નકકુર અને વીસેક તોલાનું હશે એટલે પાંચસોની કીમતનું થશે. ( જરાવાર વિચાર કરવા થોભીને ). જુવો. હું તમને બીજો રસ્તો દેખાડું. તમારો દોઢ રૂપીયો કાલે તો આવવાનો છે, માટે એટલા એક દિવસ માટે તમારી જણસ વેચો નહી. તેના બદલે એ જણસ મારા ત્યાં મારા સવા રૂપીયા માટે ગીરો મુકો, અને કાલે મારો સવા રૂપીયો આપી જઇને તમારૂં પાંચસોનું કડું પાછું લઇ જજો.

**દીવોદાસ**—એ તો, ભાઇ, તમે મારા લાભની વાત કરી. માટે તમે બેશીકર મારૂં પાંચસોનું કડું લઈ જાવો અને કાલે તમારો સવા રૂપીયો અપાય ત્યારે મને મારૂં કડું પાછું આપજો.

**મોદી**—ઠીક, ત્યારે હું જાવુંછું. મારાં ઘરાકો દુકાન ઉપર ખોટી થતાં હશે. ( જાયછે. જતાં બાજુ ). સવા રૂપીયા પેટે આ પાંચસોનું કડું હાથમાં આવ્યુંછે એટલે હવે સવા રૂપીયાનો ભો મને નથી. (જાયછે.)

**દીવોદાસ**—( અંબુધારાને ). આપણો નિત્યનો નિયમ તોડીને તમે ગઇ કાલે અનાજ ઉધાર લાવ્યાં એ ભૂલ કરી. હવેથી એમ કરશો નહી.

**અંબુધારા**—હવે તો હું મરીશ પણ એવી ભૂલ નહી કરીશ. પણ, સ્વામીનાથ આ મોદી આપણું કડું પાછું નહી આપશે તો આપણે એને શું કરી શકવાનાં છીએ ?

**દીવોદાસ**—આ અણવિશ્વાસની વૃત્તિ વળી તમારામાં કયાંથી ભરાઇ ગઈ ! અણવિશ્વાસથીજ આ સંસાર દુઃખમય થઈ પડયોછે, અને અણવિશ્વાસની દુષ્ટ વૃત્તિને લીધેજ મનુષ્યનો સંસાર હજુ વધારે દુઃખી થશે. વિશ્વ રચનામાં નિયંતાનો નિયમ એવો છે કે જેવી આપણી વૃત્તિઓ સામાવાળાં તરફ હોય તેવી વૃત્તિઓ સ્વાભાવિક રીતે સામાવાળાં લોકોમાં ઉત્પન્ન થાયછે. જેથી આપણે જો કોઇને પ્રેમ અને વિશ્વા-

મથી નિહાળીએ છીએ તો પ્રેમ અને વિશ્વાસની લાગણીઓ તે આપણા તરફ પણ દેખાડેછે. મનુષ્યોમાં આ નિયમ છે એટલુંજ નહી પણ પશુ પંખીઓ પ્રતિ પણ આપણે એજ નિયમ લક્ષમાં રાખવાનો છે. કેમકે જો આપણે પશુ પંખી તરફ ક્રુરતાની લાગણીથી વર્તીએ છીએ તો તેઓ પણ આપણા પ્રતિ શત્રુતાનો ભાવ ધારણ કરેછે. અને તેમના તરફ માયાની લાગણીથી વર્તીએ છીએ તો તેઓ પોતાનો જન્મપ્રાપ્ત દુષ્ટ સ્વભાવ વિસારી દઇને પણ આપણી સાથે માયાથી વર્તે છે. તમે સાંભળ્યું હશે કે યોગી જનો જેઓએ અહિંસાનું વ્રત લીધું હોયછે અને જેઓ જીવ માત્રને અભયદાન આપેછે, તેઓની આગળ વિક્રાળ સિંહ પણ નિમકહલાલ શ્વાન સમાન પ્રેમથી આવીને બેસેછે. વળી, તમે જોશો કે પતંગ સરખો ઉરાડવો હોય તો ઢીલી દોરી મુકવાથી તે ઉંચો જઈ શકેછે અને ખેંચી તાણવાથી તો તે હેઠે આવેછે. તેજ પ્રમાણે સંસાર પતંગ ઉરાડતાં તેને અણુવિશ્વાસની દોરીથી ખેંચી રાખતાં તે ભૂમિ ઉપરજ પડવાનો. વળી, કુદરતનું અવલોકન કરતાં જોશો કે જેવો અવાજ તેવોજ પડઘો. તેજ પ્રમાણે અણુવિશ્વાસના અવાજથી અણુવિશ્વાસનોજ પડઘો આપણને આવી મળવાનો. આ હવે તમે બરાબર સમજ્યાં હશો. હવે બીજી વાત આપણે વિચારીએ. એમ ધારો કે કોઇ માણસ પોતાની દુષ્ટ વૃત્તિને લીધે, કે તેનાં હીણભાગ્યને લીધે કે શાસ્ત્રનાં જ્ઞાનની ન્યૂનતાને લીધે આપણી પાસેથી લીધેલી વસ્તુ આપણને પાછી આપે નહી. તેમાં પણ શું થયું! આપણી વસ્તુ આપણા પોતાના પ્રયત્નથીજ પ્રાપ્ત કરેલીછે અને આપણી સાચવેલીજ તે આપણી પાસે રહેછે, એવું ધારવું ભૂલ ભરેલું છે. નિઃસંદેહ એ તો ખરૂં છે કે આપણે ઉદ્યમ કરીએ છીએ તો અમુક વસ્તુની આપણને પ્રાપ્તિ થાય છે. પણ, તેનો અર્થ આપણે એવો નથી કરવાનો કે માત્ર ઉદ્યમ થકીજ એ વસ્તુ આપણને પ્રાપ્ત થઈ. ઉદ્યમમાં તો આપણે પોતાનું તન અને મનનું બળ વાપરીએ છીએ. એટલુંજ આપણે કરી શકીએ છીએ. પણ ઉદ્યમથી પ્રાપ્ત થતી વસ્તુમાં આપણા તન તથા મનના પરિશ્રમ ઉપરાંત બીજાં બળો સાધનભૂત છે. અને મુખ્ય બળ તે પરમાત્માની કૃપા છે. પરમાત્માની કૃપા આપણા વાવેલા અન્નના એક દાણા સાટે લાખ દાણાનું ડુંડું આપેછે. માટે આપણને ઉદ્યમથી પ્રાપ્ત થએલી વસ્તુમાં પરમાત્માની કૃપા સર્વથી મોટો ભાગ ભજવેછે, અને આપણું પોતાનું બળ ગૌણ સ્થાને છે. તમે કહેશો કે આપણાં બળથી આપણે શું પ્રાપ્ત નથી કરી શકતાં? આપણાં બળથી આપણે ડુંગરાઓને એક સ્થળથી બીજે સ્થળ ખોદીને લઈ જઈ નાખીએ છીએ. અને કહેવત છે તેમ આકાશના તારા પણ આપણે હેઠે લાવી શકીએ. તમારા આવા પ્રશ્નના જવાબમાં મારે તમને સમજ પાડવાની એ છે કે આપણાં બળથી આપણે અનેક કાર્યો કરી શકીએ છીએ તેનું કારણ એ છે કે પરમાત્માએ આ વિશ્વ એવા દયાળુ નિયમો અનુસાર રચ્યું છે કે આપણાં બળથી આપણે અનેક કાર્ય કરી શકીએ. અને જો દયાળુ નિયમો પ્રમાણે વિશ્વ પરમાત્માથી રચાયું નહી હોત તો આપણાં બળથી આપણે કાંઈ પ્રાપ્ત કરી શકત નહી. લોહને ગાળવા પરમાત્માએ અગ્નિ ન બનાવ્યો હોત તો આપણા પ્રયત્નથી આપણે લોહ-

ને કેમ ગાળી શકવાનાં હતાં? ભૂમિ અને જળમાં ઉત્પત્તિ શક્તિ ના મુકી હોત તો આપણા વાવેલા એક દાણા માટે લાખો દાણાનું ડુંડું આપણને ક્યાંથી મળી શકવાનું હતું? પૃથ્વીના પ્રકાશ માટે દિવસે રવી અને રાત્રે ચંદ્ર પરમાત્માએ ન મુક્યો હોત તો આપણે દિવ્ય પ્રકાશમાં ક્યાંથી મહાલતાં થયાં હોત? માટે, આપણાં બળથી આપણને અનેક વસ્તુઓ પ્રાપ્ત થાયછે તો તેમાં પ્રતાપ આપણાં બળનો નથી પણ પરમાત્માની કૃપાનો છે. અને પરમાત્માની કૃપા કેટલી હદ પાર છે તેનો શાસ્ત્રમાંથી એક બોધદાયક દાખલો આપું. જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્મા અને બલરામ મથુરા જવા નીકળ્યા ત્યારે માર્ગમાં એક માળી તેમને મળ્યો. તે બેઉનું અનુપમ સ્વરૂપ જોઇને માળી મનમાં અતિ વિસ્મય પામ્યો અને મનમાં ધાર્યું કે એ બેઉ દેવ અવતારો છે. પછી જ્યારે શ્રીકૃષ્ણે તેની પાસે પુષ્પ માગ્યું ત્યારે શુદ્ધ ભાવથી પુષ્પો તેમને આપતાં તેણે કહ્યું કે આ ફુલો મારી પાસેથી સ્વીકારીને આપે મને કૃતાર્થ કર્યોછે. તેનો શુદ્ધ ભાવ જોઇને શ્રીકૃષ્ણ તેના ઉપર અત્યંત પ્રસન્ન થયા અને તેને આશીષો દીધા કે સુભાગ્ય જે મારાં દાસત્વમાં સદા રહેછે તે તારો દાસ થઇને સદા રહેશે, અર્થાત, તને હીણભાગ્ય કદી દુભવશે નહી; તારી શારીરિક અને માનસિક તેમજ અર્થિક સંપત્તિઓમાં લેશ ન્યૂનતા પણ કદી પ્રવેશ કરશે નહી; જ્યાં સુધી કાળનું અસ્તિત્વ હશે ત્યાં સુધી તારા વંશજો આ પૃથ્વી ઉપર અવતરશે અને તે રીતે તારૂં નામ નાશ પામ્યા વિના રહેશે; વળી, આ પૃથ્વિ ઉપર અનેક વૈભવો ભોગવ્યા પછી તું મારૂં સ્મરણ કરતાં હું તને પરમ સ્થાને લઈ જઈશ; વળી મારા અનુગ્રહથી તું સદ્ધર્મમાંજ પ્રવૃત્ત રહીશ. આ પ્રમાણેના આશિષો એ માળી શ્રીકૃષ્ણ પરમાત્માને આપેલાં નિર્જીવ પુષ્પો માટે પામ્યો! ત્યારે તમે હવે વિચાર કરો કે આપણાં એક નજેવાં સુકૃત્ય અને પરિશ્રમ માટે પરમાત્મા આપણને કેવો અગણિત બદલો આપેછે? માટે, આપણે સદા યાદ રાખવું કે આપણે જે કાંઈ આપણાં બળથી પ્રાપ્ત કરીએ છીએ તે શ્રી પરમાત્માની કૃપાને લીધેજ છે. અને, જ્યારે શ્રી પરમાત્માની કૃપાથીજ સર્વ વસ્તુઓની આપણને પ્રાપ્તિ છે, ત્યારે અમુક વસ્તુ બીજા માણસને આપવાથી તે લઈ જશે એવો અણવિશ્વાસ સંસાર વ્યવહારમાં હોવોજ નહી જોઇએ. એટલું યાદ રાખજો કે અણવિશ્વાસની આંકણીથી કોઇ દિવસ મનહર આકૃતિ જે માટે છુટા હાથનું કૌશલ્ય જોઇએ તે દોરી શકાશેજ નહી; અણવિશ્વાસની ઓસરીએ પડી રહેતાં વિદેશના વ્યાપારના વસુમાન વ્યાપારી થવાશેજ નહી; અણવિશ્વાસની ઉપજ તે તો દુકાળનાં વર્ષ માફક લાભ વિનાની છે. અને, વળી, તમારે સમજવું જોઇએ કે જો અમુક વસ્તુ ઉપર આપણો અધિકાર હોય તો તે વસ્તુ કદી આપણી પાસેથી જાયજ નહી. જેમ ઢોળાવ હોયા વિના ચોરસ વસ્તુ નીચે ઢળી પડે નહી; જેમ પાનખર રૂતુ બેઠા વિના વ્રક્ષનાં ફળ પાન આપથી નીચે ખરી પડે નહી; જેમ થેલી કાણી હોયા વિના માંહેનુ દ્રવ્ય આપથી ખોવાઇ જાય નહી; તેમ આપણો અધિકાર અમુક વસ્તુ ઉપર પૂરો થયા વિના તે વસ્તુ આપણી પાસેથી જઇ શકેજ નહી, અર્થાત, આપણી વસ્તુ બીજો કોઈ લઇ જઈ શકેજ નહી. અને જ્યાં સુધી લોકો વિદ્યા પ્રાપ્ત કરશે

નહી ત્યાં સુધી અણુવિશ્વાસની વૃત્તિનું તેમનાં ઉરમાંથી ઉન્મૂલન થશે નહી.

**અંબુધારા**—સ્વામીનાથ! હું તો જોવુંછું તો મને તો એમ લાગેછે કે જેઓ વિદ્યા પ્રાપ્ત કરેછે તેઓ અણુવિશ્વાસ ભરેલા હોયછે, જેથી તેઓ સઘળા ઉપર અણુવિશ્વાસ રાખેછે અને સઘળાઓના અણુવિશ્વાસનું પાત્ર તેઓ પોતે પણ હોયછે.

**દીવોદાસ**—હા. તમારૂં જોવું અને કહેવું બરાબર છે. અને તે વિષે મારે તમને સમજણ એ પ્રમાણે પાડવાની છે કે હાલના સમયમાં મનુષ્યો જે વિદ્યા પ્રાપ્ત કરેછે તે માત્ર મગજશક્તિ દ્વારાજ પ્રાપ્ત કરેછે, અર્થાત, વિદ્યામાં તેઓ કોઇ પણ વસ્તુનું માત્ર બાહ્ય સ્વરૂપ ધ્યાનમાં લેછે, અને તે પણ વળી એવી રીતે કે આજે જ્ઞાન અમુક વિષય ઉપર તેઓએ મેળવ્યું તે ચાર દિવસ પછી જુવો તો તેઓ ભૂલી ગયા હોયછે. આ રીતની ઉપરટપકેની અને માત્ર સ્મરણશક્તિથી પ્રાપ્ત કરેલી વિદ્યા નિરર્થક છે અને કાંઈ ઇષ્ટ ફળ મનુષ્યને આપી શકે નહી. અને એવી રીતે પ્રાપ્ત કરેલાં અપૂર્ણ ટુંક અલ્પ કાળનાં જ્ઞાનને વિદ્યા કહેવી તે સુંઠનો ગાંગડો લઇને ગાંધી થવા સમાન છે, કે કોથળીમાં પાઇ દેખતાં ભિક્ષુક પોતાને લક્ષાપતિ શેઠીયો સમજવા સમાન છે, કે ચીતારાએ કાગળ ઉપર કહાડેલા રાજનના મહેલને પોતાનું રહેવાનું ઘર સમજવા સમાન છે. વિદ્યાની પ્રાપ્તિનો માર્ગ જુદો અને અતિ કઠણ છે. અને તે એ છે કે મગજ શક્તિ સાથે ઉરનો શુદ્ધ ભાવ પણ વિદ્યાની પ્રાપ્તિ અર્થે આવશ્યક છે. વિદ્યા પ્રાપ્તિમાં મગજ શક્તિ જેટલી ઉપયોગી છે તેથી વધુ ઉપયોગી ઉર શક્તિછે. મગજ શક્તિ વિદ્યા સમજવા અને યાદ રાખવા ઉપયોગી છે એ તો સર્વ કોઈ જાણેછે. પણ ઉર શક્તિ શું ભાગ ભજવેછે તે હું તમને સમજાવું. મગજ શક્તિ અમુક વસ્તુનાં જ્ઞાનને માત્ર થોડી વાર ઝીલી લેનાર બળ છે. મગજ શક્તિનું કામ માત્ર થોડી વારનો ટેકો અને અમુક વસ્તુની વસ્તુસ્થિતિનું જ્ઞાન એ બે છે. પણ ઉરનું કામ એ છે કે મગજ શક્તિએ પ્રાપ્ત કરેલાં અને ઝીલી રાખેલાં જ્ઞાનને શોષી લેવું. ઉરમાં થએલાં શોષણથી મગજ શક્તિ દ્વારા પ્રાપ્ત થએલું જ્ઞાન આત્મા સાથે એક થાયછે, વધુ દિવ્ય રૂપે આપણને પ્રગટ અને સિદ્ધ થાયછે. માટે જો ઉર શક્તિ વિદ્યા પ્રાપ્તિમાં કામે ન લાગે તો કાંઈપણ જ્ઞાન માત્ર થોડી વાર મગજ શક્તિમાં ગ્રહણ થઇ ઝીલાઇ રહેશે અને પછી મગજ શક્તિનાં અલ્પ બળને લીધે તે જ્ઞાન કાંઈ વધુ વિકાસ પામ્યા વિના કે આપણને સિદ્ધ થયા વિના નષ્ટ થવાનું. અર્થાત, "ધર્મે જય અને પાપે ક્ષય", એ સૂત્રનું જ્ઞાન મગજ શક્તિ દ્વારા થતાં મગજમાં શબ્દરૂપી અસ્તિત્વ તે થોડોક વખત ધરાવશે. પણ ઉરમાં તે જ્ઞાનની પ્રાપ્તિ થતાં એનું રહસ્ય વધુ સમજાશે અને તે આત્મા સાથે ભળી જશે, એટલે, જેને એ સૂત્રની ઉરમાં પણ પ્રાપ્તિ થઈ તે એ સૂત્રથી ભ્રષ્ટ કદી થશેજ નહી, પણ જેને એ સૂત્રનું જ્ઞાન માત્ર મગજ શક્તિ દ્વારાજ છે તે તો "પાપે જય અને ધર્મે ક્ષય" એમ ઘડીક પછી સમજતો થશે અને તેમ વર્તન પણ કરશે.. હવે ઉરથી વિદ્યા મેળવવી તેનો અર્થ એ છે કે ઉરના સદ્‌ગુણોનો વિકાસ આવશ્યક છે. વળી, શાસ્ત્રનાં જ્ઞાનની પ્રાપ્તિ માટે તો શાસ્ત્રમાં કેવા કઠણ માર્ગોની આવશ્યકતા વર્ણવેલીછે? ઉપનિષદોમાં કહ્યુંછે કે પરમાત્માનું શોધન કરનારા જીજ્ઞાસુએ,

અર્થાત, બ્રહ્મજ્ઞાનના વિદ્યાર્થીએ તે શોધન વેદ દ્વારા, સ્વાર્પણ દ્વારા, તપદ્વારા, દાનદ્વારા, અને ઉપવાસ દ્વારા કરવું. ઉપનિષદનાં આ સૂત્ર ઉપરથી તમને સિદ્ધ થશે કે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં માત્ર મગજ શક્તિ પુરતી નથી, પણ વેદ, તપ, દાન, સ્વાર્પણ, ઉપવાસ એવા મહાન સદ્ગુણો જે ઉરમાં રહેલાછે અને આત્મા સાથે સબંધ ધરાવેછે તેની આવશ્યકતા છે. બ્રહ્મજ્ઞાન માટે ઉપર લખવા પ્રમાણે વેદનો અભ્યાસ જરૂરનો છે. તેનું કારણ એ છે કે વેદ શાસ્ત્રોમાં આ વિશ્વ રચનાના ગુહ્ય નિયમોનું જ્ઞાન છે. એ નિયમોનું જ્ઞાન થતાં મનુષ્ય પરમાત્માનું ઐશ્વર્ય જોઇ શકેછે અને સમજી શકેછે. અને પરમાત્માનાં ઐશ્વર્યનો સાક્ષાત્કાર થતાં મનુષ્યને પછી પરમાત્મા પ્રતિ સ્વાભાવિક રીતે ભક્તિભાવ ઉત્પન્ન થાયછે. વેદશાસ્ત્રોનું રહસ્ય એવું ગહન છે કે મારા ધારવા પ્રમાણે કોઇપણ સંસારી જનને તે રહસ્ય પ્રાપ્ત થવાનું નથી. તેનું કારણ એ છે કે સંસારી મનુષ્ય જ્ઞાન મેળવવામાં માત્ર મગજ શક્તિનો ઉપયોગ કરેછે, અને મગજશક્તિ એટલી દુર્બળ છે કે વિશ્વ રચનાના ગુહ્ય નિયમો સમજવાને અબળ છે. વેદ શાસ્ત્રોમાં એટલું જ્ઞાન સમાયલુંછે કે ઉરશક્તિ દ્વારા જો કોઈ તે પ્રાપ્ત કરી શકે તો પોતાને વિશ્વનો અધિકારી તે કરી શકે. વેદ શાસ્ત્રોમાં વિશ્વના મહાન નિયમોનો અને તે નિયમોને વશ વર્તાવનારાં મહા મંત્રોનો સમૂહછે, અને એ મંત્રસિદ્ધિ પ્રાપ્ત થતાં મનુષ્ય વિશ્વને પોતાને આધિન કરી શકે તેમ છે. પણ માત્ર મગજશક્તિથી મનુષ્ય કોઈ કાળે વેદનો પાર પામવાના નથી. વેદનો પાર પામવા યોગીઓ યોગદ્વારા પોતાની ઉર શક્તિને બળવાન કરેછે, અને પરિણામે વિશ્વાધિકારી પોતાને કરેછે. વળી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે બીજી આવશ્યકતાની વસ્તુ તે સ્વાર્પણ કહ્યુંછે. સ્વાપણ કહેતાં અવર જનનાં કલ્યાણ માટે આપણે પોતાનો ભોગ આપવો. શાસ્ત્રોમાં કહ્યુંછે કે જે યોગીઓ જીવન્મુક્ત થાયછે તેઓને પરમાત્માના આનંદરૂપી સત્વમાં મહાલવાનો અધિકાર હોયછે, પરંતુ તેઓ શાશ્વત આનંદ તજી દઇને જનસમૂહની સેવામાં હાજર રહીને તેમને ઉપયોગી થવાનાં કાર્યમાં બીચારા પ્રવૃત્ત રહેછે. આ પ્રમાણે જીવન્મુક્તોને પણ પોતાનું સ્વાર્પણ કરવાનું બાકી રહેછે તો આપણે સંસારીજનોએ તો હરપળે સ્વાર્પણ કરવુંજ જોઇએ. વળી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ અર્થે તપની આવશ્યકતા કહીછે. તપનું તો રહસ્ય એવું અપાર છે કે તેને સમજતાં યુગના યુગ જોઇએ. ટુંકમાં એટલુંજ કહીશ કે બ્રહ્મા સરખાને પણ આ જગત ઉત્પન્ન કરતી વખતે તપ કરવું પડેછે. એવી પ્રબળ દૈવિ શક્તિ તપ છે. એ તપયુક્ત બ્રહ્મજ્ઞાનના વિદ્યાર્થીએ થવાનું છે. વળી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ અર્થે દાનની આવશ્યકતા કહીછે. દાન કહેતાં આપણી પાસેથી જે કોઇ જે કાંઇ માગે તે તેને આપવું. દાનનું રહસ્ય પણ અત્યંત ઉંડું છે. તે સબંધિ હું તમને શાસ્ત્રમાંથી એક કથા કહીશ. પરીક્ષિત રાજાને જનમેજય નામે એક પુત્ર હતા. તેમણે પોતાના પુરોહિત તરીકે સોમશ્રવા નામની રૂષિની માંગણી તેના પિતા શ્રુતશ્રવા પાસે કરી. ત્યારે શ્રુતશ્રવાએ જનમેજયને કહ્યુંકે મારા પુત્રને તમારા પુરોહિત તરીકે લઇ જવા માગોછો તો સુખેથી લઇ જાવો. મારો એ પુત્ર મહા પ્રતાપી છે, અને મારાં તપનાં બળથી એ પોષણ પામ્યો છે. એનામાં એવી શક્તિ છે કે બ્રહ્મા સિવાય સર્વ કોઈના શ્રાપમાંથી મુક્ત કરવા એ સમર્થ છે. પણ એ શક્તિ

એનાં દાનનાં વૃતને લીધે એ સંપાદન કરી શકયોછે. એવાં દાનનાં વ્રતને લીધે એનો નિયમ છે કે એની પાસે હોય એવી જે કાંઇ વસ્તુ જે કોઈ માંગે તેને તે આપવી. માટે જો એમનું એ વ્રત એમને આચરવા દેવાને તમારી પાસે એટલાં સાધનો હોય તો તમે ભલે એમને લઇ જાવો. હવે તમે દાનનું મહાત્મ્ય જુવો કે મનુષ્ય અવર જનને માગેલું સર્વસ્વ તત્કાળ આપેછે તેને કેવી દૈવી શક્તિઓ પ્રાપ્ત થાયછે કે બ્રહ્મા સિવાય સઘળા બીજા શ્રાપોમાંથી મુક્ત કરવાને શક્તિવાન થાયછે. માટે બ્રહ્મવિદ્યા સંપાદન કરવા નીકળેલા મનુષ્યે દાનગુણયુક્ત પણ થવું જોઇએ. વળી, ઉપનિષદમાં ઉપવાસ દ્વારા પણ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કહેલી છે. તે માટે મારે તમને કહેવાનું એ છે કે મનનું કાર્ય આ સ્થૂળ શરીરને ચલાવવાનું છે, તેમજ પોતાનાં ઉચ્ચ ભુવનમાં વિશિષ્ટ તર્કોમાં ગમન કરવાનું પણ છે. હવે જ્યારે આપણાં સ્થૂળ શરીરને અન્નના ભારથી આપણે ભરીએ છીએ ત્યારે તે શરીર આળસુ બનેછે તેથી જેમ આળસુ પાડાને હાંકવો કઠણ છે તેમ મનને એ અન્નથી તૃપ્ત થએલાં શરીરને હાંકવું કઠણ થઈ પડેછે, અને શરીરને હાંકવામાંજ રોકાયલું રહેવું પડેછે, જેથી પોતાનાં ઉચ્ચ ભુવનનાં ઉચ્ચ કર્તવ્યમાં તેનાથી રહેવાતું નથી. આ રીતે અન્ન ભરેલાં શરીરને લીધે મન પોતાનું ઉચ્ચ કર્તવ્ય કરી શકતું નથી. પણ એ શરીર અન્ન વિના હોયછે ત્યારે તેને ચલાવવાનો ઝાઝો પરિશ્રમ મનને લેવો પડતો નથી, અને તેથી મન પોતાનાં ઉચ્ચ કાર્યમાં પ્રવૃત્ત થઈ શકેછે. આ પેરે ઉપવાસની આવશ્યકતા હું સમજાુંછું. વળી, અન્ય સ્થળે ઉપનિષદોમાં કહેલુંછે કે બ્રહ્મવિદ્યાની પ્રાતિનો માર્ગ સત્ય, બ્રહ્મચર્ય અને જ્ઞાન છે. હવે આપણે સહેજે સમજી શકીશું કે સત્ય તો બ્રહ્મવિદ્યા ગ્રહણ કરનારે જરૂર સંપાદન કરવુંજ જોઇએ. કેમકે સત્ય એ તો આ અખિલ વિશ્વનો પાયો છે. સત્યના આધારેજ આ વિશ્વ ટકી રહેલુંછે. સત્યને ઓળખ્યા વિના કદી પરમાત્મા ઓળખાવાના નથીજ. જેમ પાયા વિના મકાન નહી, જેમ પોત વિના ભાત નહી, જેમ ગગન વિના તારલા નહી, તેમ સત્ય વિના આ વિશ્વ નહીજ. હવે બ્રહ્મચર્યની આવસ્યકતા ઉપનિષદમાં કહીછે તે વિષે હું કહીશ કે બ્રહ્મચર્ય તે કામ વિકારનો વિનાશ નથી. બ્રહ્મચર્યથી જો કામનાં બળને કચડી નાખવામાંજ આવતું હોય તોતો સઘળાં નષ્ટ થએલાં બળો પેઠે કામ પણ અબળ થઇ જાય, અને પરિણામે બ્રહ્મચર્ય પણ અબળ શક્તિ થઈ પડે. પણ આપણે જાણીએ છીએ કે બ્રહ્મચર્ય તો મહા બળવાન શક્તિ છે, માટે બ્રહ્મચર્ય એ કામનો વિનાશ નથી. બુઝાયલો અગ્નિ પણ શિથિલ થઈ જાય; પાતાળમાં ઉતારી દીધેલો સાગર પણ ખાલી ખાડો થઈ જાય; કરોડોનાં મૂલ્યનો દસ્તાવેજ તે ઉપરના અક્ષરો ભુસાતાં કોડીની કીમતનો થઇ જાય; તેમ કામનો વિનાશ થતાં તે અબળ થઈ જાય. પણ બ્રહ્મચર્યનું રહસ્ય કામનો વિનાશ નથી, પણ કામનું મથન કરીને તેમાંથી દૈવી બળ ઉત્પન્ન કરવું તે છે. પાચનશક્તિ જેમ આહારને કચડી તેનો વિનાશ નથી કરતી પણ તે આહારને રૂધિરનું મહા બળવાન રૂપ આપેછે, તેમ બ્રહ્મચર્ય કામનું રૂપાંતર કરી તેમાંથી એવી અલૌકિક શક્તિ ઉત્પન્ન કરેછે કે જેવડે યોગીઓ બ્રહ્માનો સાક્ષાત્કાર પામેછે. આવું રહસ્ય બ્રહ્મચર્યનું છે તો તેની આવસ્યકતા પણ તેટલીજ છે, માટે

બ્રહ્મવિદ્યા સંપાદન કરનારે બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવું જોઇએ. વળી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે જ્ઞાનની આવશ્યકતા પણ ઉપનિષદમાં કહેલીછે તો તે વિષે મારૂં માનવું એ પ્રમાણે છે કે જ્ઞાન એ તો હરી પ્રાપ્તિના જે ત્રણ મુખ્ય માર્ગો, જ્ઞાન માર્ગ, કર્મ માર્ગ અને ભક્તિ માર્ગ છે, તે જ્ઞાન માર્ગ છે. માટે જ્ઞાનસંપન્ન બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરનારે થવુંજ જોઇએ. જ્ઞાનનું પ્રાબલ્ય એવું છે કે જેમ દિપક આગળ અંધકાર રહેવા પામતો નથી, જેમ સુવાસ આગળ દુર્ગંધ રહેવા પામતી નથી, જેમ રવીનો ઉદય થતાં ચોર લોકો બહાર ચોરી કરવા નીકળી શકતા નથી, તેમ જ્ઞાન થતાં અજ્ઞાનતાનો અંધકાર ટળેછે, એટલે પ્રભુજીનો સાક્ષાત્કાર થાયછે. અને પ્રભુજીનું સ્વરૂપ એવું સુંદર છે કે તેનું દર્શન થતાં આત્મા તેના પ્રતિ ભક્તિભાવના પાશથી ગુંથાઇ જાયછે, પરમાત્મારૂપ પોતે બની જાયછે. માટે જ્ઞાન તો આવશ્યક છે. હવે આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન કે વિદ્યા પ્રાપ્ત કરવા માટે આવા સદગુણો જરૂરના છે. અને આધુનિક સમયમાં એ સદગુણોસંપન્ન કોઈ છેજ નહી એટલે વિદ્યામાંથી શુભફળ પરિણમતું નથી, અથવા વિદ્યા પ્રાપ્ત કરેલાં મનુષ્યો સદ્વર્તન કરતાં જણાતાં નથી. જ્યાંસુધી વિદ્યાને પરમાત્માથી વિમુખ રાખવામાં આવશે ત્યાંસુધી વિદ્યા તે વિદ્યા નથી પણ અજ્ઞાન છે એમજ જાણવું. જેમ યૌવને પહોંચેલી યુંવતિને તેના વહાલાથી વિમુખ રાખતાં તે પ્રફુલ્લ સુખી અવતાર નથી પણ દુઃખી વંતરી છે; જેમ કીકીને ચક્ષુથી અલગ રાખતાં તે દ્રષ્ટિવિષયક શક્તિ રહિત છે; જેમ નાવને સરિતા કે સાગરનાં જળથી દૂર રાખતાં તે માત્ર કાષ્ટનું ઢીમચું છે, તેમ પરમાત્માથી વિમુખ એવી વિદ્યા નિર્માલ્ય દરેક રીતે છે માટે મારો તો સર્વ કોઇને હરપળે આગ્રહ છે કે વિદ્યા પ્રાપ્ત કરો તે એવી કે જેથી પરમાત્મા સન્મુખ તમે થઈ શકો. અને પરમાત્માથી વિમુખ કરાવે એવી વિદ્યા ત્યાગો.

**અંબુધારા**—પણ આધુનિક સમયમાં એ પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરનારા શિષ્યો નથી તેનું કારણ એ છે કે એવા પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરાવનાર ગુરૂઓ આધુનિક સમયમાં નથી.

**દીવોદાસ**—આ વિષે પણ મારે તમને વધુ સમજ પાડવાની છે. આ વિશ્વ રચનાનો એક ગુહ્ય નિયમ છે કે જે કાંઇ અમુક વસ્તુ આપણે પોતાના માટે ઇચ્છીએ અને તે વસ્તુ માટે આપણે યોગ્ય હોઇએ તો તે વસ્તુ આપણને પ્રાપ્ત થાયછે. માટે જો કોઇ પ્રભુ ભક્તિયુક્ત વિદ્યા પ્રાપ્ત કરવા ઉત્સુક બને અને પોતાનો ઉત્સાહ અને પરિશ્રમ તે માટે ચાલુ રાખે તો તેનાં ઉરનાં દ્વારો ખુલ્લાં થઈ તેને ગુરૂ વિના એ વિદ્યા પ્રાપ્ત થવાનીજ. એ વિષે પણ એક રસિક કથા હું તમને કહું. મેરૂ પર્વત ઉપર એક પ્રસંગે રૂષિઓનું મંડળ ભરાવાનું હતું તે માટે એવો નિશ્ચય તેઓમાં કરવામાં આવ્યો કે જે કોઇ તે પ્રસંગે હાજર નહી રહે તેને બ્રહ્મહત્યાનું સાત દિવસનું પાતક ચઢે. સઘળા રૂષિઓ તે પ્રમાણે હાજર થયા પણ વૈશંપાયન રૂષિ અનિવાર્ય કામને લીધે હાજર રહી શકયા નહી તેથી સદરહુ પાતક તેમને ચઢયું. તેનું પ્રાયશ્ચિત કરવા વૈશંપાયને પોતાના સઘળા શિષ્યોને કહ્યું અને તેઓ દારૂણ તપ તે માટે કરવા લાગ્યા. વૈશંપાયનના યાજ્ઞવલ્કય નામે એક શિષ્ય હતા તેમણે વૈશંપાયનને કહ્યું કે આ બધા શિષ્યોને તપમાં યોજવાનું કાંઇ પ્રયોજન

નથી. આ પ્રાયશ્ચિત માટે મારૂં એકલાનું તપ પુરતું થશે. શિષ્યનાં આ વચનો ગુરૂને ગર્વયુક્ત લાગ્યાં અને તે કોપાયમાન થયા. તેમણે શિષ્યને કહ્યું કે તું આવો અભિમાની થયોછે અને મારૂં આ રીતે અપમાન કરેછે, તો મારી પાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યા મને પાછી આપ. આ સાંભળીને યાજ્ઞવલ્કય બોલી ઉઠયા કે તમારી પાસેથી પ્રાપ્ત થએલી વિદ્યા મને ઉલટીનાં અન્ન સમાન છે. અને ગુરૂ પાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યા તજી દઇને ગુરૂની આગળથી એકલા ચાલી નીકળ્યા. પછી વિદ્યા માટે માર્ગમાં તેમણે સૂર્યનારાયણની યાચના કરી અને સૂર્યનારાયણે વાજીનું રૂપ ધારણ કરીને તેમને બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત કરાવી. માટે જેને વિદ્યા માટે શુદ્ધ ભાવના છે તેને અગોચર ગુરૂ પણ તે વિદ્યાની પ્રાપ્ત કરાવશે. માટે દોષ ગુરૂની ન્યૂનતાનો નથી, પણ શિષ્યના અશુદ્ધ ભાવનો છે. હવે, વિદ્યા માટે હું આગ્રહ કરૂંછું તેનું કારણ માત્ર એટલુંજ છે કે વિદ્યાથીજ પરમાત્માને પામી શકાયછે. અને પરમાત્માને પામવાનું કારણ એ છે કે છાંગોદય ઉપનિષદમાં લખ્યુંછે કે અનંત પરમાત્મા આનંદરૂપ છે. બીજા કોઇ સ્થૂળ પદાર્થમાં આનન્દ નથી. આ અનંતતાજ આનન્દભરીછે. અને તેથી આ અનંતતાનું જ્ઞાન મેળવવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. આપણે સર્વ કોઇ આનન્દ શોધીએ છીએ, પણ નિત્ય આનન્દ આપણે કોઇ પામતા નથી. અને તેનું કારણ એ છે કે શાશ્વત આનન્દનું ધામ જે પરમાત્મા તેને આપણે ઢુંડતા નથી, અને નાશવંત પદાર્થોમાં આપણે આનંદ ઢુંડીએ છીએ. પરમ આનન્દનું સ્થાન પરમાત્મા એક છે, માટે એ પરમ આનન્દના ભોગી થવા પરમાત્માનું શોધન આવશ્યક છે. હવે, હું જરા વેદાધ્યયનમાં બેસુંછું માટે વળી ફરીથી તમને એ વિષે કહીશ.

**અંબુધારા**—મારે પણ રાતનું સવળું રાંધવાનું છે.

( બેઉ પોતાનાં કામે જાયછે.)

---

## અંક ૧. પ્રવેશ ૧૦.

**હારિત**—(સ્વગત). આ સ્થળે મારી પુત્રીઓ રેણુકા અને કેશીનીને આજે, અહીં સહીસલામત લઇ આવ્યોછું અને આ ડુંગરાઓમાં રાખીછે. એટલે મારાં મનને હવે અત્યંત આનન્દ થયોછે. આ સ્થળે પકડાઈ જવાનો હવે મને લગીરે ભો છેજ નહી અને આ સ્થળ વળી મને પ્રિય પણ એવું લાગે છે કે મારૂં બાકીનું આયુષ્ય અહીંજ ગાળું. અને સર્વથી બળવાન કારણ અહીં થોભવાનું તો એ છે કે આ અંશુમાન રાજકુમાર સાથે રહેવું મને અત્યંત પ્રિય લાગેછે. એમણેજ મને ઠેકાણે અહીં પાડયો એમ કહું તો ચાલે, કેમકે જે દિવસે હું યુધાજીત રાજાનાં માણસોના

હાથમાંથી છટકીને આવ્યો તે દિવસે એમણે મને પોતાની ગુહામાં આશ્રય નહી આપ્યો હોત તો નક્કી મારી દુઃખી દશા થાત. અરે ! આ બીચારા અંશુમાન કુમાર કહેછે કે એમના મોટા ભાઈ કેતુમાને એમને ભોજનમાં વિષ ભેળીને મારી નખાવવાનો પ્રપંચ રચ્યો તેમાંથી એ બચી ગયા, પણ મોટા ભાઇની એ દુષ્ટતાથી ત્રાસ પામીને વગડામાં આવતા રહ્યાછે, તો હું હારિત બારવટિયો ખરો ક્યારે પોતાને જાણું કે કેતુમાનને વનવગડા વેઠતા કરૂં અને આ અંશુમાનને ગાદી ઉપર બેસાડું ત્યારે.

**અંશુમાન**—( પોતાની ગુહામાંથી બહાર આવતાં, હારિતને જોઇને. હારિતને ). ઓહો ! વડીલ ભાઈ ! તમે આટલા વહેલા બે દિવસમાંજ આવી પહોંચ્યા ! વહેલા પાછા આવ્યા તે ઘણું સારૂં કર્યું. આપની પુત્રીઓને પણ સહીસલામત લાવ્યાછો અને તેઓ ઈશ્વર કૃપાથી ખુશી આનન્દમાં છેને ?

**હારિત**—હા. ભાઈ. હું મારી બેઉ પુત્રીઓને સહીસલામત લઈ આવ્યોછું. અને આપણે નક્કી કરેલા પેલા ડુંગરામાં બેઉને મુકી આવ્યોછું એટલે પોતાને રહેવા માટે ડુંગરો સાફ કરે અને રાંધવું હોય તો રાંધે પણ ખરી. મારી પુત્રીઓને પણ આ સ્થળ બહુ પસંદ પડયુંછે. અને ભાઇ, તમે પણ ખુશી આનન્દમાં છોને ? અરે ! પણ ભૂલ્યો ! તમે બીચારા ખુશી આનન્દમાં છો એમ મારાથી તમને પુછાયજ કેમ ! તમે તો રાજકુમાર થઈ વગડો વેઠોછો માટે તમે ખુશી આનન્દમાં કહેવાવોજ નહી અને તમે ખુશી આનન્દમાં છો એવો પ્રશ્ન મારાથી તમને પુછાયજ નહી. હવામાં ઠામઠામ આનંદે ઉડતી અને પુષ્પોમાંથી રસ લેતી ભમરી દિવેલમાં પડી ત્યાં તરફડીયાં મારતી થઈ તેને મગ્ન કેમ કહેવાય ? દેવાલયની ટોચે શોભતો સોનાનો કળશ ભૂમિ ઉપર તુટી પડતાં તે પ્રમુદિત બની પ્રકાશતો કેમ કહેવાય ? મહેલ અને બાગમાં ઉંચે હવામાં ઉડતા ફુવારાને શુષ્ક રણની ભૂમિને વાંકો વળી નીકની પેઠે જળ સિંચન કરવા વખત આવ્યો તો તેને પ્રફુલ્લ કેમ કહેવાય ? હું તો આપને વારંવાર કહી ચુકયોછું અને આ પળે ફરીથી કહુંછું કે તમારો ઉપકાર મારા ઉપર અગાધ છે માટે તમે કહો તે પેરે હું તમારી સેવામાં રહેવા તૈયાર છું. તમારી આજ્ઞાની વાર છે. ભાઈ અંશુમાન ! જે પળથી મેં તમારાં મુખથી સાંભળ્યું છે કે મોટા ભાઈની ક્રુરતાથી ત્રાસ પામીને તમે અહીં નાસી આવ્યાછો ત્યારથી મારો જીવ તમારા માટે બહુ બળેછે, માટે જો આપની આજ્ઞા હોય તો જેવા હાલ મોટા ભાઇએ આપના કર્યાછે તેવા હાલ હું એમના કરૂં. અને તેમાં મારી ચુક પડે તો હું હારિત બારવટિયો નહી પણ કાયર બાયલો.

**અંશુમાન**—અરે ! પૂજ્ય મોટા ભાઇ ! કેતુમાનને લેશ સંતાપ મારા થકી નહી થાય તે માટે તો મારા જીવને કષ્ટ દેખાડતો હું અહીં પડી રહ્યોછું અને આપ વળી મારા ભાઇને શિક્ષા કરવાનું આ પ્રમાણે કયાં ઉચરોછો ?

**હારિત**—પ્રિય ભાઇ ! તમે બાળક છો અને કોમળ અંતઃકરણના છો એટલે કાંઈ સમજતા નથી. તમારા ભાઇ કેતુમાનને આવી દુષ્ટ વર્તણુક ચલાવવામાંથી રોકવામાં નહી આવશે તો અનેક જણુ સાથે એ આવી દુષ્ટ વર્તણુક ચલાવ્યાજ જશે, અને તેથી

પરિણામે કોઇને કોઇના હાથે મરવાજ ઘડી એમને આવશે. માટે એમની દુષ્ટ વર્તણુકમાંથી એમને અત્યારથીજ રોકશો તો તેમાં એમનોજ લાભ છે અને એમનેજ સારૂં થશે. ખારાં જળને મીઠું કરવા અગ્નિ તાપ દેખાડયો તો કોણ કહેશે કે જળને પીડા કરી? મસ્ત ગોધાને નાથ ઘાલીને અંકુશમાં રાખ્યો તો કોણ કહેશે કે બીચારાને નાહક બંદીવાન કર્યો? આંગળીને સડો લાગ્યો અને તેને કાપી નાખી તો કોણ કહેશે કે હાથનું ખોટું થયું?

**અંશુમાન**—આપ કહોછો તે ખરૂં હશે. પણ મારા વિચાર તો આપની આ વાતને કદી હા પાડી શકશે નહી.

**હારિત**—રાજકુમાર! આવો પોચો જીવ ના રાખો. પુરૂષે જગતમાં મનને ઘણું કઠણ રાખવાનું છે. તમે જાણુતા હશો કે વૈરાગ્યનો આ માર્ગ જે તમે ધારણ કર્યોછે તેમાં મન જેટલું કઠણ રાખવાનું છે તેટલું મનુષ્યનાં ગળાં કાપવામાં પણ સખત નથી રાખવું પડતું, કેમકે વૈરાગ્યમાં મનુષ્યે કાયાને નિરંતરનું કષ્ટ દેવાનું છે, તેમજ ચિત્તનો હર પળે નિગ્રહ કરવાનો છે અને આત્માને ઉચ્ચ આશયોમાં અહર્નિશ ટંગાવી રાખવાનો છે. એ સઘળું કષ્ટ મનને કઠણ રાખ્યા વિના અશકય છે. માટે જે વૈરાગી થયા તેમણે મન કઠણ રાખવુંજ જોઇએ, અને એ સંકટો વેઠવા કઠણ મન રાખવાથી વૈરાગી પાછળથી પરમ સુખની પ્રાપ્તિ કરેછે. માટે જેમ યોગીને પોતાને પ્રથમ થતાં કષ્ટથી ખેદ પામવાનો નથી, તેમ સંસારી જનને ભવિષ્યમાં થતાં અપાર સુખ તરફ જોતાં તેને હાલમાં આવી પડતાં દુઃખો માટે તમને ખેદ થવો જોઇએ નહી. પણ, આપ મારા વિચારને મળતા આવતા નથી તેથી તમારી આગળ હું આ વાતમાં લાચાર છું. હું હમણાતો પુત્રીઓ માટે અને આપણા સર્વ માટે આહાર લેવા જાવુંછું અને પાછો આવીને નિરાંતે એ વિષે વાત કરીશ. પણ મેં આપને જે સમજ પાડીછે તે ઉપર તમે પણ જરૂર યોગ્ય વિચાર કરજો. ( જાયછે ).

**અંશુમાન**—( સ્વગત ). આ જંગલમાં હું એકલો રીબાઈ મરતો હતો ત્યાં ભગવાને મારી સહાયતામાં આ બારવટિયા ભાઇને મોકલી આપ્યા! ભગવાનની એ મારા ઉપર કેટલી હદપાર કૃપા છે!

**ગાયન. ૨૪**

૧ જુક્તિ જાણે કોણ ચલાવે જે જગનિયંતા,
કળા એ કળાય જો પ્રિછી પ્રથમથી પ્રભુ પ્રભુતા.
૨ રત્નમણી નિજ ધામે દબાઈ કચડાઈ રહેતાં,
મુગટ વીંટીએ જઇ જડાતાં પ્રેમથી પ્રિછાંતાં.
૩ નિજ ઉદરનાં બાળને માત તાત જ્ઞાન નવ દેતાં,
નિશાળે ગમન થાતાં ગુરૂ માતપિતા બની રહેતા.
૪ જગતમાં સકળ સારો કાંઇ નજરે થાતા,
પ્રતાપ તેમાં પ્રભુજીનો, જે છે સકળ સુખસાતા.

સમાધિમાંથી હમણાજ ઉઠયોછું તો જરા આરામ લેવું. ( એક વૃક્ષ તળે જઇને બેસેછે ).

**કેશીની**—( ડુંગરામાંથી બહાર આવતાં. સ્વગત ). આ સ્થળે પિતાજીએ મને અને રેણુકાને લાવીને મુકીછે તો આ સ્થળ તો ખરેખરૂં રમ્ય છે ! શ્રષ્ટિ સૌંદર્યનાં અવલોકનમાં દિવસો તો શું પણ વર્ષો નીકળી જાય એવું આ સ્થળ મને પ્રિય લાગેછે !

ગાયન. ૨૫

૧ આહા ! અદભુત્ રચના કેવી આ સ્થળે !
ઉરે ઉતરી જાય, જેમ મીઠું જળ ગળે !
૨ શાંતિ અને સ્નેહ સમાયાંછે ચોમેર સઘળે !
અધિક શોભાથી ગગન તારલા અહીં પ્રજળે !
૩ વગડો નહી આ, ન સમૃદ્ધ શહેરમાં વળી ભળે !
અમૃત વર્ણવાય કેમ કહે ઘી કે જળે !
૪ શીવ શંકરનું ધામ જીવ આ સ્થળે કળે !
નિહાળતાં આ નેહથી મુજ ઉર ખળભળે ?
૫ હશે કાંતિવાન કેવા હરી પુજાય જે હર પળે !
જેમનામાંથી શ્રષ્ટિ સૌંદર્ય અહીં પડયું ઢળે !
( આમતેમ શ્રષ્ટિ સૌંદર્ય જોવામાં નિમગ્ન થાયછે ).

**રેણુકા**—(બહાર આવતાં. સ્વગત). આ કેશીની તો જુવો બહાર આવીને ઉભીછે અને આપણે ડુંગરામાં એકલાં કામ કરીને મરીએ છીએ ! આ છે તો મારાથી નાની પણ મહા હરામખોર છે. (કેશીનીને). રાંધવાનું બધું મારા ઉપર નાખીને તું બહાર નીકળી પડીછે તો તને કોઇ પુછનાર છે કે નહી ?

**કેશીની**—મોટાં બહેન ! મારા વાંક માટે મને ઠપકો દેનાર મારા તાતજી અને તમે મોટાં બહેન છોજ તો વળી નથી કેમ ? હું તો પાણી ભરી આવી, વાસણ ઉટકી રહી, એટલે મેં તો જાણ્યું કે તાતજી રાંધવા માટે કાંઇ લઇ આવે ત્યાં સુધી મારે કાંઇ વધારે કરવાનું નહી રહ્યું હશે, તેથી મેં જાણ્યું કે જરા વાર બહાર નીકળું.

**રેણુકા**—તેં વાસણ ઉટકયાં અને પાણી ભર્યું તો અમે પણ વાસિદું કહાડયુંછે અને સઘળું સાફસુફ કર્યુંછે, માટે તુંજ એકલી કામ કરીને તુટી પડેછે એમ જાણીશ નહી, તેમજ તું કામ કરેછે તે મારા ઉપર કાંઇ સપાડું કરતી હોય એમ પણ સમજશ ના.

**કેશીની**—તમે મોટાં બહેન તે મને જે કામ કહો તે મારે કરવુંજ પડે તેમાં તમારાં શિર હું સપાડું શાનું ચઢાવવાની હતી ! સરિતા જળથી ઉછરેલી તટ ઉપરની વેલની ડાળી માંહે પડતાં સરિતાના વેગમાં તેની સાથે ગમન કરશે તો ઠીકજ છે નહીતો તટે એકલી પડી રહેતાં શુષ્ક બની નાશ પામશે એજ સાર કહાડશે. દોરીના લાડથી ગગનમાં મહાલતી પતંગડી દોરીથી અલગી થઇને નીકળતાં કયાંયે ભૂમિ ઉપર પડી વિનાશ પામવાની. આંગણુની કુઈ આંગણુની અવગણુના કરશે તો ક્યાં મહેલમાં કે માળિયે ચઢી વિરાજમાન થવાની છે ?

**રેણુકા**—તું વાતો તો મીઠી મીઠી કરેછે અને ઉરમાં કપટ છે તે કેવું છુપાડેછે ? અરે કેશીની ! હું કાંઈ તારી શોક્ય છું કે આવી મીઠી મીઠી વાતોમાં તું મને દબાવી મારેછે ? હું તો કહુંછું કે તું બહાર નીકળીછે તો કોઈ રૂપાળો નજરે પડે તો તેની સાથે પાધરી હીંડીજ જજે અને અહીં ડુંગરામાં પાછી રખે વળતી.

**કેશીની**—અરે મોટાં બહેન ! નાની બહેન પ્રતિ આવાં નિર્લજવચનો શું ઉચરોછો ? ચાંદની પ્રકાશ રેલાવવાને બદલે અંધકાર શું પ્રસરાવેછે ? નિજ સ્તન ઉપર લઇને ફરવાની નાવને સરિતા પાતાળમાં કેમ ડુબાડેછે ? કંકુની વાટકી કંકુના ટીલા કરવાને બદલે મેશનું કલંક કેમ કપાળે ચોંટાડેછે ?

**રેણુકા**—વાહ ! વાહ ! મોટી બહેનના ભવેડા તો તને ઠીક કરતાં આવડેછે ?

**કેશીની**—મોટાં બહેન ! નીતિની વાતને ભવેડા ના કહો. અધિક દ્રષ્ટિશક્તિ પ્રાપ્ત કરાવનાર ચસ્માને ઘાંચીના બળદના અંધારાના પાટા ના કહો. હીકની હાયને ક્ષુધા તૃપ્તિનો ઓટકાર ન કહો. ચિત્રકારની પિંછીને ભંગીની સાવરણી ના કહો.

**રેણુકા**—લ્યો. આ તો કેશીની રાણીને કેશીની કાણી કેમ કહેવાય ! મોટી બહેને ત્યારે નાની બહેનની પુજા કરી હોય તો નાની બહેન રાજી થાય ખરી !

**કેશીની**—મોટાં બહેન ! તમને ગમે તે બોલ્યાં જાવો. હું તો હવે એક અક્ષર પણ બોલવાની નથી. હું તો આપણી ગુહામાં જાવુંછું. (જાયછે, જતાં અંશુમાન ઉપર નજર પડેછે. સ્વગત). ઓ ભગવાન ! આ આવો કાંતિવાન યુવાન કોણ અને અહીં ક્યાંથી ! પ્રભુજી ! મને સ્વામી દો તો આજ યુવાન દેજો. (જાયછે).

**રેણુકા**—( સ્વગત ). આ કેશીનીને હું જેમ જેમ ખોટી રીતે વધારે વઢુંછું તેમ તેમ એ મારી સાથે વધારે વિનયથી વર્તેછે ! હવે મને એના ઉપર દયા આવેછે અને મારો જીવ કહેછે કે વિના વાંકે એકે કડવું વેણ હું હવે એને નહી કહું. પણ મારા કરતાં એ વધારે રૂપાળી છે એટલે આ સ્થળે કોઇ પણ યુવાન જ્યારે પણ અમને એને દેખશે ત્યારે એને વરીને લઇ જશે અને મને પડતી નાખશે. આ વિચારથી મને એના ઉપર દ્વેશ આવેછે તે કેમે કર્યો ઉતરતોજ નથી. મારો દ્વેશ એને મારી વૈરણ કહેછે, અને વૈરણ તો મરે ત્યારેજ મારા જીવને શાંતિ વળે.

### ગાયન. ૨૬

૧ બહેની બની છે સાત ભવની વૈરણ,
વૈરણ સાથ વહાલ ભાવમાં નહી ડહાપણ.
૨ ચક્ષુને દે જેમ પીડા બાહ્ય રજકણ,
ઘંટી દે વેદના દયિતાને દળતાં દળણ,
દહન પીડા દે અંગને જે કાષ્ટ બળતણ,
જ્ઞાનીને ગુંચવે ગમાર કોઈ અભણ,
કાયાને પીડે જેમ ફાંસની અડચણ,
ક્ષુધા રહે અતૃપ્ત વિના ચાવણ.
વળગીછે તેમ રેણુકાને આ કેશીની ડાકણ.

(જાયછે. જતાં. અંશુમાનને જોતાં. સ્વગત). ઓહો ! આ તો કોઇ મહા કાંતિવાન યુવાન અહીં બેઠોછે ! હા કહો ના કહો એની સાથે વાતે વળવા કેશીની અહીં નીકળી આવી હતી. કેશીની ઉપર વૈર લેવાનો આ ઠીક દાવ આવ્યોછે. તાતજી આવે તેવા એમને ખોટું સમજાવું કે કેશીની તો અહીં કોઇ યુવાન હતો તેની સાથે વાતે વળી હતી અને તેની સાથે નાસી જવાની તૈયારીમાં લાગેછે. (ડુંગરામાં જતી પાછી વળી હારિત માટે વાટ જુવેછે).

**અંશુમાન**—(બાજુ. સ્વગત). હું તો એમજ ધારતો હતો કે નાના ભાઈ સાથે દુષ્ટ વર્તણુક ચલાવનાર કેતુમાન ભાઈ જગતમાં એકલોજ હશે. પણ હવે મને સમજ પડી કે નાની બહેન સાથે દુષ્ટ વર્તણુક ચલાવનારી મોટી બહેનો પણ જગતમાં છે. પેલા વડીલ હારિત આવેછે અને એમની પુત્રીઓ આગળ મને દેખશે તો કાંઈ મારા ઉપર વહેમ ખાશે માટે અંદર જતો રહું. (જાયછે).

**હારિત**—(આહાર લઇને આવતાં. રેણુકાને). કેમ બેટા ! બહાર ઉભીછે ?

**રેણુકા**—તાતજી ! આ સ્થળે તો એક ઘડીકમાંજ કેશીનીની આંખો ફાટીછે. તમે આહાર લેવા ગયા અને એ તો તમારી પાછળજ બહાર અહીં નીકળી આવી અને એક યુવાન સાથે વાતે વળી હતી, અને મને દૂરથી જોતાં વાર અંદર જતી રહી અને તમને દૂરથી આવતા જોઇને એ યુવાન પણ અંદર હમણા હાલ જતો રહ્યો છે. માટે કેશીનીને પણ વારો અને એ યુવાન જે હોય તેને પણ વારો તોતો ઠીક.

**હારિત**—કેશીનીને તો બરાબર વારીશ, પણ આ યુવાનને મારાથી પૂરો મના થશે નહીં, કેમકે એમને હું વચન આપી ચુકયોછું કે એમનો વાળ વાંકો નહી થવા દેવું, તો એમનાં અપરાધ માટે મારાથી એમને કાંઈ શિક્ષા તો શું પણ કડવું વચન પણ કેમ કહેવાય ?

**રેણુકા**—હવે એ માટે તમે નિરાંતે વિચાર કરજો. મેં તો તમને ખરી હકીકત પ્રથમથી કહી છે અને ચેતાવ્યાછે. (આહાર લાવ્યાછો તો હવે જઈને રાંધું. હારિત લાવેલો આહાર આપેછે અને રેણુકા તે લઇને જાયછે, જતાં બાજુ). તાતજીના કાન બરાબર ભંભેરવા પામીછું. કેશીની હવે આ અંશુમાન કુમારને પરણ્યા વિના રહેશે લટકતી, અને આપણે જઇશું એ કુમારને પરણીને કયાંના કયાં રાજપાટ મહાલવા. (જાયછે).

**હારિત**—(સ્વગત). અંશુમાન કુમારે મને પળ વારમાં આવો દગો દીધો કે મારી નાની પુત્રીનેજ મારાથી છુપી રીતે ઉપાડી જવા નીકળ્યા ! અરે ! પણ વચનથી બંધાયોછું એટલે હવે એમને હું શું કરી શકું !

**ગાયન. ૨૭**

૧ જે સાથ થયું બંધાવું દઈ વચન બંધન,
દાસ થઈ તેના રહેવું પડે ભલે કરે એ નિકંદન.
૨ ભંગ કેમ થાય મુખથી ઉચરાયું જે વચન,
વચન ભંગને ઠામ નથી માંહે ચૌદ ભુવન.

૩ પાળી નવ જાણ્યું મુખથી કર્યું જે કથન,
જીવ્હા તો નવ હીલી, પણ હીલી પુંછડી શ્વાન.
૪ શત્રુ શસ્ત્ર પ્રહારને કેમ કરાય આલિંગન,
જીહ્વા વચન ઝુઝાવવા નથી જો શૂરાતન ?
૫ નિજ વચન પાળવા ડગ્યું નવ જેનું મન,
લાવે તે ભૂમિ ઉપર તારલા વળી સાથ ગગન.

**અંશુમાન**—(પાછો બહાર આવીને. સ્વગત). હારિત વડીલની એકે પુત્રી હવે બહાર નથી અને એ પોતે એકલા છે, માટે ચાલ, એમને મળું. (હારિતને). પૂજ્ય વડીલ ! આવી પહોંચ્યા ?

**હારિત**—હું આવી પહોંચ્યો તો ખરો, પણ મને દૂરથી આવતો દેખીને કોઇ દિવસ નહી અને આજે તમારા આશ્રમમાં પેસી જવાનું તમને શું કારણ હશે, તે મને જરા કહેશો ?

**અંશુમાન**—પૂજ્ય વડીલ ! આમ કેમ બોલોછો ?

**હારિત**—ત્યારે તમે કહો તો તમને ચક્રવર્તી રાજા કહું, પૃથ્વીના પાલનહાર કહું, યોગીઓના યોગેશ્વર કહું, કળાના કળાનિધિ કહું, દિશાઓના દિવાકર કહું, પરમાત્માના પુરોહિત કહું, તમે જે તમારાં મુખથી કહો તે તમને કહું અને તમને આરાધું. બીજું તો હું શું કરૂં ?

**અંશુમાન**—ખરે, મારા ઉપર કાંઇ રીસે ભરાયાછો !

**હારિત**—રીસે ભરાયા હઇશું તોપણ અમારી રીસ અમારી પાસે રહેવાની, કેમકે તમારો વાંકો વાળ ન થવા દઇએ એવું વચન આપીને અમે તો બંધાઇ ગયા છીએ તે માટે અમે તો અમારી રીસથી તમને શું કરી શકનાર હતા ? અને અમારી રીસનો ભો પણ તમને શું રહ્યો ? ગગનના તારલા ભૂમિ ઉપર પડવાના નથી તો તેનાથી શિર તુટવાનો ભો કોણને રહ્યો ? પાસે પારસમણી હશે તો નિર્ધનતાનો ભો કોણને રહેશે ? આંગણે શુભ સૂચક સાથિયા પુરાયલાછે તો જંતર મંતરનાં કુંડલાંનો ભો ત્યાં ક્યાં રહ્યો ?

**અંશુમાન**—આપની અપ્રીતિનું પાત્રજ હું કોણ જાણે કેમ થઇ પડયોછું તો હું આ પળે અંહીથી ચાલી નીકળુંછું અને મારો ભગવાન લઇ જશે ત્યાં જઇશ.

**હારિત**—(બાજુ. સ્વગત). અંશુમાનનું પારખું બરાબર જોયા વિના મારે એમનો ઝાઝો અનાદર કરવો નહી જોઇએ, માટે એમની સાથે સભ્યતા તો રાખું. (અંશુમાનને). આ તમારો આશ્રમ છે માટે અહીં રહેવાનો તમને અધિકાર છે. જો અહીંથી જવું ઘટે તો અમને, કેમકે હું તથા મારી પુત્રીઓ માત્ર તમારી આજ્ઞાથીજ રહ્યાં છીએ. માટે તમે જશો નહી. હું મારી પુત્રીઓ પાસે જાવુંછું અને આહાર લાવ્યોછું તે તેઓ રાંધી રહેશે કે તુરત તમારા માટે તે ખાવા પ્રથમ લાવીશ.

**અંશુમાન**—પૂજ્ય વડીલ ! મેં આહાર ક્યારનો લીધોછે, માટે તે સબંધિ લેશ તસ્દી હમણાં

પણ ન લેશો કે કોઇ પણ દિવસ નહી લેશો. મને જરૂર હશે તે દિવસે હું મોઢેથી માગીને આપની પાસેથી લઇશ. હું પણ પ્રભુજીનું ધ્યાન ધરવા અંદર જાવુંછું. (જાયછે).

**હારિત**—હું ધારૂંછું કે મેં અંશુમાન કુમાર સાથે બહુ તોછડાઇ વાપરી. રેણુકા કહેછે તો ભલે પણ મારૂં તો હવે દૃઢ માનવું થાય છે કે મારી કેશીનીને કદી મારાથી છાની-માની ઉપાડી જાય એવા આ અંશુમાન કુમાર નથીજ. ધીમે ધીમે આ વાતનો સાર મારે જોવો જોઇએ અને ખરૂં હશે તે કાંઇ ઝાઝો વખત ઢાંકયું રહેવાનું નથી. (જાયછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૧.

**યયાતિ**—સંતાપનું શૂળ પેલી મારીશા સાથની તકરારને લીધે મારા તાતજી તરફથી મને મળેલા ઠપકાને લીધે હું મહેલથી ચાલી નીકળ્યો, તો મને તો આશા હતી કે કયાંતો મારા તાત માણસો દોડાવીને મને પાછો મહેલે બોલાવશે કે કયાંતો એ ચંડાળણી મારીશા પોતાની દાસીઓને મને પાછો મહેલે ફરવા વિનવવા મોલકશે. પણ એમાંથી એકે મને મનાવવા માણસો મોકલ્યાં નહી! નહી મોકલ્યાં તો નહી. આપણને તેની પરવા પણ કયાં છે? આપણને પુરતાં જવાહીરો ઉપાડી લાવવાનું ફાવ્યુંછે તો તે બારનાં બાર ચોવીસ વર્ષો પણ સુખવૈભવમાં કોઇ વહાલી સાથે ગાળતાં ખુટે તેમ નથી. મારી નગરીથી નીકળવાને આજે મને સતર દિવસ થયા ત્યાંસુધી મેં એકે દિવસ માર્ગમાં જવાહીરોની પોટલીઓ છોડી નથી. માટે, લાવ, અહીં, જવાહીરો તપાસી જોવું. રસ્તો પણ નિર્જન છે; સમય પણ સંધ્યાકાળનાં અંધારાનો છે; વાસમાં તો આ એક ઘરજ કોણ જાણે કોણનું છે. એટલે અહીં જવાહીરો ખોલી જોવાને કાંઈ ભો નથી. (જવાહીરોની પોટલીઓ ખોલેછે).

**ગુણકા**—પોતાનાં મકાનની બારીમાંથી યયાતિનાં દ્રવ્યની પોટલીઓ જોતાં, પોતાના દુષ્ટ નોકરોને ). ઓહો ! આ પેલો માણસ આપણા ઓટલા ઉપર બેઠોછે તેની પાસે તમે ઘરેણાંઓ તો જુવો ! આટલા આટલા રાજકુમારો આપણા ત્યાં આવેછે પણ કોઇની પણ પાસે મેં આટલાં બધાં અને આવાં કીમતી જવાહીરો જોયાં નથી ! હા કહો ના કહો, આ કોઇ દૂર દેશનો રાજકુમાર છે. મારો જીવ એ ઘરેણાંઓમાં ભરાયોછે માટે એ પામીશ ત્યારેજ જપીશ.

**દુષ્ટ. ૧**—તમે એકં ફેરો એને અંદર લાવો અને પછી હું અને મારો ભાઇ એની આંખે પાટા બાંધીને અને ગળે ડુચો દઈને આપણા પેલાં ભોંયરાંમાં એક પળમાં નાંખી આવીશું. આપણે દસ વર્ષ ઉપર પેલા એક રાજકુમારને એ પ્રમાણે પુર્યો હતો અને તે તો તેમાં આઠ દિવસમાંજ મરી ગયો હતો, એટલે આજે લગભગ દસ

વર્ષથી પાછું એ ભોંયરૂં ખાલીજ પડી રહ્યુંછે. અને તમારો લલચાવેલો એ આપણા ત્યાં અંદર આવે તેમ નહી હશે તોતો પછી હું અને મારો ભાઈ બેઉ એ બેઠોછે ત્યાંજ એને ઝાલીને ભોંયરાંમાં લઈ જઇને પુરી દઈશું. સંધ્યાકાળનો વખત છે, એટલે જરા કોઇ લોકોનો આવી ચડવાનો ડર રહેછે, પણ એ તો કામ કરવા બેસીશું તે ઘડી ડરને નહી સંભારીશું.

**ગુણકા**—મને પ્રથમ એને અંદર બોલાવી તો જોવા દો. અરેરે ! આ ઘરેણાં હું પામીશ નહી તોતો હું નક્કી અવગતિ પામી મરીશ, એવો મારો જીવ એમાં ભરાયોછે.

**યયાતિ**—(ઘરેણાંઓ ગણતાં. સ્વગત). આ પોટલી તો બરાબર લાગેછે, (તે પોટલી પાછી બાંધેછે). પણ હું ધારૂંછું કે હું આ પોટલીઓ છોડુંછું તે નકામી છે, કેમકે મેં કેટલાં જવાહીરો લીધાંછે તેની મને બરાબર યાદ નથી. અને કદાચ જો કાંઇ ઘરેણાંઓ ક્યાંએ માર્ગમાં પડી ગયાં હશે તોપણ હું ક્યાં તે ઢુંડવા અત્યારે જવાનો છું અને ઢુંડવા જાવું તો તે મને જડવાનાં પણ છે? થોડાંક ઘરેણાં માર્ગમાં પઈસા માટે કહાડવાનું ભૂલી ગયો! (પોટલી પાછી છોડી થોડાં ઘરેણાં કહાડેછે).

**દીવોદાસ**—(આવી ચઢતાં. સ્વગત). ઓહો! આ માણસ તો જવાહીરોની પોટલી છોડી અને બાંધી રહ્યોછે! આટલાં જવાહીરો તો કાંઈ કેટલા કરોડોનાં હશે. નક્કી આ માણસ જવાહીરો છુપી રીતે લઇને પોતાનાં ઘરથી નાઠોછે, કેમકે જો ઘરમાં રહેતો હોય તો રસ્તામાં એ પારકે ઓટલે જવાહીરો છોડે અને બાંધે નહી, અને જવાહીરો લઇને એ નાઠેલો લાગેછે તો નિઃસંદેહ એ તોફાની અને લુચ્ચો તેમજ દુર્ગુણી માણસ હોવો જોઈએ. એનાં જવાહીરો કોઇ દેખશે તો પળમાં તે પડાવી લેશે અને એની સ્ત્રી અને છોકરાંઓ અથવા તો એનાં માતપિતા અને ભાઈ બહેનો આ જવાહીરો જતાં નિર્ધન અને દુઃખી થઈ જશે. માટે કોઈ યુક્તિથી આ ઘરેણાંઓ કોઈ દુષ્ટના હાથ નહી જવા દેવું અને એને સમજાવીને એનાં ઘેર પાછો મોકલું તોજ હું દીવોદાસ પંડીતની પંડીતાઇ ખરી. આ માણસ દુર્ગુણી હશેજ માટે હું એની સંગાથે લુચ્ચાઇ લફંગાઇની અને હલકી વાતો કરીશ તો વધારે ફાવીશ. (યયાતિને). જય જય બાપા! પરમાત્મા કૃપાથી ખુશી આનન્દમાં છોને! સુખી રહો તમારાં ઘરબારે, બાપા.

**યયાતિ**—મહારાજ તમે કોણ છો? હું તો તમને ઓળખતો નથી પણ તમે મને ઓળખતા હોવો તો રામ જાણે.

**દીવોદાસ**—અરે બાપા! આપ તો મને કયાંથી ઓળખો અને હું પણ આપને કયાંથી ઓળખું? આ તો હું અહીંથી જતો હતો, અને આપને દીઠા, અને આપનાં રૂપરંગ ઉપરથી મેં આપને મોટા પ્રતિષ્ઠિત ગૃહસ્થ ધાર્યા, તેથી મેં આપને નમસ્કાર કર્યા. આપના જેવા મોટા અને ભાગ્યશાળી લોકની ઓળખાણનું સદ્‌ભાગ્ય મને હોય તોતો મારાં અહોભાગ્ય. અને, બાપા! આપની ઓળખાણનો ભાગ્યશાળી હું આજે થવા પામ્યોછું તો મારા લાયક કાંઈ કામ હોય તો જરૂર મને કહેશો.

**યયાતિ**—ત્યારે, મહારાજ! તમે શું કામ કરોછો, વારૂ?

**દીવોદાસ.**—બાપજી! આપણાં કેટલાંક ગુહ્ય શાસ્ત્રોનો દીર્ઘ અભ્યાસ કરીને મેં તેમાંથી ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય અને ધાર્યું હર કોઇ કામ પાર ઉતારી શકાય એવી ક્રિયાઓ અને પ્રયોગો શોધી કહાડયાછે અને તે કરી જાણુંછું. જેથી કાંઇક લોકો માંદાં બચ્ચાંઓને સારાં કરવાં મારી પાસે લાવેછે; કાંઇક લોકો પોતાનાં મનની ઇચ્છાઓ પાર ઉતારવા મારી પાસે આવેછે. અને સર્વ લોકોનાં કામો હું તેમના સંતોષપૂર્વક ઘણાજ ટુંક સમયમાં કરી આપુંછું, તેથી સર્વ કોઇ મારા ઉપર પ્રસન્ન રહેછે. અને મારી પાસે ઝાઝું લોક તો એમ આવેછે કે હું લોકોનાં લાખો રૂપીયાનાં કામો કરૂંછું, અને હું તો તે માટે મારા માત્ર પાંચ પઇસાનોજ અધિકારી છું, કેમકે મારા પાંચ પઇસાજ મારી મહેનત માટે લેવાનો મેં નિયમ રાખ્યોછે અને તે નિયમ હું લોભી બની તોડતો નથી. (સ્વગત. બાજુ). અરેરે! આવાં હડહડતાં જુઠાંણાં મારે જોડવાં પડેછે, પણ આ માણસને અને તેનાં સગાં સંબધિઓને ઉગારવાને રચવાં પડેછે તો ભગવાન મને માફ કરશે.

**યયાતિ.**—તમારો ધંધો તો ખરેખરો પરમાર્થનો છે. આ હીસાબે તો ઘણી બાયડીઓની વઢવાઢના કોણ જાણે કેટલા કજીયા નિત્ય તમારી પાસે આવતા હશે, અને ધણીઓ કહેતા હશે કે, પંડીતજી, અમારી બાયડીઓ મરે એવું કાંઇ કરો, અને બાયડીઓ કહેતી હશે અમારા ધણીઓ મરે એવું કાંઇ કરો! મારે પોતાને તો તમારા લાયકનું કાંઇ ખાસ કામ નથી, પણ તમને પાંચ પઇસા રળાવવા કાંઈ કામ કહાડું તો હું ધારૂંછું નીકળે ખરૂં. જુઓ તમે મારી વાત કોઇને કહો તો તમારાં શાસ્ત્રના સોગન્દ છે. તમને પાંચ પઇસા માટે કામ મારા તરફથી મળે તે માટે તમને સમજ પાડવાની એ છે કે મારી સ્ત્રી રોજ કંકાસ કરનારી જબરી છે, માટે એ એના બાપનાં ઘર જઇને રહે એવું કાંઇ કરી મુકો તો ઠીક.

**દિવોદાસ**—અરે! બાપજી! આમાં તો શું મોટી વાત છે? એવા તો લાખો કેસો મારી પાસે આવી ગયા. તમે આજ પળે તમારાં ઘર પાછા વળો, કેમકે હું મારાં ઘર જઇને મંત્રસિદ્ધિ એવી ચાલાવુંછું કે તમારાં સ્ત્રી જ્યાં હશે ત્યાં એ મંત્ર પહોંચશે, અને એ મંત્ર એમને પહોંચતાં વાર પોતાનાં સાસુ સસરાને પણ કહેવા નહી થોભશે અને પોતાના ગાંસડા પોટલા બાંધીને એમના પિતાનાં ઘર હીંડવાજ માંડશે. (બાજુ. સ્વગત). આ પોતાની સ્ત્રી સાથે વઢીનેજ નાઠોછે એ એની વાત ઉપરથી સ્પષ્ટ છે. (યયાતિને). અને, બાપા! આ મંત્રમાં મારે આપનું નામ ઉચરવું પડશે તે ત્યારે મને કહેવા કૃપા કરશો?

**યયાતિ**—મારૂં નામ તો મારાથી અપાય તેમ નથી. તમારા નિયમ પ્રમાણે તમારી મહેનતના પાંચ પઇસા શું પણ તમને ગમે તો પાંચસો રૂપીયા તમે મારી પાસેથી લ્યો, પણ મંત્રમાં મારૂં નામ આવે નહી એમ કરો. લ્યો. આ વીંટી વેચી આવો. પાંચસે રૂપીયા આ ઘડીજ તમને આપું. (વીંટી દીવોદાસને આપે છે). તમે વીંટી લઇને કાંઈ નાસી જવાના નથી તેની મને ખાત્રી પડેછે, અને નાસી જશો તોપણ એવી વીંટી મારાં મન કાંઈ મોટી વાત નથી. અને, જુવો, હું તમને વળી સમજ

પાડુંછું કે આવી વીંટીનું પુરૂં દામ તો કાંઈ પચીસ પચાસ હજાર રૂપીયા આવે તે પુરૂં દામ ઉપજાવવા કાંઈ સતર ચોકશીઓનાં ત્યાં ફરવા ન રહેશો. તમને પાંચસો રૂપીયા આપવાના મળે તો વીંટી આપી દેજો.

**દીવોદાસ**—(બાજુ. સ્વગત). આ જેનાં મન પચીસ પચાસ હજારની વીંટી નિર્જીવ છે તે રાજકુમારજ હોવો જોઇએ, માટે આ રાજકુમાર છે, એ તો સિદ્ધ થયું. પણ એ કયાંનો રાજકુમાર છે તેની મને ખબર પડતી નથી. આ પચીસ પચાસ હજારની વીંટી પાંચસોમાં વેચી એને નુકસાન કરાવું એવો હું મૂર્ખ નથી, તેમ મારે કાંઈ પાંચસો રૂપીયા એની પાસેથી જોઈતા નથી. મારે તો ફક્ત એને અને એના સગાં સબંધિઓને આ એનાં દુષ્ટ આચરણથી દુઃખી થતાં અટકાવવાં એ મારો હેતુ છે. લાવ, ઘર જઇને મારી જણસ વેચીને પાંચસો રૂપીયા લાવી આપું અને આ વીંટી રહેવા દેવું, જેથી જ્યારે એ એનાં ઘર પાછા પહોંચે ત્યારે એમને પાછી સ્વાધીન કરૂં. (યયાતિને). બાપા! વીંટી વેચી તો આવુંછું, પણ મને આવતાં લગીર વાર થાય તો મારા ઉપર અણુવિશ્વાસ લાવશો નહી. અને, બાપા! હું એમ કહું છું કે તમે અંહી પારકા ઓટલે બેઠાછો અને કાંઇ થાકી ગએલા લાગોછો તો સંગાથે આવો તો તમને કોઈ મારા ઓળખીતાના ત્યાંથી પાણી પાવું અને કહો તે ખાવાનું પણ લાવી આપું.

**યયાતિ.**—અરે! પંડીતજી! આજે સત્તર દિવસથી ઘરથી નીકળ્યોછું ત્યારથી દિવસના બાર બાર કલાક ચાલ્યોછું પણ થાક ભુખ તરસ પણ હું સમજતો નથી એવો મારો બાંધો મજબુત છે.

**દીવોદાસ**—વારૂ, બાપા! જેમ તમારી ઇચ્છા. હું ત્યારે જઇને ઝટ આવુંછું. અને, બાપા! તમને મારા ઉપર ભરોસો રહે તે માટે મારો ખેશ આ વીંટી સાટે મુકતો જાવુંછું. (જતાં. બાજુ સ્વગત), આનાં ગામનો પત્તો મળ્યો ખરો. એ કહેછે કે સતર દિવસથી દિવસના બાર બાર કલાક ચાલુંછું. માણસ આખા દિવસમાં પંદર ગાઉ ચાલી શકે માટે સતર દિવસમાં એ ૨૫૫ ગાઉ ચાલ્યા, જ્યારે ૨૫૫ ગાઉ છેટે એમનું રાજ્ય હોવું જોઇએ, અને અહીંથી અઢીસો ગાઉ ઉપર તો કલાપ દેશ છે, માટે ત્યાંના આ રાજકુમાર હશે. હવે મારે એમનાં નામ ઠામની જરૂર નથી.

**યયાતિ**—કયાં મારી પચીસ પચાસ હજારની વીંટી અને કયાં આ બ્રાહ્મણનો દસ ઠીંગડાંનો ખેશ! (ખેશ ખંખેરી જોતાં ઠીંગડાંઓ માલમ પડેછે). મેં એનો આ ખેશ તો શું કરવા મુકી જવા દીધો હશે! મારે સાચવવાનો આ તો સંતાપ નકામો મને થયો! હવે ખેશનું તો ઠીક છે. પણ, હું ધારૂંછું કે હું મહેલથી ચાલી નીકળ્યો તો આવો જંતરમંતરવાળો માણસ મને મળી ગયો, માટે ઘરથી નીકળી પડવામાં મેં બહુ ડહાપણું વાપર્યુંછે. આટલા સતર દિવસ દુઃખ વેઠીને હીંડયો તો આ ચંડાળણી મારીશાનો ઘર મોકલવાનો અને એની જગ્યાએ મારી મનગમતી બીજી તરૂણીને લાવી બેસાડવાનો વખત આવ્યો. આજે મને થાકથી ઝોકાં આવેછે! સત્તર દિવસનીથાક કોણે કહીછે! (ઝોકું ખાયછે).

ગુણકા—(યયાતિને મેડા ઉપર લઇ જઇને, દાસીને). ઝટ પાન સોપારી લાવ અને રસોઇઆને કહે કે અડધા કલાકમાં સર્વોત્તમ રસોઈ તૈઆર કરે. (યયાતિને) શ્રી રાજકુમાર! હું તો બહુ દુઃખી માણસ છું એટલે સાદો આહાર લેવું છું માટે આપના માટે પકવાન કરતાં રસોઈઆને બીચારાને અડધો કલાક તો જોઈએજ. અને તેટલો વખત થોભવા તો તમારે ગમે તે પ્રકારે મારા ઉપર કૃપા કરવીજ પડશે.

યયાતિ—અડધા કલાકના બદલે હું કલાક થોભીશ, પણ તમે પકવાન કરાવવા શ્રમ લેશો નહી, કેમકે તમારા કરતાં વળી હું વધારે દુઃખી છું અને પકવાનો મને કડવાં ઝેર સમાન થઈ પડયાંછે, અને મારા મહેલે પણ પકવાનો રંધાયલા હોયછે તે હું ઉકરડે ઠલવાવી દેવડાવુંછું. તમને મારાં દુઃખનું શું વૃતાંત કહુ? હું મારી માતાને ધાવતો હતો એવી મારી અજ્ઞાન બાલ્યાવસ્થામાં મારી પેઠે કોઈ વળી તેણીની માતાને ધાવતી રાજાની બાળકી સાથે મારા પિતાએ મારાં લગ્ન કરી નાખ્યાં, અને એ બાળકી મોટી થઇ ત્યારે એવી ખોટી નીકળી કે એનાં પાપને લીધે મારો મહેલ છોડીને ચાલી નીકળ્યોછું, અને આ તમારા ઓટલે આવીને બેઠો હતો ત્યારે કાંઇક વર્ષોથી એ સ્ત્રીને લીધે દુઃખ પામતો મારો જીવ શાંત થયો, અને તમારાં મકાનમાં હમણા આવ્યોછું એટલે તો મારા જીવને એ સ્ત્રી તરફનો લેશ ખેદ થતોજ નથી.

ગુણકા—મેં આપને મારા ઓટલે અચ્છડતા દીઠા તેજ પળે મને તો મારો જીવ કહેવા લાગ્યો હતો કે ગયા ભવનો આપની સાથે મને આપની દાસીનો સબંધ છે.

યયાતિ—એવાં વચનો ઉચરશો નહિ. પરણીયત સ્ત્રીને મુકીને તમારી પાસે મને ભગવાને લાવીને મુકયો તો પરણીયત સ્ત્રીના કરતાં પણ વિશેષ ગાઢ સબંધ એટલે ભવો ભવનાં કોઈ પતિપત્નીનો સંબધ આપણને બેઉને હશે. આપણો ભવોભવનો આવો સંબંધ હશે તો ભગવાને કેવાં પળમાં આપણને અણચિંત્યાં ભેગાં કર્યાં કે જાણે ચંદ્રને ભગવાને કયાંથી લાવીને પૃથ્વીની ભેગો કર્યો, કે જાણે સરિતા તીરે વનવગડેથી અને શહેરમાંથી પશુ પંખીને જળપાન કાજ કેવાં લાવીને ઉભાં કર્યાં, કે જાણે ભૂમિમાં દટાયલાં રત્નને રાજાના મુગટે લઇ જઇને કેવુ વિરાજમાન કર્યું! (તેણીનો હાથ ખેંચે છે.)

ગુણકા—(પોતાનો હાથ પાછો ખેંચી લેતી). પિયુજી! આ પેરે ઉતાવળા ના થાવો. તમે તો મહા ઉતાવળા અને આકળા દીસોછો! (તેણી લાડમાં તેનો હાથ ઝાલીને). શ્રી રાજકુમાર! આપને કાંઇ રીસ તો નથી ચઢીને! હું તો એમ કહુંછું કે મારા હાથ ઉપર કાંઇ જવાહીરો નથી તેથી તે સારા લાગતા નથી તો આવા બોડા હાથને ચુંબન કરવું આપને શું ગમશે, માટે દાસી પાસે મારાં જવાહીરો મંગાવું અને પહેરૂં તેટલી વાર થોભો તો સારૂં.

યયાતિ—અરે! જવાહીરોનો સવાલ હોય તોતો લ્યોને જવાહીરો હું આપું. તમારાં જવાહીરો તમારે દાસી પાસે શા માટે મંગાવવાં પડે! (જવાહીરની એક પોટલી છોડીને બંગડીઓ તેણીના હાથે પહેરાવતાં). જવાહીરો મારી પાસે ના હોય અને

તમે તમારાં જવાહીરો દાસી પાસે મંગાવો તેતો લેખે લાગે, પણ મારાં જવાહીરો છતાં મારી પાસે બળ્યાં હોય ત્યારે વળી તમારાં જવાહીરો તમારે દાસી પાસે મંગાવવાં શા માટે પડે! અને તમારાં ઘરેણાં તે કોણનાં છે અને આ મારાં ઘરેણાં છે તે વળી કોણનાં છે? સઘળું તમારૂંજ છે.

**ગુણકા**—(દાસીને). શ્રીરાજકુમારે હાર હજી પહેરાવ્યો નથી માટે મારો હાર ઝટ લઇ આવ. અને જો મુનિમ આવ્યા હોય તો એમને કહે કે મારાં સઘળાં ઘરેણાં તીજોરીમાંથી હમણા હાલ કહાડીને બહાર રાખે. શ્રીરાજકુમાર કહે તેમ મારે એમાંથી કોઇ કોઈ પહેરવાં પડશે.

**યયાતિ**—અરે! મારી પાસે ઘરેણાં છે તે તમે હજુ જોયાં નથી તેમાં તમે તમારાં ઘરેણાંઓ મંગાવી રહ્યાંછો. હાર કે કશું લાવશો નહી. મારી પાસે હાર તો એક એક કરતાં સરસ છે. (બીજી પોટલીમાંથી હારો કહાડીને વેશ્યાને પહેરાવતાં, તેણીને). તમે પણ ભલાં માણસ છો! શું તમે એમજ સમજતાં હતાં કે બંગડીઓની માત્ર એકજ પોટલી મારી પાસે હતી? મારી પાસે એટલાં ઘરેણાંઓ છે કે હું તમને સઘળાં પહેરાવીશ ત્યારે તમે કહેશો કે ના આ રાજકુમાર તો ખરો! અને સ્રીનાં ઘરેણાંઓ મારે કાંઇ પહેરવાં છે થોડાં? માટે આ ઘરેણાં તમારાંજ છે એમજ સમજજો, અને, વળી, હું તો નથી ધારતો કે પૃથ્વી ઉપર તમારાથી અધિક રૂપવંતી કોઇ બીજી તરૂણી હશે જેને હું આ ઘરેણાં આપવા જઇશ. (પોટલી તેણીની આગળ મુકીને). લ્યો, તમને ગમે તેટલાં આમાંથી પહેરો).

**ગુણકા**—(ઘરેણાંઓ પહેરતાં).

### ગાયન. ૨૯.

૧ પિયુજી પહેરાવો અને હું પહેરૂં,
રૂડું અધિક શોભેછેને હવે વદન મારૂં?
૨ રૂપ મુજ જાણું તમ દ્રવ્ય શોભા કેરૂં,
દીસતું પ્રથમ મુખ મારૂં તો મહા હત્યારૂં.

**યયાતિ**— ૩ તુજ સ્પર્શથી થાય ઉજ્વળ જવાહીર મારૂં,
વદન તુજ એવું પાવન અને પ્યારૂં.
૪ બને તુજ આગળ રવી સૌંદર્ય લાચાર બીચારૂં,
બ્રહ્મા પણ દોડે પુંઠે તારી દેખી રૂપ તારૂં.
૫ રોવાં છે શું જવાહીર મારે જ્યાં તુજ વિના અંધારૂં?
રીઝો વળી રીઝવો પહેરી જવાહીર નથી કાંઈ અમારૂં.

(પ્રેમઘેલો બનીને તેણીનો હાથ ખેંચીને પોતાની પાસે બેસાડેછે).

**ગુણકા**—(યયાતિ સાથે વઢવાઢનો ડોળ કરવા). પિયુજી! તમારાં ઘરેણાં લઇને શું હું કાંઇ નાસી જઇશ કે તમે મને તમારી પાસે બેસાડોછો? તમારાં ઘરેણાંઓને મારે શું કરવાં છે? લ્યોને, હું તો આ તમારાં ઘરેણાંઓ ઉતારી નાખું. તમારૂં એકે ઘરેણું મારાં અંગે ના જોઇએ. (રીસના ડોળમાં ઘરેણાંઓ ઉતારેછે).

## ગાયન ૩૦.

૧ રાજન! જાણી શું તમે મને કાંઇ ચોર?
ધરેણાને તો ગણુંછું હું વદનનો ભાર.
૨ ગણી લ્યો એક એક પાછાં સો વાર,
કહેશો નહી છુપાવ્યાંછે મેં કાંઇ કોઇ કોર.

યયાતિ— ૩ મુખથી હું તો કહુંછું રાખો આ આઠે પહોર,
હજીએ, બીજાં જોઇએ તો છે મુજ પાસ તૈઆર.

ગુણકા— ૪ પત્નિનો નવ ભરોસો પિયુ એવા કઠોર,
પિયુ પરાણે મલ્યા તો ચલાવ્યો પ્રપંચી દોર.
૫ સ્વામીમાં સમજી સંસાર સકળ સુખ સાર,
કર્યું સ્વામીએ તો દુઃખ દરિયાનું તોફાન ઘોર.

(સઘળાં ઘરેણાં ઉતારી નાખીને). આ તમારાં ઘરેણાં સઘળાં ઉતાર્યાં. (દાસીને). દાસી! દાસી! ક્યાં મરી ગઇ! (દાસી આવેછે). તું પણ મરી ગઈ છે અને મુનિમ પણ મરી ગયોછે કે મેં મારાં ઘરેણાં લાવવા ક્યારનું કહ્યું તોપણ તું કે એ કોઈ એકે મારૂં ઘરેણું લાવતુંજ નથી, અને મને પર પુરૂષની ઓશિયાળી કરેછે? (યયાતિને). તમારાં ઘરેણા પ્રથમ બધાં લઈ લ્યો. મારાં ઘરેણાં સાથે ભેળાઇ જશે તો તમે કહેશો કે તમારાં ઘરેણાં મેં લઈ લીધાં. (ઘરેણાંઓ વિણે છે).

યયાતિ—(તેણીને મનાવવા ઘરેણાંઓની બીજી પોટલી તેણીને ખોલી આપીને). અરે! ઘરેણાંઓ તો મારાં મન ભાગ્યાં ઠીકરાંની બરાબર છે, અને તેથી ભૂમિ ઉપર તમારા હાથે પડેલાં ઘરેણાંનાં ઠીકરાંઓને તમારે ઉપાડવાની કાંઇ જરૂર નથી. એ ભૂમિ ઉપર પડેલાં ઘરેણાંઓ ત્યાંજ રહેવા દો અને આ બીજાં નવાં ઘરેણાંઓ તમે પહેરો, અને હવે તમે જરા શાંત થાવો. શાંત થયાં હોવો તો તમારો કર મને આપો.

ગુણકા—(તેના હાથમાં પોતાનો કર આપતાં). હું તો કર આપવા ક્યારે ના કહુંછું. કરને ગમે તો ચુંબન કરો, ગમે તો કકડા કરો, ગમે તો સળગાવી મુકો. (યયાતિ કામ ઘેલો બની તેણીની સાથે પ્રેમ કરેછે. પેલા દુષ્ટ નોકરો પકવાનના થાળ લાવવાનાં બહાને આવેછે, અને યયાતિને હાથ પગ બાંધીને, ગળે ડુચો દઈને, આંખે પાટો બાંધે છે. (નોકરોને), ભોંયરાંના અંદરના દરવાજાની કુંચી તો આપણને કેટલા વખતથી જડતી નથી. બહારના દરવાજાથી એને લઈ જાવો. હમણા તો કોઈ અહીં આવતું જતું લાગતું નથી. (દુષ્ટો બહારના દરવાજાથી એટલે જે દરવાજેથી યયાતિ અંદર ગયો હતો, ત્યાંથી લઈ જઇને ભોંયરાનો દરવાજો જે બહાર સડક ઉપર પડતો હતો તે ખોલીને તેમાં થઇને ભોંયરાંમાં લઈ જાયછે. (સઘળાં ઘરેણાંઓ વિણી લેતી. સ્વગત). કાંઇ પચાસ સાઠ લાખનાં આ ઘરેણાંઓ હશે; અને પળમાં મને મળી ગયાં! આનો દસમો ભાગ આખી જીંદગીમાં મારાં છળથી હું મેળવી શકતે નહી.

દીવોદાસ—( ઘેરથી પાંચસો રૂપીયા લઇને આવતાં. યયાતિ નજરે નહી પડતાં. સ્વગત). અરે! પણ, આ રાજકુમાર તો કાંઈ અહીં દેખાતો નથી! મને આવતાં વાર થઈ તે માટે મારો બેશ અહીં મુકીને ચાલતો થયો હશે. ઘરથી ઘરવાળાં દાણા લેવા ગયાં હતાં અને જણસની પેટીની કુંચી એમની પાસે હતી એટલે એ દાણા લઇને આવ્યાં ત્યાં સુધી મારે થોભવું પડયું, અને આ માણસ હાથમાંથી છટકી ગયો! હવે એને કયાં ઢુંડવો! મારી ભૂલ થઈ કે મેં એને એકલો મુકયો. કોઈ પણ પ્રકારે મારે એને મારી સંગાથે લઈ જવો હતો. ( ગુણકા ઉપર નજર પડતાં ). આ ગુણકાની આંખો મારા ઉપર વહેમ ખાતી અને મારાથી ડરતી હોય તેમ જોતી હતી, અને વળી મને જોઇને બાજુએ પણ ખસી ગઇ! ગુણકા એક પાઇ કોઇ પાસે દેખે તો તેને ફાંદામાં નાખીને તેની પાસેથી તે પડાવી લે. તેણે આ માણસ પાસે અહીં આટલાં બધાં જવાહીરો દેખ્યાં હશે તો એની પાસેથી તે પડાવી લેવા જરૂર એને ઉપર બોલાવ્યો હશે, અને એ મૂર્ખો નકકી એનાં ઘરમાં પેઠો હશે, તેથીજ આ વેશ્યા મારા તરફ આવી રીતે જોઇ રહી હશે! અરે, પણ એનાં નયનો મારાથી ડરતાં લાગ્યાં તો હા કહો ના કહો એણે આ કુમારનાં જવાહીરો પડાવી લીધાંછે, નહીતો ગુણકાનાં નયનો કોઈથી ડરતાં કદી દેખાય!

### ગાયન ૩૧.

ગર્જનાથી વધુ પોકારે નયન કેરા રંગ,
સ્પષ્ટ બોલે સર્વ કાંઈ નયન નિજ ઢંગ.
૨ ત્રાસ પામતાં બને નયન જાણે થયાં અપંગ,
વિકસે પ્રફુલ્લ પૂર્ણ થાતાં કાંઈ મનોમંગ.
૩ ફોસલાવતી વેળા ધરે લાચારીના ઢંગ,
કપટ રચતાં કરે દીનતાથી અવરને દંગ.
૪ શાંતિ શોભે નયનમાં કરવા જતાં નીતિ ભંગ,
તારા પેઠે ચળકે ઉછળે જયારે કામના તરંગ.
૫ નયન અને કૃતિને એવો ગાઢ સંગ,
નયન ધ્વનિ સ્પષ્ટ એવો જાણે છુટી સુરંગ.

લાવ, એની પગથી તો જોવું કે કયાં ગઇછે. ( પગથી જાયછે ). અરે! આ એની પગથી તો આ ગુણકાનાં ઘરમાંજ ગઇછે! આ તો પાકો પુરાવો મળ્યો અને અનુમાન કરવાનું કાંઈ ના રહ્યું. એની પાસેથી સઘળાં ઘરેણાં લઇને આ ગુણકા એને કહાડી મુકશે. ( પગથી વધુ જોતાં ). અરે! પણ આ એની પગથી તો પાછી બહાર નીકળેલી પડીછે, અને એની સાથે બીજા બે માણસોની પણ આ પગથીઓ છે! અરે! આ બધી પગથીઓ એક એક ઉપર પડી છે! નકકી એ લોકોએ એને પકડયોછે અને એણે છુટવાનું કર્યુંછે! ત્યારેજ આવી પગથીઓ પડે! અરે! પણ આ પગથીઓ આ દરવાજામાંથી નીકળી આ બીજા પાસેના દરવાજામાં ગઇછે, ત્યારે તો એ બે દુષ્ટોએ એને આ બીજાં બારણાવાળા ઓરડા-

માં એને જઈ નાખ્યોછે ! આ તો ઘરેણાંના જોખમ સાથે એના પોતાના જીવનો જોખમ પણ મને ઘણો લાગેછે! આ રાજકુમાર છે માટે કોઈ લોકમાં એક અક્ષર પણ આ વાતનો મારાથી બોલાય તેમ નથી અને કોઇ લોકોને મારી મદદમાં લેવાય તેમ નથી. એના કહેવા ઉપરથી જે દેશનો એ મને માલમ પડેછે ત્યાં જઈને છાની તપાસ કરૂં અને ત્યાંનો રાજકુમાર હોય તો પછી એનાં માત પિતાને એની હકીકત જાહેર કરૂં. આ મૂર્ખે હાથે કરીને પોતાને દુખી કર્યો અને એનાં સગાં સમ્બંધિઓને પણ દુઃખી કર્યાં. જે કોઈ શાસ્ત્ર વિરૂધ્ધ વર્તન કરેછે તે આવોજ દુઃખી થાયછે. લોકો શાસ્ત્રનું મહાત્મ્ય જાણતાં હોય તો આવા રસ્તે ચઢે નહી, અને દુઃખી થાય પણ નહી. ચાલ, હવે એના દેશે એક દમ નીકળી પડું.

( જાયછે ).

---

## અંક ૨. પ્રવેશ ૧૨.

**અંશુમાન**—( હારિતને ). આપને મારા ઉપર રીસ ચઢ્યાને કાંઈ પંદર દિવસ થયાછે. આપની રીસનું કારણ કાંઈ મને સમજાતું નથી તેમ તમે પોતે કારણ મને કહેતા નથી તેથી મારો જીવ હવે બહુ દુઃખ પામેછે અને મને કાંઈ અહીં ગમતું નથી. રવી અમુક દિવસોએ બહુ તપીને જીવ જંતોને બાળેછે તેનું કારણ શું રવી પોતે કદી બતાવનાર છે ! ધરતીએ પોતાનું મુખ ફાડ્યું અને સમૃધ્ધ શહેરને ગળી ગઈ તો તેનું કારણ શું ધરતી પોતે કહી બતાવવાની છે! ગિરિએ પોતાનું શિખર તોડી પાડી તેની તળે પોતાની તળેટીએ આવેલું કોઇ નિર્ધનનું ઝુંપડું ભુકો કરી નાખ્યું તો તેનું કારણ આપવા ગિરિ કદી નીકળશે ! મને તો લાગેછે કે તમે પણ તેમજ કરશો, પણ જો મારી વિનંતિ માન્ય રાખો તો આપને વિનવુંછું કે જે ખરૂં કારણ હોય તે તમે મને જણાવી મારાં દુઃખમાંથી મને મુકત કરશો.

**હારિત**—જીવને જીજ્ઞાસા જળાશયમાં ઝાઝો ઝબોળાવા દેવામાં સાર નથી; જીવને જીજ્ઞાસા ઝરૂખે ઝાઝો ઝુલવા દેવામાં સાર નથી; જીજ્ઞાસા જાગરણમાં જીવને ઝાઝો જાગૃત રાખવામાં સાર નથી. માટે, તમે બહુ જીજ્ઞાસુ ના બનો અને ટુંકમાં હું તમને એટલું કહુંછું કે તમારી સાથે અસભ્ય રીતે બોલવામાં હું વર્ત્યોછું તે માટે હું દલગીર છું. હવે કારણ જાણવાની તમને કાંઈ જરૂર નથી. અને જો તમારા જીવને શાંતિ નહી વળે તો મને કહેજો તો કારણ પણ હું કોઈ દિવસ વળી તમને કહીશ. ત્યારે હવે હું ફળાહાર લઇ આવું. (જાયછે. જતાં. બાજુ. સ્વગત). રેણુકાએ મને કહ્યું કે કેશીની અને અંશુમાન નાસી જવાનાં છે તે વાતને કાંઈ પંદર દિવસ થયા, પણ મેં એકે ફેરો એ બેઉને સંગાથે આટલા દિવસમાં જોયાં

નથી, તેમજ એમાંનાં એકનાં પણ મુખ ઉપર પ્રેમ વિકારનું કાંઇ લક્ષણ હું જોતો નથી, માટે રેણુકાની વાતમાં કાંઇ સત્ય નહીજ હશે. નહીતો જો પ્રેમગ્રસ્ત હોત તોતો આટલા દિવસમાં બેઉ પ્રેમમાં જરૂર પકડાયાં હોત. સરિતા અને વૃષાનાં જળ એકઠાં થતાં રેલનું તોફાન તુરત ઉછળ્યા વિના રહેશેજ નહી; વગડે કોયલ આવીને ટહુકા કરતાં તે વગડો મનહર વૃક્ષલત્તા પળમાં થયા વિના રહેશેજ નહી. અંધારી રાત્રિને ચંદ્ર આવી મળતાં રાત્રિ તો દિવસ પેઠે પ્રમુદિત તેજ ધડી લાગ્યા વિના રહેશેજ નહી. જોવું, હજુ એક બે દિવસ વાટ જોવું. ( જાયછે ).

**રેણુકા**—મેં કેશીની સામે ખોટું તરકટ જોડયું પણ તેમાં તો આજે પંદર દિવસ થયા મારો સ્વાર્થ કાંઇ સધાયો નથી, કેમકે એનાં શિર દોષ ચઢાવીને હું અંશુમાન કુમારને વરી જવાન હતી, તે મારો મનનો મનોરથ તો કાંઈ પાર પડતોજ નથી અને પાર પડે તેમ લાગતું પણ નથી ! ત્યારે હવે કોઇ બીજો માર્ગ આ અંશુમાન સાથે હીંડવાનો મારે લેવો જોઇએ. હું ધારૂંછું કે આ અંશુમાન રાજકુમારને હું ગળે પડું કે મારી લાજ તેં લુંટીછે એટલે એ બીચારા ડરી જઈને મને વરવા હા પાડયા વિના રહેશે નહી.

### ગાયન ૩૨.

૧ પ્રેમ તણા વિકારો તો મહા ભુંડા,
ખણી ખણી પાડશે પાતાળ ખાડા.
૨ પ્રેમ ઇચ્છા આગળ નવ થાય હાથ આડા,
બકરીથી ફરાય કેમ જયાં છુટયા મસ્ત પાડા.
૩ જાણું ખાલીછે પ્રેમ માયા કેરા હવાડા,
તોયે કહે પ્રેમ મુજ જળ પાતાળ કુપ ઉંડાં.
૪ પ્રેમ પારધી પડે પુંઠે લઈ કુહાડા,
કહે મુજ કુહાડા છે, હોતાં પ્રેમ ધાડા.

**અંશુમાન**—(બહાર કચરો નાખવા આવતાં. સ્વગત). પૂજ્ય વડીલ ! ફળાહાર લઈ આવે કે તુરતજ હઠ લઈ બેસું કે જે કારણ એમની રીસનું હોય તે મને ઝટ કહો. કોણ જાણે કેમ એ કારણ જાણ્યા વિના મારો જીવ જપતોજ નથી. તાતજીના મહેલનાં સુખો વિસારી દેવાં કઠણ ન લાગ્યાં અને આ એક કારણ જાણવાની જીજ્ઞાસા નથી વેઠાતી ! દાતાર ખોબલે ખોબલે કોઠારનાં ધાન દેવા લાગ્યો, પણ પોતાનાં ભાણામાં એક કોળિયો જ બાકી રહ્યો તે દેવા જીવ ન થયો અને તે વધારે ખાઇને પોતાનાં ઉદરમાં પીડા કરી ! શૂરવીર હજારો શત્રુઓ સામે તલવાર લઇ થયો પણ એક અબળ અબળા જેણે ચિત્ત હર્યું તેની આગળ લાચાર બની તેણીના પાયે પડી ઉભો રહ્યો ! ગુરૂજીએ શિષ્યોને જ્ઞાન ઘણેરૂં દીધું પણ શિષ્યે વિદ્યા માટેના પઇસામાં પાઇ ઓછી આપી તો ગુરૂજી અતિ કોપ્યા ! ગુહામાં તો કાંઈ ચિત્ત ચોંટતુંજ નથી માટે અંહીજ બહાર બેસું એટલે વડીલ આવે તેવા એમને આ વાત માટે આગ્રહ કરૂં. (બેસેછે).

**રેણુકા**—(અંશુમાનને જોઈને. બાજુ સ્વગત): ઓહો ! આ તો અશુંમાન હમણા બહાર આવ્યો છે ! મને જોઈતું હતું તેવુંજ ભગવાને કર્યું ! ચાલ, ત્યારે એની પાસે જાવું અને એને ખોટી ગળે પડવાની આ તક જવા ન દેવું. શુષ્ક ભૂમિ તૃષાનાં જળ શોષી લેવામાં વિલંબ તું રખે કરતી; ચીલ રત્નમણી તુજ બાળનાં નયન ખુલ્લાં કરવા કોઈનાં પણ ગળેથી તોડી જવા વિલંબ તું રખે કરતી; વેલીના હાથ વૃક્ષ આવતાં તેને વિંટલાઇ રહેતાં વેલી વિલંબ રખે કરતી ! (અંશુમાન પાસે જઇને. તેને). રાજકુમાર ! તમારા માટે આજ કાંઇ પંદર દિવસથી હું રસોઈ કરૂછું અને તાતજી પાસે તમારા માટે તે મોકલાવુંછું પણ તમે પાછી વાળોછો ! મારી કરેલી રસોઈ તમને ગમતી નથી તેથી પાછી વાળોછો કે કારણ શું છે ? તમે કહો તો બીજી કોઈ રીતે તમને ગમતી હોય તે રીતે રસોઈ બનાવું. હું તો તમારી સેવામાં સદા તત્પરછું.

**અંશુમાન**—અરે બાઇ ! હુંજ તમારા પિતાના આશ્રયે પડેલોછું એવો તમારા પિતાનો અને તમો બેઉ બહેનોનો દાસ છું, ત્યારે વળી તમે મારાં સેવક હોવાનું અશક્ય વચન ક્યાંથી ઉચરોછો ? પોથીમાંથી પાઠો વાંચી વાંચીને વિદ્યાર્થી બહુશ્રુત થયો તો પાડનો વિદ્યાર્થી ઉપર પોથીનો, અને પોથી વિદ્યાર્થીને શાની કહેશે કે તેં મને ખોળામાં રાખી તેથી પાડ તારો ? સરિતા સાગરમાં જઇ મળી કે સાગરની ખારાશ કાંઇ ઓછી થાય, તો પાડ તો તેમાં સરિતાનો, ત્યારે વળી સાગર ગર્વ શાનો કરશે કે સરિતા તો મારા આશ્રયે આવીને પડીછે ? વાદળીએ વૃષ્ટિ જળની કરી અને ડુંગરાની ડરામણી શુષ્કતા ટળી તો પાડ વાદળીનો ડુંગરા ઉપર. ત્યારે ડુંગરો કેમ કહેવા નીકળશે કે વાદળીનાં જળ મેં ઝીલી લીધાં માટે પાડ તો વાદળી ઉપર મારો ? માટે, બાઈ, પાડ તો તમારા તાતજીનો અને તમો બેઉ બહેનોનો મારા ઉપર છે, પણ શું કરૂં કે આ વનવગડે મારાથી આપનાં કોઇના માટે પાડ વાળવાનું કશું બની શકતું નથી.

**રેણુકા**—અહીં વગડે તમારાથી પાડ વાળવાનું બની શકતું નથી તો મને ત્યારે તમારા મહેલે લઇ જઈ પાડ વાળો.

**અંશુમાન**—હા, મારી આંખો ઉપર, કેમકે મારૂં જો મહેલે જવું થાય તોતો ત્યાં તમો સર્વને મારા વાળનાં બીછાનાં કરાવું એટલો તમો સર્વેનો મારા ઉપર ઉપકાર સમજુછું. તમારા તાતજીને હું મારા શિરછત્ર સમજુંછું.

**રેણુકા**—હું વાત મારી કરૂંછું તેમાં તમે મારા તાતજીને કયાં વચમાં લાવી મુકોછો ? એમની સાથે વાત જ્યારે કરો ત્યારે એમની વાત કરજો. હમણા મારી સાથે વાત કરો છો તો મારીજ વાત કરો. તમને મારા માટે જરા પણ લાગણી કયાં છે કે આ બાપડી રેણુકા મારા માટે રોજ રસોઇ રાંધી રાંધી મરેછે તો તેને ભલું મનાવવા પણ જરા પુંછું તો ખરો કે બાઇ તને મારૂં કાંઈ કામ છે અને કામ હોય તો તું સુખેથી તે કહેજે.

**અંશુમાન**—મારા માટે રસોઈ સારૂ જે શ્રમ તમે લોછો તે માટે હું લાજી મરૂંછું અને

હું હવે તો અહીંથી ચાલી જવાજ ધારૂંછું. તમારા તાતજી આવે એટલે એમની સાથે એ વિષે વાત કરૂં એટલીજ વાર છે.

**રેણુકા**—આ વળી પાછા વાતમાં મારા તાતજીને વચમાં લાવી મુક્યા! રોટલા ચુલે ચડાવી રાંધી મોકલે તે રેણુકા તે વાતમાં તાતજી ક્યાંથી પેસી જાયછે તે હું સમજી શકતી નથી! તમારા બદલે કોઇ બીજો ગુણી જન હોય તો તે તો કહે કે મારા માટે રાંધવામાં તારાં મુખે ધુમાડાની કાળાશ ચઢેછે તો લાવ ચુંબનથી એ કાળાશ કહાડી નાખું.

**અંશુમાન**—અરે બાઈ! એવું તો મારાથી બોલાય! મારી જીભ વઢાઇ જાય નહી?

**રેણુકા**—પત્ની સાથે પતિ એ પ્રમાણે નહીં વર્તશે તો બીજો કોઇ રસ્તે જતો વર્તશે શું.

### ગાયન ૩૩.

૧ આડી આડી વાતો ઉચરો શું મુખે!
ખાવુંછું અન્ન નથી મરતી તણખલાં વલખે.
શાણા શીદ સ્નેહ હાર્દ હજુ નવ પરખે!
૨ રાજકુમાર રીસાયા રામા સાથે રખે,
પ્રેમદા બની એ આવી પડીછે પડખે,
આશ્રય દેવા તમ ઉર કેમ નવ હરખે!
૩ પ્રાણ કહાડી આપું જો થાય દુઃખ તમ નખે,
દાસી આ તમને ઈશ્વર સ્વામી નિરખે,
ગળે લો દાસીને ગણી એવા ભાવે સરખે.

સાંભળો, હું બારવટિયાની પુત્રી છું, માટે મારો પ્રેમ જો તમે સ્વીકારશો નહી તો મારો જીવ જશે તોપણ હું તમારો કેડો મુકીશ નહી અને હું તમને ફસાવીને દુઃખી કરીશ, કેમકે હું મારા તાતજીને ખોટું કહીશ કે તમે મારી લાજ લુંટી તે ઘડી મારા તાતજી તમારા ભુંડા હાલ કરશે.

**અંશુમાન**—હું હીણભાગી જન્મથી છું તો મહેલે દુઃખ પડયું તો ત્યાંથી ચાલી નીકળ્યો અને વનવગડા સેવવા માંડયા તો વનવગડે પણ વિના વાંકે કલંકિત થઇ દુઃખી થવા વખત આવ્યો! (નિશ્વાસ નાખેછે). આ સઘળું મારાં હીણભાગ્યનીજ વાત છે, તમે તમારા તાતને મારા માટે ખોટું ભલે કહેજો અને તમારા તાત મારા ઉપર ક્રોધે ભરાઈ મને મારી ભલે નાખે. મારો ભગવાન મારી સાથે છે.

### ગાયન ૩૪.

૧ ત્રિભુવન નાથ કહ્યાછે જે નથી ગયા તે મારા,
આવ્યાછે એ સહાયે જ્યાં નથી રહ્યા છુટકા ઓવારા.
૨ મુજ સરખા જનમ્યા જે મહા દુઃખીઆરા,
જાણું તેને સહાયતા કરે પ્રભુજી ગણી નિજ પ્યારા,
૩ કર્મ છે મુજ કુડાં આચડવાનાં બની હત્યારા,
કામ બેસવાના ના હોય કદી મુને વારા.

૪ મોત હશે એ પેરે તો પ્રભુજી પણ ન વણસાડનારા,
અનર્થ આપદ માત્ર હશે તો પ્રભુજી તે ટાળનારા.

**રેણુકા**— ગાયન ૩૫.

૧ જાણું ધાર્યુંછે તમે ગણવા અહીંથી પોબારા,
પુંઠ પકડીશ ધરતી છેડે ઓ વાહલા મારા.
૨ બેટી બારવટિયા તણી છું ઓ છળનારા,
પ્રાણ લેવા આપવા તે છે મુજ ધારા.
૩ શહેર સુંદરી સમજે નહી શિયળ માર્ગ સારા,
વગડાની વનિતા વેઠે શિયળ બોજ ભારા.
૪ શહેરમાંથી સહેલું હોય ભાગવું શાણા સારા,
વનમાંથી નાસવાના છે તમ ફોકટ ધખારા.

પણ, રાજકુમાર, હું ત્યારે તમને એટલુંજ પુછુંછું કે મને વરવામાં તમને અડચણ શું છે? શું તમને મારૂં રૂપ નથી ગમતું? શું મારા માટે કાંઇ હલકી વાયકા તમે સાંભળીછે? શું મને સમજ વિનાની શઠ કાંઇ તમે સમજ્યાછો! શું તમે મને વગડાની વંતરી વિચારીછે! તમને જે કાંઇ વાંધો હોય તે કહો.

**અંશુમાન**—તમે મહા પ્રતાપી બારવટિયાનાં પુત્રી છો તો કોઇ મહા પ્રતાપી નરેન્દ્ર તમારો હાથ ઝાલી શકે અને મારા જેવો વગડાનો વૈરાગી નહી.

**રેણુકા**—આ આડકતરી રીતે તમે મને તરછોડો નહી. તમે ધારતા હશો કે અધિક રૂપવાળી બીજી કોઈ તરૂણી તમને મળશે, અને તેણીની સાથે તમારા દિવસો વધુ સુખમાં જશે તો તે તમારી ભૂલ છે. હું સોગન્દ ખાઇને કહુંછું કે બીજી કોઈ પણ સ્ત્રી તમને સુખ આપશે તેના કરતાં વધુ સુખ હું મારૂં તનમન તમારી સેવામાં અર્પણ કરીને તમને આપીશ. તાતજીનો પાછા આવી પહોંચવાનો વખત થયોછે તે માટે જાવુંછું. પણ હવે તમે મને વધુ તરછોડશો નહી અને બીજે પ્રસંગે તાતજી બહાર ગયા હશે ત્યારે હું તમારી ભેગી થઈશ ત્યારે તમે મને નિજ પ્રિયા કહીને બોલાવજો. (જતાં. બાજુ). આ રાજકુમાર ગરીબડા હોવાનો દેખાવ કરેછે પણ ડર તો મને કેવો દેછે! ગગન વૃષા જળ ધીમેથી દેતું જાયછે પણ ગર્જના કેવું કરે છે અને પૃથ્વીને અંધકારથી કેવું ઘેરેછે! સિંહ અજાણ્યો થઇને ચાલ્યો જાયછે પણ પાસેનાં અને દૂરનાં પશુપંખીઓનાં ગાત્રો તો ઢીલાં કેવાં કરેછે! ગુરૂ હિતૈસ્વી બની વિદ્યાર્થીઓ પાસે બેસેછે પણ કાનચમેટીના ડરથી વિદ્યાર્થીઓ બીચારા થર થર કેવાં કાંપેછે! હવે બીજી ફેરા એમને મળું ત્યારે જોવું શું કહેછે! (જતાં બાજુએ ઉભી રહેછે).

**અંશુમાન**—(સ્વગત). આ રેણુકાએ મને એની પ્રિતમાં નાખવા આજે આટલું તોફાન કર્યું તો હવે પછી વધારે તોફાન કરવામાં એ કહેછે તેમ કાંઇ બાકી રાખશે નહી. અને આ પ્રેમની વાત હારિત વરીલ જાણશે તો મને મહા દુષ્ટ અને પાતકી

ગણીને અહીંનો અહીજ ચીરી નાખશે, માટે આજ પળે અંહીથી ચાલી નીકળવું મારે સારૂં છે. ચાલ, લુગડાં અને સામાન કાંઇ સાથે લેવા અંદર જાવું. (જાયછે).

રેણુકા—( બાજુ. સ્વગત ). આ કુમાર વળી અંદર કેમ ગયા! ઘડીકમાં અંદર અને ઘડીકમાં બહાર! એમનો જીવ પણ કાંઇ ઠેકાણે મને લાગતો નથી. આ પ્રેમની વાતમાં અંશુમાનને જેટલો હું સમજાવીને કહીશ અથવા જેટલું છળ હું વાપરીશ તેટલુંજ મને કામ આવવાનું છે, કેમકે તાતને આ વાતમાં કહેવા જેવું છે નહી અને જન્મ દેનાર તાત શું પણ અખિલ વિશ્વ ઉત્પન્ન કરનાર ત્રિભુવન નાથ પણ આ પ્રેમની વાતમાં કાંઇ કરી શકે નહી.

## ગાયન ૩૪.

૧ પ્રેમ પડયો પૃથ્વી ઉપર એકલડો તુ હાય,
૨ તુજ પ્રિય પણ નવ ધરે તુજ બાંય,
વસ્યો છે એવો શું હડખવા તુજ કાય!
૩ ભર્યું છે શું હલાહલ તુજ ઉદર માંય,
પૂર્વનો પાપીષ્ટ પૂરો તું પરખાય.
૪ તુજ ઉદ્ધારનો નવ જડે એકે ઉપાય,
આ ભવમાં પણ તુજ કરણી અનિષ્ટ કહેવાય.
૫ સકળ જીવાત્માને લગાડે તું અગ્નિ લહાય,
બાળે ને પોતે બળે એ છે તુજ ન્યાય.

( અંશુમાન સામાનનું પોટલું લઇને આવે છે તે જોઇને. સ્વગત). આ અંશુમાન પોટલી શાની બાંધીને આવેછે! મારાં પાપે એકદમ નાસવાનો એમનો વિચાર દીસેછે! પણ હું એમની અહીંથી જવા દેવું તોતો પછી એ પાછા મારા હાથ કદી આવવાના નહી અને હું આખો ભવ એકલડી પડી રહેવાની. ચંદ્ર ગયો તો રાત્રિ એકલડી અંધારી ઘોર પડી રહેવાની. થેલી માંહેનું દ્રવ્ય જતાં થેલી ફાટાં લુગડાં તરીકે ઉકરડે નંખાશે; વાંસળીને વગાડનારો વૈભવી ગયો તો વાંસળી કાષ્ટના કકડા તરીકે બાળી નાખવામાં વહેલી મોડી આવશે. માટે મારે એમને ચાલી જવા તો નહીજ દેવા. હું પણ એ નહી જાણે તેમ એમની પાછળ પાછળ ચાલી નીકળું. તાતજીની નજર પડે તેમ એક ચીઠી લખીને તે અહીંજ નાખતી જાવું અને તેમાં લખું કે અશુંમાન મને બળાત્કારે ઘસડી ગયોછે માટે સત્વર મદદે આવો. અને તાતજી મારી પાછળ પગથી જોઇને ઝટ આવી શકે તે માટે મારા પગને આ પેલાં ઝાડનો રસ લગાડું. ચાલ, ચીઠી લખી નાખું અને રસ પણ લગાડી આવું. (જાયછે).

અંશુમાન—( સ્વગત ). આ સામાનનું પોટલું હું બાંધી લાવ્યો તો ખરો પણ હું ધારૂંછું કે વડીલ હારિત જોશે કે હું સામાન લઇને અહીંથી ગયોછું તો નક્કી ધારશે કે હું આ સ્થળે પાછો હવે આવવાનો નથી, અને તેથી મારી પાછળ તુરત મને અહીં

પાછો બોલાવવા આવશે. સામાન લઇ નહી જઇશ તો એવો વહેમ એકદમ એમને નહી આવશે અને મારી પાછળ પણ નહી આવશે, માટે બધો સામાન રહેવા દેવું અને માત્ર પહેરવા ઓઢવાનાં વસ્ત્રો અને કમંડળ લઇને નીકળું.

ગાયન ૩૫.

૧ કેશીની થઇ રહ્યો હતો તુજથી મનમાં હું રાજી રાજી,
રેણુકા નીકળી આવીછે વાળવા ઉંધી મુજ બાજી.
૨ હારિત કૃપાથી બેસવાનો હતો થઇ રાજાજી,
રેણુકા આવી મળતાં ડુંગરા પણ પડે દેવા ત્યાજી.
૩ ગગન ગર્જનાથી વિશેષ કેશીનીથી રહ્યું ઉર ગાજી,
અક્ષર ઉચરાય હવે નહી, મરવું પડે લાજી.
૪ દશા શી પેરે કરેછે તું મુજ હાસ્ય વળી હરાજી,
વાળ વિશેષ મુજ ઉંધું હું તો રહીશ કહી તને હાજી.
૫ હાથે રાંધી રહી રહેતો હાથે વાસણ માંજી,
દે દશા દુઃખ એથી અધિક, મારે નથી નાજી.

ચાલ, ત્યારે આ સામાન ગુહામાં પાછો નાખી આવું. (જાયછે).

**રેણુકા**—(આવતાં). આ ચીઠી પણ લખી આવી અને પગે રસ પણ લગાડી આવી. (અંશુમાનને ગુહામાં જતાં જોઇને). આ વળી પાછા ગુહામાં ક્યાં હીંડ્યા ! એમણે ચાલી નીકળવાનો વિચાર માંડી વાળ્યો હોય તોતો બહુ સારૂં. (અંશુમાન પોટલું ફેંકી પાછો આવતો.) આ તો દેખું પેલું પોટલું પાછું નાખવા ગયા હતા ! (છુપાયછે).

**અંશુમાન**—ઠીક થયું મોટું પોટલું સંગાથે નહી લીધું, નહીતો માર્ગમાં એ ભાર મારાથી શિર ઉપર ઉપડાતે નહી કે સચવાતે પણ નહી. ઓહો ! આ દિવ્ય સ્થળ ! તમારામાં જે અલૌકિક શાંતિ વિકસી રહીછે તેના ભાગ્યશાળી વધુ વખત થવાનું મારાં હીણભાગ્યમાં નથી તેથી ચાલી નીકળવા મારો વખત આવ્યો છે, અને હું ચાલી નીકળુંછું. ઓહો ! શ્રષ્ટિ માત તણાં સૌંદર્ય ! તમને મારા છેવટના પ્રણામ છે ! (જાયછે).

**રેણુકા**—(પાછળ જતાં ). અરે ! કુમાર ! તમે જઇને ક્યાં જવાના છો ? તમારી પાછળજ છું. વાયુ દિશાઓનેજ છોડીને ક્યાં જવાનો છે ? દિશાઓ તો વાયુની આગળ અને પાછળ અને આસપાસ આવી મળવાનીજ. નિસરણીને પડતી મુકીને મેડો એકલો ક્યાં ગગને પહોંચવાનો હતો ? મેડો જેટલો ઉંચે જશે ત્યાં નિસરણી એને પ્રથમથી લાગેલીજ છે. ગુલાબ પુષ્પ ગમે ત્યાં જઇને ભલે ઉગે, ભમરી તો એને ઢુંડી કહાડવાનીજ ! તાતજીથી છુટી પડીશ પણ આ વાહલાથી છુટી નહી પડું.

ગાયન ૩૬.

૧ પ્રેમ થકી જાવું તજી જન્મ દેનાર તાતનાં દ્વાર,
પ્રેમ તુજમાં સત્ય હોય તો થાજે સહાય આ વાર.

૨ પ્રેમ તને નથી દીધી પીડા, સોંપી કામ વારંવાર,
પ્રથમનું વળી છેવટનું આ એક સોંપું તે તું પાર ઉતાર.
૩ પૃથ્વી ઉપર ભૂમિ પાં ભાગ, ત્રણુ ભાગ જળ વિસ્તાર.
સકળ પૃથ્વી ઉપર જે રહે પ્રસરાઈ તે તો પ્રેમી પ્યાર.
૪ પ્રેમ તુજને છે મનુષ્ય શિર ભાર એવો હદપાર,
શેષ નાગને નહી હશે પૃથ્વી માતનો એટલો ભાર. (પેલી ચીઠી નાખીને જાયછે).

**દીવોદાસ**—પેલા મૂર્ખ માણુસના બોલો ઉપરથી એનો આ દેશ મેં અનુમાન કર્યો ત્યાં હું હવે આ પળે આવી ચઢયોછું, અને, વળી, એનાં જવાહીરો જોતાં એ રાજકુમારજ હશે, માટે આ રાજાના મહેલ આગળ મારી કારીગરી ચલાવું, જેથી જો એ આ મહેલમાંથીજ નાઠો હશે તો મહેલમાંથી મને કાંઇને કાંઈ બાતમી મળશેજ. એ મૂર્ખનો જીવ બચાવવા અને એનાં જવાહીરો દુષ્ટોને હાથ જતાં અટકાવવા આ ધુતારા ભુવાનો વેશ મારે લેવો પડેછે નહી તો ખોટો વેશ મેં આટલી પાંતરીશ વર્ષની વયમાં કદી ધારણુ કર્યો નથી, અને, મારી નિર્ધન સ્થિતિમાં જેવો મને પરમાત્માએ રાખ્યોછે તેવો શાંત મનથી રહ્યો છું. ચાલ, હવે ભુવાનું તૂત શરૂ કરૂં. (થાળી વગાડતાં). હો. હો. હો. હો. અંબે માતકી જય ! હો. હો. હો. હો. અંબે માતકી જય ! જગદમ્બા માતકી જય !

જય જય ! અંબામાતા ! માનવ કેરાં દેવી વિધાતા !
પુરો તમે મનોરથો સેવકના તો મનગમતા.
સેવા જેણે કરી તમ થઈ રહે સુખી રાતામાતા.
તમ કૃપા સતત વહેજો કે સેવક અધિક ધરાતા.

અંબે માતકી જય! જગદમ્બા માતકી જય ! (લોકો એકઠાં થાયછે). ભાઇઓ અને બહેનો ! આજે આ ભટજી આર્યના દેશથી પગ રસ્તાનું મહા કષ્ટ વેઠીને તમારે નગરમાં અંબામાતાની કથા કહેવા આવ્યાછે. ભટજીનું નામ સાંભળીને કાંઇ મનમાં ગભરાશો નહી કે ભટજી આવ્યાછે તો કાંઇ પઇસા પડાવશે ત્યારેજ જશે. સ્વાર્થ તો પરમાત્માને પણુ એમણે રચેલાં આ વિશ્વ પ્રતિ છે ત્યાં વિના આવું મહાન વિશ્વ તંત્ર એ રચેજ શાના ! પણુ ભટજીનો તો સ્વાર્થ તો કેટલો કે એમનાં બાયડી છોકરાં અન્નવિના કે લુગડાં વિના દુઃખી ન રહે એટલોજ. માટે, મારા ભાઇઓ અને બહેનો ! આ ભટજીને કાંઇ મહા લાલચુ ધારશો નહી. આ ભટજીને રાજ્યપાટ ના જોઇએ; આ ભટજીને મોટાં માનપાન ના જોઇએ; આ ભટજીને પ્રેમી જનોના કાંઇ મીઠા બોલો ના જોઇએ; આ ભટજીને તો એમનાં બાયડી છોકરાં માટે શેર સવા શેર લોટ અને બે ત્રણુ ફાટાંતુટાં વસ્ત્રજ જોઇએ. (વધુ લોકો એકઠાં થાય છે. થાળી વગાડેછે). ઓહો! બોલો અંબા માતકી જય ! હો. હો. હો. હો. ચંડી માતકી જય! તારિણિ માતકી જય ! કાત્યાયનિ માતકી જય ! મહિષાસુરમર્દની માતકી જય !

આ ભટજીને આપો ભાવે, તેજ ભટજીને કામે આવે;
જે અન્ન વસ્ત્રથી આપ ધરાયલાં તે ભટજીને ધરાવે.

માટે, ભાઇઓ અને બહેનો ! મારે તો તમારાં ખરાં મનનું શેર લોટ અને ફાટાં તુટાં વસ્ત્ર જેટલુંજ જોઇએછે, અને, તે પણ વળી જેની પાસે વધારાની એ ચીજો હોય તેજ આપજો. માટે, ભાઇઓ અને બહેનો ! તમારા કોઇથી મને કાંઈ આપવાનું નહી બની શકે તો તે માટે કાંઇ ખેદ કરશો નહી. પણ તમને સર્વને આ ભટજીના સોગન્દ છે કે આ ભટજી માતાજીની એક નાનકડી કથા કહેછે તે શુધ્ધ ભાવથી અને વિચાર દોડાવીને સાંભળજો. (થાળી વગાડેછે). હો. હો. હો. હો. બોલો અંબા માતકી જય!

શીવજીપત્ની તેજ માત અંબા કહેવાતાં,
એ ઉમાજીની શી શોભા, શીવને પણ શોભાવતાં.
સકળ જીવાંત્મા તણા શીવ પિતા, વળી અંબા તે માતા,
નિજ સંતતિના પ્રેમથી માતા ઉરે ઉભરાતાં.

(થાળી વગાડેછે). બોલો, મારા ભાઈઓ અને બહેનો, શ્રી અંબા માતકી જય! માટે, મારાં બહેનો અને ભાઇઓ ! હું તમને ફરીથી કહુંછું કે હું કાંઇ તમને લુંટવા નથી આવ્યો. હું તો માતાજીનાં ગુણગાન કરવા અને માતાજીને તમારી નગરીમાં રમતાં કરવા આવ્યોછું. હવે મારાં બહેનો અને ભાઇઓ ! તમો સર્વેની રજા લઇને હું કહુંછું કે હું કાંઈ ગર્વના મિથ્યા બોલો બોલતો નથી પણ સત્ય વચન કહુંછું જે હું સાત વર્ષનો બાળ હતો ત્યારથી આ પાંતરીસ વર્ષનો થયો છું ત્યાં સુધી અંબા માતાનો હું સેવક થઇ રહ્યોછું. અંબા માતાની સેવા કર્યા વિના એકે દિવસ મેં અન્ન કે જળ મુખ ઉપર મુકયું નથી. અને, વળી પ્રાતઃકાળે સેવા કરવા બેસુંછું ત્યારે મારાં ઘરવાળાં મને કાંઇ એક બે વખત યાદ દેવડાવેછે કે અગીઆર બાર વાગી ગયા ત્યારે માતાજીની સેવામાંથી ઉઠુંછું.

એક સમય શ્રીઅંબા શીવ બેઠાં પરસ્પર પ્રસન્ન થાતાં,
અંબે ઓષ્ટ અળગા કર્યા ઉચરવા અચકાતાં અચકાતાં.
સ્વામીનાથ દીન દાસી ઉપર રીસે રખે ભરાતા,
જીજ્ઞાસા મુજ દેખી વળી મનમાં રખે કાંઇ મુઝાતા,
આજ્ઞા હોય તો પ્રશ્ન એક પુછું, છો આપ એક જ્ઞાતા,
ઉત્તર તેનાથી થાશે અળગા સંશયો મુજ ઉર ભરાતા.

(થાળી વગાડતાં). બોલો. અંબા માતકી જય ! મારી બહેનો અને ભાઇઓ ! માતાજીનાં ગુણગાન આગળ મારી પોતાની હકીકત કહેવાની હું ભૂલી જાવુંછું. હું મારી શી હકીકત તમને કહેતો હતો જો? (વિચાર કરવાનો ડોળ કરેછે). હા. હા. મને યાદ આવ્યું. હું તમને એમ કહેતો હતો કે અંબા માતાજીની ભક્તિ મેં દ્રઢ અને શુધ્ધ ભાવથી કરી તેથી માતાજી મારા ઉપર એવાં રિઝયાં કે હું તમને શું કહું ! મારી બહેનો અને ભાઇઓ ! મારા ઉપર માતાજીની કૃપાની વાત હું તમને કહીશ તો તમે તે માનશો પણ નહી. પણ તમે ના માનો તો તેમાં તમારી ભૂલ થશે. અને મારે તો એ તમને કહેવીજ જોઇએ અને તેથી તે કહુંછું. ત્યારે, મારી

બહેનો મારા ભાઇઓ ! મારે તમને કહેવાનું એ છે કે માતાજી તો મારી ભક્તિથી મારા ઉપર એવાં પ્રસન્ન થયાં કે પૃથ્વીના ખુણા ખુણા માતાજીએ મારી આગળ ખુલ્લા કરી મુક્યા. એટલે, કોઈની કાંઈ ચીજ ચોરાઈ ગઇ હોય અને મને તે પુછતો આવે તો મને તુરત દેખાય કે તે ચીજ કયાં ઠેકાણે છે. આ પ્રમાણે મને માતાજી તરફથી પ્રસાદ રૂપે દિવ્ય ચક્ષુની પ્રપ્તિ થઇછે. અને તેના આધારેજ આ તમારાં નગરની એક વાત કહુંછું કે એક ભાઇ પોતાનાં સ્ત્રીથી લડીને પોતાનાં માત પિતાનાં ઘરેણાઓ ચોરીને નાઠાછે. એ માણસ કયાં છે તેનું જ્ઞાન મને દિવ્ય ચક્ષુથી થયુંછે. બોલો અંબે માતકી જય !

ત્યારે દીધ ઉત્તર શીવજીએ પ્રેમથી ઉભરાતાં,
ઉમા શીવ માંહે કાંઈ ભેદો કદી નહી સંભવતા.
શીવ તે ઉમા, ઉમા તે શીવ, બેઉ સાથ સ્તવાતાં,
પ્રિય પુત્ર ગણેશથી વધુ પ્રિય તમે મને થાતાં.
સત્ય કહું, તમથી પ્રશ્ન મને કાંઈ પુછાતાં,
આનંદ અતિ થાશે, ઉચરીશ સત્ય વળી જવાબ દેતાં.

**દાસી**—(મહેલમાંથી ઉતરી આવીને સાંભળતી હતી. સ્વગત). આ ભટજી મારી મારીશા રાણીને બહુ કામના છે, કેમકે એ કહેછે કે આ નગરમાંથી એક ભાઇ તેમની સ્ત્રી સાથે વઢીને અને તેનાં માતપિતાનાં જવાહીરો ચોરીને નાઠાછે તો નક્કી એ યયાતિ રાજકુમાર માટે કહેતા હશે. ચાલ, જઇને મારીશા રાણીને વાતતો કરૂં.
( જાયછે ).

મુખથી વદે અંબા માતા ઉર અતિ ગભરાતાં,
કળીયુગમાં ઉગરે કેમ મુજ બાળ એ ત્રાતા ?
મુજ બાળની પીડાના આ કળીમાં પાર નથી દેખાતા,
કષ્ટથી પીડાતાં મુજ બાળથી યોગ માર્ગ નવ :સધાતા.
બોલ્યા શીવ પ્રેમથી, બાળ કષ્ટથી આપ વળી પીડાતા,
બાળ ઉગરે કળીમાં નિજ અંબામાત ઉરમાં સ્તવાતાં.

**દીવોદાસ**—બોલો. અંબા માતકી જય ! (થાળી વગાડેછે). માટે, અંબા માતાનું પુજન એ તો મોક્ષનું દ્વાર છે એ તમે સર્વ સત્ય જાણજો. અને આ નગરમાંથી એક ભાઈ ચાલી નીકળ્યોછે તેને માટે તેનાં સ્ત્રી કે માત પિતા મને પુછતાં આવશે તો તેમને ઠેકાણું પાકું બતાવીશ. હવે, મારી બહેનો અને ભાઇઓ જો આ નગરમાં મારે વધુ થોભવું થશે તો કોઈ બીજા લત્તામાં માતાજીનું કીર્તન મારાથી કરવામાં આવશે, માટે જેને અંબા માતાનું કીર્તન પ્રિય લાગતું હોય તે કીર્તનમાં પધારજો. દક્ષણા માટે ફરીથી કહુંછું કે કોઈ લગીરે મુઝાશો નહી અને પ્રસન્ન ચિત્તથી ઘર સિધાવજો. (બેસેછે. લોકો દક્ષણા આપી આપીને જાયછે).

**૧. મનુષ્ય**—(જતાં. બીજા સંગાથના મનુષ્યને). આ તો કોઈ એ કહે છે તેમ બહાર ગામનો

**દીવોદાસ**—ત્યારે, માતુશ્રી, આપ ગભરાવો નહી. હામ ધરો અને મારી સાથે નીકળી પડો. હું તમને તમારા સ્વામી પાસેજ લઇ જઈશ. તમારી મદદ વિના તમારા સ્વામીને મારાથી અહીં મહેલે પાછા લાવી શકાય તેમ નથી તેથીજ તમને મારી સાથે આવવાનો શ્રમ આપુછું. માર્ગમાં હું સઘળી હકીકત તમને વિસ્તારીને કહીશ. હાલ તુરત કાંઈ ખોટાં બહાને મહેલથી નીકળી પડો અને ખરી હકીકત કોઇને પણ જાણ કરશો નહી. તમને મારા ઉપર ભરોસો પડે તેટલા માટે એક બે બોલજ વધુ કહુંછું કે હું કાંઇ મારા હાલના વેશમાં ભુવો દેખાવુંછું તે ભુવો નથી પણ ભગવત્ ભક્તિ પરાયણ બ્રાહ્મણ છું. તમારા સ્વામીને ઉગારવાજ આ ભુવાનો વેશ મેં ધર્યોછે.

**મારીશા**—હું તો આજ ઘડી તમારી સાથે ચાલી નીકળુંછું. મને એક ફેરો મારા સ્વામી-નાથની ભેગી કરશો તો હું મરીશ ત્યાં સુધી તમારો પાડ નહી ભુલું.

**દીવોદાસ**—માતુશ્રી! પાડની વાત પડતી નાખો. આમાં તમારા ઉપર પાડ નથી, પણ મનુષ્ય અવતારમાં ભગવત્ તરફની મારી ફરજછે. અહીંથી ત્રણ ગાઉના ગામ આગળ હુ ઉભો રહુંછું. ત્યાં તમે વેશ બદલીને આવો, અને ત્યાંથી હું તમારી સાથે થઇશ. (જાયછે. જતાં સ્વગત). નિઃસ્વાર્થી કામમાં ભગવાને મને સહેજે સફળ કર્યો, તો સકળ માનવીઓ, તમે આ બોધ ગ્રહણ કરજો કે તમે પણ કાંઇ નિઃસ્વાર્થી કામ કરવા નીકળશો તો ભગવાન તમને સહાય કરશેજ. (જાયછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૪.

**કંકુ**—(પોતાનો સુવાનો ખાટલો લાવતી. સ્વગત). મારો ખાટલો પણ મારે મારા હાથે રાત્રે લાવવો અને પાથરવો પડેછે. આ રોયા પાસે પંથરાવવાનો કાંઇ ચોક્કસ રસ્તો મારે શોધી કહાડવો જોઈએ. આજે રાત્રે વીંટીઓ પેટીમાંથી કહાડવા ધારી છે. માટે વહેલી ઉંઘી જવાનો ડોળ કરીને ખાટલામાં પડી રહું એટલે એ રોયો પણ ઝટ ઉંઘી મરે. (ઉંઘવાનો ડોળ કરીને સુવેછે).

**લલુભાઇ**—(પોતાને સુવા ખાટલો ઉપાડતા આવતાં સ્વગત). સાળું કાંઈ ચોખંડ પૃથ્વી ઉપર કોઈ ઘરમાં કોઇએ એવું સાંભળ્યું હશે કે ધણીનો ખાટલો પણ ધણીએ પોતાના હાથે પાંથરવો પડે અને બાયડી બાયડીનોજ ખાટલો પાંથરીનેજ સંધ્યા કાળથી ઉંઘી જાય! આ કાણી ઉપર રીસ તો એવી ચઢેછે કે લાત મારીને ઘર-માંથી કહાડી મુકું. પણ હમણા થોડા દિવસ એને છેડવામાં સાર નથી, કેમ કે જરી જરી વાતમાં એ કુવો નદી પુરવા નીકળેછે અને કોઈક વાતમાં કુવો નદી પુરી દે તો હું પાછો બયરાં માણસ વગરનો થઈ જાવુ. અને ગમે તેટલું

ભુંડું તોપણ પોતાનું બયરૂં માણુસ તો હોય તોજ ભાયડા માણુસને તો સારૂં. આ તો કોણ જાણે કેમ સંધ્યાકાળથી આજે ઉંઘી ગઈછે! હશે, વહેલી ઉંઘી ગઈછે તો એટલું સારૂં કેમકે એ જાગતી હોયછે તો એની એક ઘડી મારી સાથે કકળાટ કર્યા વિના જતી નથી. બયરાં માણુસના કકળાટથી અને બયરાં માણુસથી પણ, બાપજી, હાથ જોડયા, પણ કાંઇ બયરાં માણુસ વિના ઘર સંસાર ચાલેછે?

ગાયન ૩૭.

૧ જગતમાં ઝાઝી ભાઇ આ વાત મેં જાણી,
પિરસવા ભાણે દાળ ભાત પાણી,
નવ લાવશો પુરૂષ તમે સ્ત્રીને તાંણી.
૨ સ્ત્રીને તો મોટો મંદવાડ લ્યો માની,
સુધરે નહી સુધારવે કે નવ થાય શાણી,
કથજો જરૂર વળી કષ્ટ દે માફક આ કાણી.
૩ દહાડો વળશે શું મિત્ર સાથ જતાં ઉજાણી?
ઘી નીકળશે શું પીલતાં તલની ઘાણી?
પુરૂષ પ્રિત નવ ધરશો સ્ત્રીમાં વખાણી. (ઉંઘી જાયછે).

કંકુ—(પથારીમાં સ્વગત). આ રોયો ઉંઘમાં પડયો ખરો. આજ તો મારે એની પેટીમાંથી એની વીંટીઓ કહાડવાની છે તે માટે જગદમ્બા માત પેઠે આજની રાત હું જાગતી દેવી થઈ રહીશ. આ રોયો તો ભર ઉંઘમાં એકદમ પડી ગયો! ભર ઉંઘમાં ઘોરે છો લાવ, ત્યારે વળી વીંટીઓ કહાડી લેવા વાટ કોણની જોવુંછું! (વીંટીઓ કહાડવા પેટી ખોલેછે. અને વીંટીઓ કહાડી લઇને પેટી બંધ કરેછે. અને પાછી સુવા જાયછે).

૧ છોકરો—(પેલા બે ચાર છોકરાઓ ચોરી કરવા આવ્યાછે. ૨ છોકરાને). અલ્યા! ખેંગાર! આ તો આની બાયડીજ આની વીંટીઓ પેટીમાંથી કહાડી લઇને સુતી! આપણે તો મોઢું જોતાજ રહી ગયા!

૨ છોકરો—એમ! પણ ત્યારે આપણે એમ કરીએ તો કેવું કે આ વીંટીઓ લઈ બેઠીછે તો એ ઉંઘી જાય પછી એની પાસેથી ચોરી જઇએ! ઠાલી હાથે પાછા જઈશું તો આપણા ગુરૂ આપણને વઢશે.

૧ છોકરો—આ એણે લુગડાંમાં બાંધીને ઓસીકાં તળે વીંટીઓ મેલી છે, માટે તું કહેછે તેમજ કરીને જરા થોભી જઇએ એટલે વીંટી હાથ આવે તેમ છે. આતો પેટી ઉપાડી જવાની મહેનત બચી એવું સરળ કામ આપણું થયું!

લલુભાઈ—(ઉંઘમાંથી જાગૃત થઇને). આ ખાટલામાં કાંઈ માકણ છે! કાંઈ માકણ છે! અધધધ! આ હમણા મને એવો કરડી ખાધોછે કે મારાં શરીરમાં એક ટીપું લોહી પણ નથી રહેવા દીધું. છતું ઘરનું બયરૂં માણુસ મુઇછે પણ એને એમ છે કે ધણીના ખાટલાના માકણ કોઈ દિવસ જોવું કે કરૂં! એ તો મરશે ત્યારે એટલી

કાળજી રાખશે. સવારે હું મારા હાથેજ તડકામાં ખાટલો વહેલો નાખું અને માકણ તો માકણ તે સાથે આ બફારો પણ કેટલો છે! (પોતે કહાડેલાં કેડીયાંથી પોતાને પંખો નાખેછે). એક પાંદડું સરખું પણ હાલે ના કે ચાલે ના! પવનને પણ આ કાણીની પેઠે જબરો રોગ થયોછે અને એ પણ આંધળો બહેરો કે લુલો થયોછે! લાવ પેલી વીંટીવાળી પેટી ઉપર પંખો મેં સહાંજરે મુકયોછે તે લઇ આવું. આજે આખી રાત પંખા વિના લગીરે ચાલે તેમ નથી. કોઈ સારૂં ઘરનું માણસ હોય તો જે દિવસ મસ તાપ હોય ત્યારે ધણી સુતો હોય ત્યારે આખી રાત બેસીને પંખો કર્યા કરે. આ તો આપણે એને કહીએ કે જરી મને પંખો કર તો એ આપણને બાઝે કે તું મને પંખો કર્યા કર. અને આપણો તો જીવ પોચો તો એ ઝાઝું કહે તો આપણે તો આખી રાત એને પંખો કરીએ અને એવા ઉજાગરાથી માંદા પડી જઇએ તો ભોગ મળે. (પંખો લેવા જાયછે. દીવાલ ઉપર ચોર છોકરા ઉપર નજર પડતાં ડરી જઇને). હાય બાપ! ચોર! ચોર! એક તો મેં મારી આંખોથી ભાળ્યો ત્યારે બીજા આગળ પાછળ તો કેટલા ભરાયા હશે! (ચોર છોકરો દીવાલ ઉપરથી ઉતરવા સીડી લાવ્યો હતો તે પાછી ઉંચકીને નાસવા જતાં સીડી લલુભાઈના ઉપર પડે છે અને લલુભાઇને વાગેછે. છોકરો નાસી જાય છે). ઓય બાપા! ચોરોએ મને ઝાલ્યો! કોઈ આવો, બાપજી! કોઇ મારી મદદે આવો.

**કુંકુ**—(ગભરાટમાં જાગી ઉઠીને). છે શું? આ આવડી બુમો શાની?

**લલુભાઇ**—શાની બુમો પાડુંછું તો તારા બાપનાં નામની! આ ઘરમાં ચોરો ભરાઇ ગયા. મને મારી ગયા, તોપણ તને ફકર છે?

**કુંકુ**—(બાજુ, સ્વગત). ચોરો આવ્યા એ તો બહુ સારૂં થયું કેમકે વીંટીતો ચોરોજ લઇ ગયા એમજ હવે ઠરશે અને મારે પકડાઇ જવાનો ડર રહ્યોજ નહી. (લલુભાઇને) એ રોયાઓએ તમારી પાસે વીંટીઓ જોઇ હશે ખરી ત્યાં વિના કોઇ રાત્રે નહી અને આજેજ રાત્રે આવવાની એમને સમજ પડે નહી.

**લલુભાઇ**—એમણે કયા પ્રકારે દીઠી હશે તે તો જાણનાર ભગવાન, હું તો એટલું જાણું કે મેં સગા બાપને પણ વીંટી દેખાડી નથી કે તેની આગળ વીંટી માટે હું અક્ષર બોલ્યો નથી.

**કુંકુ**—અરે! વીંટીઓ લઈ ગયા તો છોને લઇ ગયા. તમારી ખેર ગઇ. પણ હું એમ પુછું છું કે તમને કાંઇ ઝાઝું વાગ્યું તો નથી? પગે તો લંગડા છો તેમાં વળી આ અકસ્માતમાં કાંઈ વધારે અપંગ ભગવાન ન કરે અને તમે થઇ જાત તો આપણા બેઉની મહા ખોટી દશા થતે.

**લલુભાઇ**—એતો ઠીક પણ હું તને એમ કહુંછું કે તું જરા અંદરના ઓરડાઓમાં જઇને ખાતરી કરી આવ કે તારી તારાં માનાં ઘરની પેટી તો સહીસલામત છેને. મને મારી વીંટીઓ ગયાનો એટલો સંતાપ નથી, પણ તારી પેટીમાટે મહા ચિંતા છે.

**કુંકુ**—(બાજુ). આ રોયો મારા લાભનું કહેછે. લાવ, મારી પેટી જોઇ આવું. (જાયછે).

**લલુભાઇ**—આ તો જબરી હીમતવાળી છે ! ચોરવાળાં ઘરમાં પણ કાંઈ પણ ડર વગર દોડે છે ! આપણને તો પાસેના ઓરડામાં જતાં ડર લાગેછે કે રખેને આ ચોરમાંનો કોઈ ભરાઈ બેઠો હોય તો મને ઓરડામાં એકલો દેખીને મારૂં ગળું ભચડી નાંખે.

**બળવંત**—( અવાજથી જાગી ઉઠેલો પાસેના ઓરડામાંથી આવતાં. સ્વગત). આ બાપાને તો હવે મારે એક દિવસ મારવા પડશે. રાત્રે પણ મને ઉંઘવા નથી દેતા. મારી નવી માનો કકળાટ એકે દન ના ગયો. એને હવે કોઈ પણ રીતે સીધી કરવી પડશે. ( લલુભાઇને ). બાપા ! તમારી સાઠે હવે નાઠીછે. તમે રાત્રે પણ કકળાટ નથી મુકતા અને કોઇને સુવા નથી દેતા !

**લલુભાઈ**—અલ્યા હરામખોર ! મારી વીંટીઓ ચોરાઇછે અને મારો જીવ મહા ખેદમાં છે તે ઘડી એકે અક્ષર આડો અવળો બોલ્યો તો તારી વાત તું જાણજે.

**બળવંત**—તમારી વીંટીઓ મારી નવી મા ચોરી ગઈ ! આમ ગભરાવોછો શું ? એને સીપાઈ પાસે પકડાવીને એક પળમાં તમારી વીંટીઓ પાછી લાવી આપુંછું.

**લલુભાઇ**—( બાજુ ). આ તો જે કાંઈ ખોટું થાય તે એની નવી મા ઉપરજ ઢોળી પાડતાં શીખ્યોછે ! ( બળવંતને ). અરે ! તારી નવી મા તો બાપડી નિરાંતે સુઇ રહી હતી અને એને કયાં તું પકડાવવા નીકળેછે ?

**બળવંત**—તમે મારી નવી માને પકડીછે એમ કહોછો ત્યારે તો બહુ સારી વાત છે. હવે તો આપણે ત્યારે એને સીપાઇને સ્વાધીન કરવાનીજ વાર છે. તમે મારી નવી માને ઝાલીછે તો એને જવા ન દેશો. હું સીપાઇને બોલાવી લાવું. ( જાયછે ).

**લલુભાઈ**—( સ્વગત ). આ નખ્ખોદીઓ બળવંતિયો કયાંથી જાગી મુવો ! એકે અક્ષર પૂરો સાંભળતો નથી અને બસ કાંઇનું કાંઇ લઈ દોડેછે ! હવે આ એના બાપ કોઇ સીપાઇને લાવશે તો હું શું જવાબ દઇશ ! લાવ, કાણીની તો સલાહ આ વાતમાં લઇ જોવું ! ( કંકુને હાંક મોટા સ્વરથી પાડતાં ). અરે કાણી ! એ કાણી ! જરી એકદમ આ બાજુ આવ તો. તારી પેટી ઢુંડવા પછી રહેજે, અને તારી પેટી ગઇ હશે તોપણ પાઇએ પાઇ હું તને કોઇ દિવસ ભરી આપીશ, પણ તું ઝટ, બાપજી, અહીં આવ. ( કંકુ આવી પહોંચતાં, તેને ). તારી પેટી જોવા ગઈ તે આટલી બધી વાર થોભી ! આ પેલો બળવંતિયો કાંઈ ઉંઘમાંથી જાગી ઉઠયો અને અહીં આવ્યો અને મેં કહ્યું કે ચોર વીંટીઓ લઇ ગયો ત્યારે લાગલો સીપાઇને બોલાવવા દોડયો. એ તો દોડેછે ઘોડાની પેઠે તેને હું લંગડો અપંગ માણસ પાછળ દોડી રોકી પણ કેમ શકું ? અને મેં તને પુછવા તો એમ બોલાવી હતી કે અહીંથી જતાં જતાં એ બોલતો ગયો કે મારી નવી માનું આ કામ હશે, માટે કાંઈ સીપાઈ તને પુછે તો તને શું સમજ પડેછે કે તારે શું જવાબ આપવો.

**કંકુ**—અરે ! સીપાઇને કહીશ કે રોયા મારી પાસે હોય તો લઈ લે. બીજું, વળી મારે શું કહેવાનું હતું ?

**લલુભાઈ**—સતર આનાનો આ જવાબ. ત્યારે તારે તો કાંઇ બીહવાનું નથી અને એ બળવંતિયો છોને સીપાઇને તારૂં નામ આપે અને સીપાઈ પાસ તને પકડાવે. અને બીજું મારે પુછવાનું એ કે સીપાઈ મને કાંઈ પુછે તો મારે શો જવાબ આપવો.

**કંકુ**—તમારે તો એટલુંજ કહેવું કે ચોરને ઝાલી લાવવો હોય તો મહેનત કરીને સઘળે આથડીને ઝાલી લાવો અને મને કાંઈ ચોરબોર દીઠો કે મને કાંઇ પણ સવાલ પુછોછો.

**બળવંત**—(સીપાઇને લઇ આવતાં. સીપાઇને). મારા બાપાને મારી નવી મા લાવ્યાને કાંઇ સાત મહિનાજ થયાછે. જુવો આ મારા બાપા આ મારી નવી મા. આ મારી નવી માએ વીંટીઓ ચોરીછે અને આ મારા બાપાએ એને ઝાલીછે.

**લલુભાઇ**—(સીપાઇને). જો હું એમ કહેતો હોવું કે મારી આ કાણીએ મારી વીંટીઓ ચોરીછે તો મને બ્રહ્મહત્યાનું પાપછે. આ તો મુદ્દાની વાત એ છે કે આ બહેરીયાને એની નવી મા સાથે બનતું નથી એટલે એ બીચારીને સતાવવા આટલાં વાનાં એ કરેછે.

**સીપાઇ**—તમારી વાતમાં અને તમારા છોકરાની વાતમાં બહુ ફેર પડેછે અને તેથી મને શક ઉપજેછે અને મારે પાકી તપાસ કરવી પડશે.

**લલુભાઈ**—તમે, ભાઇશાબ, ખાટલા ઉપર બેસો, હું તમને નિરાંતે સમજ પાડું ત્યારે સમજશો. (સીપાઇને હાથ પકડીને ખાટલા ઉપર બેસાડેછે. સીપાઈ બેસેછે). જુવો, સીપાઈ શાબ! તમે સાધારણ રીતે વિચાર કરશો તોપણ તમને સમજ પડશે કે આ જગતમાં ધારો છે કે ધણીનું જે ધન દોલત તે બાયડીનુંજ છે, અને બાયડીનું છે તે ધણીનુંજ છે. પછી ત્યારે બાયડીએ પોતાના ધણીનો તસુનો તાર પણ ચોરવો શા માટે પડે?

**સીપાઈ**—અમે લોકો તો જે ફરીયાદ અમારા કાને પ્રથમ આવે તે માનીએ અને પાછળની વાતો ખોટી માનીએ. અને તમારા છોકરાની ફરીયાદ પહેલી આવી માટે તે ખરી માનીએ અને તમારી આ બધી વાત પાછળથી આવી માટે તે ખોટી માનીએ.

**લલુભાઈ**—તમે બરાબર બેસો. સીપાઇશાબ, હું તમને હજી બરાબર સમજ પાડું. (સીપાઇને ભલું મનાવવા. જે સાલામાં કંકુએ વીંટીઓ લપેટીને મુકી હતી તે ઉંચકીને બાજુએ નાખવા જતાં વીંટીઓ ભૂમિ ઉપર પડેછે).

**બળવંત**—(સીપાઇને). જુવો, સીપાઈશાબ, વીંટીઓ ચોર પાસેથી નીકળી કે મારી નવી મા પાસેથી એના સાલ્લામાંથી?

**સીપાઇ**—(લલુભાઇને). નવીને હાથ કડી કરીને લઈ જવી પડશે અને તમને પણ તેમજ કરવું પડશે, કેમકે નવીએ પોતે ચોરી કરી છે અને તમે તે છુપાવવા કોશેશ કરી છે.

**લલુભાઇ**—શીપાઇશાબ! આ વાતમાં તો મને પણ કશી સમજ હવે પડતી નથી માટે તમે મેહેરબાની કરીને આ વાત માંડવાળ કરો. તમે કહો એમ તમને રાજી કરીશ. તમે બેસો. હું આ આવ્યો. (કંકુને) જરા તું આમ આવ તો. (કંકુ પાસે

બાજુએ જાયછે. તેને ). આ તારા અને મારા બચાવમાં કાંઇ બોલ નહીતો બેઉ મરી જઇએ છીએ. અને મારી પેઠે તને ધ્રુજરી છુટતી હોય તો મારી પેટીમાંથી પેલા સાત રૂપીયા પડયાછે તે ઝટ લાવ. ( કંકુ જાય છે ). (સ્વગત). આ વીંટીઓ તો ચોર લઈ ગયા હતા અને એની પાસેથી કેમ નીકળી ? આ તો કાંઇ કૌતુક જબરૂં થયુંછે ! આ કાણી આવી હીમતવાળી તોપણુ સ્તબ્ધ બની ગઇ છે ! (સીપાઇને). જુવો, સીપાઈશાબ, તમે સદધર્મથી માનજો કે મારી આ કાણી તો મરી જતાં એક પાઇ પણુ ઉપાડે તેવી નથી અને આ વીંટીઓ જેવી ઝીણી વસ્તુઓ તો એને દેખાતીજ નથી તો પછી એ વસ્તુઓ એ લે ક્યાંથી.

**બળવંત**—( બાજુ ). બાપાને સહેજે પાંચ પચીસ આજે ખરચી નાખવા પડશે, અને આ ખરચ મારા લીધે કરવો પડયો એટલે બાપા હવે મારાથી ડરશે અને મારી નવી મા પણુ હવે મારી આગળ પાધરી હીંડશે. ( લલુભાઇને ). બાપા ! આ શીપાઈ-શાબ તમારો બંદોબસ્ત કરશે, મને તો ઉંઘ બહુ આવેછે તેથી જાવુંછું. (સીપા-ઇને ). સીપાઇશાબ ! મારૂં કાંઈ કામ હવે નથી માટે હું જાવુંછું. ( જાયછે ).

**લલુભાઇ**—( સીપાઇને ). આ મારો છોકરો સમુળગો બહેરો છે તેથી પૂરૂં સાંભળ્યા કે સમજ્યા વિના દરેક વાતમાં દોડેછે, અને તેથીજ તમને પણુ અહીં બોલાવી લાવીને તમને બીચારાને તસ્દી આપી. ( કંકુ રૂપીયા લાવીને લલુભાઇને આપેછે. તે રૂપીયા સીપાઇને આપતાં. તેને). આ મારાથી જે ફુલ નહી અને ફુલની પાંખડી બની શકેછે તે તમારી આગળ રજુ કરૂંછું.

**સીપાઇ**.—(સાત રૂપીયા ગણુતાં). અરે, લલુભાઇ ! બએ માણુસની હાથ કડીની વાત તે દરેકની હાથ કડી સાડા ત્રણુ ત્રણુ રૂપીયામાં છુટે એમ ધારો છો શું ? લાવો. લાવો. કાંઇ તમારાં પોતાનાં નવાં લુગડાં લાવો, કાંઈ સારી પાઘડી ખેશ હોય તે લાવો, અને આ તમારી નવીનાં પણુ કાંઇ રેશમી લુગડાં નવાં હોય તે લાવો. આ સાત રૂપીયામાં તો કાંઈ દહાડો નહી વળે.

**લલુભાઇ**—(કંકુને). જા પેટી ખોલીને મારો નવો ડગલો અને પાઘડી લઇ આવ. (કંકુ જાય છે). (સીપાઇને). બાપજી ! ખેશ તો મેં મારી જીંદગીમાં ખભે ખોસ્યો નથી એટલે મારી પાસે છેજ નહી. અને તમે કહો તો મારૂં એકાદ લુગડું વધારે આપું, પણુ આ કાણીનું તો એક પણુ લુગડું ના માગશો. નહીતો તમારી પીડ ફરશે કે મને એ જીવવા નહી દેશે. એનાં લુગડાંઓમાં તો એનો બધો જીવ છે. (કંકુ ડગલો અને પાઘડી લાવેછે, તે સીપાઇને આપતાં). લ્યો, બાપા! આ ડગલો અને પાઘડી. (કંકુને). જા તું ઘરમાં કામ કર હવે. ( કંકુ જાયછે). (સીપાઇને) બાપા, હવે મારા ગરીબ ઉપર દયા કરો. અને મને મારો અપરાધ માફ કરો, અને બીજો કોઈ ફેરા જતા આવતા જરૂર આવજો. ઘર તમારૂં છે. (સીપાઈ જાયછે). હાય બાપ ! હું તો કહુંછું કે આ સીપાઈ હજીએ ટુંકમાં પત્યો. નહીતો એ કહેતે કે તારૂં આખું ઘર મને લખી આપ તો આ ઘડી લખી આપવું પડતે. એનું નખ્ખોદ

જાય આ બહેરીઆએ મને આટલા ખરચના ખાડામાં ઉતાર્યો. (કંકુને) અરે! આવવું હોય તો આવ. સીપાઇ તો ગયોછે. (કંકુ આવે છે, તેને). તું મારી સાથે લડવામાં બહાદુર છે પણ આ સીપાઈ આટલું લઇ ગયો તે ઘડી તારાથી કાંઇ બોલાયું નહી? હજી હું ખરો કે હીમત કરીને સામો ઉભો રહીને એની સંગાથે વાતો કરી અને વિદાય પણ કર્યો.

કંકું—આ રોયા બળવંતિયાએ મારા સાલ્લામાં વીંટીઓ લપેટીછે, માટે હવે મારે તમારાં ઘરમાં રહેવું નથી.

લલુભાઇ—અરે ભલી માણસ! તું જોયા તો કર હું બળવંતિયાને પાધરો દોર કરી નાખુંછું, હાય હાય! તું મારા ઘરમાંથી જાય ત્યારે તો મારા ભોગજ મળે. તારા લીધે તો ઘરમાં સઘળું ઉજળું છે. અને હું તો તને બહારથી વઢુંછું એટલોજ, અને મારા મનમાં તો તારા ઉપર એવો પ્રેમ છે કે તું માગે તો મારો જીવ પણ તારા કાજે આપું. અને હું કયાં નથી સમજતો કે તું પણ માત્ર બહારથી મારી સાથે રોજ વઢેછે અને તારો જીવ તો મારા ઉપર એટલો છે કે મારા માટે તારો જીવ આપે. આપણે એક એક માટે જીવ ના આપીએ તો ભગવાનનાં ઘરની ધણી બાયડીની જોડી કહીછે કોણે? આજે તો કાંઇ ઉંઘ આવે એમ લાગતું નથી. અને હું ધારૂંછું કે આપણે ઉંઘી પણ નહી જવું જોઇએ નહીતો ચોરો પાછા આવે તો હવે તો ભાંગ્યો પટારો પણ આપણો રહેવા ના દે.

કંકુ—તમારે જાગવું હોય તો જાગો, હું તો ઉંઘી જાવુંછું. હવે તો રોયા ચોરો શું આવનાર હતા? તમે પણ છાનામાના ઉંઘી જાવો.

લલુભાઇ—ત્યારે તારી એ પ્રમાણે સલાહ છે તો એમ કરૂં. આપણે તો તારી સલાહ માથે ચઢાવતા આવ્યા છીએ અને ચઢાવીશું. અને મારૂં તો તને એટલુંજ કહેવું છે કે તારે ગમે તેટલું વઢવું હોય તો વઢજે પણ કદી ચાલી જવાની વાત કરીશ ના. એમાં તને અને મને બેઉને નુકસાન છે. કેમકે કાંઈ તને મારા વિના ચાલે તેમ નથી તેમ મને તારા વિના ચાલે તેમ નથી. તું ઉંઘી જા. હું પણ ઉંઘી જાવુંછું.

(બેઉ ઉંઘેછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૫.

દીવાદાસ—(મારીશાને). આ ગુણકાનું ઘર છે, આમાં આપના પતિ પેઠાછે. એમાં એમના જીવને ઘણો જોખમ મને લાગેછે. આ સઘળી હકીકત મેં તમને માર્ગમાં વીસ

દિવસ સુધી સમજાવીને કહી છે માટે તમે કોઈ રીતે ગભરાશો નહી. આપણું કામ પાર ઉતારનાર શ્રી પરમાત્મા છે. આપણે પામર મનુષ્ય શું કરી શકનાર છીએ? બીજું, તમે મને ગરીબડો બ્રાહ્મણ સમજી કાંઈ મનમાં ચિંતા કરશો નહી કે આવાં તોફાની ઘરમાં બાહુ બળે નબળો એવો હું તમારી શું રક્ષા કરી શકીશ. હું બાહુ બળે નબળો છું પણ વિદ્યાની કળા અને પ્રભુજીની કૃપા મારામાં છે તો એ બેથી અધિક બળવાન જગતમાં કાંઇ નથી. અને શારીરિક બળ અને કપટીઓના પ્રપંચ એની આગળ તણખલાંના તોલે છે. (ગુણકાનો દરવાજો ઠોકીને). અરે કોઈ અંદર છે કે? મારે તાકીદનાં કામ માટે હાલને હાલ જરા ભેગા થવુંછે.

**ગુણકા**—(નીચે ઉતરીને. સ્વગત). દાસીઓ અને નોકરો બધા સંઘાથે ખાવા મરેછે તે આવી રીતે કોઇ આવી ચડે તેને કાંઇ ઉપર તો એકદમ તે અજાણ્યો હોય તો આવવા દેવાય નહી, અને તે માટે મારે આમ નીચે ઉતરવું પડેછે. હવે તો વારા ફરતી એક એક માણસ દરવાજા ઉપર રહે તેવો બંદોબસ્ત કરૂં. (દીવોદાસને). કોણ તમે હાંક પાડતા હતા? શું કામ હતું વારૂ?

**દીવોદાસ**—આ એક તરૂણી મારી પાસ ઉભીછે, પછી આપ કેમ નથી સમજી શકતાં કે શા કારણ માટે મારૂં તમારી પાસે આવવું થયુંછે? જુવો, આ મારી પુત્રી છે, એને મારે વેચવાની છે. દામમાં હું પાંચસો રૂપીઆ લઇશ. મારે એક પાઈ વધારે જોઇતી નથી તેમ એક પાઇ હું ઓછી પણ લેનાર નથી. જો તમારી રાજી ખુશી હોય તો હા કહો નહીતો હું મારા માર્ગે જાવું.

**ગુણકા**—તમે અને તમારી આ છોકરી કયાં ગામનાં છો?

**દીવોદાસ**—અહીંથી હજાર ગાઉ ઉપર એક ગામડું છે ત્યાંનાં અમે બેઉ પિતા પુત્રી છીએ. અને અમારા ગામની કન્યાઓ એવી શરીરે સાજી તાજી હોયછે કે સો વર્ષે મરવાની થાયછે ત્યારેજ એક ફેરો પ્રથમની અને છેવટની માંદી પડેછે. ત્યાં સુધી કોઈ દિવસ કાંઇ માંદગી એ કન્યાઓ જાણતી નથી. તેમજ, સાઠ વર્ષ સુધી એક વાળ ધોળો થતો નથી કે એક દાંત લગીર હાલતો નથી. માટે આ મારી પુત્રી બીજી દસ છોકરીઓ જેટલી કામ આપનારી તમને થઇ પડશે.

**ગુણકા**—(બાજુ. સ્વગત). આ છોકરી મારા કરતાં પણ રૂપમાં અધિક છે; પાંચસો રૂપીઆ શું પણ પાંચ હજાર કે પચાસ હજાર રૂપીઆ એના માટે હું આપું તો તે થોડા છે. (મારીશાને). છોકરી! તારી ખુશી મારાં ઘર રહેવાની છે?

**મારીશા**—મારા તાતજીને એ યોગ્ય લાગેછે પછી મારી ખુશીની વાત કયાં રહી! તાતજી જે કહેશે તે મારે કબુલ છે. અને તાતજીજ આપને સઘળા જવાબો આપશે કેમકે તાતજી આગળ મારાથી કાંઈ સવાલ કે જવાબ થાયજ નહી. અમારા દેશની એવી રીતિનીતિ છે.

**દીવોદાસ**—બાઇ! અમે સારાં કુળનાં છીએ. માત્ર નિર્ધનતાને લીધે આ પગલું અમને ભરવું પડયુંછે, માટે મારી પુત્રી કે હું મોટી મોટી વાતો કરી શકતાં નથી કે સમજી

શકતાં નથી. જો આપ પાંચસો રૂપીઆ કબુલ કરો તો આજ પળથી મારી પુત્રી તમારા ત્યાં રહેશે.

**ગુણકા**—હું પાંચસો રૂપીઆ તો આપીશ પણ તમારી પુત્રીનાં મોઢેથી મારે એની કબુલાત જોઇએ કેમકે કાલ ઉઠીને એ કહે કે મારે તમારે ત્યાં રહેવું નથી ત્યારે પછી હું તમને કયાં ઢુંડતી આવું ?

**મારીશા**—આઇ ! તમેજ કહોને હું શા માટે રાજી ખુશીથી નહી રહીશ ? અહીં હજાર ગાઉથી આવી હઇશ તે રાજી ખુશીથી રહેવાનેજ, નહીતો મારાં ઘરની બહાર એક ડગલું પણ હું શા માટે ભરતે ? મારા તાતજીની સમક્ષ મારાથી વધુ લજ્જા નહી છોડાશે.

**દીવોદાસ**—(ગુણકાને). જરા આમ આવો. ( તેણીને બાજુએ લઈ જઈને ). જુવો, હું પાંચસો રૂપીએ મારી પુત્રી તમને વેચ્યુંછું તો ખરો પણ એટલું હું માગી લેવુંછું કે એક માસ સુધી તમારે કોઈ પર પુરૂષ પાસે એને મોકલવી નહી કે કોઇ પર પુરૂષને એની આગળ ઉભો પણ રહેવા ન દેવો. અને બીજું એ કે એક માસ હું એની સંઘાથે તમારે ત્યાંજ પડી રહીશ. હું પોતે એક માસ રહેવા માગુંછું તેનું કારણ એ છે કે મારાથી એ એકદમ છુટી પડશે તો મનમાં બહુ મુઝાયા કરશે, અને તમારી ચાકરી બરાબર કરશે નહી.

**ગુણકા**—અરે ભાઇ, તમે તો અજાણ્યા માણસ છો એટલે મારાં ઘરની રીત તમે શું જાણો ? એક માસ શું પણ એક વરસ સુધી હું આ તમારી પુત્રીને કોઈ પુરૂષનો ઓળો પણ લેવા નહી દેવું અને તમારી ખુશી હોય તો તમારી આખી જીંદગી અહી મારા ત્યાં પડી રહો. મારે તેમાં ના નથી. ચાલો, તમો બેઉ ત્યારે મારી સંઘાથે ઉપર આવો. (ગુણકાની પાછળ દીવોદાસ અને મારીશા જાયછે).

**મારીશા**—(જતાં. દીવોદાસને. બાજુ). ઉપર જતાં તો મારા પગો ધ્રુજેછે; મારાથી નહી ચડાય; આ ગુણકાનાં ઘરમાં એક પળમાં મારૂં શિયળ બળાત્કારથી ભંગ થશે.

**દીવોદાસ**—અરે માતા ! આ છેવટની ઘડીએ હામ શું હારોછો ? ગુણકા જે એક નબળામાં નબળી સ્ત્રી તેનાથી ડર શું ખાવોછો ? તમે સીતા તે આ એક ગુણકા આગળ લાચાર થઈ જશો ? શું વાયુ જે પૃથ્વીને ડોલાવે તે તણખલાંને ઉપાડી કયાં નું કયાં નાખી નહી શકશે ? શું મેરૂ પર્વત એક કાંકરાના સ્પર્શથી ભુમિ ભેગો થઈ પડશે ? શું કાળા કાગની કાળી પાંખથી સૂર્યની પ્રભા અંધકારમય થઈ જશે ? માટે તમે હામ રાખો. એક મહિનામાં તો આપણે આ ગુણકાની એવી પ્રીતિ સંપાદન કરીશું કે આપણે એને ભરોસાથી મારીને રાજકુમારશ્રીને છોડવીને મહેલે સુખમાં મહાલવા લઈ જઈશું. એક મહીનો દિવસ દુઃખનો છે પણ મહિનો દિવસ નીકળી જતાં વાર લાગી કોઈએ સાંભળી નથી અને વાર લાગશે પણ નહી.

**ગુણકા**—(મારીશાને). આવ, બહેન, મારી પાસે હિંડોળા ઉપર બેસ.

**મારીશા**—હું હિંડોળે નહી બેસું, મને માફ કરો.

**દીવોદાસ**—(ગુણકાને). અમે તમારાં નોકરો, માટે તમારી બરોબરી કરીને એક હિંડોળે બેસતાં મારી પુત્રી શરમાયછે.

**ગુણકા**—લ્યો, ત્યારે હું ગાદી ઉપર નીચે બેસુંછું. (મારીશાને). હવે નીચે તો મારી પાસે બેસ.

**દીવોદાસ**—(રિસનો ડોળ કરીને. મારીશાને). બાઈ કહેછે તો ઝટ નીચે બેસી જા. આ બાઇ તને કંઇ ખાઇ તો જતાં નથી ? જંગલનું ઝોડ રીત ભાત ક્યાંથી સમજે ? હું તને સાફ કહુંછું કે આ બાઈએ એક ફેરો કહેલું કે બતાવેલું તેં તુરત બરાબર નહી કર્યું તો હું તારો બાપ નહી અને તું મારી દીકરી નહી એવો હું તારી સાથે ફરી જઈશ. (ગુણકાને). બાઇ. હું તમને આટલું કહુંછું કે એક માસ હું અહીં છું તેટલામાં એકથી બીજી ફેરા એને કાંઇ કહેવું પડે તો તે વિશે મને તુરત ખબર આપજો એટલે હું એને પાધરી દોર એવી કરી નાખીશ કે પછી તમારે એકથી બીજી ફેરો કાંઇ એને કહેવું નહી પડશે. (મારીશાને). સાંભળ, હું તને ફરીથી કહુંછું કે આ બાઇને લગીરે સતાવીશ નહી.

**ગુણકા**—(મારીશાને). તારા દેશનું કાંઈ ગાયન તો જરા ગા.

**મારીશા**—ગાયન તો મને નથી આવડતું.

**દીવોદાસ**—(મારીશાને). કેમ ગાયન નથી આવડતું ? માર્ગમાંજ મેં તને આઠ દિવસ ઉપર એક હરી કીર્તન શીખવ્યું હતું ! ચાલ, હું પ્રથમ શરૂ કરૂંછું અને તું પછી ઉપાડી લેજે. આ બાઇનો હુકમ થાય તે આપણે તુરત શિરે ચડાવવો જોઇએ. એ તો આપણાં અન્નદાતાર થયાં એટલે એમની આજ્ઞામાં વિલંબ કરીએ તો ભગવાન આપણાં પેટનાં અન્ન માટે પણ વિલંબ કરે.

**ગાયન. ૩૮.**

૧ માનવને સંસારે આવે કષ્ટો પાર વિનાનાં,
મનુષ્યે સકળ તે ધૈર્યથી સહેવાનાં.
કર્તા હશે શું ઇશ્વિર આ દુઃખોનાં વાનાં ?
ઉચરશો માનવ કદી એવું ના ના.

૨ સત્યવાદીનાં મુખે હોય ના જુઠનાં બહાનાં,
સરોવર તીરે ફુંકે ના વાયુ ઉંના,
માત મૂકે નહી નિજ બાળને સૂનાં,
દુઃખ દાખવે નહી પ્રભુ ભર્યા સુખ આનંદના.

૩ ફેરવો ભાઇ સંસારે પૂણ્યનાં પાનાં,
દુઃખ હીંડી જાશે ક્યાંએ છાનાંમાનાં,
લઇ જુવો ચાર સુકૃત્યો કોઈ દિન ઉછીનાં,
તેટલાંનું પણ શુભ ફળ જોશો અને ભોગવવાના.

**કેતુમાન**—( આવી પહોંચતાં. સ્વગત ). અંબાલીકા નાસી નીકળીછે અને કાંઇ બે માસ થયા તોપણુ મિથલ બારવટિયા એને એના બાપનાં ઘર લાવ્યા નથી તો નિઃસંદેહ

એ અંબાલીકા આ બારવટિયાના હાથ હજુ આવીજ નહી હશે! શું ચચળ અંબાલીકા છે કે બારવટિયાને પણ ઉડાવેછે! એણે મને વરવા ના પાડીછે ત્યારથી મારો જીવ એવો બેચેન બની ગયોછે કે કાંઇ ઘડી ભર પણ જીવ કયાંયે શાંત રહેતો નથી. અને હડખાયલા કુતરા પેઠે બસ દોડ દોડ હું કરૂંછું! વળી આજે જીવ કહેછે કે મારી આ ગુણકાનાં ઘર મારૂં ચિત્ત શાંત થશે ખરૂં તે માટે અહીં આવ્યોછું. જોવું, હવે એનાં ઘર મારો જીવ કેટલો શાંત થાયછે. (ગુણકાની મેડી ઉપર ચઢતાં નીચેથી મારીશા ઉપર નજર પડેછે). અરે! મારીશાએ આ કોઇ નવી દાસી રાખીછે શું! હું ત્રણ મહિના ઉપર એનાં ત્યાં નિત્ય આવતો હતો ત્યારે તો મેં આ દાસી કોઈ દિવસ જોઈ નહી હતી. આ તો દાસી કે દેવકુમારી! આ દેવકુમારી તે ગુણકાની દાસી! સોનાની લોટી તે શું જળ કાજે ઉકરડે પડેલી માટીની કોઠીમાં જઇ પડી રહે! ઝટકે સર્પના કકડા કરનારી તલવાર શું કાષ્ટની ભારીની સલેકડીઓ જે બળતણ કાજે તેમાં જઇને પડી રહે! પૃથ્વીને નિજ પ્રભાથી પળમાં ભરતી વિદ્યુત શું કાચની આરસીનાં પ્રતિબિંબ આગળ લાચાર થઈ રહેશે! પણ, મને નવાઈ વિશેષ એ લાગેછે કે ઇશ્વર લોકો કહે છે તો તે આ પેરે આવી અનુપમ કાંતિને આવાં દાસત્વનાં સ્થાને મુકતો હશે તેનું કારણ શું હશે! વિદ્યુતને વ્યોમમાં સ્થાન દીધું તેમાં એ ઈશ્વરની કારીગીરી કહેવાય! ચક્ષુને શરીરમાં ઉંચામાં ઉંચું સ્થાન આપ્યું તેમાં ઈશ્વરની સમજણ સમાઇછે. મોતીને લઇ જઇને સાગર તળે નાખ્યું તેમ ઇશ્વરની મોતીનાં જતન માટેની જુકિત જણાયછે. પણ આ દેવાંગનાને દાસી બનાવે એમાં ઇશ્વરનું ઐશ્વર્ય તો હું નથી અનુમાન કરતો પણ ઈશ્વરમાં અધમતા આલેખુંછું. બીચારૂં સમજણ રહિત જાનવર જરા કાંઈ વિપરિત કરે તો કહેવાય મહા મતિહીન; મનુષ્ય કાંઇ લગીર આડો અવળો હીંડે તો કહેવાય ભ્રષ્ટ; અને ઈશ્વર આવો અન્યાય કરે કે આવા રૂપના કુપને ખાબોચિયામાં લઈ જઈ નાખે તેને માટે લોકો ઈશ્વરને કાંઈ નહી કહે! હું ધારૂંછું કે હું સમજુંછું કે આ દિવ્ય યુવતિ માટે આ ગુણકાનું ઘર યોગ્ય સ્થાન નથી તો મારૂં કર્તવ્ય છે કે એને ઘટિત યોગ્ય સ્થાને મારે સ્થાપવી. અને રાજનનું ઘર એના માટે યોગ્ય સ્થાન ધારી હું ધારૂંછું કે હું એને મારી રાણી કરીને લઈ જાવું. (ગુણકા પાસે જઇને. ગુણકાને). કેમ ખુશીમાં છે? આ દાસી કોઈ નવાં રાખ્યાં શું! તું એમ કર આ દાસીને તારા ત્યાં રાખવાને બદલે મારા મહેલે હમણા મોકલી આપ.

**ગુણકા**—કોઇ પુરૂષનો ઓળો પણ એને નહી લેવા દેવા હું એની સાથે વચનથી બંધાઇછું. એટલે હું તમારા મહેલે એને મોકલી શકું તેમ નથી.

**કેતુમાન**—અરે! તું પણ થોડું કહેવાથી ઘણું સમજી જતી નથી અને વળી આજે કાંઈ ઠાલી લવરી કરેછે! તું કહેછે કે તું આ દાસી સાથે વચનથી બંધાઈ છે તો વળી ગુણકાને તો વચનનું બંધન હશે કે? માટીની ઈંટ તેને વળી સોનાના ઢોળની ખુબી કોઇએ સાંભળી હશે! હોમના અગ્નિના કુણ્ડમાં વળી કોઇએ વૃષાની લીલાની બલિહારી નિહાળી હશે! ઉકરડે વળી પરિમળનું પ્રાબલ્ય કોઇએ પ્રમાણ્યું હશે!

**ગુણકા**—ઓહો ! અમે એવાં નઠારાં છીએ ત્યારે નઠારાંને પગે પડતા આવોછો શાને ? વિદ્યાર્થી એવો શાણો છે તો પોથીને પાઈ માટે ગાંધીની દુકાને કરિયાણુંનાં પડીકાં માટે શીદને વેચવા જાયછે ! ઘોડો ચાબુકનો અણસારો ખમે નહી તેવો પોતાને કહેછે તો ખુલ્લી પીઠ ઉપર કે ગાડીમાં કાંઇક લોકોના ભાર ગધેડાંની પેઠે કેમ ઘસડેછે ! હીરામોતીનો હાર પોતાને અત્યંત કીમતીજ સમજેછે તો વળી કોઇનાં ગળે જઇને પરાધીન થઇને શું કરવા લટકેછે અને હવામાં અધર ઝીલાઈ કેમ નથી રહેતો ! રાજકુમાર ! મિથ્યા ગર્વ ના કરો. આ જગતમાં જે મોટા તેનેજ નાનાની તાબેદારી કરવાની છે ! જુવો, સૂર્ય કેવો પ્રકાશિત છે પણ એનાથી કાંઇ ગગનમાંજ પ્રકાશી બેસી રહેવાશે નહી, પણ પૃથ્વી ઉપર ઉતરવું પડેછે અને ત્યારેજ એનો મહિમા ગવાયછે ! સરિતા ડુંગરામાંજ દોડયા કરે તો કોઇ એના સામે પણ ન જુવે પણ સમૃદ્ધ શહેરમાં થઇને વહે અને શહેરનાં નરનારીઓ પશુ પંખીઓની જળપાનની સેવામાં રહે તોજ તેની કીર્તિ અને તેનું વંદન. વૃક્ષ ઠાલી ઉભું રહે તો સર્વ કોઈ તેને વિઘ્નરૂપી ગણી જડમૂળથી પળમાં ઉખેડી નાખે પણ સર્વ જીવજંતને છાંયડો આપવાની સેવા કરે તો સર્વ કોઇ તેમાં પ્રિત ધરે. માટે મોટા એ તો ગરીબના દાસ છે. માટે મોટા એટલા ખોટાજ અને નાનાં તેનાંજ સારાં વાનાં.

**કેતુમાન**—તું રાજકુમારોના ટુકડા ખાઇને જીવનાર તારી મરજીનું કરે અને અમે તને ટુકડાના ખવડાવનારા તે લાચાર થઈ બેસીએ !

**ગુણકા**—રાજકુમારે મને ટુકડા ખવાડયાછે તો હવે મને નહી ખવડાવે અને પોતેજ બેઠા બેઠા ટુકડા ખાયા કરે? મારે કયારે તે વાતની ના છે ! અને, રાજકુમાર ! તમે મને ફરીથી આવા અપમાનના શબ્દો કહેશો તો મારે તમને અપમાનના શબ્દો વાપરીને કહેવું પડશે કે મારાં ઘરથી છાનામાના ચાલ્યા જાવો. કાંઈ તમે મને અપમાન કરશો અને મારા તરફથી તમને માન મળશે એ તો જાણશોજ નહી, કારણકે જેમ થુવેર ડાળાંમાંથી ગુલાબ પુષ્પ નહી થાય; ઝાકળનાં બિંદુઓથી મોતીનો હાર નહી થાય, પણ ઘડીક ભર પાણીનાં ટીપાંનીજ પ્રાપ્તિ અને તે પણ પછી વરાળ રૂપે અદ્રશ્ય એજ સાર; જેમ સોના સાઠનો વ્યાપાર કરીને કોઈ ધનવાન થાય નહી; તેમ કોઇ કોઇને અપમાનનાં વચનો કહીને અપમાન સિવાય બીજું કાંઇ પામવાનો નથી.

**કેતુમાન**—( ક્રોધમાં ). તારા જેવી ગુણકાઓ મને તરછોડશે ત્યારે તો થઈ ચુક્યું. ( તેણીને પોતાના હાથે ધોલ મારેછે. તેણીના હ્રદય ઉપર તેનો હાથ વાગેછે. તેણી મૂર્છાવશ થઇને ભૂમિ ઉપર પડેછે. તેણીના બે દુષ્ટ નોકરો તેણીને બચાવવા કેતુમાન સામે લાકડીઓ લઇને ધસેછે. પોતાના બચાવ અર્થે કેતુમાન તલવાર વાપરીને તેમને ઘાયલ કરીને નાસી છુટેછે. કેતુમાન પણ દંડ પ્રહારથી માથામાં ઘાયલ થયોછે પણ લોક લજ્જાને લીધે ત્યાંથી જેમ તેમ નાસી જાયછે. જતાં. સ્વગત). આ મને થયુંછે શું કે કયાંયે ઠરીને ઘડી બેસવા પામતોજ નથી! પેલી અંબાલીકા સાથે પ્રિત કરવા ગયો તો ત્યાં દુખી થયો અને અહીં આ ગુણકાની

દાસી સાથે પ્રિત કરવા ગયો તો જીવથી જતો સહેજમાં બચી ગયો ! મેં તલવાર બહાદુરીથી એકદમ ખેંચી ના હોત તો આ ગુણકાના નોકરોના હાથે હું જરૂર આજે હમણાં માર્યો ગયો હોત. મને માથામાં બહુ વાગ્યુંછે. આ ગુણકાની દાસીને મારી સાથે લઇ જવાય તેવી વાત કે તેવો બંદોબસ્ત કરવા મને શાન્તિ નથી. અરે આ ચક્કર મને આવેછે. લાવ, અહીંથી તો ચાલીજ નીકળું. (જાયછે).

**મારીશા**—( આ તોફાનને લીધે નીચે દીવોદાસ સાથે ઉતરી આવીને. દીવોદાસને ). મારો જીવ તો આ તોફાનથી મારાં ખોળિયાંમાંથી નીકળીજ ગયોછે. આ પેલા બે માણસો તો તલવારના ઘાથી પડયાછે તે મરીજ ગયા હશે અને આ રાજ્યના રાજાનાં માણસો આપણનેજ પકડશે અને આપણી જન્તમાં ઠાર ઠાર રૂસવા થશે. અરે ! ભગવાન ! તમે ત્રાજવે નથી આવતા !

**દીવોદાસ**—અરે ! માતુશ્રી ! એમ કહો કે ભગવાન પળમાં આપણાં ત્રાજવે આવ્યા કે આપણને એક માસ સુધી અહીં થોભવાની જરૂર રહી નહી અને એક અડધા કલાકમાંજ અહીંથી આપણું કામ પાર ઉતારીને પાછા વળવા વખત લાગ્યા. હવે તમારૂં અહીં કાંઈ કામ નથી. તમે અહીંથી નીકળી પડો અને જે રસ્તે આપણે આવ્યાં હતાં એજ રસ્તે ચાલવા માંડો. હું યયાતિ કુમારને તથા એમનાં સઘળાં ઘરેણાં લઇને તમારી પાછળ એક થોડીજ વારમાં આવુંછું અને તમને પકડી પાડુંછું.

**મારીશા**—પણ, ભાઈ, તમે અહીં એકલા પડશો તો તમારી સહીસલામતી માટે સઘળા ઉપાયો મનમાં યોજી રાખો તો ઠીક.

**દીવોદાસ**—માતુશ્રી ! મારે ઉપાયો યોજવાની કાંઇ જરૂર નથી કેમકે પરમાર્થનાં કામ માટે હું આ સઘળું કરૂંછું અને પરમાર્થનાં કામમાં સહાય કરનાર શ્રી હરી છે, કેમકે પરમાર્થ એ શ્રી હરીનું કામ છે. જેને ગગનમાં ઉડવું છે તેને સ્થળ સંકોચ માટે ઘરો કે શહેરો કે ડુંગરાઓની સંકડામણ દુભવવાની નથી, કેમકે સંકડામણનો ડર તો પૃથ્વી ઉપર છે અને ગગને નહી; જે પતંગિયાંને જાજ્વલ્યમાન દીપ્તિમાં પોતાની કાયાનું બળિદાન આપવાનું છે તેને દિવેલમાં પડી તેમાં તરફડી મરવાનો ડર રાખવાનું કારણ છેજ નહી; જે ગુરૂને વિદ્યાવિલાસી શિષ્યોની નિશાળે જવાનું છે તેને વાનરોનાં વને જવાનો વિચાર કરવાનો નથી. માટે મિથ્યા ડરને મારામાં પ્રવેશ કરવા દેવો મને ઘટતુંજ નથી. જ્યાં મંગળ વાદિંત્રોનો નાદ થઈ રહ્યોછે ત્યાં શોક અને રૂદનના સ્વરની જરૂર ક્યાં રહી ? જે સિંહને માંસાહાર ડગલે અને પગલે મળે તેને ઘાસનાં તરણાંનો આહાર કરીને અશક્તિથી ઘેરાવાનો ડર રાખવાનું પ્રયોજન ક્યાં રહ્યું ? જે પુસ્તકમાં શ્રી હરીનાં કીર્તનો તેમાં ભાંડની ભવાઇનો ભો ક્યાં રહ્યો ? માટે ઇશ્વર મારા સાથી છે તો વિઘ્ન મને સંભવતુંજ નથી. માતુશ્રી ! હવે તમે નીકળી પડો.

**મારીશા**—લ્યો, ભાઈ, હું તો ત્યારે જાવુંછું જો કે મારે તમને મુકીને તેમજ મારા સ્વામીનાથને મુકીને જવું તો નહીજ જોઇએ. ( જાય છે ).

**દીવોદાસ**—( સ્વગત ). આ ગુણકાને પણ હૃદય ઉપર આ કેતુમાનનો હાથ વાગતાં મૃત્યુ પ્રાપ્ત થયું હશે. એને ભાન તો હજુ નથીજ આવ્યું. હવે યયાતિ કુમારને ઉગારવાનો રસ્તો ! બહાર પેલો દરવાજો છે તેની કુંચી મળે તો દરવાજો ખોલીને અંદર જાવું કેમકે યયાતિ કુમારને ત્યાંજ તે દિવસે લઈ જવામાં આવ્યાછે, અને બીચારા ત્યાંજ હજી હશે અને મારો ભગવાન કહાડશે ત્યારે બીચારા ત્યાંથી નીકળવા પામશે. અરે ! ભગવાન ! ત્યારે તો આ દરવાજાની કુંચી મારા હાથ ચડાવી દો. ભક્તને મંત્ર પ્રાપ્ત થઈ જાવો; બાળને માત ધાવણ પ્રાપ્ત થઈ જાવો; જંગલને મંગળ પ્રાપ્ત થઈ જાવો; ( દાસી જે આ તોફાનમાં અંદર જતી રહી હતી તે તોફાન નરમ પડવાથી બહારના ભાગમાં દીવોદાસ આગળ આવતાં. તેને ). બહેન ! તું સુખેથી તારી શેઠાણી પાસે આવ. તારી શેઠાણી મૃત્યુ પામેલી લાગે છે. ( ગુણકાનું શરીર તપાસતાં ). શ્વાસોશ્વાસ કે નાડીનો ધબકારો કે હૃદયની ગતિ કાંઇ તારી શેઠાણીમાં નથી. બહેન ! તું તારી જાતે ખાતરી કરી જો. આ સ્ત્રીનો સર્વોત્તમ અવતાર ધારણ કરીને દુષ્ટમાં દુષ્ટ ગુણકાનો ધંધો કરવા આ ક્યાં નીકળી ! ગુણકાનો લંપટ અવતાર સ્ત્રીને શોભે ! સાગરની ખારાશ સરિતાને ઘટે ! બાવળનાં કંટકની અધોગતિ કમળ પાંખડીને ઘટે ! સાકરને સોમલનો ગુણ ઘટે ! પૃથ્વીમાંજ વળી પોલાણ પાલવે ! એની ભૂલ ભાંગનાર કોઇ એને નહી મળ્યું હશે એટલે એ ભૂલમાં આજ સુધી તણાતી રહી. તારે મારૂં એક કામ કરવું પડશે અને તે કરશે તો હું તને પુષ્કળ દ્રવ્ય આપીશ. એ કામ એ છે કે આ ભોંયરાંની કુંચી તું મને પ્રથમ આપ અને બીજું એ કે તારી શેઠાણીએ પેલા ભોંયરાંમાં પુરેલા રાજકુમારનાં જવાહીરો જ્યાં મુક્યાં હોય તે સઘળાં લાવી આપ અને તને જે જવાહીરો એમાંથી પસંદ પડશે તે હું તને લેવા દઇશ એ મારા બોલો ઉપર તું ભરોસો રાખજે.

**દાસી**—કુંચી પણ લાવી આપુંછું અને ભોંયરામાં પુરાયલા રાજકુમારનાં જવાહીરો પણ સઘળાં લાવી આપુંછું. ( જતાં. બાજુ ). જવાહીરોમાંથી મને મળે તેમ છે પછી મારે જવાહીરો શા માટે લાવી નહી આપવાં ! આ માણસ અહીં છે એટલે એ જવાહીરો કાંઇ હું એકલી લઇ જવા પામવાની નથી માટે એમાંથી આ માણસ જે એક બે પણ આલશે તે બહુ છે કેમકે કાંઈ લાખ લાખ ઉપરનું એક એક જવાહીર છે. અને આ ભોંયરાંની કુંચી લાવી આપવામાં તો મારૂં કશું જતુંજ નથી. ( જાયછે ).

**દીવોદાસ**—( સ્વગત ). આ દાસીની વાત ઉપરથી જણાયછે કે ભોંયરાંમાં રાજકુમાર છે. અરે ભગવાન ! તમે આ મારૂં પરમાર્થી કામ પાર ઉતાર્યું છે તો તેમાં જય જય તમારો છે ! તમે મનુષ્યની સાક્ષાત સાથે પણ અગોચર રહીને મનુષ્યને હર પળે સહાયતા કરોછો. પણ મૂર્ખ મનુષ્ય કહેછે ઈશ્વર શું અને વાત શું ! ( દાસી કુંચી અને ઘરેણાંઓ લાવેછે અને દીવોદાસને આપેછે. દીવોદાસ તેણી આગળ જવાહીરો મુકીને તેણીને). આમાંથી તને ગમે તે અને ગમે તેટલાં જવાહીરો લે.

(દાસી બે લેછે). બહેન! શા માટે બેજ લેછે! બહેન! બીજાં વધારે લે. (તેણી બે વધારે લેછે). અરે! બહેન! આ રીતે બબે શું ઉપાડેછે? (પોતે મુઠો ભરીને જવાહીરો તેણીને આપતાં). લે, આટલાં બસ થશે? હું ધારૂંછું કાંઈ પચાસ સાઠ લાખનાં આટલાં થશે, પણ જે કુમારનો જીવ તું મને ભોંયરાંની કુંચી આપીને ઉગારેછે તે તારી મેહેરબાનીના બદલામાં આ જવાહીરો કાંઇ નથી. અને બહેન! જો તું મારા જેવા એક ગરીબનું કહ્યું માને તો મારી તને વિનંતિ છે કે હવેથી દુષ્ટ નોકરી કે કાંઈ પણ દુષ્ટ કામમાં તું પ્રીતિ ધરીશ નહી. મનુષ્ય અવતારમાં મનુષ્યે પરમાર્થનાં કાર્યો કરવાનાં છે. પરમાર્થ કાજે હૃદયની ઉદારતાની જરૂર છે. સ્વાર્થ કાજે હૃદયના સંકોચની આવશ્યકતા છે. અને હૃદયની ઉદારતા ઉચ્ચ આશયોથી પ્રાપ્ત થઇ શકેછે માટે દુષ્ટ કૃત્યોમાં ચિત પ્રેરાવા ન દેતાં ઉચ્ચ આશયોમાં ચિત્તને નિમગ્ન રાખ. અને ઉચ્ચ આશયો માટે શાસ્ત્રનો તું અભ્યાસ કર. જો, હૃદયની ઉદારતા માટે હું તને શાસ્ત્રમાંથી એક કથા કહુંછું. પૂર્વે મનુ પાસે એક આખલો હતો. આ આખલાના અવાજમાં એવું દૈવિ બળ હતું કે એનો અવાજ એનાં ગળાંમાંથી નીકળતાં અસુરો અને રાક્ષસો તત્કાળ મૃત્યુ પામતા. પોતાનો વિનાશ આ પેરે થતો અટકાવવા તેઓ માંહોમાંહે વિચાર ઉપર આવ્યા કે મનુ ઉદાર વૃત્તિના છે માટે એમની આપણે પરીક્ષા કરીએ. તેઓ મનુ પાસે પહોંચી ગયા અને કહ્યું કે તમારા માટે એક યજ્ઞ કરવા અમે આતુર છીએ. મનુએ પુછ્યું યજ્ઞમાં શી વસ્તુ તમે વાપરવા ધારીછે. તેના જવાબમાં અસુરોએ અને રાક્ષસોએ કહ્યું કે તમારો આખલો. મનુએ પોતાનો પ્રિય આખલો તે માટે આપી દીધો, અને યજ્ઞમાં અસુરોએ તેનો પ્રાણ લીધો. પણ એ આખલાનો અવાજ તુરત મનુનાં પત્નીમાં જઈ પેઠો જેથી તેણીના કંઠના સ્વરથી અસુરો અને રાક્ષસો નાશ પામતા. પાછા અસુરો અને રાક્ષસો માંહોમાંહે વિચાર કરીને મનુ પાસે ગયા અને એમની સ્ત્રીનો ઉપયોગ યજ્ઞમાં કરવાની ઇચ્છા દર્શાવી. મનુએ પોતાની પ્રિયા પણ હૃદયની ઉદારતાને લીધે ત્યાગી અને તેણીને યજ્ઞમાં આપી અને તેણી યજ્ઞમાં હોમાઇ અને મૃત્યુ પામી. પણ તેણીના કંઠમાંથી નીકળીને અવાજ યજ્ઞમાં પેઠો અને ત્યાંથી પછી કોઇ પણ છળથી અસુરો અને રાક્ષસો તેને દૂર કરી શકયા નહી. હવે, બહેન, તું જો કે ઉદાર વૃત્તિ આપણે કેટલી હદે કેળવવાની છે કે સર્વથી વધુ પ્રિય એવી પોતાની પ્રિયાનો પણ ત્યાગ હૃદયની ઉદારતા કાજે મનુષ્યને કરવાનો છે. હું તને એ વિષે વધુ કહેતે પણ મારે પેલા રાજકુમારને ભોંયરાંમાંથી કહાડવા છે એટલે વધુ થોભાય તેમ નથી. તને મળેલાં જવાહીરો તારે ભોગવવાં હોય તો તું અહીંથી નીકળી જા અને તું મરે ત્યાં સુધી આ બનાવનો એક અક્ષર પણ કોઇને જાણુ કરીશ નહી. કેમકે એક અક્ષર પણ આ બનાવનો બહાર જતાં તારાં જવાહીરો પણ તારી પાસેથી જવા વખત આવશે અને તું નિર્ધન સ્થિતિમાં દાસત્વમાં દિવસો ગાળતી થઇશ.

**દાસી**—મારા પગમાં કુહાડી મારૂં એવી હું મૂર્ખ નથી, માટે આપ જરૂર જાણજો કે આ

બનાવનો એક અક્ષર પણ કદી મારા હોઠ બહાર થશે નહી. (જાય છે).

(દીવોદાસ પ્રથમ બહારનું દ્વાર કુંચીથી ખોલી અંદર જાયછે. એક પછી એક સાત ઓરડાઓ સાંકળથી વાસેલા ખોલેછે અને આઠમા ઓરડામાંથી યયાતિને બહાર કહાડેછે ).

**દીવોદાસ**—(યયાતિને બહાર લઈ આવતાં. તેને). કુમારશ્રી ! લગીરે ગભરાશો નહી. હું તમારી મદદમાં આવ્યોછું, તમારા સર્વ વૈરીઓ નાશ પામ્યા છે અને તમે સલામત છો.

**યયાતિ**—કોણ પેલા બ્રાહ્મણ જેને મેં વીંટી વેચવા આપી હતી તે તમે! ભાઇ ! તમારો ઉપકાર કેમ ભૂલીશ ! હમણાતો હું અર્ધ મુવેલો થઈ ગયોછું એટલે તમારો પાડ પૂરો શી રીતે વાળું ! તમે બે દિવસ મોડા આવ્યા હોત તો હું ભુખ તરસથી મરી જાત. ભાઈ! તમારી રજા હોય તો એટલું તમને કહું કે હું રાજાનો કુમાર છું અને અશક્તિને લીધે મારાથી એકલા મારા દેશે લાંબા પંથે જવાય તેમ નથી માટે તમે મારી સાથે આવશો તો જેટલા દિવસ આપણને માર્ગમાં થશે તેટલા દિવસ માટે તમે દિવસના કહેશો તેટલા રૂપીયા તમારી મહેનતના બદલા તરીકે આપીશ.

**દીવોદાસ**—હું તો તમારી સાથે આવનાર છુંજ. અને તમે જાણીને ખુશી થશો કે તમારાં પોતાનાં પત્ની પણ બીચારાં તમને લેવા આવ્યાંછે. આ ગુણકાનાં ત્યાં બીચારાં દાસી થઇને રહ્યાં ત્યારે તમારો અહીંથી છુટકો થયો. હવે એમને કોઇ દિવસ કનડશો નહી. અને કનડશો તો આથી ભુંડા હાલ ભગવાન તમારા ફરીથી કરશે એ તમે નક્કી જાણજો. તમારાં ઘરેણાં પણ સહીસલામત છે. માત્ર થોડાંક એક દાસીને આપવા પડયાંછે. તમારાં પત્ની અહીંથી થોડે દૂરજ છે. આપણે એમને ઝટ પકડી પાડીશું. (બેઉ જાયછે).

---

## અંક ૧. પ્રવેશ ૧૬.

**લલુભાઇ**—ગઈ રાત્રે વીંટીઓનો મહા ભારે ઘોંટાળો થઇ ગયો ! મને હજી સમજ પડતી નથી કે વીંટીઓ ચોરો લઇ ગયા હતા ત્યારે આ કાણીના સાલ્લામાંથી એ ક્યાંથી નીકળી ! અને કાણીને પુછું છું તો એ તો કહે છે કે બળવંતિયાનું એ તો કામ છે ! અને બળવંતિયાને છેડું તો પાછો કાંઇ ને કાંઇ મારાં સત્યાનાશની પાટી એ કરશે, માટે મુઢે કુચો દઇને બેસી રહેવામાંજ સાર છે. આ જગતમાં કાંઈ સાર નથી એ વિદ્વાનો કહેછે તે કાંઈ અમસ્થા કહેતા હશે ! મારા જેવા દાખલાઓ બનતા હશે ત્યારેજ એવું કહેતા હશેને ! અરે રામ રામ ! આ ચાર જણની વીંટીઓ માટે સાત રૂપીયા રોકડા ગયા અને નવો ડગલો અને પાઘડી કાંઈ પાંચ છની

કીમતનાં પણ ગયાં એટલે કુલ બાર તેર રૂપીયાના ઘર બેઠો ! અને વળી મારા જીવની ઘાત ગઈ તે તો જુદી ! પણ વાંક બધો મારો છે કે ઘરની બાયડી વાંકી તેને સીધી કરવા ગયો. હવે તો કાનની બુટ ઝાલી કે ઘરની બાયડીને કોઈ દિવસ સુધારવા નીકળવું નહી. (આરામ લેવા પોતાનો ખાટલો પાંથરતાં). ગઈ રાતનો ઉજાગરો છે તો લાવ જરા આરામ લેવું. ભાયડાએ બાયડી માણસ તો ના કરે-લું જ સારૂં કેમકે છતું બાયડી માણસ ઘરમાં હોય અને હાથે ભાયડાને ખાટલા પાંથરવા અને ઉભા કરવા પડે તો એ તો મુવા નહી ને ભૂત થયા એવુંજ થયું. (ગ-જવામાંથી સોનાની જણુસો કહાડતાં ). અરે ! પણ, આ મારી સોનાની એક બે જણુસ છે તે પેટીઓમાં જમીન ઉપર રાખવામાં સાર નથી, કેમકે ચોરો એક ફેરો જગ્યા જોઈ ગયાછે તો જરૂર કોઈ દિવસ પાછા આવવાના અને મારી જણુસો લઇને હીંડતા થવાના. લાવ, કાતરિયાંમાં છાણા લાકડાં ભર્યાં છે ત્યાં લુગડાંમાં વીંટીને નાખી આવું. (સીડી મુકીને કાતરિયાં ઉપર ચડતાં ). ભગવાન ! ભગવાન ! આ લુલાને ઉંચે આકાશે ચઢવું પડેછે એ તો તારો કેવો અન્યાય ! (કંકુને આ-વતાં જોઇને). આ જણુસો આનાથી છાની કાતરિયાંમાં મુકવી છે અને આ તો આવી ચઢી! લાવ, પાછો ઉતરી પડું.

**કંકુ**—(પોતાનો સુવાનો ખાટલો લઇને આવતાં, બાજુ, સ્વગત). આ રોયો કાતરિયાં ઉપર કયાં ચઢતો હશે ! મારૂં કામ કરતી વખતે એ લંગડો થઈ જાયછે તો હું પણ ખરી કે એને ખરેખરો અને પૂરો લંગડોજ કરી બેસાડું ! (પોતે ખાટલો લઇને આવીછે તે નિસરણીમાં ભેરવીને અજાણપણે નિસરણી પાડી નાખવાનો ડોળ કરે છે. લલુભાઇ નિસરણી ઉપરથી એક બે પગથિયાં ઉતરવાનો હતો ત્યાંથી પડેછે પણ કાંઇ ઝાઝું વાગતું નથી. મોટા સ્વરથી લલુભાઇને). અરે ! ઘરમાંછો કે કયાં છો ! અરે કયાં ગયા ! આ ગઈ રાતનો એક ચોર ઘરમાંજ હજુ ભરાઇ રહ્યોછે. (બાજુ). નિસરણી ઉપરથી આને પાડવા માટે ચોર ઘરમાં ભરાવાનું બહાનું મને ઠીક મળ્યું.

**લલુભાઈ**—(નીચેથી પડવાથી થોડું વાગ્યુંછે). અરે તારો બાપ મરે, અને તું પણ મરે અને આવા ચોરો પણ મરે. આ નિસરણી કે હું તને દેખાયોજ નહી, એવો તને અં-ધાપો આવી ગયોછે ? હું લંગડો તો છું તેમાં પૂરો અપંગ થઈ જઇશ તો તારા બાપનું શું જવાનું છે ?

**કંકુ**—અરે ! હવે કાલો ઢોંગ ના કરો. તમારે પોતે ચોરોના હાથમાંથી સલામત રહેવું હોય તો પાડોશીઓને બોલાવી લાવો. મને તો ચોરને જોઇને હોલ થઇછે તે એક ડગલું ભરાય તેમ નથી. અને આજે રાત્રે ચોરને તમે ઘરમાં રહેવા દીધો તો મારા બોલને યાદ કરજો કે આપણાં બેઉનાં ગળાં એ રેહેંશી નાખવાનો, અને તમારા ઉપર એને વૈર છે કેમકે તમે એની બાજી કાલે બગાડીછે તો તમારૂં ગળું તો એ પહેલો રેહેંશશે. ( બાજુ. રોયાને નિસરણી ઉપરથી મેં પાડયો પણ લગીરે વાગ્યું નથી કેમકે લગીરે વાગ્યું હોત તો આખું ગામ જગવતે.

**લલુભાઈ**—પણ, ચોર આખો દિવસ ના દેખાયો એને છેક રાત્રે દેખાયો તો કયા ઓર-ડામાં એ દેખાયો ?

**કંકુ**—આખો દિવસ તો નાજ દેખાયો પણ હજીએ એ ચોર નજરે તો ક્યાં દેખાયછે, એ તો છાણામાં ખખડાટ થાયછે તેથી હું મારો લાંબો વિચાર દોડાવીને કહુંછું કે ચોર ભરાયોછે.

**લલુભાઇ**—છાણામાં અવાજ થયો ત્યારે તો પેલી બીલાડી ચાર દિવસથી વિયાઇછે તેણે કાંઇ છાણાં તોડી પાડયાં હશે.

**કંકુ**—ત્યારે તમે દોડતા જઇને ખાતરી કરી આવો તો તમારા અને મારા બેઉના જીવને નિરાંત વળે. મેં તમને હમણા કહ્યું તેમ મને તો હોલ થઇછે તેથી મારાથી તો હમણા ઉભું પણ થવાય તેમ નથી.

**લલુભાઇ**—( બાજુ. સ્વગત ). બીલાડી ના હોય અને ચોરજ છુપાયો હોય અને હું એકલો એની પાસે જઈ ચઢું તો એ મને જીવતો મેલે ખરો ! ( કંકુને ). મારો તો તેં મને નિસરણી ઉપરથી ગબડાવીને બીજો પગ ભાંગી નાંખ્યોછે, માટે ચોર મારી મુડી મચડી જવાનો હોય તો અહીં આવીને છો મચડી જાય પણ મારાથી એની તપાસ્ કરવા છાણાવાળા ઓરડામાં જવાય તેમ નથી.

**કંકુ**—( સ્વગત. બાજુ ). મેં હોલનો ઢોંગ કર્યો ત્યારે આ રોયાએ લંગડા થઇ જવાનો ઢોંગ કર્યો. ( લલુભાઇને ). તમારે ના જવું હોય તો ના જાવો. મને પડી રહેવા દો, કેમકે ઉંઘી ઉઠીશ તો હોલ કાંઈ નરમ પડશે. હોલનું દરદ જીવ લેનારૂં છે, અને તમને ખબર ના હોય તો કોઇ આડોશી પાડોશીને કે રસ્તે જનારને પુછી આવો. અને હું તો કહુંછું મારા કાંઈ ઝાઝા દિવસ આ દરદને લીધે આ ભવમાં જવાના નથી માટે તમારા માટે તમારૂં મન ગમતું બીજું નવું માણસ હમણાથીજ મનમાં વિચાર કરી રાખો અને તેનો બંદોબસ્ત પણ કરી રાખો. ( ઉંઘવાનો ડોળ કરી સુવેછે ).

**લલુભાઇ**—(બાજુ. સ્વગત). લાવને, વૈદવૈદને બોલાવી લાવું. આ મનખા દેહનો ભરોસો કોણને છે ! અને આ કાણી ભુંડી ભુંડી કરતાં પણ હું તો કહુંછું કે બહુ શાણી છે. ( બળવંતને આવતો જોઇને ). અરે ! આ બળવંતિયો ક્યાંથી પાછો પેદા થયો !

**બળવંત**—બાપા ! બાપા ! હું તમને એટલું કહેવા આવ્યો હતો કે સવારથી મારા સાહેબનો મુકામ ડીસ્ત્રીકટમાં છે તેથી મારો મુકામ પણ સાહેબ સાથે ડીસ્ટ્રીકટમાં કાંઇ ઓછામાં ઓછા દસ બાર દિવસ થશે, માટે મારા માટે કાંઇ ચિંતા કરશો નહી.

**લલુભાઈ**—( બાજુ. સ્વગત ). તને ગમે તો બારે મહિને આવજેને. ( બળવંતને ). અરે ! ધીમે બોલ, જરી ધીમે બોલ, તારી નવી માના જીવને સારૂં નથી તે હમણાંજ જરી જંપીછે.

**બળવંત**—તે વઢવાઢ કરીને હમણાજ જંપીછે તો ઠીક છે. મારો ડીસ્ટ્રીકટમાંથી પાછો આંહી મુકામ થશે એટલે તુરત તમે કહેશો તેમ એની સામે આપણે પગલાં ભરીશું.

**લલુભાઈ**—અરે ! હરામખોર ! તું એક દિવસ જરી બરાબર સાંભળ, સમજ. તારી નવી મા મારી સંગાથે વઢીને જંપી નથી પણ એવા જીવને સારૂં નથી તેથી જેમ તેમ હમણા જરા બીચારી જંપવા માંડીછે.

**બળવંત**—એમ છે ? પણ ત્યારે, બાપા, એમને શું થયુંછે !

**લલુભાઇ**—હોલ થઇછે હોલ.

**બળવંત**—ત્યારે તો હું હાલને હાલ ભુવાને બોલાવી લાવું. બાપા ! આ દરદમાં તો ભુવાનુંજ કામ. (સ્વગત. બાજુ). ભુવાને મોકલું અને ભુવાને શીખવું કે આનો વાંસો બરાબર ભાંગે. પાડા જેવી છે અને બીચારા મારા બાપાને સમજાવેછે કેવું કે હોલ થઇછે. (જાયછે).

**લલુભાઇ**—અરે ભગવાન ! આ બહેરીયાને જરી લંગડો મારી માફક પણ કરી બેસાડ કે આ રીતે બસ મારી ખરાબી કરવા દોડવા માંડે નહી. આ ભુવો આવી ચઢશે તો પેલા સીપાઇની માફક કોણ જાણે કેટલા રૂપીયા મારે આપવા પડશે ત્યારે જશે. (નિશ્વાસ નાખતો બેસેછે).

**કંકુ**—(સ્વગત. પથારીમાં). આ બળવંતિયો ભુવા પાસે મારો ભુકો કરાવી નાખશે, માટે ખાટલામાંથી ઉઠીને હીંડતી રહેવામાંજ સાર છે. (ચમકી ઉઠવાનો ડોળ કરીને. લલુભાઇને). અરે ! જાગોછો કે ઉંઘી ગયા ! ચોર તો આ દીવાલ ઉપર થઇને નીકળી જતાં મેં જોયો. તમે ઉંઘી ના ગયા હોત અને ચોર આ દીવાલ ઉપર થઇને ગયો તે વખતે તમે એને ઝાલીને માર્યો હોત તો કેવું સારૂં થાત !

**લલુભાઇ**—અરે ! હું તો જાગતોજ છું અને ચોર અહીંથી કોઇ ગયો નથી.

**કંકુ**—ચોર અહીંથી ગયો નથી ! ત્યારે તો મેં કાંઇ સ્વપ્નું જોયું શું ? ત્યારે તો મને પાછી ઉંઘી જવા દો.

**લલુભાઇ**—(સ્વગત). મારી ભૂલ થઇ ગઇ. ચોર ગયો એમ કહ્યું હોત તો એ ખાટલામાંથી ઉભીંથઇ હોત. લાવને, હજી પણ ફેરવી વાળું. (કંકુને). અરે ! તું ઉંઘી તો પાછી શા માટે જાયછે ? પૂરૂં સાંભળ તો ખરી. ચોર અહીં થઇને ગયો તો નથી પણ આપણી પાછલી બારીએથી કુદકો મારીને ગયો એમ મારૂં કહેવું છે. અને લોકોએ એને ઝાલ્યો હતો અને હું ત્યાંથીજ હમણા ચાલ્યો આવુંછું કેમકે હું જોવા ગયો હતો કે કાંઇ આપણો સામાન લઇને એ ચોરે બારીમાંથી પડતું તો નથી મુકયું.

**કંકુ**—તમે બહાર જઇને આવ્યા ! ત્યારે તો તમારાથી હવે હીંડાયછે ખરૂં ? ભગવાનનો કેટલો પાડ કે તમને પળમાં હીંડતા કર્યા નહીતો હું તમારી નોકરી કરતાં કરતાં કેવી વગર કારણની મરી જતે ? (ખાટલામાંથી ઉઠીને ઉભી થાયછે). મારી તો ઉંઘ ઉડી ગઈ છે તે મારો ફાટેલો સાલ્લો સીવવા બેસુંછું. (સાલ્લો લેવા અંદર જતાં). મને સાલ્લો સીવતી જોશે એટલે પછી રોયો ભુવો મને શું ખોખરી કરી શકનાર છે. (જાયછે).

**લલુભાઇ**—આની હોલ હેઠે બેઠી એ બહુ સારી વાત થઇ. (પાછલા દરવાજાથી ભુવો આવે છે તેને ચોર સમજીને). અરે આ તો ઘરમાં ગઈ અને છાણાવાળી ઓરડીમાંથી ચોરજ નીકળ્યો હશે ! ઓ બાપા ! કોઇ આવોરે. મને મારી નાખ્યોજો.

**ભુવો**—(આવી પહોંચતાં. લલુભાઇને). એ તો હું ભુવો છું. બાળકની પેઠે આ બુમો શું પાડોછો ?

લલુભાઇ—ત્યારે તમે છાણાવાળી ઓરડીમાંના ચોર નહી ? બેસો, બેસો, ભાઇ ! કાંઇ તમને ચોર કહ્યા તે માટે મનમાં તમે ખોટું લાવશો નહી.

કંકુ—(સીવવાનો સાલ્લો લઇને આવતાં. ભુવાને જોઇને. સ્વગત). રોયા બળવંતિયાએ આ ભુવાને મોકલ્યો ખરો. (લલુભાઇને). હવે, મને સમજ પડી. આ તમે ચોર લોકોને ઘરમાં ઘાલોછો અને પછી મારા માથે ચોરીનું આળ ચડાવોછો કેમ ? ઠીક છે ઠીક હું પણ ખરી કે પાડોશીઓને બોલાવી લાવીને તમને બેઉને ઝલાવું.

લલુભાઈ—અરે ! ભલી માણસ ! આ તો આપણા બળવંતિયાએ તારી હોલ ઉતારવા ભુવાને મોકલ્યા તે છે. તું પણ જોયા જાણ્યા વગર લવલવ કરીજ જાયછે ! (ભુવાને). બાપા ! જુવો, આ તો અમારાં ઘરમાં ચોરો ગઈ કાલે પેઠા હતા અને કાંઈ એકાદ ચોર ભરાઇ રહેવાનો આ કાણીને વહેમ હમણા ગયો તેથી ડરી ગઇ હતી. અને ચોરથી આપણે ભાયડા માણસો ડરી જઇએ તો એ બયરૂં માણસ તેની હામ કેટલી? આ તમને ચોર હું સમજ્યો તો મારૂં કાળજું કેવું ધબકેછે તે તમેજ જુવોને ? (ભુવાંના હાથ પકડીને પોતાનાં કાળજાં ઉપર મુકેછે). માટે, આ કાણીનો ડર હવે હેઠે બેઠોછે તો એ વાઘ જેવી છે. માટે આપનું કાંઈ કામ હવે નથી. માટે આપ સુખે સિધારો. અને હું આ તમને બીજું કહુંછું કે આમનો સૂરજ આમ ઉગે પણ કોઈ દિવસ બળવંતિયાના કહેવાથી તમારે મારા ત્યાં આવવાનો શ્રમ લેવો નહી, કેમકે એ મૂર્ખ માણસ છે અને કશું સમજ્યા વિના કાંઇક લોકોને આ પ્રમાણે શ્રમ આપેછે.

ભુવો—(બાજુ). આ તો ફેરો ફોકટ જાય તેમ છે કેમકે આ કાણી કાંઈ ચેતી ગઇછે તેથી કામ કરવા મંડી ગઈ છે, પણ આપણે ઠાલી હાથે પાછા જવું નથી. (લલુભાઇને). જરા અહીં મારી પાસે આવો. (લલુભાઇ બાજુએ તેની પાસે જતાં. તેમને). આ તમારી નવી સીવવા બેઠીછે તે એનું વલગણ સીવે છે, અને એ પોતે કાંઈ સીવતી નથી માટે તમે ભુલાવો ખાશો નહી, અને એનું વલગણ મને કહાડવા દો, નહીતો એ વલગણથી તમે રાત દિવસ હેરાન થશો.

લલુભાઈ—(ડરી જઇને). એમ છે, ભુવા બાપા ! તેની તો મને કાંઈ ત્યારે ખબરજ નહી! ત્યારે, બાપા, એ વલગણ તમે કેવી રીતે કહાડવા માંગોછો ?

ભુવો—પ્રથમ તો મંત્ર ભણીને આ લાકડીઓ વાંસામાં મારીને કહાડી જોઇશ, પછી નહીં નીકળે તો લાકડાં સળગાવીને તેમાં પણ નવીને નાખવાં પડશે.

કંકુ—(સ્વગત). આ રોયો ભુવો કાંઇ મારો તોડ કરવા આ બળવંતિયાના બાપને સમજાવે છે, અને આ બળવંતિયાનો બાપ તો મૂર્ખો ખરૂંજ માનશે અને મારી કાંઇ મરવા ઘડી આવશે. લાવ, ભુવાને મનાવી લેવું. (લલુભાઇને). બીચારા આ કોઈ અડધી રાત્રે ચાલતા આવ્યાછે તેને કાંઈ આલ્યા વિના પાછા કહાડોછો એ તે કાંઇ તમારી રીત છે. (ભુવાને) રહો, બાપા રહો, હું તમારા માટે મારાથી જે બને છે તે લઇ આવુંછું. અને આ રોયો મારી સાથે સવારે લડશે કે કેમ મેં તમને બધું

આપી દીધું તો મારી માનાં ઘરથી લાવીને હું એને ભરી આપીશ, પણ તમને ઠાલી હાથે પાછા નહી જવા દેવું. (અંદર પઇસા અને અનાજ લેવા જાયછે).

**લલુભાઇ**—( ભુવાને ). તમે કહોછોને કે આને ભૂત વળગ્યુંછે ? પણ ભૂત વળગ્યું હોય તે આવી વિવેકની વાતો કરે ખરી ?

**ભુવો**—(બાજુ. સ્વગત). આ નવી મારા લાભમાં છે તો મારે એને શામાટે હેરાન કરવી ? ( લલુભાઇને ). તમે કહોછો એ પણ ખરૂં છે, માટે તમે આજની આખી રાત અને કાલનો આખો દિવસ નવીનો તાલ જુવો કે એ કેમ બોલેછે ચાલે છે. અને પછી વહેમ પડતી વાત હોય તો મને ખબર આપજો એટલે હું આવીશ.

**કંકુ**—( માથે અનાજનો થેલો લઇને તથા રૂપીયા લઇને આવતાં. ભુવાને ). લ્યો. બાપા ! તમારાથી ઉપડાય કે ના ઉપડાય તોપણ તમારા ફેરા બદલ આટલું અનાજ લઈ જાવો અને આ રૂપીયા પણ લ્યો. અને કોઇ ફેરા આ મારા ઘરવાળા માટે કે કોઈ માટે કામ પડે અને હું બોલાવું તો હમણા આવ્યા તેમ દોડતા આવજો. (લલુભાઇને). જરા થોડે દૂર એમને માટે આ થેલા ઉંચકીને હીંડતા થાવો. તમારો પગ પણ જરા છુટો થશે અને આ ભુવા બાપા પણ કહેશે કે તમે સારા માણસ છો.

**લલુભાઇ**—ત્યારે તુંજ ઉપાડીને જા એટલે તું બહુ સારી કહેવાઈશ.

**ભુવો**—ના, ના, મારે કોઇનું કામ નથી. એ તો હુંજ ઉપાડી જઇશ. (જાયછે.)

**કંકુ**—આ ભુવાને તમે માથે થેલો ઉપાડીને જવા દીધોછે અને તમે થેલો ઉપાડી નથી લીધો તો જોજો તો ખરા તમને કાંઇ એવું એ કરી મેલશે કે તમે કહેશો કે આ શું.

**લલુભાઈ**—(ડરી જઇને). પણ, ત્યારે તેં બધો અંદરનો ભેદ મને બાજુએ બોલાવીને કેમ ના કહ્યો ! મેં જાણ્યું તું અમસ્થીજ મને વેતરૂં કરાવવા નીકળી હશે. (સ્વગત). હાય બાપ ! આ ભુવો કાંઈ મને કરી મેલશે તો હું શું કરીશ ! (કંકુને). પણ તારી સમજ પહોંચતી હોય તો મને કાંઇ એ ભુવાનાં જાદુ કપટમાંથી બચવાનો ઉપાય બતાવ.

**કંકુ**—મારી માને સવારે પુછી આવીશ અને પછી કહીશ. (બાજુ). કાંઇ ખોટો વહેમ ઘાલીને એને બરાબર પાધરો કરૂં. (લલુભાઈને). હવે તમે હમણા છાનામાના ઉંઘી જાવો. સવારની વાત સવારે. પણ, હવે જરા હું કહું તે ઝટ ધ્યાનમાં ઉતારી નાખો અને હું કહું તેમજ ચાલો. તમે ઘડીકમાં ઘોડા અને ઘડીકમાં ગધેડા, એટલે તમારી બોલી ઉપર ભરોસો શું રખાય !

**લલુભાઈ**—હું ગધેડો તો હતો ત્યાં સુધી હતો પણ હવે એક ઘડી પણ વધારે ગધેડો નહી થાવું તે તું જોજે તો ખરી. પણ, તને ખાતરી તો પાકી છેને કે આ ભુવો કાંઇનું કાંઈ મને કરી મુકે તો તારી મા તેનો તોડ કરશે !

**કંકુ**—ખાતરી છે હવે ખાતરી. હમણા છાનામાના સુઇ જાવો. મને હમણા એક પણ અક્ષર કહેશો નહી. સવારે કહેજો. (બેઉ ઉંઘી જાયછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૭.

**અંબાલીકા**—(સુતેલી બેઠી થઈને). પેલાં યોગેશ્વરી માતુશ્રીએ મને કહ્યું હતું કે તારે જ્યારે પણ આ યોગેશ્વરોના આશ્રમે આવવું હોય ત્યારે તું પ્રભુજીનું નામ ઉચરતી ઉચરતી ચાલ્યા કરજે અને તું અહીં આવી પહોંચીશ. યોગેશ્વરોના એ આશ્રમે તો નહી જવા પણ દેવરાત વહાલાના દેશે જવા "પ્રભુજી પ્રભુજી" માર્ગમાં કરતી ચાલુંછું, પણ પ્રભુજી મને સાંભળેછેજ ક્યાં! વહાલાનાં ધામે પહોંચવાને બદલે વન વગડામાં ક્યાંની ક્યાં આ વધારે ભુલી પડી ગઈછું! ભગવાન! ભગવાન! તમારો ન્યાય શું આવો હશે કે મારા વાહલા દેવરાત ઉપરના શુદ્ધ પ્રેમને ખાતર હું મારા તાતજીને અને રાજપાટના વૈભવોને તજી નીકળી, તોપણ તમને મારા ઉપર એટલી દયા નહી આવે કે મને મારા વહાલા સમીપ લઇ જઇને મને ઉભી રાખો! શુદ્ધ પ્રેમના માર્ગે આવી કુટામણ થવા દેશો એવું મને સ્વપ્ને પણ ભાન નહી હતું. આ વનમાં હવે મારાથી હીંડાતું પણ નથી અને તરફડી મરવા મારી ઘડી આવીછે તો ભગવાન હવે તમને હું શું સ્મરૂં અને તમારૂં સ્તવન પણ શું કરૂં?

### ગાયન ૩૯

૧ પાર વિનાનો પ્રભાવ પ્રભુજી આપ ભોગવો ભલે.<br>
૨ દાતાર કહેવાય પ્રભુજી દાન દેનાર ઢગલે,<br>
મુઝાયા દેતાં મને એક અધુરાં માપલે,<br>
ચઢવું પડે મારે શીદ હવે પ્રભુજી ઓટલે!<br>
૩ દીપિકાઓ અગણિત બળે દેવ દેવળે,<br>
ન દેતાં એક અંધને, ભોગવી સકળ દેવે એકલે,<br>
અંધ શાને તો ચઢે દેવ દેવડીએ શ્રમિત પગલે!

**મિથલ**—(અંબાલીકાની પગલી પ્રમાણે આવી પહોંચતાં. સ્વગત). અંબાલીકાની પગલી આ અહીં આવી ચઢીછે! (તેણી ઉપર નજર પડતાં સ્વગત). અંબાલીકા રાજકુમારી ત્યાં બેઠાંછે! કાંઇ માંદાં થઇ ગયેલાં બીચારાં દીસેછે! (અંબાલીકા પાસે જઇને. તેણીને). રાજકુમારી તમે અહીં છો? શરીરે પણ તમે માંદાં લાગોછો?

**અંબાલીકા**—(મિથલને નહી ઓળખતાં). હા, હું માંદી તો છું અને એકલી પણ આ વગડામાં છું. અને તમે મને લુંટવા ધારી હોય તો ભલે લુંટી લ્યો.

**મિથલ**—રાજકુમારી! આ પ્રમાણે નિરાશાનાં વચનો ઉચરો નહી. હું તમને લુંટવા નથી આવ્યો પણ તમારાં સુખ માટે આવ્યોછું,

**અંબાલીકા**—અંબાલીકા માટે સુખ? અરે! રામ રામ કરો. આ અંબાલીકા માટે તો લગીરે પડયું ખડયું સુખ પણ રહેવા ન દેવું એવો નિશ્ચય ભગવાન કરી બેઠાછે તો પછી મને સુખ કયાંથી મળવાનું હતું? વાયુ વંટોળિયાનું ઉગ્ર રૂપ ધરેછે ત્યારે

પુષ્પને વગડાના કંટકોમાંજ લઈ જઈને નાખેછે અને સન્નારીના કોમળ હાથના પંપાલનનું સુખ તેને ક્યારે તેણીના હાથમાં લઈ જઇને મુકીને પમાડેછે? શ્રીમંત શેઠીયો પોતાની ન્યાતનાં અને બરોબરીયાં લોકોને જમણમાં હેતે બોલાવેછે અને આગ્રહ કરી કરીને તેમનાં મુખમાં કોળિયા મુકાવેછે, પણ બીચારા ભિક્ષુકને તો ત્યાંથી ધક્કા મરાવીને કઢાવેછે! કાષ્ટનાં મોટાં ઢીમચાંઓને પોતાનાં સ્તન ઉપર તરાવવા સાગર રાજી રાજી થઈ રહેશે પણ નાનકડી કાંકરીથી સાગરને કષ્ટ પડી જવાનું અને કાંકરીને એ ડુબાડી નાખવાનો! માટે બીજાં સઘળાંઓને સુખ આપવું હોય તો પ્રભુજી કહેશે હા, પણ અંબાલીકાને કાંઇ સુખ આપવું હોયતો પ્રભુજી કહેશે ના. શું કરૂં? મારા ઉપર બહુ કષ્ટ પડેછે તેથી આ પ્રમાણે પ્રભુજી પ્રતિ નિરાશાનાં વચનો ઉચરૂંછું.

**મિથલ**—રાજકુમારી! આ પ્રમાણે તમે ઉદ્વેગ પામો નહી. તમે તાતજીના મહેલથી ચાલી નીકળ્યાં તેના થોડ દિવસ પહેલાં મિથલ નામના બારવટિયાને તાતજીએ જન્મ પર્યંતનાં કારાગ્રહની શિક્ષા કરી હતી, તે તો તમે મહેલે સાંભળ્યું હશે. તેજ મિથલ હું છું. આપને અહીંથી સલામત લઇ જવા આપના તાતજીએ મને કારાગ્રહમાંથી મુક્ત કર્યોછે અને હું આપની પાસે આવ્યોછું. અને આપની સેવામાં સ્ત્રી માણસ જોઇએ તે માટે એક બાઇને પણ લાવ્યોછું. પેલી એ બાઇ આવેછે.

**અંબાલીકા**—(સુચિરા આવી પહોંચતાં. તેણીને જોઇને. મિથલને). અરે, મિથલ ભાઇ! આ તો યોગેશ્વરી બાઇ છે અને એમની સેવામાં તો આપણે તો શું પણ સકળ જગત શિર ઝુકાવીને રહે એવાં એ પ્રતાપી છે, તેમને તમે ભૂલમાં મારી સેવામાં શું લઇ આવ્યા! (સુચિરાને). માતુશ્રી! આ મિથલ ભાઈ આપને બરાબર ઓળખતા નહી હોવાથી ભૂલમાં અહીં આપને લઇ આવ્યાછે. માતુશ્રી! આપ સુખે આપના આશ્રમે સિધરો. મને માર્ગમાં કષ્ટ તો બહુ પડેછે પણ જ્યાં ભગવાનજ મને સાંભળતા નથી ત્યાં મારે આપને વળી શો શ્રમ આપવો?

**સુચિરા**—બહેન! મેં તમને ભગવાન સબંધિ થોડોક બોધ દીધો હતો તે તમે વિસારી દીધેલો લાગેછે! પૂર્વનાં પાપોને લીધે આપણે અમુક ભવમાં પીડા પામીએ તેમાં પ્રભુજીનો દોષ શું? ઘડેલી કલમ પાસે પડેલી હોય તે છતાં તેને ઝાલીને લખવા આંગળિઓ ના હોય એવો હાથ લુલો હોય તો એમાં દોષ કલમનો શું? નદીનાં પૂરમાં કોઇ મૂર્ખ પોતાને ઝંપલાવે અને પછી તેમાં તણાતો થાય તેમાં દોષ પૂરનો શું? લોહને ઘટ્ટતા પ્રાપ્ત થતાં અગ્નિનો તાપ પામવા તેનો વખત આવ્યો તો તેમાં દોષ અગ્નિનો કે લુહારનો શું? માટે, કોઇ દિવસ હવે પ્રભુજીને દોષ દેશો નહી. અને, બહેન, હું તમારી મદદમાં આવીછું તે માટે તમે મનમાં જરા પણ મુઝાશો નહી. આપણે સકળ માનવ અવતારો એક બીજાનાં દાસોજ છીએ અને તેમાંજ આપણું કર્તવ્ય અને ગૌરવ છે. સૂર્યને પૃથ્વીને પ્રકાશ દેવા કાજે પૃથ્વીની સેવામાં ઉભા રહેવામાં અધોગતિ નથી; કમળને કાદવ માંહે જઈને કાદવને રમ્ય કરવામાં માનભંગ થવાનું નથી; ગુરૂને વિદ્યાર્થીઓને

( તેણી પોતાના હાથેજ ઉભી થાયછે અને આવે ટેકરા ઉપર જાયછે, ત્યાં ચ-ઢતાં એક ખાડામાં પડેછે ). એ માતુશ્રી ! એ મિથલ ભાઇ ! આ ભૂમિ માત તો મને ગળી ગઈ !

**મિથલ**—( અંબાલીકાની બુમ સાંભળીને અને તેણીને ખાડામાં પડતી જોઇને. સ્વગત ). અરે ! આ તો રાજકુમારીને કાંઈ અકસ્માત થયો શું ! ( તેણી તરફ તેણીની મદદે દોડેછે. તેણી જે ખાડામાં પડીછે તેમાંથી તેણીના પગમાં વિંટળાયલાં દોરડાં સહિત તેણીને ઉંચકીને બહાર કહાડેછે. સુચિરા પણ તેણીની પાસ જઇ પહોંચતાં અંબાલીકાના પગમાં ભરાયલું દોરડું પગમાંથી કહાડી નાખેછે).

**અંબાલીકા**—( સુચિરાને ) ! અરે ! માતુશ્રી ! મને શરમાવાનું ના કરો, કાંઈ મારા હાથ ભાંગી ગયાછે કે પગમાં ભરાયલું દોરડું પણ હું મારા હાથે નહી કહાડી શકીશ ? તમને જે શ્રમ પડયોછે તે માટે મને માફ કરશો. ( મિથલને ). ભાઈ મિથલ ! તમે મને ખાડામાંથી ફુલની માફક ઉંચકીને બહાર કહાડીછે તેનો ઉપકાર હું કઇ પેરે વાળી શકીશ !

**મિથલ**—રાજકુમારી ! તમારા ઉપકારનો ઉકરડો સળગાવી મુકો તો સારૂં. તમારા ઉપ-કારની ઉપજ નિપજમાં પુળો મુકો તો સારૂં. તમારા ઉપકારનો ઉતાર અહીં ના મુકો તો સારૂં. અમે તમારી સેવામાં નીકળ્યાં છીએ તે તમને દુખમાં પણ મદદ નહી કરશું ત્યારે શું તમારી સામે જોયા કરીશું ? વ્યાધિ મટાડવા ઔષધિ લાવ-વામાં આવી તો ઔષધિ વ્યાધિને મટાડશે નહી તો તે શા અર્થની છે અને કયાંયે ઉકરડે પડી રહેલીજ સારી ? સાકરને દુધ ભેગી કરતાં સાકર દુધને સ્વાદુતા દેશે તેમાં તે કાંઈ નવાઇ કરશે ! રત્ન સુંદરીનાં ગળે જતાં તેણીની શોભા કાંઈ વધારશે તો તેમાં શું તે કાંઇ દયાદાન એ સુંદરી ઉપર કરશે ? રાજ-કુમારી ! માટે, તમે ઉપકારની વાત ઉચરશો નહી. હું જરા આ દોરડું ખેંચી જોવું. ( દોરડું ખેંચેછે તે સાથે રત્નો ભરેલો એક ચરૂ નીકળેછે, તે સાથે બીજું એક દોરડું બાંધેલુંછે તે ખેંચતાં બીજો ચરૂ રત્નો ભરેલો નીકળેછે. એ પ્રમાણે સ-તર દોરડાં અને ચરૂઓ નીકળેછે. અંબાલીકાને ). લ્યો, રાજકુમારી ! ભાગ્ય-શાળીના ભૂત રળે, તેમ આપ રાજકુમારીને વનવગડે દ્રવ્ય જોઇએ તે આ ભગવાને આપ્યું. આપ કહો ત્યાં તમારા માટે અને યોગેશ્વરી માતુશ્રી માટે લઈ ચાલું.

**અંબાલીકા**—રત્નોના આ ચરૂઓ આપણે નહીં લેતાં અહીંજ પડયા રહેવા દેવા આપણને ઘટેછે કારણકે એ આપણને જડયા તેથી કાંઇ આપણા કહેવાય નહી.

**સુચિરા**—આપણને માર્ગમાં ઢેખાળા જડે તે આપણા પોતા માટે ઉપાડી લઇએ તોજ આ-પણને માર્ગમાં દ્રવ્ય મળે તે ઉપાડી લેવું ઘટે, માટે આ દ્રવ્ય અહીંજ પડયું રહેવા દેવું જોઇએ. બહેન અંબાલીકા ! તમે જરા હવે ઉંઘી ઉઠો તો ઠીક કેમકે આ તમને વાગ્યુંછે ત્યાર પછી તમારાં શરીરને થોડી વારની શાંત નિદ્રાની જરૂર છે.

**અખાલીકા**—માતુશ્રી ! મને થોડી ઉંઘ લીધા વિના ચાલે તેમ નથી એવું મારૂં શરીર ખાડામાં પડવાના ધક્કાથી બધું ધ્રુજી ગયુંછે. પણ માતુશ્રી ! હૂં નિરાંતે ઉંઘીશ અને તમે બીચારાં બેસી રહેશો ? વિદ્યુત ગગનમાં બાપડી ઝબક ઝબક ચમકે અને પૃથ્વી રાત્રિના અંધકારમાં ઘોર નિદ્રા લઈ રહે એ શું થોડી દીલગીરીની વાત છે ? વંટાળિયો થયો તો બાવળિયો તો નિરાંતે બેસી રહ્યો અને પુષ્પ કળી બાપડી દુખી થાય એ શું થોડા અન્યાયની વાત છે ? સરિતા બાપડી જળપાન કરાવવા જળ સિંચન કર્યાજ કરે, અને રેતીના ઢગલાઓ તો બસ નિરાંતે પીધાજ જાય એ શું કાંઈ જેવા તેવા ખેદની વાત છે ? અરે ! માતુશ્રી ! મને આ ચક્કર ચઢયા ! ઉંઘીજ જાવું. પણ માતુશ્રી ! હું કાંઈ ઝાઝો વખત ઉંઘી રહું તો મને ઝટ ઉઠાડજો. પતંગ ઝાઝો હવામાં તણાતો જાય તો એને તુરત હેઠે ઉતારી પાડજો નહીતે તણાયો જતાં તો તુટીને નાશજ પામશે. જંગલ ઝાઝું ઝુંફ્પા કરે તો એની ઝુંફણમાં લહાવજ લગાડી દીધેલી સારી કે ફરીથી નવિન જીવન પામી કાંઈ રમ્ય સ્થળ બને. કાગ પોતાનો કુટિલ કંઠ નહીજ તજે પણ બંદુકનો ભડાકો કરીને એને એ અપ્રિય સ્વર થોડો કહાડતો કરેલોજ સારો. ( ઉંઘી જાયછે ).

**મિથલ**—( સુચિરાને ). આપની કાંઈ આજ્ઞા હોય તો મને કહેવા કૃપા કરશો, અને જો આપની કાંઈ આજ્ઞા મને ના હોય તો મારી આપને વિનંતિ છે કે શાસ્ત્રનું કાંઇ જ્ઞાન મને દેવા કૃપા કરશો જેથી શાસ્ત્ર જ્ઞાન થતાં મારી સદ્ગતિ થાય. પાષાણ તે સુવર્ણને શું સૂચવશે કે કાંઈ પ્રકાશની સમજ મને પાડ ! તળેટી ગિરિ શિખરને શું કહેશે કે શ્રષ્ટિ સૌંદર્ય જે તને દૃષ્યમાન થાયછે તેનું જ્ઞાન કાંઈ મને આપ ! લખોટા રમનાર બાળ ખગોળવેત્તાને શું કહેશે કે ગગનના ગ્રહ તારલાઓના જે ગોળાઓ તું ગબડાવેછે તેનો મહિમા તું મને કાંઈ કહે ! પણ, માતુશ્રી ! આપ તો જાણોછો કે પોતાનું ભવિષ્ય સુધારવાની અભિલાષા સર્વ મનુષ્યને હોયછે તો આપના બોધરૂપી અમૃતથી મને પણ અમરત્વ પ્રાપ્ત થાય એ મારી અભિલાષા મારા માટે સ્વાભાવિક છે. અને માતુશ્રી જો આપની આજ્ઞા હોય તો હું આપને વિનંતિ કરૂંછું કે મુક્તનું રહસ્ય હું જાણવા ઘણો ઉત્સુક છું.

**સુચિરા**—ભલે, એ વિષે હું જે કાંઇ જાણુંછું તે તમને કહુંછું. મુક્ત તે પુરૂષ છે જેણે મુક્તિ મેળવી છે, અર્થાત, જેણે કર્મનું બંધન તોડયુંછે, જેને કર્મનો પાશ વળગી શકતો નથી, જેણે અમરત્વ પ્રાપ્ત કર્યુંછે. હવે આ મુક્ત કાંઇ શરીરધારી હોય છે કે શરીર રહિત હોયછે તે માટે હું તમને કહુંછું. મુક્ત આત્માનાં મૂળ સ્વરૂપને પામેછે. આત્માનું મૂળ સ્વરૂપ મુક્ત ભક્તિથી, જ્ઞાનથી અને રાગ દ્વેશ રહિતપણાથી પામે છે. હવે આત્માનું મૂળ સ્વરૂપ તે કાંઇ સ્થૂળ કે સુક્ષ્મ એવું કાંઈ શરીર નથી, પણ આત્માનું મૂળ સ્વરૂપ તે અમુક આઠ ગુણો રૂપી તત્વોનું છે, અને ગુણોને શરીર હોતું નથી. આત્માનાં મૂળ સ્વરૂપની પ્રાપ્તિ તે સ્વરૂપ અભિનિષ્પતિ કહેવાયછે. પ્રજાપતિએ મુક્ત વિષે ઇંદ્રને તેની વિનંતિ પ્રમાણે જ્ઞાન આપતાં આ પ્રમાણે કહ્યું હતું: “ આ સ્થૂળ શરીર નાશવંત છેઅને મૃત્યુને

આધિન છે. જે આત્મા અમર અને શરીર રહિત છે તેનું એ નિવાસ સ્થાન છે. આ આત્મા જ્યારે શરીરમાં વાસ કરી રહેલો હોયછે ત્યારે આ શરીરને પોતાને સમજીને સુખ દુઃખ પામેછે. જ્યાં સુધી આત્મા શરીરમાં રહેછે ત્યાં સુધી સુખ દુઃખમાંથી તે છુટી શકતો નથી, પણ જ્યારે તે આ શરીરમાંથી મુક્ત થાય છે, ત્યારે તે જુવેછે કે શરીર તે પોતે આત્મા નથી અને ત્યારે સુખ દુઃખ તેને સ્પર્શ કરતાં નથી. વાયુ શરીર રહિત છે, તેમજ વાદળ વિદ્યુત અને ગર્જના શરીર રહિત છે. આ સર્વ પોતાનાં મૂળ રૂપમાંજ પ્રગટેછે. તેજ પ્રમાણે આત્મા જ્યારે તે આ શરીરમાંથી મુક્ત થાયછે અને પરમાત્મા પ્રતિ ગમન કરેછે ત્યારે તે પોતાના મૂળ સ્વરૂપમાં શરીર રહિત પ્રકાશેછે." આ સૂત્રો પ્રમાણે મુક્તિ એ આત્માનાં મૂળ સ્વરૂપની પ્રાપ્તિ છે અને એ મૂળ સ્વરૂપમાં આત્મા શરીર રહિત છે, કેમકે શરીરનાં બંધનનું પ્રયોજન કર્મ છે અને મુક્તને કાંઇ કર્મ રહેતુંજ નથી. હવે બીજું જાણવાનું એ છે કે પરમાત્મા પ્રતિની ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી અને પરમાત્મા તરફ ગમન કરવાથી મુક્તિ પ્રાપ્ત થાયછે તો એ મુક્તિમાં આત્માની સ્થિતિ શું છે. મુક્તના આત્માની સ્થિતિ પ્રભુની સાથનાં સાયુજ્યની છે, અર્થાત, પ્રભુમાં તન્મય થઇ જવાની છે. અર્થાત, માત્ર સાલોકય સ્થિતિ આત્માને પ્રાપ્ત થતી નથી, કેમકે સાલોકય સ્થિતિમાં તો મુક્ત આત્મા માત્ર પ્રભુજીની સમીપમાંજ રહેવા પામે છે. અને એ તો એવું થાય છે કે કોઇ રાજ્યમાં કોઇએ પ્રવેશ કરતાં, તે રાજ્યના રાજાની સાથે એકજ જગ્યાએ તે માણસનું રહેવું થાયછે, પણ તે રાજા સાથે તેનું એક થવું કાંઈ થતું નથી. અને સાયુજ્ય સ્થિતિવાળા તો જેમ સાગરમાં જઈ મળતી સરિતાઓ પોતાનું અસ્તિત્વ ખુવેછે અને સાગરમાં ડુબેછે, તેમ મુક્ત આત્મા નાશવંત શરીર અને નામમાંથી મુક્તિ પામી પરમાત્મામાં જઇ મળેછે. માટે મુક્ત આત્માની સ્થિતિનું મહાત્મ્ય એવું છે કે પરમાત્મામાંજ તે તન્મય થઈ જાયછે. પરંતુ આ સ્થળે આપણે યાદ રાખવું કે જોકે આપણે કહીએ છીએ કે સરિતા સાગરને જઇ મળતાં એ બે જળ એક થઈ જાયછે તોપણ એ બે જળ ખરી રીતે જોતાં જુદાં છે, તેમ જોકે મુક્ત આત્મા પરમાત્મામાં લીન થઇ જાયછે તો પણ તે પરમાત્માથી જુદો તો છેજ. હવે મુક્તના સ્વરૂપનાં આઠ ગુણો જે ઉપર કહ્યા તે તમને કહું; (૧) મુક્ત પાપ રહિત છે; (૨) મુક્ત જરા રહિત છે; (૩) મુક્ત અમર છે; (૪) મુક્તને ખેદ સ્પર્શ કરતો નથી; (૫) મુક્ત તૃષ્ણા રહિત છે; (૬) મુક્ત ક્ષુધા રહિત છે; (૭) મુક્તની અભિલાષા આપોઆપ ફળેછે; (૮) અને મુક્ત સત્યસંકલ્પ છે, અર્થાત, સંકલ્પે દ્વારાજ તેને સકળ વસ્તુની પ્રાપ્તિ થાયછે. કેટલાકોનું કહેવું એવું છે કે મુક્ત આત્મા માત્ર બુદ્ધિ રૂપેજ પ્રગટેછે, અર્થાત, એમાં બીજા ગુણો હોઇ શકે નહી, કારણકે મુકતે અવિદ્યાને બાળી નાખીછે તેથી જ્ઞાન એટલે બુદ્ધિનુંજ રૂપ તેને રહેછે. પણ જેમ મીઠાના ગાંગડામાં ખારાશ ઉપરાંત અમુક આકાર, અમુક નકકુરપણાના ગુણો રહ્યાછે તેમ મુક્ત આત્મામાં બુદ્ધિનાં રૂપ ઉપરાંત ઉપર વર્ણવેલા આઠ ગુણો પણ રહેલાછે. હવે આ મુક્તને આધિ-

નતા શક્ય છે કે નહી? વિશ્વમાં આ મુક્તો માત્ર પરમાત્માનીજ આજ્ઞા અને ઇચ્છાને આધિન છે. મુક્તનાં સ્વરૂપના જે આઠ ગુણો કહ્યા તેમાં સત્યસંકલ્પનો એક છે, અથાત, પોતાની સંકલ્પ શક્તિથી મુક્ત સકળ વસ્તુ પ્રાપ્ત કરી શકેછે, ત્યારે જે આત્મા આવો બળવાન છે તેને કોઇનું દાસત્વ સંભવતુંજ નથી. તે છતાં પરમાત્મા પ્રતિ તેનું દાસત્વ તો રહેલુંજ છે. કેમકે મુક્ત મહાલેછે તે મહેશ્વરના મહા આનન્દમાંજ. જેમ વૃક્ષ ઉપરનું ફળ આનંદે આમ તેમ ડોલેછે પણ તેથી કાંઈ આધાર રહિત તે નથી, પણ ડાળીના આધારેજ હીલી શકેછે; જેમ વસુમાન વ્યાપારી લાખોનો માલ ખરીદેછે પણ તેનો આધાર પોતાના પટારામાં પડેલી પુંજી ઉપર છે; જેમ યોદ્ધો પરાક્રમમાં શૂરો છે પણ તે તેનાં બાહુ બળ કરતાં વધારે ઝુઝેછે તે તેની તલવાર ઉપર; તેમ મુક્ત જો કે પરાધીનતા રહિત છે તોપણ પ્રભુજીને આધિન તો છેજ અને મુક્તોની પરાધીનતા પરમાત્માને એવી હોયછે કે પરમાત્માથીજ તેઓ વ્યાપી રહેછે, અર્થાત, અહર્નિશ પોતાનું સ્થૂળ શરીર તજીને અને પરમાત્માને પામીને, પરમાત્મા દ્વારાજ જુવેછે, પરમાત્મા દ્વારાજ સાંભળેછે, અને પરમાત્મા દ્વારાજ સર્વ કાંઈ કરેછે. આ સંકલ્પ શક્તિ જે મુક્તને પ્રાપ્ત થાયછે તે પ્રત્યેક મનુષ્યે પ્રથમથી કેળવવાની અને ખીલવવાની છે, કેમકે જેવો સંકલ્પ તેવીજ પ્રાપ્તિ એમ શ્રુતિ કહેછે. હવે જોકે મુક્તને સ્થૂળ શરીર નથી, અને સ્થૂળ શરીર ભોગ ભોગવી શકેછે, તોપણ મુક્ત પણ સ્થૂળ શરીર વિના પણ ભોગ ભોગવેછે, અર્થાત, આનન્દ અનુભવી શકેછે. જેમ સ્વપ્નામાં આનંદનો અનુભવ પદાર્થોના ભોગ વિના થાયછે તેમ મુક્તને સ્થૂળ શરીર દ્વારા પદાર્થોના ભોગ વિના આનન્દ થાયછે. અને બહુધા મુક્ત ઉપરની પોતાની પ્રસન્નતાના પ્રસાદ તરીકે પરમાત્મા પોતે આનન્દનો અનુભવ મુકતને કરાવે છે અને મુક્ત તેથી પોતાને કૃતાર્થ માનેછે. હવે જ્યારે મુક્ત ભોગ ભોગવેછે ત્યારે એ ભોગો સ્થૂળ ભોગો નથી પણ ભક્તિ, ઉચ્ચ આશય એવા ભોગોજ ભોગવેછે તે પણ આપણે લક્ષમાં રાખવું જોઇએ. હવે જેમ દીવો તેનાં કીર્ણો દ્વારા પ્રત્યેક ખુણામાં વ્યાપી રહેછે તેમ મુક્ત સકળ સ્થળે પોતાનાં ચૈતન્ય દ્વારા વ્યાપી રહેછે. વળી મુકતોનું પ્રાબલ્ય એટલું છે કે તેઓ અનેક વસ્તુઓ ઉત્પન્ન કરી શકેછે, અને માત્ર એક વિશ્વ ઉત્પન્ન કરવું એજ તેમને અશક્ય છે, કારણ કે વિશ્વર રચવું એ સત્તા માત્ર પરમાત્માનીજ છે. આ જગત વ્યવહાર મુકતોને પણ પ્રાપ્ત નથી તે છતાં સ્થૂળ દેહનો પામર મનુષ્ય આ પૃથ્વી ઉપર ગર્વ કેવો કરે છે કે હુંજ સઘળું કરૂંછું અને મારૂંજ કરેલું સઘળું થાયછે! આ મુકતો વિશ્વમાં કોઇ પણ સ્થળે ગમન કરી શકેછે તેમજ વિશ્વરચનાના સર્વ સ્થળના ગુહ્ય નિયમો તેઓ જાણેછે અને પોતાને વશ નિયમોને વર્તાવેછે.

**દેવી**—(સ્વપ્નામાં આ પ્રમાણે એક દેવી અંબાલીકાને આજ્ઞા કરેછે). અંબાલીકા! યુધાજીત મહારાજાની એકની એક પુત્રી અંબાલીકા! તને રત્નના જે સતર ચરૂઓ હમણા મળ્યા છે તે તેં કે સુચિરાએ કે મિથલે નથી લીધા તે તમે સઘળાંએ બહું સારૂં કર્યું છે. એ સઘળા ચરૂઓ રત્નો ભરેલાજ હમણા દીવોદાસ નામના ચાળીસ

વર્ષની વયના ભગવત્ ભક્તિ પરાયણ બ્રાહ્મણ આવશે તેમને તારા હાથે તું સ્વાધીન કરજે. એ દીવોદાસ બ્રાહ્મણ પરમ કૃપાળુ પરમાત્માના સાચા ભક્ત છે. અને પ્રભુજીએ એમના ઉપર પ્રસન્ન થઈને એ દ્રવ્ય એમને આપ્યુંછે. તને આ વિષે વધારે ખાતરી કરી આપવા કહુંછું કે એમની પાછળ પાછળ યયાતિ નામના એક રાજકુમાર અને મારીશા નામની તે રાજકુમારની રાણી પણ છે. તારે વધુ ચાપચીપ એ દીવોદાસની ઓળખ માટે કરવાની કાંઇ જરૂર નથી. જો. દીવોદાસનું દર્શન તને કરાવુંછું. (દીવોદાસનું સ્વપ્નમાં દર્શન કરાવેછે.)

**અંબાલીકા**—(ઉંઘમાં દેવીને). વારૂ, માતાજી, વારૂ. પ્રભુજીની જે આજ્ઞા તમે મને કહી તે પ્રમાણેજ હું કરીશ. મારી ચુક એમાં નહી પડવા દેવું. ( જાગૃત થઇને. સુચિરાને તથા મિથલને). સાંભળો સાંભળો. પૂજ્ય માતુશ્રી અને વડીલ ભાઇ મિથલ ! મને આ ઘડી એક દેવી માતાએ સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું કે દીવોદાસ નામના બ્રાહ્મણ હમણા હાલ આવશે તેને રત્નોના આ સતરે ચરૂઓ તારે આપી દેવા કેમકે એ દીવોદાસ ઉપર એમના ભક્તિ ભાવથી પ્રસન્ન થઇને એ ચરૂઓ રત્નો ભરેલા પ્રભુજીએ એમને દીધાછે.

**મિથલ**—(સુચિરાને). આ કાંઇ માત્ર ઠાલો મનનો ધખારો તો નહી હોય !

**સુચિરા**—જ્યાં સાક્ષાત દેવીનાં દર્શન અને પરમાત્માની આજ્ઞા છે ત્યાં ધખારો કેમ કહેવાય અને મનાય ? શુ મનુષ્યો પ્રભુજીથી એટલી હદે વિમુખ થઇ ગયાંછે કે પ્રભુજીનાં તત્વને પણ ઓળખી શકતાં નથી ! શું થેલી એવી ફાટીને ચિથડું થઈ ગઈછે કે દ્રવ્યને પણ તે ધારણ કરી શકતીજ નથી ? શું આરસી એટલી મલિન થઇ ગઇછે કે સૂર્યનાં કીર્ણનું પણ પ્રતિબિંબ તે પાડી શકતી નથી ! શું સરોવર એવુ શુષ્ક થઈ ગયુંછે કે પાસે ઘાસનું એક તણખલું પણ ઉગી શકતું નથી ! માટે, કાંઇ પણ શંકા લાવ્યા વિના આપણે પેલાં રત્નો જે ભૂમિ ઉપર થોડાં વેરાયાં છે તે ઉપાડીને ચરૂઓમાં નાખી દઇએ, કેમકે એક પણ ઓછું રત્ન એ દીવોદાસ બ્રાહ્મણને આપવામાં આપણને મહા પાપ લાગશે. ( સઘળાં રત્નો વિણી ચરૂઓમાં નાખવા જાયછે).

**દીવોદાસ**—(આવતાં, સ્વગત ). યયાતિ રાજકુમાર અને મારીશાથી હું જરા જરા આગળ ચાલુંછું એ ઠીક કરૂંછું કેમકે મારીશા મારી આમન્યા તોડતાં નથી. એ બેઉ પાછળ જરા વધારે પડી ગયાંછે તો હું જરા અહીં એમના માટે થોભું.

### ગાયન ૪૦.

૧ પ્રભુજીના અપાર પાડ, એકે માનવ તેમાંથી તું ઉપાડ.
૧ તું જાતનો માનવ એક મહા ખાડ,
તેની આસપાસ આવ્યાં અનેક ઝાડ,
રક્ષા કાજ હરી લડાવે તને એ લાડ.
૨ તું પાડે ચોમેર ધાડ, શણી દેવી ઘટે તને તાડ,

ઉગારે ત્રાતા સુણી તુજ બરાડ, મીઠાં ઝાડનાં મૂળ તું ના ઉખાડ.
૪ તું તો છે લજ્જા રહિત લબાડ, તુજ તર્ક ઉરનું દ્વાર તું ઉઘાડ,
લબાડપણું તેમાં તું ગાડ, લજ્જા મૂર્ખા તું ના છેક છાંડ.

**અંબાલીકા**—(સુચિરા તથા મિથલને). હું ધારૂં છું હવે તો એકે રત્ન ભૂમિ ઉપર પડેલું આપણે નથી રહેવા દીધું. ચાલો, હવે આપણે નિરાંતે જરા બેસીએ. (તેણીની નજર દીવોદાસ ઉપર પડેછે). અરે, આ કોઈ પુરૂષ તો ત્યાં દીસેછે! અરે! માતાજીએ સ્વપ્નમાં દીવોદાસ ભક્તનાં દર્શન મને કરાવ્યાં તેજ એ દીવોદાસ છે. (દીવોદાસ પાસે દોડી જઇને). પધારો દીવોદાસ મહારાજ! પધારો. ધન્ય છે આપના ભગવત્ ભક્તિ ભાવને! તમે જેણે ભગવત્‌ની પ્રસન્નતા તમારી ભગવત્ ભક્તિથી પ્રાપ્ત કરીછે તેને હું નમન કરૂંછું. તમારી સંગાથના યયાતિ રાજકુમાર અને એમનાં મારીશા રાણી તમારી પાછળ આવેછે શું?

**દીવોદાસ**—(બાજુ. સ્વગત). આ ત્રણ લોકો આ સ્થળે કયાંથી અને વળી મને ઓળખે છે કયાંથી! આ પેલો (મિથલ) તો કાંઇ મહા જબરો માણસ છે! લુંટારાઓની ટોળી હોય તો આવોજ ઢોંગ લઇ બેસે. અજાણ્યાંથી અળગા રહેવું એમાંજ સાર છે. (અંબાલીકાને). બહેન! હા. એ કુમાર અને એમનાં પત્નિ મારી પાછળ છે અને હમણા આવી પહોંચતાં હશે.

**અંબાલીકા**—પણ, દીવોદાસ મહારાજ! અમારી પાસે આવવા કૃપા કરોને. આ રીતે અળગા શું ઉભા રહોછો?

**દીવોદાસ**—(બાજુ. સ્વગત). દીવોદાસ પંડીતજી! કાંઇ પંડીતાઈ ચલાવવામાં ચૂક કરશો તો પેલા યયાતિનું સઘળું દ્રવ્ય બચાવ્યુંછે તે પાછું લુંટાઇ જવાનું! (અંબાલીકાને). પેલાં પાછળ આવતાં લોકો સાથે મારે તો આગળ જવાનું છે એટલે અહીં આપની સાથે વાતે કેમ વળી શકું?

**અંબાલીકા**—વાતે અમારી સાથે ના વળો તો જેમ આપની ઇચ્છા. પણ એટલું કહેવા કૃપા કરશો કે આપનું નામ દીવોદાસ ખરૂં? અને આપની પાછળ બે માણસો છે તેમનાં નામો યયાતિ અને મારીશા ખરાં?

**મિથલ**—(દીવોદાસને). દીવોદાસજી ભગવત્ ભક્ત! મને શરીરે જબરો જોઇને કાંઇ મનમાં મને બારવટિયો ધારતા હશો અને તેથી અળગા રહેતા હશો? અને હું બારવટિયો છું પણ ખરો, પણ તમારે મારાથી કાંઈ બીહવાનું નથી.

**અંબાલીકા**—દીવોદાસજી ભગવત્ ભક્ત! એક દેવીએ હમણા હાલ મને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યુંછે કે પ્રભુજી જેના તમે પરમ ભક્ત છો. તેમણે તમારા ઉપર પ્રસન્ન થઇને રત્નોના સતર ચરૂઓ જે આ ખાડામાંથી નીકળ્યા છે તે તમને આપવા મને કહ્યું છે. એ સતર ચરૂઓ પેલા રહ્યા. તે આપ તપાસી લ્યો. એટલે પછી અમે અમારા માર્ગે જઈએ અને આપ આપના માર્ગે સિધારો.

**મિથલ**—આ ચરૂઓ ભક્તરાજથી ઉપાડીને લઈ નહી જવાશે માટે પેલાં ગધેડાંઓ કોઈનાં

ચરે છે તેમને અહીં હાંકી લાવું એટલે તેમના ઉપર લાધીને એમનાં ઘર એ ચરૂઓ એમનાથી લઈ જવાય. ( જાયછે ).

**દીવોદાસ**—મારી પડીતાઈમાં મેં ધૂળ મેળવીછે કે તમો ત્રણે ઉપર હું વહેમ લઈ ગયો અને તમારાથી અળગો ઉભો રહ્યો ! (મારીશા તથા યયાતિ આવી પહોંચતાં, તેમને) હું તો ધર્મ કરવા નીકળ્યો અને કર્મ નડયું એવી આ તો વાત થઈ ! હું તો તમારા લોકોની સોબતે નહી ચઢયો હોત તો સારૂં કેમકે તમારી સોબતે નીકળતાં પ્રભુજીએ સતર ચરૂઓ ભરીને મને રત્નો દીધાં તો એ તો મારાં શિર મોટી પીડા આવી પડી. આ દ્રવ્યને હું ગરીબ માણુસ તે શું કરવાનો હતો ?

**યયાતિ**—વળી દ્રવ્ય તો કોઇને વાહલું ન હોય એવું કયાંયે કોઇએ કહ્યું હશે કે સાંભળ્યું હશે ? આ દ્રવ્યને તમે શું કરશો તો મહેલ માળિયાં બંધાવી આનંદે હવે મહાલો. દ્રવ્યનું બીજા લોકો શું કરતા હશે વળી ?

**દીવોદાસ**—રાજકુમાર ! રાજન અને શ્રીમન્ત વર્ગનાં મહેલ માળિયાં કે સુખ વૈભવો મને નહી ઘટે, અને તે માટે મને તે ના જોઇએ. હું તો કહુંછું કે આ બાઇ જેમને મારા માટે આ સ્વપ્નું આવ્યું તે, અને એમની સાથે આ બીજાં બાઈ છે તે, અને એમની સંગાથના ત્રીજા બારવટિયા છે તે, અને રાજકુમાર યયાતિ તમે અને આપનાં પત્નિ મારીશા, એ પાંચે આપને યોગ્ય લાગે તે પ્રમાણે આ સઘળું દ્રવ્ય માંહોમાંહે વહેંચી લ્યો.

**યયાતિ**—( પોતે દૂર જઇને અને દીવોદાસને પોતાની પાસે બોલાવીને ). અરે ! દીવોદાસ બાપા ! જરા અહીં આવો તો. મારા આ હાથમાં વાગ્યું હતું તે પાછો એકદમ દુઃખી આવ્યોછે માટે મેહેરબાની કરીને જરા દાબો. ( દીવોદાસ પાસે આવી પહોંચતાં, તેને ધીમા સ્વરથી ). પેલો ગધેડાં લઇ આવવા ગયોછે અને તમે કહો છો કે બારવટિયો છે ત્યારે તો આ દ્રવ્યની વાત મને બહુ વહેમ પડતી લાગેછે. હું ધારૂંછું કે આ લોકો આ દ્રવ્ય ચોરી લાવ્યાંછે અને એમને પકડાઈ જવાનો કંઇ ડર છે તેથી આપણા ગળે વળગાવીને પોતે ખસી જવાનું કરેછે.

**મારીશા**—(દીવોદાસને). દ્રવ્યની લાલચ મનુષ્ય જાત માટે મહા ખોટી છે, અને આપ કહેશો તેટલું દ્રવ્ય અમે આપને આપીશું, માટે તમે સાફ આ લોકો આગળ છુટીજ પડો કે મારે દ્રવ્ય જોઇતુંજ નથી, અને આપણે પછી ચાલવાજ માંડો.

**દીવોદાસ**—આવો અણવિશ્વાસ મને પોતાને પ્રથમ આવ્યો હતો પણ તે હવે જતો રહ્યો છે. પ્રત્યક્ષ પ્રકાશ આગળ અંધકારને અળગો થતાં કેટલી વાર ! અમૃત આગળ સ્થૂળ દેહની વ્યાધિને ટળતાં કેટલી વાર ! બાવનાચંદન આગળ વિષ્ટાની દુર્ગંધ દૂર થતાં કેટલી વાર ! તેમ સત્ય આગળ અસત્યને અદૃષ્ય થતાં કેટલી વાર ! તમે એ વિષે મારા શબ્દો ઉપર ભરોંસો રાખીને નિશ્ચિંત રહો. આ લોકોને ખોટું લાગશે કે આપણે ખાનગી શું વાત કરી રહ્યા હઇશું માટે હવે આપણે એ લોકો પાસે જઈએ. (અંબાલીકા તથા સુચિરા પાસે જઇને. તેમને ). મારાં બહેનો ! આ દ્રવ્યના વિભાગો તમારા પાંચ માંહે પાડવા તમે કાંઇ છેવટનો નિર્ણય કર્યો ?

**અંબાલીકા**—મહારાજશ્રી ! હું પણ આપના પ્રતાપથી રાજપુત્રી છું એટલે દ્રવ્યનો તોટો મને નથી; આ માતુશ્રી (સુચિરા ) તે તો મોટાં યોગેશ્વરી છે. એમનાં મન તો ધન ધૂળ સમાન છે. આ મારી સાથે બારવટિયા છે તેમની પાસે પણ દ્રવ્ય પુરતું છે, અને હું નથી ધારતી કે યયાતિ રાજકુમાર કે એમનાં રાણી મારીશા પણ આ દ્રવ્યમાંથી કાંઇ લે તે માટે આપનું દ્રવ્ય આપ પોતેજ લેવો તો ઘણી સારી વાત છે.

**દીવોદાસ**—મેં આપને સમજ પાડી તેમ આ દ્રવ્ય મારાથી સુખ વૈભવ માટે વપરાશે નહી. માટે એ દ્રવ્યમાંથી હું પ્રભુજીનુ એક મોટું દેવાલય બંધાવીશ જેથી જે અંધ મનુષ્યો પ્રભુજીની કૃપામાં નથી માનતાં તેમની આંખો ખુલે અને પ્રભુજીની કૃપા માટે યોગ્ય પાત્રો થવા પ્રયત્ન કરે અને છેવટે પ્રભુજીની કૃપા પામે અને તે કૃપાના પ્રતાપથી સંસાર તેમને સુખનો સાગર થઈ પડે. પ્રભુજીની કૃપાના પ્રતાપથી લોહની બેડીઓનો ખખણાટ તે સુવર્ણનાં ઝાંઝરનો ઝણકાર પળમાં થઇ રહે; ગળે ફાંસાની દોરી તે અમુલ્ય હીરા મોતીનો હાર પળમાં થઈ રહે તે પ્રભુજીની કૃપાથી; હીણ-ભાગી અબળાનાં અફળદ્રુપ ખેતરો જે એક દાણો અન્ન ન આપે તે સોનાની ખાણો થઈ પડે તે પ્રભુજીના કૃપાથી. ( મિથલ ગધેડાંઓ લઈને આવેછે, તેને ). ભાઈ મિથલ ! તમે તો મારા ઉપર બહુ કૃપા કરીછે. હવે તમારે મારા ઉપર એક વધુ કૃપા કરવી પડશે. તેમાં તમારી ના ચાલશે નહી. તમને મારી વિનંતી છે કે આ ચરૂઓમાંથી તમને ગમે તેટલા ચરૂઓ તમારા માટે લઇ લ્યો અને તમારા હાથે તમો ન લેવો તો હું જેટલા આપું તે લેવા કબુલ કરો.

**મિથલ**—મહારાજશ્રી ! આ તે આપ શું બોલોછો ! આપ બ્રાહ્મણ તેમનું મારાથી એક રતી ભાર પણ કાંઇ લેવાય ? બ્રાહ્મણની વસ્તુ લીધાથી થતી અધોગતિ માટે શાસ્ત્રની એક કથા મને યાદ છે. તે આપને તો એક બહુશ્રુત પંડીતજી તરીકે અને આ યોગેશ્વરી માતુશ્રાને પણ ખબર હશે, પણ આ બીજાંઓને ખબર નહી હશે તે માટે તેમને કહુંછું. પૂર્વે નૃગરાજા થઈ ગયા. તે એવા પુણ્યશાળી હતા કે રેતીના જેટલા દાણા, આકાશના જેટલા તારા અને વૃષાની જેટલી ધારાઓ તેટલી ગાયો દાનમાં તેમણે આપેલી હતી. તેમજ સુવર્ણ, ઘર, ઘોડાઓ હાથીઓ, દાસી સહિત કન્યાઓ, વસ્ત્રો, રથો, એવાં કાંઇ પાર વિનાનાં દાનો તેમણે કર્યાં હતાં. એક દિવસે કોઇ એક બ્રાહ્મણની ગાય નૃગરાજાની ગાયોનાં ટોળાંમાં ભરાઈ ગઇ અને ભૂલમાં નૃગરાજાએ પેલા બ્રાહ્મણની ગાય દાનમાં આપી દીધી. ગાયનો ખરો ધણી પોતાની ગાય માગતો નૃગરાજા પાસે ગયો અને પોતાની ગાય માગી. નૃગરાજાએ આ ગાયના ખરા ધણીને તેમજ જેને એ ગાય નૃગરાજાએ દાનમાં આપી હતી તે બેઉને કહ્યું કે તમારા બેઉમાંથી જે કોઇ આ ગાય ઉપરથી હક્ક ઉઠાવી લેશો તેને એક ગાયને બદલે એક લાખ ગાય આપીશ. આ બાબતમાં મારી ભૂલ થઇ ગઇ છે તેથી તમે બેઉ મને માફ કરો અને એમાંથી ગમે તે મારી બીજી એક લાખ ગાયો લઇને આ એક ગાય ઉપરનો હક્ક ઉઠાવી લો. ત્યારે ગાયના ખરા ધણીએ કહ્યું કે હું કોઇના પણ હાથથી દાન લેતો નથી માટે તમારી એક લાખ

ગાયોનું દાન પણ મને નહી જોઇએ. અને જેને દાનમાં આ એક ગાય મળી હતી તેણે પણ આ ગાય ઉપરથી પોતાનો હક્ક ઉઠાવવા નાજ પાડી. હવે નૃગરાજા જ્યારે મરણ પામ્યો અને યમદુતો તેને યમપુરીમાં લઈ ગયા ત્યારે યમરાજાએ તેને પૂછ્યું કે તું પ્રથમ પાપ ભોગવવા ઇચ્છે છે કે પૂણ્ય ? નૃગરાજાએ પાપ પહેલાં ભોગવવા ઇચ્છા દર્શાવી ત્યારે યમરાજાએ તેને કહ્યું કે એક હકદાર બ્રાહ્મણની પોતાની ગાય તેં બ્રાહ્મણ પાસેથી લઈ લીધી તે માટે તું જાનવરની અધમ યોનિમાં આવતાર લે. અને એ આજ્ઞા પ્રમાણે તે નૃગરાજાને કરચલાંનો અવતાર પ્રાપ્ત થયો. આ પ્રમાણેની કથા શાસ્ત્રમાં છે. માટે આપ જે બ્રાહ્મણ તેનું હું કાઇ પણ દ્રવ્ય લેવું તો પશુની યોનિમાં મારૂં પતન થાય અને તેથી હું ડરૂંછું માટે આપનું દ્રવ્ય આપ પોતે ગ્રહણ કરો.

**દીવોદાસ**—ભાઇ! જ્યારે તમારો પાડ મારાથી આ દ્રવ્યનાં સાધનથી વળાય તેમ નથી તો હું લાચાર છું. અને હું એટલું તો જાણુંછું કે પરમાર્થનો બદલો આપોઆપ આવી મળેછે તો મારે આપનો બદલો વાળવા બહુ ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. અને હું આપની કૃપાનો પાડ વાળી વાળીને પણ કેટલો વાળી શકવાનો હતો ? માતાનાં સ્તનનું દુધ પીને મોટાં થયલાં બાળકથી માતાનો તે પાડ માતા આગળ ગાય ભેંસનાં દુધના કઢા લાવી મુકતાં કદી વાળી શકશે નહી, પણ સુનીતિવાન અને આરોગ્યતા ભરેલાં પોતે થતાં માતાનો પાડ વાળી શકાશે વૃક્ષલતાનો પાડ મનુષ્ય માહે હાંડી ઝુમર ટાંગીને વાળી નહી શકશે, પણ પોતાના વદનનો તાપ વિમળ લહેરીઓથી ત્યાં ટાળીને, પ્રભુજીની લીલામાં પોતાનું મન પ્રેરીને તે પાડ વાળી શકશે. તેમ આપનો પાડ હું દ્રવ્યનો બદલો આપીને વાળી શકીશ નહી પણ આપનો સદાનો શુભેચ્છક સેવક બનીને આપનો પાડ વાળીશ.

**મિથલ**—( ગધેડાં ઉપર રત્નોના ચરૂઓ બાંધીને. દીવોદાસને ), અરે મહારાજ શ્રી ! તમારો સેવક તો મારા જેવો પાપી જન થઇને રહે કેમકે આપના સત્સંગથીજ મારા જેવા અજ્ઞાન અને અવિચારી મનુષ્ય આ સંસાર તરી જઈ શકે. હવે આ ગધેડાં ઉપર ચરૂઓ મેં મજબુત બાંધ્યાછે માટે હવે ચાલવા માંડીએ તો સારૂં. (સઘળાં જાયછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૮.

**કેતુમાન**—શું ગુણકાઓ પણ જબરી હોયછે ! હું રાજકુમાર અને તે પણ માથાનો પૂરો ફરેલો તેની સામે પણ બાથ ભીડવા એ ગુણકા પળમાં તૈઆર થઇ ગઈ ! જો મેં મદિરાપાનનાં શ્રાતનમાં તલવારનો ત્વરાથી ઉપયોગ નહી કર્યો હોત તો આજ તો મારાં મૃત્યુનો ત્રીજો દિવસ થયો હોત. શું મારૂં નસીબ મને દગો દે છે

કે એક ગુણકા જે દાસી બની રહેનારી તે પણ મારી શેઠાણી પળમાં બની ગઇ! જે દિવસથી ચંડાળણી અંબાલીકાની પ્રિત દીલમાં ધરી તે દિવસથી આવો જ્યાં જાવું ત્યાં દુઃખી થાવુંછું! હવે આ પેરે દરેક વાતમાં નસીબ મને કચડી કચડીને મારશે તો મારા દિવસો કેમ જશે! (વિચાર કરતો ઉભો રહેછે).

**૧. પંડીત**—(બેઉ પંડીતો વેવીશાળના સમાચાર લાવી પહોંચતાં. ૨ પંડીતને). આ કેતુમાન તો કાંઇ આજે ઉદાસીમાં દેખાયછે!

**૨. પંડીત**—અરે! આપણે એની ઉદાસી સાથે શું કામ છે! એ તો તોફાની માણુસ છે તેથી કયાંયે વળી તોફાન કરી આવ્યો હશે અને કાંઇ ફસી ગયો હશે, તેથી વિચાર કરતો હશે કે ઉગરવું કેમ. આપણે એનુ કામ કરી આવ્યા છીએ તો આપણે તો આપણો શિરપાવ એની પાસેથી લઇ લઇએ. (કેતુમાનને). ઘણી ખમા કેતુમાન રાજકુમાર બાપાને. બાપા! શિરપાવ પ્રથમ લાવો પછી વધાઈની વાત તો કહીશું.

**૧. પંડીત**—બાપા! સુનીથની બહેન સાથનાં આપનાં વેવીશાળની સામગ્રીઓ લઇને આવ્યા છીએ. તમે રાજજોશીને પાકો સાંધી લો કે લગ્નનું મુહૂર્ત બે ચાર દિવસનુંજ આપે જેથી લગ્ન એક વખત થઈ જાય તો પછી આ કામને સંભારવુંજ મટે. કહેવત છે તેમ ભલાં કામમાં તો ઢીલ કરવીજ નહી. ઘા રૂઝાયછે તો માત્ર મલમ લગાડવો બસ નથી પણ ઉપર પાટો રાખવો પણ આવશ્યક છે જેથી કાંઇ બાહ્ય વસ્તુ તેને વાગીને તે ઘામાં પાછી પીડા ઉત્પન કરે નહી. ખેતરમાં ધાનો પકવવાં છે તો માત્ર વૃષ્ટા જળના પડવાથી ખેડુતનો દહાડો નહી વળે અને ખેડુતે ખેતરને ખેડી અને બી રોપી રાખવું પડશે. કુવાનાં જળના ભોગી થવું છે તો માત્ર ખોદવાથી અને માંહેથી પાણી નીકળવાથી દહાડો નહી વળે, પણ તે ખાડાને ચુનાથી ચણી પણ લેવો પડશે.

**કેતુમાન**—તમે સુનીથની બહેન સાથ મારૂં વેવીશાળ કરી લાવ્યા એ તો તમે બહુ સારી વાત કરી પણ હું તમને એમ પુછુંછું કે પેલા સુનીથીઆને તો આ વેવીશાળની કાંઈ વાત જાણ નથી પડીને?

**૧. પંડીત**—અમે તો વળી એને એ વાત ખબર પડવા દઇએ ખરા કે? એ જો જાણી જાય તોતો અમારી કારીગીરી કાંઇ કહેવાયજ નહી. અને એ સુનીથના તો આપ ભાર ગણોછો પણ અમે તો માત્ર ચાર દિવસમાં એ સુનીથને હતો નહતો કરી નાખીએ.

**પંડીત**—અને આઠ દિવસમાં તો સુનીથના બાપને પણ હતો ન હતો કરી મુકીએ એટલી અમને હામ છે, અને એવા અમે માણસો છીએ. અમારાં કામો માટે અમારે ઝાઝું બોલવામાં અમને સારૂં લાગતું નથી. બાપા! હવે તમે અમારા શિરપાવની તાકીદ કરો. તમે શિરપાવ પણ સારો લઇ આવો અને રાજજોશીને પણ અમે આપને સમજ પાડી તેમ સમજાવતા આવો.

**કેતુમાન**—હા. બેઉ કામો કરીને આ આવ્યો. (જતાં, બાજુ). હું પળ વાર ઉપર મનમાં

ખેદ કરતો હતો કે મારૂં નસીબજ ઉંધુ વળી ગયુંછે, પણ નસીબ છે તો સવ-ળુંજ કે આ દેવકુલ્યા સાથનું મારૂં વેવીશાળ થઈ ગયું અને સુનીથીઆનો ગર્વ ઉતારવા મારો વખત આવ્યો. કહેવત છે કે ખોરૂં ઘી દીવેલમાંથી જાય નહી, તેમ રાજકુમારનું ભાગ્ય કાંઈ અકર્મી પ્રજા જનનાં જેવું તો છેક કદી નહીજ થાય. ( જાયછે ).

**૧. પંડીત**—( ૨. પંડીતને ). આ કેતુમાન સુનીથથી આટલો બીહેછે તો મને તો હવે સુનીથથી ડર લાગેછે. અને હું તો મન સાથે વિચારજ કરી રહ્યોછું કે આ કેતુ-માન શિરપાવ આપે કે તુરત કોઇ દેશમાં બચ્ચાં છોકરાંઓને લઇને જતા રહેવું નહીતો સુનીથ આપણને જીવતા રહેવા દેશે નહી.

**૨. પંડીત**—ત્યારે હું પણ એમજ કરીશ. તમારૂં કહેવું મને પુરતું વ્યાજબી લાગે છે ( કે-તુમાનના પિતા સૌદાસ આવી પહોંચતાં. તેમને ). નરેન્દ્ર ! ભૂપેન્દ્ર ! નરાધિપ ! ચક્રવર્તી સૌદાસ મહારાજાધિરાજ ! આપની પાસે ઉન્તાનપાદ મહારાજાએ એમની પુત્રી દેવકુલ્યાનું વેવીશાળ આપના રાજકુમાર કેતુમાન સાથે કરવા વેવીશાળની સઘળી સામગ્રીઓ સહિત મને અને આ પંડીતજીને આપની સેવામાં હાજર રહે-વા મોકલ્યાછે. એ વેવીશાળ માટે આપની ઈચ્છા હોય તે અમને જાણ કરશો.

**સૌદાસ**—બહુશ્રુત પંડીતજીઓ ! તમે ઘણી ખુશીના સમાચાર લાવ્યાછો, તેમજ ઉત્તાન-પાદ મહારાજાનો પણ હું મારા ઉપર બહુ ઉપકાર સમજુંછું કે એમની પુત્રી દેવકુલ્યાનું વેવીશાળ મારા રાજકુમાર કેતુમાન સાથ કરવા એમણે વિચાર રાખ્યો છે. મને તો એ વિષે કાંઇ સ્વપ્ને પણ ખબર નહી હતી. કેતુમાન સમજ રાખીને લગ્ન માટે હા પાડે તો એનાં મહા સુભાગ્યની આ તો વાત છે. મારાથી તો એને પુછયા વિના કાંઇ હા કે ના પડાય તેમ નથી કેમકે એ પોતાની મરજી પ્ર-માણે દરેક વાતમાં વર્તેછે.

**કેતુમાન**—( આવતાં. બાજુ ). જોશીરાજને સમજાવતાં કેટલી વાર ! પાંચ હજારની થેલી રાજજોશીના હાથમાં મુકી દીધી તો રાજજોશી કહે ચાર દિવસમાંજ લગ્નનું મુહૂર્ત આપું. ( સૌદાસને ). તાતજી ! આપ અહીં છો ? રાજ્યદ્વારી કાંઈ કામ માટે હું આપને મહેલમાં ઢુંડતો હતો. તાતજી ! આ બે ગૃહસ્થો કોણ છે ! કાંઈ નોકરી રહેવા આપની પાસે આવ્યાછે ?

**સૌદાસ**—બેટા ! તું ધીમેથી સાંભળે અને મારી ઇચ્છાનું ઉલ્લંઘન નહી કરે તો તને સઘ-ળી હકીકત સમજ પાડું. ઉત્તાનપાદ મહારાજાધિરાજે એમની રાજકુંવરી દેવ-કુલ્યાનું વેવીશાળ તારી સાથે કરવા આ પંડીતજીઓને વેવીશાળની સામગ્રીઓ સહિત મોકલ્યાછે. આ પંડીતજીઓનો આપણે પાડ માનવાનો છે કે આવા સારા સમાચાર લાવ્યાછે.

**કેતુમાન**—ત્યારે, તાતજી, પંડીતજીઓનો આપણા ઉપરના પાડનો બદલો વાળવા આપને યોગ્ય લાગે તે શિરપાવ એમને હાલ તુરતજ આપી દો તો સારૂં એમ મારૂં તો ધારવું છે, પછી તો જેમ આપની ઈચ્છા.

**સૌદાસ**—( પોતાની આંગળીએથી પાંચ પાંચ હજારની બે વીંટીઓ ક્હાડીને તે મહેતાઓને આપતાં. તેમને ). લ્યો. પંડીતજીઓ. તમારા લાયક તો મારાથી કાંઈ અપાયું નથી. અને જે કાંઈ વધારે જોઇએ તે જરૂર મુખથી માગી લેજો. ( કેતુમાનને ). બેટા ! ત્યારે આ વેવીશાળ માટે તારો શું જવાબ છે ?

**કેતુમાન**—તાતજી ! હું કોઈ કોઈ બાબદો જે ધણી નજેવી હોય તેમાં આપની આજ્ઞા વિરૂદ્ધ વર્ત્યો હઇશ, પણ લગ્ન જેવી મોટી બાબદમાં હું આપની ઇચ્છા વિરૂધ વર્તું એવો નથી. અને આપના શબ્દો ઉપરથી મને માલમ પડેછે કે આ વેવીશાળ તમને પસંદ પડેછે તો મારે તે માટે ના નથી. ( રાજજોશી આવી પહોંચતાં. તેને ). કેમ રાજજોશી ! તમારૂં કેમ કાંઈ અહીં આવવું થયું ? ( બાજુ. રાજજોશીને ). લગ્નનું મુહૂર્ત ચોથા દિવસથી મોડું કહેશો નહી. તમે કાંઇ એવી વાત ચલાવશો નહી કે

પડી ગઈ હાથમાં નાણાની થેલી,
દેખાડવી પછી ખાલી હાથની તાળી.

**સૌદાસ**—બેટા ! તારી હા છે તો તારૂં વેવીશાળ દેવકુલ્યા સાથે કરૂંછું. ( રાજજોશીને ). તમને તો ભગવાનેજ અહીં મોકલ્યાછે, હો ! આ કેતુમાનને એના માટે ઉત્તાનપાદ મહારાજા તરફથી આવેલી વેવીશાળની ચીજો તમારા હાથેજ પહેરાવો અને લગ્નનું મુહૂર્ત પણ જુવો.

**રાજજોશી**—પહેલાં મુહૂર્ત જોવું. ( મુહૂર્ત જોવાનો ડોળ કરતાં ). મહારાજાધિરાજ ! લગ્નનું મુહૂર્ત એક આજથી ચોથા દિવસે છે અને બીજું મુહૂર્ત તો ત્યાર પછી છેક બે વર્ષે આવે છે. બે વર્ષ સુધી કાંઇ રાજકુમારનાં લગ્ન અટકાવાયં નહી માટે લગ્ન તો ચોથે દિવસેજ કરી નાખો તો બહુ સારી વાત છે. અને પૂજ્ય રાજાધિરાજ ! આપ પ્રથમ એમ કરો કે વેવીશાળ કબુલ કર્યાની વળતી સામગ્રીઓ સાથે હાલને હાલ આ પંડીતજીઓને વિદાય કરો, એટલે ઉત્તાનપાદ પણ લગ્ન માટે ઝટ તૈયારીઓ કરી શકે.

**સૌદાસ**—ત્યારે તમે કહોછો તેમ કરૂં. પણ જરા તમે મારી સાથે રહીને મને સઘળી સમજ પાડો કે શું શું મોકલવું તો બહુ સારૂં. ( સૌદાસ તથા રાજજોશી જાયછે ).

**૧ પંડીત**—( કેતુમાનને ). બાપા ! શિરપાવ માટે તમે ફોકટ વાર લગાડોછો. અમને બેઉને માર્ગમાં પાણી લાગવાથી ફેરો થઈ ગયોછે તો અમને બેઉને શિરપાવ મળે તો ઝટ અમારા ઘર જઇએ. અમે શિરપાવ વિના જઇએ તો અમારી બાયડીઓ એવી છે કે અમને ઘરમાં પેસવા દેજ ના, અને વળી ગામમાં અમારી હાંસી કરાવે કે વ્યાપાર કરવા અમે વિદેશ ગયા હતા ત્યાંથી સોના સાઠ કરીને આવ્યા.

**કેતુમાન**—વાહ ! વાહ ! પાંચ પાંચ હજારની વીંટીઓ મેં મારા તાતની પાસેથી તમને અપાવી તોપણ વળી મને શિરપાવ માટે વળગોછો ! તમે તો બહુ લાલચુ દેખાવોછો !

**સુનીથ**—( આવતાં. બાજુ ). મહેલમાં મને કહ્યું કે સૌદાસ મહારાજા બાગમાં છે. અહીં બાગમાં પણ સૌદાસ મહારાજા તો છે નહી ! આ તો પેલો કેતુમાન છે અને એની

સાથે પેલા બે માણુસો છે તે મારા પિતાને ખોટું સમજાવીને વેવીશાળ કરાવી લાવનાર મ્હેતાઓ હશે, એટલે મારે કામ તો આ ત્રણનુંજ છે. પણ મને વિચાર કરતાં માલમ પડેછે કે આ કેતુમાનના પિતાને આ લોકોનાં દુષ્ટ કૃત્યની સમજ પાડું. હું જરા છાનોમાનો સાંભળું અને પ્રથમ ખાતરી તો કરૂં કે ખરી હકીકત મારી બ્હેન દેવકુલ્યા કહેછે તેમ એનાં આ કેતુમાન સાથનાં વેવીશાળ-નીજ છે કે નહી. ( છુપાઈને સાંભળેછે. )

**૨ પંડીત**—રાજકુમાર! અમે તમારૂં વેવીશાળ દેવકુલ્યા સાથે તમારા કહેવા પ્રમાણે સુનીથ ન જાણે તેમ કરાવી લાવ્યા ત્યારે હવે તમે શિરપાવ આપવા ના પાડોછોને? અમે વેવીશાળ કરી આવ્યા છીએ તો એમ તો અમને બેઉ બાજુનાં સગાંવહાલાંઓ તરફથી સતર શિરપાવો મળશે તે સાથે આપને શું લેવાદેવા?

**સુનીથ**—( બાજુ. સ્વગત ). મારી બ્હેન દેવકુલ્યાનું કહેવું અક્ષરે અક્ષર ખરૂંજ પડયું! ચાલ, હવે, આ કેતુમાનના તાતજીને બોલાવી લાવું. (જાયછે).

**કેતુમાન**—( મ્હેતાઓને ). ઠીક છે, વારૂ. મને મારાં લગ્ન પછી મળજો. હું તમને શિરપાવ આપીશ. હમણા મારો હાથ ભીડમાં છે તેથી મારાથી શિરપાવનું બની શકે તેમ નથી.

**સુનીથ**—( સૌદાસને લઇને આવતાં સૌદાસને. બાજુ ). પૂજ્ય વડીલ! જરા છાનામાનાજ અહીં ઉભા રહેવા અને સાંભળવા કૃપા કરો.

**૧ પંડીત**—ત્યારે તમારે અમને શિરપાવ નહી આપવો હોય તો અમે બેઉ જઇએ છીએ. પણ કયાં જઇએ છીએ તે તમને કહેતા જઇએ છીએ. અમે ઉત્તાનપાદ મહારાજા પાસે જઇએ છીએ અને એમને કહીએ છીએ કે જોકે અમે તમને ઘણી સારી વાતો કેતુમાન માટે કહી અને તે આધારે આપની પુત્રીનું વેવીશાળ કરાવવા આપને કહ્યું અને આપે તે પ્રમાણે કર્યું, તોપણ અમે માર્ગમાં કેતુમાન વિરૂદ્ધ ઘણી ખરાબ વાતો સાંભળી તેથી દેવકુલ્યાનું વેવિશાળ કેતુમાન સાથ કરાવવા એના પિતા પાસે ગયાજ નહીં. અને પછી તમેજ અમને પગે પડતા આવશો કે ભાઈ સાહેબો મારૂં વેવીશાળ દેવકુલ્યા સાથે તમે કરાવી લાવ્યા અને વળી તોડી શું નખાવ્યું.

**૨ પંડીત**—અમારાં પેટને ખાતર અમે ઉત્તાનપાદ આગળ આ વેવીશાળ સંબંધિ કેવાં કેવાં જુઠાણાઓ રચ્યાં, પણ તમારે અમારૂં પેટ ભરવું નથી તો હવે અમારાથી થશે તે અમે કરી લઇશું. તમે મોટા રાજકુમાર છો તોપણ અમારામાં હામ છે કે તમને ત્રાહે ત્રાહે પોકરાવીશું.

**૧ પંડીત**—અમારો તો વિચાર એવો પણ હતો કે તમારા તરફથી અમને પુરતો બદલો મળે તો આ દેવકુલ્યા સાથનાં તમારાં લગ્નમાં તમને નડનાર જે એક સુનીથકુમાર છે તેને પણ ચાર દિવસમાં સ્વધામમાં સુતો કરી દેવો. પણ તમે તો અમારી પાસે કામ કરાવોછો અને રાતીબદામ દેખાડતા નથી તો હવે તમારાં કામમાં કદી અમે ઉભા રહીશું એમ તમે ધારોછો? અરે! હવે તો અમે સુનીથને ભળી જઈશું અને તમારા સામા પડીશું.

**કેતુમાન**—અરે! તમે પઇસા માટે લોકોનો જીવ લેવો એવા છો એ તો મેં આજેજ જાણ્યું. તમે એટલો વિચાર નથી રાખતા કે મારી પાસે જો પઇસા હોય તો તમને આપ્યા વિના હું રહું ખરો! તમે કામ કર્યુંછે અને તેના પઇસા મારે આપવાના છે. ક્યાં કાંઈ મફત પઇસા આપવાના છે કે નહી આપું? તમે મારાં લગ્ન સુધી થોભી જાવો. લગ્નમાં મને પુષ્કળ પઇસા મળશે તેમાંથી હું તમને મેં કહ્યાછે તે કરતાં ડબલ પઉસા આપીશ. અને, મને નડતા સુનીથને દૂર કરવાનાં કામનું બીડું તમે સાથે સાથે ઝડપો તો ઠીક.

**સૌદાસ**—( કેતુમાનને ). અરે દુષ્ટ છોકરા! તારી પાપી જીભ બંધ કર. ( મહેતાઓને ). હું હમણા હાલ હુકમ કરૂંછું કે હાથીના પગ તળે તમને પીલી નાખે. (નોકરોને). આ દુષ્ટોને લઈ જઇને હાલ તુરત બંદીવાન કરો.(નોકરો મહેતાઓને લઈ જાયછે. કેતુમાનને ). તને આ તારા દુષ્ટ માણસો કરતાં વધારે શિક્ષા ઘટેછે પણ મારા પિતા તરીકેના વહાલને લીધે હું તને એ લોકોના જેટલી શિક્ષા નથી કરી શકતો. પણ આ પળે હું તને મારા વારસ તરીકે લેખીત રીતે બરતરફ કરૂંછું અને રસ્તે જનારને રાજ્ય આપી જઇશ. મૂર્ખ! આ બધા દુષ્ટ માર્ગોનું સેવન તું તારી વ્યભિચારી કુટેવોને લીધે કરેછે. પણ વ્યભિચારનાં સેવનમાં મૃત્યુ પછી કેવી દુઃખી હાલત થાયછે તે માટે હું તને શાસ્ત્રમાંથી એક કથા કહુંછું તે સાંભળ અને કાંઈ સુધર. કુબેરના બે પુત્રો નલકૂબેર તથા મણિગ્રીવ નામે હતા. તેઓ ભોગ ભોગવવામાં કાંઇ ખામી રાખતા નહી હતા. એક સમયે તેઓ કૈલાસની રમણીય ફુલવાડીમાં સ્ત્રીઓ સહિત વિહાર કરતા હતા અને ગંગાજીમાં સ્નાન કરવા પડયા. ત્યાં આગળ દૈવેચ્છાથી દેવર્ષિ નારદ જઇ ચઢયા. નારદજીને જોઇને સ્ત્રીઓએ લુગડાં પહેરી લીધાં. પણ પેલા બે મદમત્ત ભાઇઓએ વસ્ત્રો પહેરી લીધાં નહી. દૈવર્ષિ નારદે મનમાં વિચાર કર્યો કે દ્રવ્યના ગર્વથી છકેલા આ બે ભાઇઓને મહા અધમ ગતિ સદા માટે પ્રાપ્ત ન થાય તે માટે એ એને આવા વ્યભિચારી માર્ગોમાંથી અટકાવવા જોઇએ. તેથી તેમણે એ બેઉને શ્રાપ દીધો કે સ્થાવર જાતિમાં તમે બેઉ અવતાર ધારણ કરો. આથી તેઓ બે મોટાં વૃક્ષો થઇને પૃથ્વી ઉપર રહ્યા. અને જ્યારે શ્રી કૃષ્ણ પરમાત્માનો એ વૃક્ષોને સ્પર્શ થયો ત્યારે તેઓ પાછા તેઓના મનુષ્ય અવતારને પામ્યા. માટે તું સમજ કે વ્યભિચાર માટે કેટલું ભારી કષ્ટ માણસને વેઠવાનું છે. મેં આવા બોધો તને વારંવાર દીધાછે, પણ તું સાંભળતો નથી, સમજતો નથી કે સુધરતો નથી. મનુષ્ય અવતારમાં તો મનુષ્યે પોતાની મેળે અનેક વસ્તુમાંથી સાર ગ્રહણ કરવાનો છે. પોતાની મેળેજ સાર ગ્રહણ કરીને લોકો પોતાની કેવી ઉચ્ચ ગતિ કરેછે તે માટે હવે હું તને કહુંછું તે સાંભળ. દત્તાત્રેય નામના મોટા રૂષિ થઈ ગયા. તેમને યદુરાજાએ જ્યારે પુછ્યું કે આપ વિવેકી છો, જ્ઞાની છો અને સર્વ સદ્ગુણસંપન્ન છો તો આપે આપના આત્માની આવી ઉન્નતિ કયા માર્ગે કરી. ત્યારે દત્તાત્રેય રૂષિ બોલ્યા મેં બુદ્ધિથી ઘણા ગુરૂઓ માન્ય કર્યા અને તે ગુરૂઓના પ્રતાપથી આ ઉચ્ચ સ્થિતિને હું પામ્યોછું. પૃથ્વી ગુરુ પાસેથી મેં આ પ્રસાદની

પ્રાપ્તિ કરી કે પ્રાણી પૃથ્વીને પગ તળે દબાવેછે તોપણ પૃથ્વી ચલાયમાન થતી નથી. માટે દૈવને આધિન મનુષ્યે પણ દુઃખ આવી પડતાં પણ દુઃખથી ચલાયમાન થવું નહી, અર્થાત, ધીરજ ધરીને દુઃખો સહન કરવાં. પર્વત પાસેથી મેં આ પાઠનું પઠન કર્યું, કે સકળ જીવજંતોને રહેઠાણ આપવાનુ પરમાર્થી કામ પર્વતનું છે માટે મનુષ્યે પણ પોતાનો સઘળો અવતાર પરમાર્થમાંજ ગાળવો. વૃક્ષ પાસેથી મેં એ સાર લીધો કે વૃક્ષ નિરંતર પરાધીન રહેછે એટલે કોઇ પણ તેનાં ફળ ફુલ તોડી લઇ જાય છે તોપણ વૃક્ષ તે માટે કોઇને સામે થતું નથી, તેમ મનુષ્યે પણ જો બીજાું કોઈ તેનું સર્વસ્વ લુંટી જાય તોપણ તેણે એ બીજા મનુષ્યની સામે થવું નહી. વાયુ પાસેથી મેં આ વિવેકનો સાર વિચાર્યો કે વાયુ સુગંધી અથવા દુર્ગંધી જણાયછે પણ વસ્તુતાએ તે સુગંધી તેમજ દુર્ગંધી કંઈ નથી. તેમ આત્મા પણ આ સ્થૂળ દેહમાં રહેલો હોવાથી જન્મ તથા મરણ વાળો લાગેછે. પરંતુ આત્માને જન્મ મરણ છેજ નહી કેમકે આત્મા અવિનાશી છે. આકાશ પાસેથી મેં આ સાર લીધો કે જેમ આકાશ સઘળે વ્યાપી રહેછે પણ કોઈ વસ્તુનો તેને લેપ લાગતો નથી, તેમ મનુષ્યે પણ દેહમાં રહ્યા છતાં પણ પોતાને આ સંસારની કાંઈ વસ્તુનો લેપ નહી થવા દેવો જોઇએ. સૂર્ય પાસેથી મેં આ સમજણ લીધી કે આઠ મહિના સુધી તે પૃથ્વીમાંથી જળનું શોષન કરેછે અને વરસાદની રૂતુમાં તે જળ પૃથ્વીને પાછું આપેછે. પરંતુ જળ ઉપરના અધિકારનો ગર્વ સૂર્ય કરતો નથી કે મેં જળ લીધું અથવા મેં જળ આપ્યું. તેજ પ્રમાણે મનુષ્યે પોતાને ઉપયોગી એવી વસ્તુઓ લેવી અને કોઈ માગે ત્યારે તે વસ્તુઓ તેને આપી દેવી પરંતુ તે વસ્તુઓ ઉપર મનુષ્યે એવો મોહ નહી રાખવો કે આ વસ્તુઓ મારી પાસે હતી તેથી તે મારી હતી અને હવે તે મારી પાસે નથી તેથી મારૂં ખોટું થયું. સમુદ્ર પાસેથી મેં આ સૂત્રનો સાર લીધો કે જેમ તે સપાટી ઉપર પ્રસન્ન દેખાય છે, અંદરથી ગહન દેખાયછે અને તળીયે કોઈ પેહોંચી શકતું નથી, તેમજ યોગીએ પણ બહારથી આનંદી રહેવું, મનમાં ગંભીર રહેવું. વળી સમુદ્ર ઉનાળામાં સૂકાઇ જતો નથી તેમજ વરસાદની રૂતુમાં ઉભરાઇ જતો નથી, તેમ મનુષ્યે પણ વૈભવથી બહુ હર્ષિત થવું નહી અને વૈભવ ન મળવાથી શોકાતુર નહી થવું. મધમાખી પાસેથી મેં આ મંત્ર ગ્રહણ કર્યો કે તે મધ એકઠું કરેછે તે માટે પોતાનો જીવ તેને આપવો પડેછે, કેમકે મધપુડો લેવા જતાં લોકો મધમાખીઓનો સંહાર કરેછે. તેજ પ્રમાણે જો મનુષ્ય અનેક વસ્તુઓનો સંગ્રહ કરેછે તો તેની પીડામાંજ તેને મરવા વખત આવેછે. આ સ્થૂળ દેહ પાસથી મેં આ શિક્ષણ લીધું કે આ દેહ જન્મ મરણવાળો છે તો તે પીડા ભરેલો છે માટે જો આનંદ મારે પ્રાપ્ત કરવો હોય તો તે આ દેહમાં નહી શોધવો પણ આત્મામાં અથવા પરમાત્મામાં શોધવો. મનુષ્ય અવતાર વિષય સુખ માટે હોઇજ શકે નહી કેમકે વિષય સુખ તો પશુઓના અવતારમાં પણ હોયછે તો એનું મહત્વ આ મનુષ્ય અવતારમાં કાંઈ રહેતુંજ નથી, અને તેથી આ મનુષ્ય અવતારમાં વિષય સુખ મનુષ્યથી તજાવુંજ જોઇએ. અરે ! પણ હું આ બધું કહ્યો જાવુંછું પણ તું એક

અક્ષર ક્યાં સાંભળતો હશે! હવે તું મારી આગળથી જા. (કેતુમાન જાયછે). (સુનીથને). ભાઇ! તમે આ દુષ્ટોની હકીકત કાનોકાન મને સંભળાવી તે માટે હું તમારો પાડ માનુંછું. હવે મને બરાબર ખાતરી થાયછે કે લોકો કહે છે તેમ આ કેતુમાને એના નાના ભાઈ અંશુમાનને ભાણામાં વિષ દઇને મરાવી નાખવાને પ્રપંચ રચ્યોછે અને તેથી એ મારો રંક અંશુમાન કુમાર એનાથી ત્રાસ પામીને નાસી ગયોછે. એ ક્યારે આવે અને હું એને મારી રાજ્યગાદી આપું!

### ગાયન ૪૧.

૧ અંશુમાન પુત્ર પ્યારા, તમ વિના વહે અશ્રુ ધારા,
આવી મળો તાતને ક્યાંયેથી વહાલા મારા.
૨ પ્રભુજી! ક્યાં છુપાવ્યોછે એ મુજ હીરો!
પગમાં આવે ઠોકરે મારતાં આ (કેતુમાન) પથ્થરો,
દઈ સંતતિ પાછી લેવી, એ ન્યાય પ્રભુ શું દીલે ધારો?
૩ આજ આવશે કે કાલ, નથી રહેતો એ સધીયારો,
વિનવી કરૂં કેટલા તમને હરી હાય પોકારો!
મુજ હીરો દો લાવી રહીશ બની દાસ તમારો.

**સુનીથ**—હું પોતે આપના પુત્રની શોધમાં નીકળવાનું આપને વચન આપુંછું. આપ એ વિષે ઝાઝો ક્ષોભ પામશો નહી.

**સોદાસ**—ભાઈ! મને મારો અંશુમાન પુત્ર લાવી આપશો તો મને નવો જન્મ દેશો. અરે! પણ, આ દુષ્ટ કેતુમાનના પ્રપંચમાં અને મારાં દુખમાં હું તમારી પરોણાચાકરી કરવી ભૂલીજ જાવુંછું. તમો કેટલા ગાઉથી આવ્યાછો તો થાકી ગયા હશો માટે અંદર આવીને આરામ લ્યો. (બેઉ જાયછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૯.

**દેવરાત**—(સરિતતીરે વિહાર કરતો. સ્વગત). નદીની નિર્મળતા, આકાશની સ્વચ્છતા, વાયુની સુક્ષ્મતા, એ સર્વ મનુષ્ય માટે તેની ચિત્તશુધ્ધિનાં શિક્ષણ કાજે સાક્ષાત બોધો અને પ્રત્યક્ષ પ્રમાણો છે. પણ, ત્યારે ઇશ્વરની આ કૃતિઓ શું મારી સમીપ મારી જીંદગીનાં આટલાં વર્ષો નહી હતી? ના. એવું તો મારાથી કેમ કહેવાય? એ કૃતિઓ મારી સમીપ હતી તો ખરીજ કેમકે એ સર્વે કલ્પના આરંભમાં ઉત્પન્ન થઇછે અને કલ્પના અંત સમયેજ પરમાત્મામાં તેઓ પાછી લીન થઇ જશે. પણ, મારી જીંદગીનાં આટલાં વર્ષો મેં મારાં ચક્ષુઓને ચીરીને, મારાં ચિત્તને ચોંટાડીને, મારાં

હૃદયને વિકસાવીને, એ કૃતિઓ તરફ નજર નહી કરી અને તેથીજ હું તેમનામાંથી પ્રાપ્ત થતો સાર ગ્રહણ કરી શકયો નહી. બાવળિયો સ્થંભની પેઠે ઉભો રહ્યો પણ ગુલાબ પુષ્પની લેશ સુવાસ તો ધારણ કરી શકયોજ નહી? ગમાર ગાંધીની દુકાને વેદ અને પુરાણોના ગ્રંથો તો હતા, પણ તેમનો ઉપયોગ તેણે કર્યો એટલોજ કે પોતાનાં કરિયાણાંનાં પડીકાંઓ બાંધવા તે ગ્રંથોનાં પૃષ્ટો વાપર્યાં ! વગડાના વાનરને કુદવા માટે શહેરમાં છાપરાં મળ્યાં તો તે છાપરાંનાં નળિયાં ભાંગી લોકોનાં ઘરોમાં ચુવા કરી જાણ્યો, પણ કોઈનાં ઘરનો ચુવો કદી દરૂસ્ત કરી નહી જાણ્યો! પેલી સ્વર્ગની અપ્સરાના કહેવાથી જોકે મેં મારી ચિત્ત શુધ્ધિ હવે તો ઘણી કરીછે તો પણ અંબાલીકા ઉપરના પ્રેમનો પડછાયો હજુ મારામાં છે અને એટલો એ મનોવિકાર મારી ચિત્તશુધ્ધિમાં વિઘ્ન કરનારો છે. અનુપમ કાંતિ ભરેલી અંબાલીકાનું સ્મરણ થતાં આ પાપીષ્ટ જીવ તેણીને પરમાત્માની પરમ કળાનો વંદનીય ચિતાર ગણવાને બદલે તેણીને વિષય સુખનું પાત્ર ગણવા દોડેછે! કેવો શોકજનક આ મારો મનોવિકાર છે? મારે પોતે આ મનોવિકારથી લાજી મરવું જોઇએ. વૃક્ષ ઉપર સુંદર બોર નિહાળતાં તેનાં સૌંદર્યથી મગ્ન નહી થતાં દંત તેનો ભક્ષ કરવા દોડેછે! મનહર પક્ષી નજરે પડતાં તેનાં રૂપ રંગથી રાજી થવાને બદલે પારધી પોતાનાં કામઠાં ઉપર તીર ચઢાવીને તે પંખીને મૃત્યુવશ ભૂમિ ઉપર પાડવાજ તૈઆર થાયછે! દારૂગોળા ને દિવેટ આવી મળતાં કાંઇ રમ્ય પ્રકાશ પ્રસરાવવાને બદલે ભડાકાથી સર્વત્ર વિનાશ ફેલાવવા દોડેછે! પણ આ પળથી હવે પ્રેમના પડછાયાને પણ ઉચ્છેદી નાખુંછું કેમકે જે એક વર્ષ પછી અપ્સરાએ મળવા કહ્યુંછે તેને માત્ર થોડાક માસ હવે બાકી છે. આ પળથી હું અંબાલીકાને પ્રેમદા નહી ગણતાં અલૌકિક કાંતિ ભરેલી પ્રતિમા ગણીને તેણી તરફ પૂજન ભાવથી જોઇશ.

### ગાયન ૪૨.

૧ જીવડા જો અંબાલીકા વિરૂદ્ધ કરે રખે તું રાવ,
કમળો તારી કાયાએજ વ્યાપ્યો તે તું અટકાવ.
૨ અંબાલીકા નારી છે અલૌકિક ઐશ્વર્યની વાવ,
શ્વાન સમાન શઠ બની શાને દેછે ઘુરકણ ઘાવ?
૩ સરોવર તીરે પડયા રહે પશુ પંખી તણા પડાવ,
તે સર્વ સાથ ભળી તુજ એકની પણ તૃષા છીમાવ.
૪. ઉચરીશ નહી જીવડા, અંબાલીકા આડી ના આવ,
નવ વૈરી એ તુજ, તું બની કામી સાંધે વૈરી દાવ.

**મિથલ**—(અંબાલીકા તથા સુચિરા સાથે આવતાં. અંબાલીકાને). આ સ્થળે દેવરાત કુમાર રોજ આ વખતે આવેછે એમ મેં પાકી ખબર કહાડીછે, માટે અહીં એ આપણને ભેગા થશેજ. મેં એમના માટે એવું વળી સાંભળ્યુંછે કે કોઇએ એમને એવા ભમાવ્યાછે કે એ તો સંસાર ત્યાગીને વૈરાગી થઈ રહેછે તે ખરૂં છે.

**અંબાલીકા**—( દેવરાત ઉપર નજર પડતાં. મિથલને ). અરે ! એ તો ત્યાં પેલા બેઠા ! હું નથી ધારતી મને આ ભિખારણના વેશમાં એ ઓળખશે.

**મિથલ**—તમે જરી વાર થોભો હું પ્રથમ આપણા આ ભિખારીના વેશમાં એમની પાસે માગવા જાવુંછું અને પછી તમે આવજો. નહીતો જો તમે પ્રથમ જશો તો એમના વૈરાગ્યને લીધે તમને સ્ત્રી જાતિને દેખીને, અને તમને નહી ઓળખીને, તમારી આગળથી તુરત ચાલી જશે, તો તમારાથી પછી કાંઈ વાત એમની સાથે કરવાનું બનશે નહી, અને પિતાનાં ઘરથી ચાલી નીકળવાનું કષ્ટ તમે વનવગડે વેઠયુંછે તે સઘળું ફોકટ જશે. (પોતે દેવરાત પાસે ગાતા ગાતા જાયછે. સુચિરા સાથે જાયછે).

**ગાયન ૪૩.**

૧ ભરોસો સંસારે કરવો મહા વિચારી જોઇ,
ભલેને હોય તે નિજ માત જણ્યો સગો ભાઈ.
૨ પૂર્વે હતા રાજન પ્રતાપી સૌદાસ નામે કોઈ,
રાક્ષસો એ સાથ એક સમય થઇ તેમને લડાઈ.
૩ રાક્ષસ એકને સંહારતાં દયા દીલે ઉભરાઈ,
બાન્ધવ તેનાને જવા દીધો દીલે દયા ખાઈ.
૪ છુટતાં જીવતો બાન્ધવ કાયા વૈરથી છવાઈ,
સૌદાસ મહેલે ગયો બની કરનારો રસોઈ.
૫ પ્રપંચ તે તણો સૌદાસને નહી આવ્યો જણાઇ,
રસોઇઆની દીધી નોકરી જાણી રસોઇમાં નવાઈ.
૬ એક સમય મુનિ વશિષ્ટની પધરામણી ત્યાં થાઈ,
પકવાનમાં પિરસ્યું અસુરે માનવ માંસ જેની મનાઇ.
૭ વશિષ્ટે વાંક વિચાર્યો રાયનો રસોઇઆનો નવ કાંઈ,
બાર વર્ષ રાક્ષસ રહેજે વાણી એવી ઉચરાઇ.
૮ સૌદાસ બની રાક્ષસ રહ્યા વનમાં અથડાઈ,
પ્રતાપી રાજન અંશ સર્વ ગયાં વિસરાઈ.
૯ વર્ષ બાર થાતાં પૂરાં મનુષ્ય દેહ પ્રાપ્તિ પુન પમાઈ,
રાક્ષસ અવતાર કુકર્મની પણ હાર સાથે લંબાઈ.
૧૦ વેઠતાં તે દુઃખો અસહ્ય વેદના થઈ સવાઈ,
ભરોસામાં ભૂલ થકી ભવ્ય જીવન થયું ભવાઈ.

( દેવરાતને ). મહારાજ ! કાંઇ દયાદાન કરવા કૃપા કરશો ? આ મારી પાછળ મારા જેવીજ દુઃખી બાઇ પણ છે. દયા કરો તો બહુ સારૂં.

**દેવરાત**—અરે ભાઇ ! હું તો આ શ્રષ્ટિ સૌંદર્ય નિહાળવા અહીં આવ્યોછું. કાંઈ જોઇએ તો મહેલે આવજો. પાંચ પઈસાનું મુખ જોવાને બદલે આ અબજોની કીમતનું શ્રષ્ટિ સૌંદર્ય તો તમે, ભલા માણસ, જરી જુવો. તમારી ભુખ તરસ મનોવિકારો જે કાંઇ એવું અનિષ્ટ તમારાં તનમનમાં તે આ શ્રષ્ટિ સૌંદર્યનાં દર્શનથી જતાં રહેશે.

**મિથલ**—અરે બાપા ! તમારા જેવા રાજન લોકોને એવી વાતો ફાવે. મારા જેવા ગરીબને નહી ફાવે. કાંઈ દ્રવ્ય આપતા નથી તોતો હું જાવુંછું ત્યારે. (બાજુએ ખસી જઇને સુચિરા સાથે ઉભા રહેછે).

**અંબાલીકા**—( દેવરાત પાસે જતાં. સ્વગત ). સ્વામીનાથને ભેગી થવા હું જાવુંછું તો કાંઈ વિઘ્ન આડું રખે આવતું. ગિરિ શિખરને ચુંબન કરવા જતી ચાંદનીને કોઈ કાળું વાદળું આડે રખે આવતું. તરસી હરણી સરિતા તીરે જળપાન કરવા જતાં કોઈ પારધી આવી તેણીનો પ્રાણ રખે લેતો. જીવથી અધિક વહાલું ખોવાયલું રત્નમણી નજર પડતાં કોઈ દુષ્ટ રખે તે વધારે ઝડપથી ઝડપી જાય. ( દેવરાતને). મહારાજ ! મહારાજ ! મારી સાથનાં બે માણુસો અહી હમણા આપની પાસે આવ્યાં હતાં તેમને તો આપે કાંઈ દાન દીધું હશે, માટે મને પણ કાંઈ ભિક્ષા દો તો આપની દયા થશે. મહારાજ ! બહુ કષ્ટો વનવગડાનાં વેઠીને હું અહીં આપની પાસે આવીછું. વળી, કેવી પૂર આશામાં હું આવીછું તેનો સાક્ષી તો એક ભગવાનજ છે. હું તો દાનની માગનારી ભિક્ષુક બનીછું અને આપ તો દાન દેનાર મહારાજ છો.

**દેવરાત**—ભિક્ષુક તથા રાજનનો ભેદભાવ તમે મનમાંથી કહાડી નાખીને જગતમાં રહો. એ ભેદભાવ માત્ર મનનું કારણ છે અને વળી મનને મલિન કરનાર છે.

**અંબાલીકા**—ભિક્ષુક તથા રાજન વચ્ચે કાંઈ ભેદભાવ આપે નહી ગણ્યો તે તો આપની અત્યંત કૃપાની વાત છે. પણ એ ભેદભાવ આપ નથી ગણતા તેનો અર્થ કાંઈ એવો થતો નથી કે રાજને ભિક્ષુકને દાન નહી દેવું, અને તેની અભિલાષા પૂર્ણ નહી કરવી.

**દેવરાત**—મારી પાસે હમણા તો આ વીંટી જે મારી આંગળી ઉપર છે તે સિવાય બીજું કાંઈ અપાય તેવું નથી. ( વીંટી કહાડી આપતાં ). લ્યો. આ વીંટી મારી આંગળી ઉપર છે તો તમેજ લઇ લ્યો. કાંઈ પણ 'વસ્તુને જગતમાં હું મારી કહેતોજ નથી, કેમકે તેમ કહેવામાં તો, જેમ એક ધવળ સપાટી ઉપર કાળા મેશના ડાઘો અનિષ્ટ છે, જેમ સાગરની સપાટી તળે ડુંગરાઓ વહાણોની સહીસલામતી માટે ખોટા છે, જેમ મનહર બાગમાં સર્પની હાજરી વિહાર કરનાર વૈભવિઓના જીવ માટે દુખઃપ્રદ છે, તેમ ચિત્તની વિશુદ્ધિને મહા મોટી હાનિ છે.

**અંબાલીકા**—રાજકુમાર ! આપના વિચારો આવા થઈ ગયાછે તો શું આપની પોતાની જે પત્ની હશે તેને પણ શું તમે પોતાની નહી ગણતા હશો અને શું આપની પત્નીનેજ આપ તરછોડતા હશો ?

**દેવરાત**—ચિતશુદ્ધિનો પ્રયાસ કર્યા પછી કોઈ સ્રીને હું મારી પત્ની કહી શકતોજ નથી.

**અંબાલીકા**—પણ ચિત્તશુદ્ધિનો પ્રયાસ કરવા પહેલાં કોઈ તરૂણીને આપ મનથી વર્યા હશો તો તે તરૂણીને પણ શું હવે આપની પત્ની નહી કહેશો ?

**દેવરાત**—ચિત્તશુદ્ધિનો પ્રયાસ પ્રથમના મારા સર્વ મલિન વિચારોનો વધ કરેછે. અને

તેમાં તરૂણી પ્રતિનો કામવિકાર પણ આવી જાયછે, એટલુંજ એ વિષે કહેવામાં સઘળી સમજણ તમને પડશે.

**અંબાલીકા**—આપના આવા વિચારોને આપ ભલે વિશુદ્ધ અને ઉત્તમ માનતા હોવો. પણ મને તો કહ્યા વિના ચાલતું નથી કે મનથી વરેલી તરૂણીને તજાવનાર આ ચિત્તશુદ્ધિના આપના વિચારો મહા મલિન અને અનિષ્ટ છે. પોતાની પ્રિયાને તજવી એથી વધુ ભ્રષ્ટ વિચાર કે કૃત્ય હોઈ શકેજ નહી. જે વૃક્ષ પોતાને વેલથી પીડા પામતું પ્રમાણશે અને વેલને ભૂમિ ઉપર નાખી દેશે, તે તેનાં છાંયડો આપવાના પરમાર્થમાં ધૂળ મેળવેછે. સાગર જો સરિતાનાં જળને પોતા માંહે નહી સમાવશે અને પોતે ઠાલી ગર્વમાં ઉછળશે તો તેમાં કાંઈ એની પ્રતિષ્ટા નહી કહેવાશે. સુંદરીનો કંઠ જો હીરાના હારને ધારણ નહી કરી શકયો તો ધિક્ક છે તેણીનાં કંઠને કેમકે હાર વિના તે શું શોભવાનો હતો. માટે રાજકુમાર! હું જે આપની પાસે દાન માગવા આવીછું તેના બોલો કાંઇ લક્ષમાં લેવા કૃપા કરો તો હું આપને એટલું વિનવુંછું કે આપને જે ફાવે તે સકળ તજજો પણ તમારી મનથી વરેલી એક પ્રિયાને તો નહીજ તજશો. રાજકુમાર! તમારી પ્રિયા અંબાલીકાને હું જેટલી સારી રીતે ઓળખુંછું તેટલી સારી રીતે કોઇ નહી ઓળખતું હશે.

**દેવરાત**—(તેણીને ઓળખી કહાડીને). મારી પ્રથમની પ્રિયાનું નામ દેનાર તમે પોતેજ અંબાલીકા હોવાં જોઇએ કેમકે તેણીના અને મારા સિવાય એ વાત આ પૃથ્વી ઉપર કોઈ જાણતું નથી. અરે! તમે અંબાલીકાજ છો! તમેજ અંબાલીકા છો! પણ તમે આ ભિખારણનો વેશ શા માટે લઇને નીકળ્યાંછો! આ બધું કષ્ટ ખાસ મારા માટે તમે લીધેલું લાગેછે પણ તમારે તે નહી લેવું જોઈતું હતું.

**અંબાલીકા**—મારા મનના સ્વામીનાથ! જરા સાંભળો. માતાજીનાં મંદિરે હું શું કારણને લીધે આપને ભેગી થવા નહી પામી તે હજુ આપ નહી જાણતા હશો. જે દિવસે આપને માતાજીનાં મંદિરે હું મળવા આવવાની હતી તેની એક દિવસ અગાઉ મારા પિતા લકવાના દરદથી એકાએક બહુ માંદા થઈ ગયા અને એમની જીંદગી માટે વૈદ્યોએ આશા છોડી હતી. હવે ઇશ્વર કૃપાથી મારા તાતજી તો ચાર દિવસમાં સારા થયા પણ તાતજીની માંદગીના સમાચાર સઘળે જાણ થવાથી દેશ વિદેશથી એટલાં બધાં લોકો મહેલે મારા તાતજીના ક્ષેમકુશળના સમાચાર પુછવા આવ્યાં કે છેક પંદર દિવસે લોકો આવતાં બંધ થયાં અને ત્યાં સુધી મારાથી મહેલની બહાર નીકળાયું નહી, અને સોળમે દિવસે હું આપને ભેટવા મંદિરે જઈ પહોંચી તો ત્યાં તમે લખેલો દોહરો તુરત મારી નજરે પડયો અને તે વાંચતાં હું સમજી ગઈ કે તમે પણ સોળમે દિવસેજ મંદિરથી ચાલી નીકળ્યા હતા. મહા ઉદાસીમાં હું મારા મહેલે પાછી ગઇ અને મહા દુઃખમાં ત્યાં દિવસો કહાડતી હતી એટલામાં મને એક દિવસે બાગમાં સર્પ ડંસ થયો પણ તેમાંથી હું સારી થઈ. તમારી સાથે મારાં લગ્નની વાત મારા તાત કાંઈ લક્ષમાં લે એમ મને એમના

બોલવા ઉપરથી લાગ્યું નહી તેથી પિતાનો મહેલ તજીને હું એકલી ચાલી નીકળી. માર્ગમાં મને બહુ દુઃખો પડયાં. આપનાં દર્શન આજે પામવાનું મારાં ભાગ્યમાં કાંઈ લખ્યું હશે તેથી એ દુઃખોમાંથી હું જીવતી રહી. મારી શોધમાં મારા તાતજીએ એક બારવટિયા મોકલ્યા અને હમણા આપની પાસે ભિક્ષા માટે આવી ગયા તે એ બારવટિયા ભીખારીના વેશમાં હતા. માર્ગમાં વળી મને એક યોગેશ્વરી બાઇનો ભેટો થયો અને આ બારવટિયા સાથે જે ભિખારણ બાઇ હતાં એ યોગેશ્વરી બાઈ છે. મારી દુઃખી હકીકત મેં એ બેઉને જાણ કરી તેથી તેઓ મારી મદદમાં મારી સાથે આપના દેશમાં આવ્યાં. આપનાં રાજ્યમાં આવી પહોંચતાં આ મારા બારવટિયા ભાઇએ આપના માટે ખબર કહાડતાં સાંભળ્યું કે આપ તો સ્ત્રીનો પડછાયો પણ નથી લેતા તેથી એમણે મને સલાહ આપી કે ભિખારણનો વેશ તું લઇશ તો ભિક્ષાનાં બહાને કદાચ તું એમની સાથે વાત કરવા પામીશ. તેથી મેં આ ભિખારણનો વેશ લીધોછે અને મારી સાથે એ બીચારાં બેઉ લોકોએ પણ ભિખારીનો વેશ લીધો.

**દેવરાત**—આ સઘળી હકીકત મેં તમારાં મુખથી આ પળેજ સાંભળી પણ હવે મને એ હકીકત જાણવા ઉપરાંત બીજો કાંઈ સબંધ એ હકીકત સાથે છેજ નહી. માટે હવે તમે તમારા પિતાના મહેલે સુખે સિધારો.

**અંબાલીકા**—આ પેરે મારો અનાદર આપ કરોછો તેથી મને તો લાગેછે કે મારાથી માતાજીનાં મંદિરે આપને મળાયું નહી તેથીજ મારા ઉપર તમે ક્રોધે ભરાયાછો. વળી જોકે હમણા તો મને સ્ત્રી તરીકે તરછોડોછો, અને લોકોમાં વાત ચાલેછે તેમ સ્ત્રી માત્રને પણ આપ હમણા તરછોડોછો, તોપણ સ્ત્રી જાતિ પ્રતિનો આ અણગમો જ્યારે નરમ પડશે ત્યારે આપ જરૂર બીજી કોઇ કન્યાને વરશો.

ગાયન. ૪૪

૧ શાણા, શૂરવીર, સોહામણા સન્યાસી,
દીસોછો થએલા ઠસ પ્રેમ તિરસ્કાર ઠાંસી.
રહેવા ના દો મને આમ પ્રેમ પ્યાસી.
૨ પંદર દિવસ ન રહી મંદિરે આપ ચરણ તળાંસી,
તે માટે તજવાની આ શિક્ષા ખાસી,
નવ દો મને આ ખુનનો બદલો ફાંસી.
૩ નિહાળી તમને મગ્ન થાવા, થઇશ તમ નગર નિવાસી,
બની રહીશ તમે કહેશો તો તમ મહેલે દાસી,
સાથ લઈ મને સંચરો જો જવું હોય કયાંયે નાસી.

( દેવરાતનો હાથ ઝાલેછે ).

**દેવરાત**—( પોતાનો હાથ છોડવતાં ). મારો હાથ તો છોડી દો. તમે મને આવી રીતે દુઃખી શું કરોછો ?

**અંબાલીકા**—આપ મને દુઃખી કરોછો તો તેનાં પરિણામે આપ પોતે મારા જેટલાજ

દુઃખી આપથી થશો અને હું તો કાંઇ આપને દુખી કરૂં પણ નહી અને દુઃખી કરવા આવનાર પણ નથી. (દેવરાતનો હાથ મુકી દેતાં). ધાડપાડુ શહેરમાં સમૃદ્ધનાં ઘરમાં ચોરી કરવા પેસવા ગાબડું દીવાલમાં પાડનારો તે પોતાનાં ઘરની પાસે વહેતી સરિતાની પાળનેજ ખોદવા ગયો તો તે સરિતાનાં જળમાં તે પોતે અને તેનાં ધનમાલ તણાઈ જઇ આપથી નાશ પામશે. વ્યાપારીએ કાંઇ ગાંજાની ધુનમાં પોતાના વ્યાપારનાજ ચોપડાઓ બાળી નાખ્યા તો તેમાં લહેણા પડતા રૂપિયા પ્રાપ્ત કર્યા વિના તે આપથી દુઃખી થવાનો. પ્રાતઃકાળે આકાશમાં તો આનન્દ પાથર્યો પણ પૃથ્વી ઉપર મૃત્યુનો શોક ભર્યો તો એ પ્રાતઃકાળજ રૂદનના ઘોંઘાટથી ગુંગળાશે, ગભરાશે.

**દેવરાત**—બાઈ! આ પ્રમાણે તમે મનથી ખેદ પામો નહી અને મને પણ તમારી સાથે ખેદિત કરો નહી. હું મનથી તમને મારા અર્ધાત્મા ગણુંછું પણ સંસારી જનની અને કામવિકારની રીત પ્રમાણે હું તમારી સાથે લગ્ન કરવા નથી માગતો. સંસારી લગ્નથી એ અર્ધ આત્માઓનું કાંઈ એક એકમાં લીન થવું થતું નથી, અને તે અર્ધ આત્માઓ એક એકમાં તન્મય થયા વિના સુખ છેજ નહી, માટે હું લગ્નમાં તમારી સાથે જોડાવા ના પાડુંછું.

**અંબાલીકા:**— ગાયન ૪૫.

૧ ધન્ય માત આપનાંને જેણે આપને જાયા,
ધન્ય રાજકુમારને તજી જેણે મોહ માયા.
૨ સ્ત્રી સ્નેહથી સંદિગ્ધ થયા મુનિવર જે કહેવાયા,
સિંહ સરખા સન્નારી સમીપ બકરી થાયા,
શ્રીરામથી પણ રાગ અલગ નહી જેમ કાયાથી નહી છાયા.
૩ જીવ જતાં પુદાં અગ્નિમાં હોમાતાં નહી અટકાયાં,
બ્રહ્મા સરખા કામી બની પુત્રી પેડે ધાયા,
વિરલા વિશ્વમાં તમે જે ન લ્યો સ્ત્રી પડછાયા.

મારા મનના મહેશ્વર! આવો આપનો દ્રઢ વૈરાગ્ય! આપના વૈરાગ્યનું પ્રાબલ્ય આવું છે તોતો ઇંદ્રનું ઇંદ્રાસન પણ ડોલાવવા તમે સમર્થ છો અને ઇન્દ્રથી પણ વધુ ઉચ્ચ સ્થાન આપ પામશો. પણ, મને ખેદ એટલોજ છે કે જે વૈરાગ્ય મનથી નહી વરેલી એવી સ્ત્રી પ્રતિ તમને ઉત્પન્ન થવો જોઇએ તે તમે મનથી વરેલી સ્ત્રી પ્રતિ ઉત્પન્ન થવા દોછો. મારૂં તો દ્રઢ માનવું છે કે જેમ સંતતિની ઉત્પત્તિ કાજે પતિ પત્નીનાં સ્થૂળ શરીરોની એકતા આવશ્યક છે, તેમ પતિ પત્નીના અર્ધ આત્માઓની ઐકયતા પણ લગ્નદ્વારા શરીરની અકયતાથીજ છે.

**દેવરાત**— ગાયન ૪૬.

૧ દીધે લીધે ચુંબન, કે વળી લેતાં હેતે આલિંગન,
હરખે ભલે આ અજ્ઞાન મન. ન જોવું સાર હું લેશ મારાં મન.

૨ ભૂમિ સાથ કહેવાય ભેટો જોકે ચંદ્ર ગગન,
આવસ્યકતા નહી કે ચંદ્ર તજે નિજ ગગન ભુવન.
૩ પ્રભુજીને પહોંચે ભક્તનું મૌન કીર્તન,
નવ જોઇએ પ્રભુને કાન, માનવને કથન.

આપણા અર્ધ આત્માઓ એક છે તો આ સ્થૂળ દેહમાં આપણે અળગાં રહીશું તોપણ મનથી એકએકની સમીપજ છીએ. માટે, મારૂં તો એવું કહેવું છે કે હવે તમે તમારા પિતાના મહેલે ઝટ સિધારો તો સારૂં, અને ત્યાં ન જવું હોય તો અવર સ્થળે જ્યાં સિધારવું હોય ત્યાં સિધારો તોપણ તે ઠીકજ અને એક સરખું છે.

**અંબાલીકા**—અરેરે ! મને તલવારના પ્રહાર કરનાર આવાં વચનો ના ઉચરો, આપ કહો-છો તો હું જાવુંછું, પણ મારી આપને છેવટની વિનંતિ છે કે જે મહાત્માએ આપને વૈરાગ્યનો બોધ દીધોછે તેને મારા સબંધિની તમામ હકીકત તમે જ્યારે એમને મળો ત્યારે જરૂર કહેજો, અને પછી જો એ મહાત્મા તમને કહે કે તમારે મને તરછોડવી નહી જોઇએ તોતો મારો કર ગ્રહણ કરવા કૃપા કરજો.

**દેવરાત**—હા. એ શરત તો મારે કબુલ છે, અને એ મહાત્મા મને થોડા માસમાંજ હવે મળનાર છે, માટે જો એમની મને તમારી સાથે લગ્ન માટે આજ્ઞા થશે તો હું તમારોજ કર ગ્રહણ કરીશ.

**અંબાલીકા**—ત્યારે હવે મારે બીજું કાંઇ કહેવાનું રહ્યું નથી માટે હું જઇશ. (જાયછે. જતાં. બાજુ સ્વગત). હાય ! અંબાલીકા ! હવે તું શું કરીશ ! વહાલાના ગુરૂ એ-મને મારી સાથે લગ્ન માટે આજ્ઞા કરશે તો એ મારી સાથે લગ્ન કરશે, એ એમના બોલોથી મને કાંઇ દીલાસો વળેછે. અરે ! પણ આ દીલાસો માત્ર પળ-વારનોજ છે. દીલાસાના દુધપાક એક બે દિવસજ સારા લાગશે અને રોજની ક્ષુધા તૃપ્ત કરવા દાળ ભાત કે રોટલાજ જોઇશે. દિલાસાનાં દાતરડાંથી કાંઇ અન્નનાં ડુંડાં કપાશે પણ લોહના સળિયા નહી કપાશે. દીલાસાની દષ્ટિમર્યાદા તે તો કાંઇ દૂરના દેશ માટે દિવ્ય ચક્ષુ નહીજ અને આડી દીવાલ આવતાં દીન બની રહેવાની. અરે ! દીલાસામાં તો દવ ઉઠેછે અને મારાં ધાવમાતાના શબ્દો મને યાદ આવેછે ! એમના શબ્દો કેવા ખરા પડયા કે મારા શિર આવી પડેલાં ન જેવાં કાંઇ ઘડીક ભરનાં દુઃખ માટે હું ભાગ્યને દોષ દેવુંછું અને પરમાત્માની કૃપાની અવગણના કરૂંછું તો આખા ભવનું ખરેખરૂં દુઃખ મારા ઉપર ભવિષ્યમાં આવી પડશેજ ! એ એમના બોલો કેવા ખરા પડયાછે ! હવે તો આટલું શિક્ષણ રોજ યાદ કરૂં કે ગમે તેવું દુઃખ આવી પડે તોપણ પ્રભુજીનો દોષ મારે કહાડવો નહી.

**ગાયન ૪૭.**

૧ સંસારે કરવું હોય ભલું ભુંડું જે વર્તન,
કરજો તે ભલે પણ ઉચરશો નવ એકે વચન,
જેમાં થાય પ્રભુજીને લેશ લાંછન,

૨ વિઘ્નથી વ્યાકુળ વિશેષ નવ થવા દેશો મન,
મન માકડું કરાવશે મહેશ્વરનું મહિમા ખંડન.
૩ મન માંદલાને નવ પિરસશો મન માન્યું ભોજન,
દાબી ભચડી ઔષધિ દઈ, કરજો એનું જતન.
૪ મને મનાવેલાં દુખ માનવા નવ કરશો મથન,
દોષ વિના દુઃખ નહી જાણો માંહે ચૌદ ભુવન.

પણ વહાલાને એમના ગુરૂ મળશે કયારે અને એમના શુભ સમાચાર કાંઈ મને મળશે કયારે ! એ તો સર્વ આશ ખોટી. ચાલ, ત્યારે મારા તાતજીના મહેલેજ પાછી વળું, જેથી હું પણ આથડતી અટકું, અને મિથલ ભાઇ તથા બીચારાં સુચિરા માતુશ્રી પણ મારી સાથે સાથે આથડતાં અટકે. એ લોકો અહીં ક્યાંયે મારી વાટ જોતાંજ ઉભાં હશે માટે ઝટ ચાલીને એમને પકડી પાડું. (જાયછે).

**દેવરાત**—(સ્વગત). મારાં મનમાંથી પ્રેમનો વિકાર દૂર કરવા કરૂંછું ત્યારે વળી આ અંબાલીકા ક્યાંથી મારી આગળ આવી ઉભાં! સાગર નિજ ખારાશ સૂર્યના તાપમાં તજવા નીકળ્યોછે ત્યારે વળી સરિતા માંહે ભળીને તેને પીડા કરવા કયાં આવી ! વગડાએ પોતાની વિકરાળતા વણસાડવા પોતાના હાથે પોતાને લહાય લગાડીછે ત્યારે વળી મનહર કોયલ આવી પોતાના પ્રિય કલરવથી તે વગડામાં પાછી લીલા પાથરવા ક્યાં નીકળેછે! વૃક્ષ તેનાં ડાળાંઓ ઉપર આવી માળા કરીને વાસ કરતાં કાગ ચીલોના કકળાટને લીધે પોતાના હાથે પોતાને ભૂમિ ઉપર પાડવા તૈયાર થયુંછે ત્યારે વળી તેને ઉભું રાખવા વેલી પોતાનો ટેકો આપવા ક્યાંથી નીકળી આવી ! આ મનુષ્ય અવતારની અને આ વિશ્વ રચનાની ચિત્રવિચિત્રતા કેવી છે ! જ્યારે અંબાલીકા, અંબાલીકા, કરી રાતદિવસ તરફડતો હતો ત્યારે અંબાલીકાનો પત્તો મળેજ નહી, અને જ્યારે અંબાલીકાથી મારે અળગા રહેવું છે ત્યારે અંબાલીકા આવી ઉભાં! વદનને આરોગ્યતા હતી અને વાયુની આવશ્યકતા હતી ત્યારે વાયુ વિશ્વમાંથી અલોપજ જાણે થઇ ગયો હતો, અને જ્યારે વદનને તાવની વ્યાધિ થઇ અને વાયુની લહેરી પણ વેઠાય તેમ નહી હતું ત્યારે વાયુ વંટોળિયાના વેગથી ફુંકવા લાગ્યો ! આંગણમાં કુવાનાં જળ જોઇતાં હતાં ત્યારે આંગણની ભૂમિ પાષાણની બની ગઇ અને એક પથ્થરો નહી ઉખડયો, અને જ્યારે આંગણને મકાનના પાયા માટે મજબુત કરવા ધાર્યું ત્યારે ધરતીકંપથી આંગણમાં પોલાણુ પડયું ! ગાડાંને બળદ જોડેલા હતા ત્યારે ધરી ઉપર પઇડું રહે નહી અને નીકળી જાય, અને જ્યારે રમણુ કરાવનારા બળદોને ગાડામાંથી છોડી નાખી ગાડાંને ઢાલું રાખવાનું હતું ત્યારે પઇડાં ધરીમાં પેસી જઇ ગાડાંને આપથી ગબડાવવા લાગ્યાં ! અરેરે ! આ પ્રેમના મનોવિકાર પ્રતિ મને તિરસ્કાર ઉત્પન્ન થાયછે ! અરે ! હું એ મનોવિકારથી ત્રાસ પામુંછું ! ચિત્તશુદ્ધિના પ્રયાસમાં સહાયતા માટે હું શાસ્ત્રોનો અભ્યાસ કરૂંછું તો કામના મનોવિકારની હીનતા મને વિશેષ સિદ્ધ થાયછે. શાસ્ત્રમાં આત્માની શ્રેષ્ટતા માટે કેવું જ્ઞાન આપવામાં આવ્યુંછે ! એવા ઉચ્ચ આત્મા સાથે કામરૂપી મનોવિકારને આ માનુષી અવતારમાં જોડવો એ કેવું મૂર્ખાઇ ભરેલું છે!

સૂર્યના પ્રકાશમાં ધૂળના ગોટા ઉરાડવા કેવી મૂર્ખાઈ છે! સુંદરીના ગળે ભાંગેલાં હાંલ્લાંનો કાંઠલો પહેરાવવો કેવું મૂર્ખાઇ ભરેલું છે! ઘાસની ગંજીમાં જઈ દીવાસળી મુકવી કેવું હાનિકારક છે! આત્મા વિષે ઉપનિષદમાં લખ્યુંછેઃ અનેક સુખદુઃખનો અનુભવ કરનાર આત્મા કદી જન્મતો નથી કે કદી મૃત્યુ પામતો નથી; તે કોઇ ચીજમાંથી ઉત્પન્ન થયો નથી અને તેમાંથી કોઈ ચીજ ઉત્પન્ન થઇ નથી. આ આત્મા જન્મરહિત, અવિનાશી અને અનંત છે. જોકે સ્થૂલ દેહ નાશ પામેછે તો પણ આત્મા નાશ પામતો નથી". વ્યવહારીક રીતે જ્યારે આત્મા દેહ ધારણ કરેછે ત્યારે મનુષ્ય જન્મ પામેલો કહેવાય છે, અને જ્યારે આત્મા દેહ છોડી જાયછે ત્યારે મનુષ્ય મૃત્યુ પામેલો કહેવાયછે. આ પ્રમાણે જન્મ તથા મરણ તો દેહને છે અને આત્માને નથી. બ્રહદારણ્યક ઉપનિષદમાં સ્પષ્ટ એ વિષે લખ્યું છેઃ "જન્મ પ્રાપ્ત કરતાં આત્મા દેહ પ્રાપ્ત કરેછે અને અનેક દુઃખો સાથે ત્યારે આત્માનું જોડાવું થાય છે; મૃત્યુ પામતાં આત્મા દેહમાંથી નીકળી જાયછે અને સઘળાં દુઃખોને પાછળ મુકી જાયછે" વળી, અન્ય સ્થળે છાંગોદય ઉપનિષદમાં લખવામાં આવ્યુંછેઃ "જ્યારે જીવ આ ખોળિયાંને તજી દેછે ત્યારે તે ખોળિયું નાશ પામેછે, પણ જીવ પોતે કદી મૃત્યુ પામતો નથી." ત્યારે આત્મા એવી અનુપમ વસ્તુ છે કે જન્મ કે મરણનો પણ તેને લેપ થતો નથી, ત્યારે એ અનુપમ વસ્તુમાં કામની મલિનતા આરોપવી મનુષ્યને કેમ ઘટે! જે ગગનમાં ગ્રહ તારલા પણ તેનાથી અળગા તે ગગનને લોહની મેખ કેમ મરાય! જે અગ્નિને હાથનો સ્પર્શ પણ નહી થઇ શકે તેમાં વળી જઇને નિરાંતે બેસાય તો કેમ! જે ચક્ષુમાં આડો હાથ આધે આવતાં વિઘ્ન થાય તેમાં ખોબલા ભરીને ધૂળ તો કેમ ઠલવાય! વળી પ્રશ્ન ઉપનિષદ્‌માં આ આત્મા માટે લખ્યું છેઃ "આ આત્મા સર્વ કાંઈ જેનારો, સર્વ કાંઇ સાંભળનારો, સર્વ કાંઈની વાસ ગ્રહણ કરનારો, સર્વ કાંઇનો સ્વાદ લેનારો, વિચાર કરનારો, સંકલ્પ કરનારો, અને કર્તા અને પુરૂષ છે. જે આ આત્માને ઓળખેછે તે પરમાત્મામાં સ્થાપિત થાયછે." આ પ્રમાણે તો આત્મા જ્ઞાન ધરાવનારો મૂળથી છે. ત્યારે કામના મનોવિકારથી એનામાં અજ્ઞાનપણું વ્યાપ્ત થવા દેવું એ કેવી આપણી ભૂલ છે! સુવાસિત પુષ્પોના ગોટામાં વિષ્ટાનો અંશ કેવો શોકજનક છે! સોનાની થાળીમાં લોહની મેખ કેવી અનિષ્ટ છે! વ્યાપારીની માલની વખારમાં ઉકરડાનો કચરો કેવો અયોગ્ય છે! માટે જે મનુષ્યનો આત્મા અજન્મા છે તેને પ્રેમવિકાર નથીજ ઘટતો. મનુષ્યો! કામવિકાર રહિત થાવો અને તમારો આત્મા કાંઇ અવર્ણીય આનંદ અનુભવતો તમને સહેજે સિદ્ધ થશે. આત્માની નાવને કામવિકારનાં દોરડાંથી ખરાબે બાંધી ના રાખો. આત્માનું અરવિન્દ થુવેરનાં ડાળાંએ લઈ જઇને ના લટકાવો. આત્માના અમરપટાને ફાડીને દેહાંતદંડની શિક્ષા તેને ના કરો. ચાલ, હવે મહેલે જાવું. આજ તો નિત્ય કરતાં અહીં વિશેષ થોભ્યોછું. (જાયછે).

## અંક ૨. પ્રવેશ ૨૦.

**લલુભાઇ**—(કંકુનાં ખભે હાથ નાખીને આવતાં. તેણીને). અરે ! કાણી ! આ તારો પણુ બાપ મરે અને મારો પણુ બાપ મરે જો હું જુઠું કહેતો હોવું તો કે થોડાક દિવસથી મેં તારી અક્કલ અને હોંશીઆરી જોઇછે ત્યારથી મને તારા ઉપર એટલો વહાલ આવે છે કે હું તને શું કહું.

**કંકુ**—(ચીરડાવાના ડોળમાં). પણ. બળ્યો આ તમારો હાથ તો મારાં ખભાં ઉપરથી લઈ લ્યોને.

**લલુભાઇ**—હાથ તો તારાં ખભાં ઉપરથી હું કેમ કરીને લઇ લેવું ! મારા પગે લંગડાપણું છે તેથી બરાબર ટટાર ચાલવા માટે વળી મારે તારાં ખભે મારો હાથ ટકવવો પણુ પડે, અને તને પણુ આંખે બરાબર દેખાતું નથી માટે આધારે આધારે હીંડવા તું કોઇ કોઇ ફેરા તારો હાથ મારાં ખભે નાખ. (તેણીનો હાથ લઇને પોતાનાં ખભે નાંખેછે).

**કંકુ**—તમે તો છેકજ લાજ વિનાના થઇ ગયાછો શું ? મહોલ્લા પાડોશમાં આપણું ઘર રહ્યું અને મહોલ્લા પાડોશમાંથી કોઈ આવી ચઢે તો વાર લાગે નહી, અને આપણુને એકએકનાં ખભે હાથ નાખેલાં જુવે તો આપણી ચર્ચા કર્યા વિના જગત આપણુને મુકે ખરૂં ?

**લલુભાઇ**—જગતને તો હું ક્યાંયે ભરી પીવું એવો છું. હું પગે લંગડો તો છું પણુ બે પગવાળાં તો શું પણુ ચાર પગવાળાં હોય તેને પણુ આંટી મારૂં તેવો હુંછું. હજુ તેં મને પૂરો ઓળખ્યો નથી. મારો તો કાંઇક વખત એવો વિચાર થાયછે કે સુધારાવાળા લોકો પોતાની સ્ત્રીઓનો હાથ રસ્તામાં ઝાલીને ફરેછે તેમ આપણે પણુ એકએકનો હાથ ઝાલીને આખા શહેરમાં તો શું પણુ આખી પૃથ્વી ઉપર કેમ ના ફરવું.

**કંકુ**—સુધારો હાથ ઝાલીને ફરવામાંજ રહેલો હોય તોતો સર્વ કોઇ એવો સુધારો કરે, પણુ સુધારામાં તો સતરસો અને સાઠ વાનાં જોઇએછે, અને ત્યારે સુધારાનો બંધ બેસેછે.

**લલુભાઇ**—ત્યારે સુધારાનાં સતરસો અને સાઠ વાનાં છે તો મારાં સતરસો અને એકસઠ વાનાં. પછી કાંઇ ! તું બધાં સતરસો અને સાઠ વાનાં બોલ, અને એમાંનું એકે હું કરવા ના કહું તો મારાં મોઢાં ઉપર આમ થુંકજે. (તેણીનાં મોઢાં ઉપર થુંકે છે). અરે ! રામ રામ ! વાતના જુસ્સામાં તારાં મુઢાં ઉપર થુંકાઈ ગયું ! હશે, હવે એટલું માફ કરજે. જ્યાં સુધારોજ આપણે કરવાનો વિચાર કરીએ છીએ ત્યાં એકએકનાં મુઢાં ઉપર થુંકવાનો સવાલ ક્યાં રહેછે ? હવે, સુધારાનાં તારાં સતરસો અને સાઠ વાનાં મને ગણાવવા માંડ. હું જોવું તો ખરો કે એ વાનાં કેવા કેવાંછે.

**કંકુ**—અરે ! આપણાથી એકે વાનું નહીં બને.

**લલુભાઇ**—ઘરમાં એકએકના ખભે હાથ નાખીને ફરવાનું એક વાનું આપણાથી બન્યું કે નહી? એમ બધાં વાનાં બનવાનાં. અને જો એકે વાતમાં મારા તરફની ના તું સાંભળે તો મારાં મુઢાં ઉપર—

**કંકુ**—(લલુભાઈ તેણીનાં મુખ ઉપર પાછો થુંકવા જતો હતો તેથી લલુભાઈનું મોઢું પો-

તાના હાથથી એકદમ જોરથી દાબીને). મારાં મુઢાં ઉપર વળી પાછા થુંક્યા તો તમે જાણજો.

**લલુભાઇ**—(મોઢું દબાઈ જતાં તેણીનો હાથ પોતાનાં મુખ ઉપરથી છોડવતાં. તેણીને). અરે ભલી માણસ! મારૂં મુઢું બધું એવું દાબી નાખ્યું કે અંદરની બતરીસી પણ નીકળી આવે! તું તે શું સુધારો સમજવાની હતી? સુધારામાં તો કોઈનું મુઢું આપણે એવું ધીમેથી પસવારવું પડેછે (તેણીનાં મુખ ઉપર ઘણો ધીમેથી હાથ ફેરવેછે) કે જેને પસવારતા હોઇએ તેને તેની ખબર પણ ના પડે. જો મેં તારૂં મુખ પસવાર્યું, તો તેની ખબર પણ તને કાંઇ પડી!

**કંકુ**—(લલુભાઇને જોરથી આંચકો મારતાં). હઠો હવે, હઠો, તમને સુધારાની સમજ છે તો તમે સુધરો. મારે તો કાંઇ સુધારો કરવો નથી અને સુધરવું પણ નથી.

**લલુભાઈ**—ધણી સુધરે તો બાયડીને સુધરવું પડે, અને બાયડી સુધરે તો ધણીને સુધરવું પડે. એમાં તો ધણી બાયડીથી કોઇ કોઇને ના પડાયજ નહી. હવે તું તો ત્યારે સુધારાનાં સતરસો અને સાઠ વાનાં ગણાવી રહી પણ હું તને એ સઘળાં ગણાવુંછું તે તું સાંભળ. સુધારાનું પ્રથમ વાનું એ છે કે ધણી કહે તે બાયડીએ કરવું, અને બાયડી કહે તે ધણીએ કરવું.

**કંકુ**—ત્યારે હું કહુંછું કે મારે કાંઇ પોતાના માટે જોઇતું નથી પણ આ સુધારો શોભે અને આપણે એકએકનો હાથ ઝાલીને જગતમાં ફરીએ તે વગોવાય નહી તે માટે મને સારાં સારાં ઘરેણાં થોડાં લાવી આપો. તમે કહોછો કે સુધારામાં ધણીએ બાયડી કહે તેમ કરવું તો હું કહુંછું તેમ કાંઇ ઘરેણાંઓ તમે મને લાવી આપવાના છો? માટે, હું નહોતી કહેતી કે સુધારાનાં વાનાં તો નહી બોલવામાંજ નવ ગુણ.

**લલુભાઇ**—(બાજુ). હાય! બાપ! ઘરેણાંઓ તો ક્યાંથી લાવી આપું! ત્યારે તો મેલું સુધારાની વાતમાં પૂળો. (કંકુને) તું કહે છે તેમ ઘરેણાં સુધારામાં પહેલાં જોઇએ ખરાં પણ એતો ક્યારે જોઇએ કે આપણે હદપારનો સુધારો કરવો હોય ત્યારે. અને આપણે તો મધ્યમ સુધારો કરવો છે તેમાં ઘરેણાં ગાંડાં જોઇએ નહી. અને પ્રથમ શરૂઆતમાં તો આપણે આપણા ઘરમાંજ સુધારો કરવો છે અને બહાર તો પછી માટે ઘરના સુધારામાં તો ઘરેણું એકે જોઇએજ નહી. ઘરના સુધારામાં આપણે ખભે કે ગળે હાથ નાખીને ફરવાની વાત છે ત્યાં રતી ભાર ઘરેણાનો સવાલજ ક્યાં રહેછે? (તેણીનાં ગળે હાથ નાખેછે).

**જમાદાર**—(આવતાં. સ્વગત). મારા તાબાના સીપાઇએ કહ્યું કે એક લલુભાઈ પાસેથી પઇસા પડાવાય તેમ છે તો હું એ લાગ શા માટે જવા દેવું! એ છે તો ઘરમાંજ. (લલુભાઇને). લલુભાઈ છે કે? લલુભાઈ તમારૂં નામ?

**લલુભાઇ**—(કંકુના ગળેથી હાથ લઈ લઇને. તેણીને). તું ઘરમાં જતી રહે. આ વળી કોઈ સીપાઈ ભૂલો પડેલો કાંઇ અહીં આપણા ત્યાં ચઢી આવેલો લાગેછે. (જમાદારને). લલુભાઈ પગે લંગડા છે એ લલુભાઇને પુછતા હોવો તો તે તો હું

પોતેજ. પગની ખોડને લીધે કોઇ કોઈ વાર ઘરનાં માણસનાં ખભે હાથ ટેકવીને હીંડવું પડેછે, એવો લાચારીનો વખત મને ભગવાને દીધોછે. પણ જ્યાં ભગવાન મારે ત્યાં કહેવું કોણને? અને બાપા! તમે કોણ અને તમારૂં કેમ આવવું થયું હશે? તમે કાંઈ દીઠામાં કોઇ દિવસ આવ્યા હોવો એવી ઓળખ તો મને નથી પડતી.

**જમાદાર**—તે દિવસ તમારા ત્યાં ચોરીની વાત બનીછે તે માટે મોટા સાહેબનો અમને હુકમ થયોછે કે સાહેબ વધુ તપાસ એ બાબદમાં પોતે કરવા માગેછે માટે મારે તમને અને તમારી સ્ત્રીને એઉને એમની આગળ હાજર કરવાં.

**લલુભાઈ**—પણ, બાપા સાહેબ, એ ચોરીની વાત તો તેજ ઘડી પતી ગઇછે. અને તમારા સીપાઇ આવ્યા હતા તેમને સઘળી હકીકત તમે અને મોટા સાહેબ એઉ પુછી જોશો તો લગીરે લગીર હકીકત તમને એઉને સમજ પડશે કે એ તો મારા છોકરા બળવંતિયાનું તોફાન હતું.

**જમાદાર**—તમે આવી ખાલી લવરી કરશો તો હાથકડી કરીને તમને એઉને લઈ જઈશ. માટે મારી સાથે મુગા મુગા હમણા હાલ નીકળી પડો તો ઠીક છે.

**લલુભાઇ**—(બાજુ). હાય. બાપ! લલુભાઇના અને કાણીના ભોગ મળ્યા! (જમાદારને). બાપા સાહેબ! જરા ધીમા પડો હું તમને એમ પુછુંછું કે મોટા સાહેબે તમને જે હુકમ કર્યો હોય તે ન કર્યો હોય એમ તમે કરો તો કેવું? તમે આટલું મારૂં કામ કરશો તો હું કાંઈ તમારો ઉપકાર નહી સમજીશ એવો છું? (કંકુને હાંક પાડતાં). અરે! હેં! ઘરમાં છે કે? (કંકુ આવતાં. તેણીને). જમાદાર સાહેબ માટે ઝટ સીધું તારી સમજ પ્રમાણે લાવ. (કંકુ જાયછે). જમાદાર સાહેબ! હું ઈશ્વર સાક્ષી સાથે કહુંછું કે ચોર મારાં ત્યાં આવ્યો હતો તે વાત ખરી પણ વીંટીઓ ચોરાઈ નથી કેમકે વીંટીઓ ઘરમાંથીજ નીકળીછે. માટે, હવે આવી વાતમાં મોટા સાહેબને શું તસ્દી આપવી? કેમ મારૂં કહેવું ખરૂં છે કે નહી, બાપા? અને, હું આ તમને કહુંછું કે મારાથી બની શકશે તે પ્રમાણે તમારો હુકમ પણ હું તો હાલને હાલ ઉઠાવીશ.

**જમાદાર**—ત્યારે, જુવો, એમ કરો. મારા ત્યાં બહાર ગામથી મહેમાનો આવવાના છે, તેથી રાંધવા માટે અને પાણી માટે ચાર પાંચ મોટાં વાસણો જોઇએછે. એવાં ચાર પાંચ વાસણો મને આપો અને મહેમાનો જશે કે તુરત આઠ દસ દિવસમાં મારા માણસ સાથે પાછાં મોકલાવી આપીશ.

**લલુભાઈ**—(બાજુ. સ્વગત). તારો બાપ મરે, જમાદાર. મારૂં આખું ઘરજ ખાલી કરાવવા તું નીકળ્યોછે શું! (જમાદારને). જમાદાર સાહેબ! મારા ઘરમાં જે કાંઈ વાસણો છે તે મારા દાદાના દાદાનાં વસાવેલાં છે એટલે મારા પછી તેનો વારસ મારો છોકરો બળવંતિયો નામનો છે, એટલે મારાથી વાસણમાંથી તો એક પણ આઘું પાછું થાય તેમ નથી. અને મારો બળવંત સરકારમાં નોકર છે તેથી કાયદામાં તો એવો એ પોપટ છે કે તમને અને મને એઉને પળમાં હાથકડી કરાવે.

**જમાદાર**—તમારા ચિરંજીવી તરફનો કાંઇ તમે ડર રાખશો નહી. એ તો તમારા એ ચિરંજીવીએજ મને કહ્યુંછે કે બાપા પાસેથી સુખેથી વાસણો લઇ જજો, નહીતો વળી મને ખબર પણ ક્યાંથી હોય કે તમારાં ઘરમાં મોટાં વાસણો છે?

**લલુભાઇ**—(બાજુ. સ્વગત). બળવંતિયા! તારૂં સત્યાનાશ જાય તારૂં આ જમાદારને પણ ત્યારે તેંજ મોકલ્યો! (જમાદારને). લ્યોને, ત્યારે હું તો આખુ ઘર તમને ખાલી કરી આપુંછું. (કંકુ સિધું લઇને આવેછે. તેને). આપણા બળવંતિયાએ આ જમાદાર સાબને ચાર દિવસ વાપરવા મોટાં વાસણો આપવા કહ્યુંછે તે માટે એ મોટા હાંડા અને એ મોટાં તપેલાંઓ એમને લાવી આપ. બળવંતિયો શું કે હું શું કે તું શું, કાંઇ કોઈથી જમાદાર શાબને નાપાડી શકાય તેમ છે?

**જમાદાર**—અને, જુવો, હું તમને કહેતાં ભૂલી જાવુંછું કે મારી તીજોરીની કુંચી કોણ જાણે કયાં પડી ગઇછે માટે હાલ તુરત થોડાક બે પાંચ રૂપીયા પણ મને તમારી પાસેથી જોઇશે. વાસણો સાથે રૂપીયા પણ પાછા મોકલાવીશ.

**લલુભાઈ**—હા, બાપજી, હા. રૂપીયા લાવી આપું, પણ ઈશ્વર સાક્ષીથી કહુંછું કે બે રૂપીયાજ મારી પાસે પડયાછે અને તે લઈ આવું ત્યારે. (જાયછે. જતાં. બાજુ). હવે એક ઘડી પણ આ બળવંતિયાને મારાં ઘરમાં રાખું નહી. એને જુદો રહેવા કહાડું એટલે પછી એનું જોર નરમ પડશે. (પેટી ખોલીને બે રૂપીયા કહાડેછે. તે લાવીને જમાદારને આપતાં). આ બે રૂપીયા. (કંકુ વાસણો લઇને આવેછે તે જમાદારને આપતાં). બાપજી! આ સિધું અને વાસણો અને આ બે રૂપિયા. હવે તો તમે કહો તો આ સઘળું ઉપાડીને તમારાં ઘર મુકી આવું પણ હવે તો કાંઇ માગવાની વાત માફ કરો તો બહુ સારૂં. (જમાદાર સઘળો સામાન પોતેજ ઉપાડીને જાયછે. જતાં. તેમને). હવે પેલા મોટા શાબને કાંઇ આ તમારાં કામમાં બધું કહેવાનું સમજાવવાનું તમે ભૂલી જાવો અને બીજા માણસો પાછા મને બોલાવતા આવે એવું કરશો ના. (જમાદાર જાયછે. કંકુને). અરે! તું હવે અહીં આવજે. જમાદાર તો ગયો છે. (કંકુ આવેછે). આ મારો બેટો બળવંતિયો તો હવે આપણને જંપીને બેસવા દે એમ મને લાગતું નથી.

**કંકુ**—અરે! મેં એનો ઘાટ બરાબર ઘડયોછે. આજે મેં મારી દીવાળી નામની બહેનપણીને બોલાવીછે. તેને મેં શીખવ્યુંછે કે તું આ બળવંતિયાને ગળે પડજે કે તેં મારી લાજ લુંટી અને વળી એ સરકારમાં એના ઉપર ફરીયાદ પણ નોંધાવશે, એટલે એ જગતમાં રૂસવા પણ થશે અને હું એના ઉપરીને ખોટી અરજીઓ નાખીશ એટલે એનો ઉપરી એને નોકરીમાંથી પણ બરતરફ કરશે. મને સીપાઇ પાસે ઝલાવવા અને ભુવા પાસે માર ખવડાવવા એ બળવંતિયો તૈયાર થયો તો હું પણ હવે મારી કારીગીરી એને દેખાડુંછું. (દીવાળી આવી પહોંચતાં. તેને). આવ બહેન, આવ. ખોટી સાક્ષીઓ માટે બીજી બહેનપણીઓને પણ તેં બહાર ઉભી રાખીછે ને? (લલુભાઇને). તમે એ બળવંતિયાને કાંઇ કામનાં બહાને ઝટ બોલાવો એટલે આપણા સપાટામાં એ બરાબર ઝટ આવે.

**લલુભાઈ**—હા, ભાઇ શાબ. આ એને હાંક પાડું. એને આવી રીતે સીધો કર્યા વિના એ આપણુને જીવવા દેનાર નથી. (બળવંતને હાંક પાડેછે). બળવંત! ઓ બેટા બળવંત! જરી આમ આવ. તારી મા ભાણું રાંધીને એની માનાં ઘર ગઇછે માટે તું આવીને ઝટ ખાઇ લે. હીંડ, બેટા, જલદીથી હીંડ. સરકારી કાગળીયાં બાગળીયાં તારા હાથમાં હોય તે જરી વાર બાજુએ મુકી દઇને તું ઝટ આવ. કાંઈ સરકારી કાગળો પણ નાસી નથી જવાનાં કે કાંઈ સરકારી ઑફીસ નાસી નથી જવાની, કે કાંઈ તું નાસી નથી જવાનો. (દીવાળી તથા કંકુને). તમે બેઉ હમણા અંદર જતાં રહો નહીતો એ ચેતી જશે. (કંકુ અને દીવાળી જાયછે). (સ્વગત). ભગવાન કરે અને કાણીની આ યુક્તિ બરાબર પાર ઉતરે તો તો બહુ સારી વાત થઈ જાય. (બળવંત આવતાં. તેને). કેમ બેટા! જમવા આવ્યો? ઝટ ખાઇ લે. તારે સરકારી કામ તો સદાનું રહ્યું માટે રસોઇ તો થાય તેવી તુરત ખાઈ લેવી. અને હવેથી જેવી રસોઇ ચુલા ઉપરથી ઉતરશે તેવો હું તને નિત્ય હાંક પાડીશ.

**દીવાળી**—(આવતાં. લલુભાઇને). કંકુબહેન છો કે ઘરમાં?

**લલુભાઈ**—(ખોટા ડોળમાં). ના, બાપા, ના, અહીં તો કોઇ તારી બહેન નથી મરી. એ તો એની માનાં ઘર મરીછે.

**દીવાળી**—હું તો અહીંથી જતી હતી તો મેં જાણ્યું કે મારી કંકુ બહેનને જરા ભેગી થતી જાવું, કેમકે હું તો કાંઈ પાંચ સાત મહિને એક ફેરો મારાં ગામથી આવુંછું, અને આજે આવીછું તો હવે વળી પાંચ સાત મહિને ભગવાન મને પાછી અહીં લાવશે ત્યારની વાત.

**લલુભાઇ**—ઓહો! તમે બીચારાં મસ આઘેથી અને વળી પાંચ પાંચ સાત સાત મહિને આવોછો? ત્યારે તો બેસો. તમારા માટે જરા પાણી બાણી લઇ આવું. (જાયછે. જતાં. બાજુ). બળવંતિયા હવે તારૂં બહેરાપણું અને બળ બધું સામટું નીકળી જાયછે તે તું જોયા કર. (જાયછે).

**દીવાળી**—(બળવંતને). બેસો, ભાઇ, બેસો.

**બળવંત**—ના. ના. મારી નવી મા એવી ખરાબ છે કે એની બહેનપણી કોઈ બીચારી ગમે તેવી ભલી હોય તોપણ તેની સંગાથે મારો વાત કરવા જીવ થતો નથી.

**દીવાળી**—(ક્રોધનો ડોળ કરીને). ત્યારે તમે તો શું મારી કંકુ બહેનને અને મને કાંઇ વેશ્યા બેશ્યા ધારતા હશો કેમ? લ્યો. એમનાં ઘર હું આવી ચઢી તે માટે હું વેશ્યા થઇ! તારી મા ભુંડી હશે તો મરશે તેમાં મને શું લેવા દેવા કે મને પણ સંગાથે સંગાથે વેશ્યા કહેવા તું તૈઆર થયોછે? તેં મને વેશ્યા કહી તો હું પણ ખરી કે હવે હું વેશ્યાજ થઇ બેસું. (મોટેથી બુમો પાડેછે). અરે કોઇ આવોરે. આ બળવંત મારી લાજ લુંટેછે. (પોતાના હાથે પોતાનાં લુગડાં ફાડેછે). અરે! કોઇ રસ્તા ઉપર હોવો તો મારી મદદે આવો, બાપજી.

**બળવંત**—(બાજુ). હવે કેમ કરૂં! આ તો મને સરકારમાં વગર વાંકે ઘસડાવા વખત આવ્યો! આ મારી નવી માને મેં સીપાઇ પાસે પકડાવી તેમ આ તો હું પકડાયો! બાપા

પાણી લેવા ગયા તો તેં પણ ક્યાં મરી ગયા કે અહીં પાછા ફર્યાજ નથી! (મોટા સ્વરથી). બાપા! બાપા! આમના માટે પાણી લાવો. કેટલી વાર! (જતા રહેવાનું કરેછે).

**દીવાળી**—(તેને જતો રોકીને). અરે રોયા! તું જતો ક્યાં રહેવાનો છે! (તેણીએ બહાર ઉભી રાખેલી ખોટી સાક્ષી બાઇઓ બધી અંદર આવેછે. ૧ સ્ત્રીને). અરે બાપજી! આ જુલમ જોયો? આ રોયો મને મુકતો નથી. (૨. સ્ત્રીને). બહેન! તું સરકારમાં કહેજે બરાબર કે તેં આ રોયાને મારી સાથે ખોટી વર્તણુક ચલાવતાં જોયો. (૩. સ્ત્રીને). બહેન! તમે પણ જુવોછો તેવું સરકારમાં કહેજો. ના કહો તો તમારાં બચ્ચાંઓના સોગન્દ તમને છે. (૪. સ્ત્રીને). બહેન! તું પણ ભગવાન લેખે ખરી સાક્ષી પુરજે. આ મારો સાલ્લો આ રોયાએ કેવો ફાડી નાખ્યોછે! તે તો તું તારી નજરે જુવેછે ને? (૫. સ્ત્રીને). આવ, બહેન, આવ. જો તારે પણ કોઈ દિવસ આવા હરામીથી લુંટાવું નહી હોય તો સરકારમાં તું મારા માટે આ જે જુવેછે તેની સાક્ષી પુરજે.

**૧. સ્ત્રી**—બહેન! ગભરા નહી. અમે બધાં તારા માટે સાક્ષી પુરીશું.

**૨. સ્ત્રી**—તારી મદદે આવ્યાં છીએ અને વળી સાક્ષી નહી પુરશું? તે માટે તું લગીરે ચિંતા ના કરીશ. તું કહેશે તે પ્રમાણે અમે સાક્ષી પુરીશું.

**૩. સ્ત્રી**—(બળવંતને). રોયા! તને કાચો ખાઈ જઇએ એવી અમે બધી છીએ. તું આ બીચારીને એકલી દેખીને એને શું હેરાન કરવા ગયો!

**૪. સ્ત્રી**—(બળવંતને). બોલને રોયા! હવે બોલને? હવે કેમ તારી જીભડી બંધ થઈ ગઇ?

**૫. સ્ત્રી**—(બધી સ્ત્રીઓને). અરે! એ નિર્લજ સાથે આપણે વાતે શું વળવું? એને સરકારમાં લઇ ચાલો. સરકાર ક્યાં એને મુકે તેમ છે? (બળવંતનો હાથ ઝાલીને ધસડેછે). હીંડ, રોયા, સરકારમાં હીંડ. (બધી સ્ત્રીઓ બળવંતને ખેંચે છે).

**બળવંત**—(બધી સ્ત્રીઓને). પણ તમારામાંથી એકે મારો એકે અક્ષર સાંભળશો?

**૧ સ્ત્રી**—રોયા! તારી પાસે કહેવાની તો નિર્લજ વાત હોય પછી તારી પાસેથી સાંભળવાનું ક્યાં અમારે રહ્યું?

**૨. સ્ત્રી**—(બધીઓને). એ તો કહેવા માગતો હશે કે આ વાતમાં હું કાંઇ જાણુતો નથી અને નિરપરાધીછું. (બળવંતને). જા. જા. રોયા! એવી ઉડાવવાની વાતો અમારી આગળ કરીશ નહી, નહીતો અમારા હાથે ચાંચળની પેઠે ચોળાઇ જઇશ. (બધી સ્ત્રીઓને). બધીઓ ઝાલીને આ રોયાને ખેંચોને. એની મેળે તો એ નહી હીંડે. (બધી સ્ત્રીઓ બળવંતને ખેંચે છે).

**લલુભાઇ**—(પાણી લાવવાનાં બહાને આવેછે. બાજુ. સ્વગત). આજે મારો બેટો બરાબર સપડાયોછે! (દીવાળીને). બહેન! મને પાણી લાવતાં વાર થઇ તેનું કારણ એ છે કે માટલું ફુટી ગયું હતું એટલે પાણી માટે કુવા ઉપર જરા મને જવું પડયું હતું.

**દીવાળી**—આ તમે જરા પાણી લેવા ગયા તેટલામાં તમારા આ છોકરાએ મારી લાજ લુંટી. આ મારો સાલ્લો તો જુવો કેવો ફાડી નાખ્યોછે ? આ બીચારાં રસ્તે જતાં બયરાંએ મારી મદદે આવી નહી ચઢયાં હોત તો કોણ જાણે મારી કેવી ફજેતી થાત! છોકરાને લાડ લડાવીને આવો મસ્ત ગોધા જેવો ઉછેર્યોછે તો તમને પોતાને પણ જરી લાજ નથી આવતી ?

**લલુભાઇ**—મારો દીકરો બળવંત કદી કોઇનાં સામી નીચેથી ઉંચી નજર કરે તેવો નથી. (બાજુ). આ બળવંતિયાને મારે મુઢાં ઉપર ભલું તો મનાવવું. નહીતો કદાચને આ ભેદ ફુટે અને મને અંદરસામીલ જાણે તો એ પછી મારા બાર વગાડી દે તેવો છે.

**૧. સ્રી**—(લલુભાઇને). અરે ડોસા ! તારે તો તારા દીકરાને કાચો અને કાચો ખાઈ જવો જોઇએ અને તારા દીકરાનું ઉપરાણું શાનો તાણેછે ?

**૨. સ્રી**—અરે ! એ દીકરાનું ઉપરાણું તાણનારો પેદા થયોછે તો એના દીકરા સાથે એને પણ સરકારમાં ઘસડો કે આ બાપ પણ દીકરાની સામીલ છે.

**૩. સ્રી**—એ બેઉં બાપ દીકરા સાત આઠ વર્ષ સજામાં જાય તોજ પાધરા થાય એવા છે, મેં એવું કાંઇક લોકોનાં મોઢેથી સાંભળ્યુંછે.

**લલુભાઇ**—હેં! સાત વર્ષની સજા મને થાય ? ત્યારે તો. બાપજી, તમે જાણો અને આ બળવંતિયો જાણે. હું તો એકે અક્ષર હવે બોલનાર નથી. (બળવંતને. બાજુ). હું તને કેટલા દિવસથી કહેતો હતો કે તારી નવી માને તું ઝાઝી ના સતાવ પણ તું તો એવો ફાટયો કે ઝાલ્યો ઝલાગો નહી ત્યારે આવો તું દુઃખી થયો અને તારાં પાપે મને પણ આ ઘડપણમાં સરકારનાં ઘર વસવા વખત લાવ્યો. પણ હું તને એમ કહુંછું કે તારી નવી મા એની માનાં ઘર જતી રસ્તામાંથીજ કાંઈ પાછી વળીને આપણા ત્યાં આવીછે, માટે તું એને અહીં બોલાવી લાવ, અને તને ગમે તો તું એને કહી જો કે કાંઇ યુક્તિથી આ તારાં માથાં ઉપર આવેલું સંકટ દૂર કરે. મારી ખાતરી છે કે આ વાતમાં એ એની અક્કલ બરાબર દોડાવશે અને તારી મદદે આવશે. હું તો એને અહીં બોલાવી લાવતે પણ મારા કહેવાથી નહી આવે માટે તું હાથે પગે પડીને બોલાવી લાવ. તું એને બોલાવવા જઈશ તેમાં કાંઇ તને નાનમ નથી. કહેવત છે કે ગરજ વખતે ગધેડાંને પણ બાપ કહેવો પડે તો આ કાણી તો વળી તારૂં માવિતર આ આપણા ઘરમાં આવી ત્યારથી છેજ.

**બળવંત**—મારા કહેવાથી તો એ નહી આવે. તમે એમને બોલાવી લાવો તો બહુ સારૂં.

**લલુભાઈ**—ત્યારે હું બોલાવી લાવું. પણ તું તારૂં કામ થઈ રહ્યા પછી પાછો એને સતાવવા માંડે તેની જામીનગીરી શી ? તું કબુલ કર. કે મારી નવી માને એકે અક્ષર આડો કે સીધો ખરો કે ખોટો નહી કહું તો વળી એને મનાવીને અહીં લાવું.

**બળવંત**—હવે મારી નવી માને એકે અક્ષર કહું તો ધિક્કાર છે મને.

**લલુભાઇ**—ઠીક, ત્યારે આ એને બોલાવી લાવું. એનાં મનમાં તો કાંઇ તારા જેવું કપટ નથી અને એ તો બીચારી બોલાવવાથી તુરત આવશે. (જતાં. બાજુ). બળવં-

તિયો આજે પાધરો દોર થયો ખરો! ( સ્ત્રીઓને ). તમે બધી અહીં થોભો. હું આવુંછું. ( જાયછે ).

**બળવંત**—( બાજુ. સ્વગત ). મારી નવી માને બાપજી કહેવા વખત આવ્યો ! અરે ! પણ એની મદદથી આ આપદ માંથી છુટાય તોતો એને બાપજીનો બાપ પણ કહેવામાં ખોટું શું છે ! હવે મને સમજ પડેછે કે માવિતર સામે બહુ પગલાં મારી મૂર્ખાઈમાં મેં ભર્યાં તે મેં બહુ ખોટું કર્યું.

**લલુભાઇ**—( કંકુને લઇને આવતાં. તેણીને ). પ્રથમ તો તું નાજ પાડજે કે આ વાતમાં હું પડું તો હું પણ બયરૂં માણુસ સરકારમાં તણાવું, ( બળવંતને ). ભાઈ! ક્યાં ગયો ? લે. આ તારી નવી મા આવીછે. એને જે કહેવું હોય તે તારાં મોઢેથીજ કહે. મેં તો કહ્યું તો કહેછે કે આવા ભારી કેસમાં તો એકે અક્ષર એનાથી બોલાય નહી. અને, તોપણ એ તો બીચારી કહેછે કે મને બળવંત કાંઇ રસ્તો દેખાડે તો તે પ્રમાણે કરૂં. હવે તારે શું એને કહેવુંછે ? ( તેને તેની માથી દૂર બોલવતો ). જરી આમ મારી પાસે આવ. ( બળવંત લલુભાઈ પાસે જતાં. તેને ). તું આમ થાંભલાની માફક ઉભો રહ્યોછે તો તારી નવી માને હાથે પગે પડ કે ઝટ આ વાતનો ફેંસલો થાય.

**બળવંત**—( કંકુને ) તમને મેં કોઇ રીતે સતાવ્યાં હોય તો મને આ પળે માફ કરજો, અને હવે તો હું એકે અક્ષર તમારી સામે ઉચરનાર નથી, પણ આ મારાં શિર પીડા આવીછે તેમાં કાંઈ મદદ કરો તો ઠીક.

**કંકુ**—હા, હું મદદ કરૂં એટલે હું પણ સાત વર્ષ સજામાં જાવું ? તું પણ સજામાં જાય, તારો બાપ પણ સજામાં જાય અને હું પણ સજામાં જાવું. તો પછી ઘરમાં રહે કોણ ? અને ઘર સાત વર્ષ સુધી સૂનું પડી રહે તો સંભાળ વિના સાત વરસમાં તો હેઠે આવે અને અંદરના સામાનમાં એક ગાભો સરખો પણ ના રહે.

**લલુભાઇ**—( કંકુને સમજાવવાના ડોળથી. કંકુને ). જો. એમ કર. આ દીવાળી તારી બહેનપણી છે. તેને તું સમજાવ કે મારો છોકરો આ તો છે એટલે એનો અપરાધ માફ કર. અને એ ફરીયાદી નહી માંડશે તો આ સાક્ષીઓ તો પછી કાંઇ બોલનાર નથી. ( બળવંતને ). તું એમ કર. કાગળ ઉપર તારી માને લખી આપ કે મેં તનેબહુ સતાવીછે અને એકે દિન હવે નહી સતાવું અને મને સાત વરસ થતી શીક્ષાવાળા અપરાધમાંથી ઉગારશો તો તમારી મેહેરબાની. ( કંકુને ) .ભાઈશાબ ! તારી આગળ અમે બાપ દીકરા હાથ જોડીએ છીએ અને હવે તો તું અમારી અરજી સાંભળે તો ઠીક. તારે તો માત્ર જીભ હલાવવાની છે અને અમે બાપ દીકરા બેઉ સાત સાત વર્ષની સજામાંથી છુટીશું. હું તને કહેતાં ભૂલી ગયો કે આ બધીઓ મને પણ સરકારમાં ઘસડી જવાની છે તો મારી તો કાંઇ દયા ખા. (બળવંતને). લાવને ભાઇ! માફીપત્ર લખી આપ્યો કે નહી ? ( બળવંત માફીપત્ર આપેછે. તેને ). લખી રહ્યો ? ઠીક ઠીક ત્યારે તો. ( માફીપત્ર કંકુને આપતાં ). તને આ મારા દીકરા ઉપર ભરોસો નહી પડતો હોય તો આ માફીપત્ર

તારા જીવની માફક સાચવી રાખજે. પણ આ ઘડી એને બાપડાને છોડાવીશ તો કસાઈનાં ઘરથી ગાય છોડાવવા જેટલું તને પુણ્ય થશે.

**કંકુ**— ( દીવાળીને. મનાવવાના ડોળથી). કોણ દીવાળી બ્હેન તમે મારાં ત્યાં આવ્યાંછો ? આવો. આ આમના દીકરાએ તમને સતાવ્યાં? મેં તો હમણાજ સાંભળ્યું.

**દીવાળી**—અરે ! મને સતાવીછે તો કેવી કે મારો જીવ અને મારો ભગવાન જાણેછે. હું એને સાત વરસની સજા ખવડાવુંછું.

**કંકુ**— અરે ! બહેન ! તમે મારાં સગાં બહેન જેવાં છો અને મારા છોકરા માટે એ શું બોલોછો ? મારો છોકરો એ તમારોજ છોકરો છે. એનાથી અપરાધ થયોછે પણ એ તો અમારી સાથે અને એના બાપ સાથે રોજના એવા અપરાધો કરે છે કે કાંઈ કહેવાની વાત નહી. અમને બેઉને સીપાઈઓ પાસ ઝલાવેછે; ભુવાઓ પાસે માર ખવડાવેછે; અને કાંઈ કાંઈ જુલમ કરેછે. પણ મોઢે તાળું દઇને અમે તો બેસી રહીએ છીએ. માટે તમને ગમે તેટલાં સતાવ્યાં હોય તોપણ એના તરફ તમારે જોવાનું નથી પણ મારા તરફ અને આ મારા ભાયડા માણસ તરફ તમારે જોવાનું છે. અમે બે કદી એક પણ કડવો અક્ષર તમને કહીએ તેવાં છીએ?

**લલુભાઇ**—અરે ! હું તો એમના માટે પાણી લેવા દોડયો હતો ! હું તો કેટલી ખાતરદારી કરૂં તેવો માણસ છું. એ તો આ અકર્મી બળવંતિયોજ લોકોને સતાવેછે.

**કંકુ**—( લલુભાઈને ). તમે છાના રહો. હું એ તો મારી બહેનને સઘળું સમજાવુંછું. ( કંકુને ). બહેન ! તમે આ વાત વિસરી જાવો અને આઠ દિવસ મારા ત્યાં તમે નહી રહો તો મારા જીવના સોગન્દ છે. તમે આઠ દિવસ મારા ત્યાં રહો અને એ આઠ દિવસમાં આ મારો છોકરો તમારી સામે નીચેથી ઉંચું પણ જુવે તો હું પંડે એને સરકારમાં ઘસડાવીશ. માટે, હમણા તો એનો અપરાધ મારા ખાતર માફ કરો અને આઠ દિવસ એનું પારખું જુવો.

**દીવાળી**—મારે જરૂર શી કે વળી પારખું જોવું?

**કંકુ**—પારખું એનું ના જોવું હોય તો ત્યારે કાંઇ તમારાથી એને સજા પણ નહી કરાવાશે. સમજ્યાં ? શું હું એની મા બેઠીછું અને તમે એને સરકારમાં તણાવશો ? અરે ! રામ રામ કરો. ( સાક્ષી સ્ત્રીઓને. ક્રોધના ડોળમાં ). તમારે સાક્ષી આપવી હોય તો સરકારની કચેરીમાં જઇને બેસો. અહીં મારા ત્યાં કેમ બધી ભરાઈ ગઇછે? હમણા ચોરીનું તોહમત બધીઓનાં માથે ચઢાવીશ તો બધીઓ દુમ દબાવીને નાસશો. જાવોછો કે નહી ? ( દીવાળીને ). બહેન ! હવે તમારે મારાં મનાવેલાં માનવુંછે કે આ વાતને ઠાલી લંબાવવી છે?

**લલુભાઈ**—( બળવંતને. બાજુ ). જોઈ આ તારી નવી માની હીમત અને અક્કલ ? તારાથી અને મારાથી આવી અક્કલ અને હીમત દોડાવાતે ? મૂર્ખા ! એના તો રોજ પગ ધોઇને પણ તું પીશ તો તે થોડું છે. જા. હવે. એ તો તારો છુટકો થઇ ગયો. રસોડાંમાં જઇને મુગો મુગો ખાઇ લે. (કંકુને). આ બળવંતને ત્યારે રસોડામાં ખાવા જવા દેવુંછું ? (બળવંતને). હવે રસોડામાં હીંડી જાને. આ દીવાળીની નજર

આગળથી હડી જા. અને હવે તારી નવી માને કે મને સતાવ્યોછે તો ભગવાન આથી ભુંડા હાલ તારા કરશે. ( બળવંત જાયછે ).

**લલુભાઇ**—(કંકુને). ધન્ય છે કાણી તારી કારીગીરીને. આ તો ઘી જેવો નરમ થઇ ગયોછે!

**કંકુ**—રોયો મને રોજ સતાવ સતાવ કરતો હતો. મને તો સતાવીને કોઈ સુખી થવાનુંજ નહી.

**લલુભાઇ**—(બાઝી)આને તો મારો જીવ જતાં પણ એક અક્ષર હવે મારે કહેવો નહી કેમકે બળવંતિયા જેવો મારો ઘાટ એ પળમાં કરાવી નાખે તેવી છે. ( કંકુને ). ચાલ, હવે આ બધાં માટે સારી રસોઇ રાંધ અને બધાંને જમાડ. બાપડાંઓએ કેટલી મહેનત આપણા માટે લીધી અને કેટલાં ખોટી પણ થયાં.

**કંકુ**—હા. બધાંને અહીંજ જમાડીશું. હજી આખો દિવસ એ બળવંતિયાને જરા જરાક કનડવો છે. (બધાંને). ચાલો. અંદર જઇએ. (જાયછે).



## અંક. ૩. પ્રવેશ. ૨૧.

**અંશુમાન**—( પોતાના આશ્રમથી નાસી નીકળેલો આ સ્થળે આવી ચઢતાં. સ્વગત ). રેણુકાએ એની સાથનાં લગ્ન માટે ખોટી જક પકડી તેથી તેણીની આગળથી નાસી છુટતાં હું આ સ્થળે આવી પહોંચ્યોછું તો જરા હવે વિશ્રામ માટે અહીં થોભું, કેમકે હવે કાંઇ વધારે દૂર મારાથી ચલાય તેમ પણ નથી અને વળી આ સ્થળ પણ અત્યંત એકાંત મને ગમે તેવું છે. લાવ, જરા ફળપાન મળે તો આહાર પણ કરી લેવું અને પછી વિશ્રામ લઇને હીંડવા માંડું. ( કમણ્ડળ મુકીને આહાર માટે જાયછે ).

**રેણુકા**—( અંશુમાનની પાછળ પાછળ એ ન જાણે તેમ આવેલી. સ્વગત. ) ભગવાન! ભગવાન! અંશુમાન! અંશુમાન! હું તો ચાલતાં ચાલતાં મરી ગઇ! પુરૂષની બરાબર કાંઈ સ્ત્રીથી ચલાય! ભગવાને આ અંશુમાન કુમારને સારીજ મતિ સુઝાડી કે એમણે અહીંજ આરામ લેવાનો વિચાર રાખ્યો જેથી મને પણ જરી બેસવા વારી આવી. અંશુમાન કુમારને તો હજુ ખબર છેજ નહી કે આ રેણુકા એમની પાછળ ચાલી નીકળીછે અને એમની સંગાથેજ છે! અરે! પણ એમને એ વિષે ખબર હોય તોપણ આ રેણુકા વિષે તો એ પરવા કરે તેવા કયારે છે! પુદાંએ જઇને દીવામાં પોતાનું તન મન હોમ્યું પણ દીવાની બલારાત જાણેછે! કાયાની પાછળ તેની છાયા સંગાથ કરી રહીછે પણ કાયાનું મુખ તો છાયાથી વિમુખજ રહેવાનું! જળમાં નાવ પછાડી જળની લીટી ચાલીજ આવેછે પણ નાવ પાસે પાછી વળીને જોવાની વાતજ કયાં છે! આ કમણ્ડળ અંશુમાન કુમાર અહીં મુકી ગયાછે તો હું તે છુપાડું. ( કમણ્ડળ છુપાડતાં ).

### ગાયન. ૪૮.

૧ ભરાવું આગળ પાછળ,
લઈ વહાલાનું કમણ્ડળ,
જે છે અતિ મંગળ.
૨ કમણ્ડળ ભર્યું અમૃત જળ,
ન દે અમૃત મને તો દે હળાહળ.
૩ આવવા ન દઇશ હુંતને અળવળ,
જાળવીશ તુજ પ્રાબલ્ય અચળ.

**અંશુમાન**—( ફળાહાર લઇને આવતાં. સ્વગત ). ઓહો ! આ સ્થળે ફળાહારનો તો કાંઇ પારજ નથી! લગીર વારમાં તો કાંઈ દસ માણસ ખાય એટલો એકને હાથ આવે. કમણ્ડળ પણ સાથે લેતો ગયો હોત અને પાણી પણ લેતો આવ્યો હોત તો સારૂં. વળી પાણી લેવા પાછું પેલા ઝરા પાસે જવું પડશે. ( કમણ્ડળ નહી દેખાતાં ). કમણ્ડળ મેં અહીં મુકયું હતું અને મળે ના ! હા કહો ના કહો ચોરોનું આ ધામ હશે, નહીતો આટલી વારમાં કમણ્ડળ જાય કયાં !

### ગાયન. ૪૯.

૧ લઇ ગયું જે કોઇ એક મુજ કમણ્ડળ,
કહું તેને એટલાં કાજ લીધો પરિશ્રમ અફળ!
૨ એથી ટળશે શું દળદર તારૂં પ્રતિકૂળ,
તોયે રખે વધુ આશે તું કાંઈ પાછો વળ !
૩ મુજ સર્વસ્વ થયુંછે ભસ્મ પ્રગટી દાવાનળ,
શ્રમ તુજ ફોકટ જતાં તુજ ઉર થાશે ખળભળ.
૪ મુજ ઓજ ઉપડાય તો લઇ જા મને કો સ્થળ,
પાડ માનીશ તારો ભવ આ પળ પળ.

(ફળાહાર કરી રહીને). કમણ્ડળ નથી તો પાણી વિનાજ ઉંઘી જાવું. અને અહીંથી જતી વખતે ઝરામાંથી ખોબલે પીતો જઇશ. ( ઉંઘી જાયછે ).

**રેણુકા**—(સ્વગત). મેં કમણ્ડળ લઈ લીધું તેથી આ બીચારા તો તરસ્યાજ ઉંઘી ગયા ! મેં મૂર્ખીએ મારી મૂર્ખાઈમાં આ તો કસાઇનું કામ કર્યું ! અંશુમાન કુમાર ! હું જે મારી રૂધિરની નાડીઓ ખોલીને મારાં રૂધિરનું પાન તમને તમારી તૃષા છીમાવવા કરાવનારી તે હું જાણી જોઇને તમને જળની તૃષાથી પીડાતા ઉંઘવા દેવુંછું ! જે વાદળી જળ સિંચન કરીને લીલા લહેર કરે તે જળને શોષી લઇને કયારાને શુષ્ક કરી નાખીને છોડને કરમાવી નાખેછે ! જે ચાંદની પોતાની પ્રભાથી સર્વને પ્રમુદિત કરે તે વિરહથી પીડાતી દયિતાનાં ઉરમાં મહા ગ્લાનિ અને પરિતાપ ઉત્પન્ન કરેછે ! જે હાર ગળે રહીને ગળાંને શોભાયમાન કરે તે ગળે ગુંચવાઇ જઇને ગળાંને ભચડી નાખીને તેને શ્વાસોશ્વાસની રૂંધામણુ કરેછે ! હું મારા વહાલાને આ પ્રમાણે સતાવવા નીકળીછું ! અરે ! પણુ વહાલાને સતાવવા નીકળીછું તો એમને

પૂરા સતાવું. એમની આ ચાદર અને બીજો સામાન પડયોછે તે પણ છુપાડી દેઉં જોવું, પછી એ શું કરેછે !

**ગાયન. ૫૦.**

૧ લઈ જાવું જોગીની ઝોળી વળી ચાદર,
કરશે શું એ હવે પડી વનમાં પાધર !
૨ જોગી ! જુક્તિથી જો અને સુધાર જીવતર,
પાછળ પડીછે તારી વંતરી બની વાનર.
૩ રોષ શોક, શાણા, તું રખે દીલે ધર,
પીડા તુજ ટળે રેણુકાનો ઝાલતાં કર.
૪ અલબેલા ! ઉઠ, ચુંબન લે દે અધર,
અમૃતપાન નથી એ પાનથી ઉચ્ચતર.

આ તો થાકેલાછે તો કાંઈ ઝાઝી વાર ઉંઘી રહેશે માટે એમને હું જાગૃત કરૂં તો ઠીક. પેલી ટેકરી પાછળ છુપાઇને ત્યાંથી નાનાં પુષ્પો એમના ઉપર ફેંકું. ( તે પ્રમાણે કરતાં ).

**ગાયન ૫૧.**

૧ જાવ જઈ વરસો, પાન, જાણે આવી પાનખર,
ઉઠાડો વહાલાને જેને નહી મારી ખબર.
૨ ડાંખળિ ! દોડ જરી રાખી નવ મનમાં ડર,
તોડી પીંખી નહી તને એ નાખશે જેને નવ રોષ ઉર.
૩ કાંકરી! નાખું તને પણ રખે પિયુને થાય નડતર,
જઈ, કાંકરી, પાસ પિયુ મુજ માટે કરગર.
૪ ફળ ફુલો ! ફુંકો જઇ ફુંક એમને જાણે મંતર,
ભૂલીશ નહી તમ પાડ આ જીંદગી ભર.

લાવ, એ બીચારા તરસ્યા સુતાછે તેથી એમના માટે જળ લઈ આવું કે જેવા ઉંઘમાંથી ઉઠે તેવા તે પી શકે. (જળ લેવા જાયછે).

**અંશુમાન**—(રેણુકાએ કરેલી ફળપાન વૃષ્ટિ વિગેરેથી જાગૃત થતાં. સ્વગત ). આ ફુલો અને ફળો મારા ઉપર કયાંથી આવીને પડયાં ! હું તો ઝબકી ઉઠયો ! હું ધારૂંછું હું જાગી ઉઠયો તે ઘણુ સારૂં થયું કેમકે આ વગડામાં ઝાઝું ઉંઘી રહેવામાં મને સાર લાગતો નથી. હવે ત્યારે ઉઠીને ચાલવાજ માંડું. ( પોતાની વસ્તુઓ ઢુંઢેછે તો તે મળે નહી ). મારી તો એકે વસ્તુ અહીં મળેજ ના ! મારૂં તો સઘળું ગયું ! છોને ગયું. મારે એટલું ઉપાડવું અને જાળવવું ઓછું થયું. રાજપાટ, મહેલ માળિયાં, ધન માલ, છેવટે ડુંગરાની ગુફા, એ સર્વ ગયાં, તો આટલી બે ચાર નજેવી વસ્તુઓ ગઇ તેનો ખેદ વળી મારે શું કરવો ! (ચાલવા માંડેછે).

**રેણુકા**—(આવી પહોંચતાં, સ્વગત). આ તો જાગ્યા, અને ચાલવા પણ માંડયુંછે ! ( જતાં

રોકીને, તેને ). રાજ કુમાર! તમારા માટે હું આ જળ ભરી લાવીછું અને તમે ચાલ્યા જાવોછો ક્યાં?

**અંશુમાન**—તમે રેણુકા અહીં પણ મારી પાછળ આવ્યાંછો શું?

**રેણુકા**—હા. હું તમારી પાછળ મહા કષ્ટ વેઠીને આવીછું માટે તમે હવે તો મારો પ્રેમ કાંઇ સમજો, મારો કર ગ્રહણ કરો અને મારો મનનો મનોરથ પૂર્ણ કરો. તમારૂં લક્ષ મારા તરફ ખેંચવા આ તમારી વસ્તુઓ અંહીથી હુંજ ઉપાડી ગઇછું અને તે આ પાછી મુકુંછું. ( સઘળી વસ્તુઓ અંશુમાન આગળ પાછી મુકેછે). હવે તમને હું એટલુંજ પુછુંછું કે તમે કોઈ દિવસ સાંભળ્યુંછે કે પુરૂષ પાછળ સ્ત્રી આ પેરે ટળવળતી દોડતી હશે જોકે પુરૂષો તો સઘળા આ પ્રમાણે સ્ત્રી પાછળ દોડે?

**હારિત**—(રેણુકાએ નાખેલી ચીઠી હાથ આવતાં હારિત રેણુકા પાછળ નીકળી પડયાછે અને સાથે કેશીનીને પણ લઇ લીધીછે અને અહીં આવી ચઢેછે. કેશીનીને). બહુ દૂરથી મારી નજર તો એ બેઉ લોકો ઉપર પડી હતી. જરા આપણે અહીં છુપાઇને પ્રથમ સાંભળીએ. (બેઉ છુપાયછે).

**અંશુમાન**—( રેણુકાને ). જે મેં તમને પ્રથમ વારંવાર કહ્યુંછે તે હું એક ફેરો વધુ તમને છેવટનું કહુંછું કે તમે મારા પૂજ્ય વડીલ હારિતનાં પુત્રી છો માટે તમારી સાથે મારાથી પ્રેમનો માર્ગ નહીજ લેવાય, અરે, પ્રેમનો એક અક્ષર પણ નહીજ ઉચરાય. એ તો મહા અધર્મ થાય અને મારો નર્કવાસ થાય, અને પૂજ્ય વડીલ હારિત વળી જાણે તો મારા ટુકડા ટુકડા કરી કાગ ગીધને ખવડાવે. તમે તમારૂં ઘર છોડીને મારી પાછળ થોડા ગાઉ ચાલી નીકળ્યાં તેથી મારાથી કાંઈ ધર્મના સાગરની મર્યાદા નહી ઓળંગાય. દીપિકા પતંગને બાંધેલી ગગને ચઢી તેથી તારલાઓથી કાંઈ પોતાનું ઉચ્ચ ભુવન છોડીને તેને મળવા પોનાનાં પાર વિનાનાં ઉંચાં સ્થાનથી ગગનમાં હેઠું નહી ઉતરાય. સરિતા સાગરને મળવા નીકળી તો સાગરથી કાંઇ મર્યાદા ઓળંગીને તેને સામી લેવા કે ભેટવા નહી જવાય. શહેરમાં લહાય લાગી તેથી વાદળી કરૂતુની શહેર ઉપર વરસી લહાયને બુઝાવી શકશે નહી. માટે તમે જેમ કર્યું, તેમ મારાથી તો નહીજ થશે.

**રેણુકા**—ખરે, મેં ભૂલ કરી કે તમારા જેવા પાષાણ હૃદયના રાજકુમારને હું મનથી વરી. શું કરૂં કે પ્રેમવશ થવાથી મારા પોતાના ઉપર મારી સત્તા નથી! મારે હવે શું કરવું તેની મને સમજ પડતી નથી.

**અંશુમાન**—બાઇ! પિતાજીના આશ્રમે જઈને ભગવાનનું સ્મરણ કરો અને તે તમારૂં શુભ કરશે.

**રેણુકા**—મોક્ષનો મનોરથ મનુષ્યને હોય તો ભગવાનને મનુષ્ય સ્મરે, પણ પ્રેમના પંથે કોઇ ભગવાનને સ્મરે નહી કેમકે ભગવાન આ પ્રેમની વાતમાં કાંઇ કરી શકતા નથી. પ્રેમમાં તો સ્ત્રી પુરૂષનો પોતાનો પ્રયત્ન જોઇએ.

**અંશુમાન**—ત્યારે તમારા પ્રેમના પ્રયત્નમાં તમે જરૂર નિષ્ફળ જશો એ તમે જાણજો

કેમકે મારા ટુકડા થઈ જશે તોપણ મારા વડીલની પુત્રી સાથે પ્રેમનું એક પણ વચન હું ઉચ્ચરવાનો નથી.

રેણુકા— ગાયન ૫૨.

૧ ૧. માનો માનો મનના મહેશ્વર મારૂં,
પ્રેમી બાળાને તરછોડવી નહી સારૂં.
૨ વિવેક ધર્મ પ્રેમમાં નવ કહે કાંઈ નઠારૂ,
ફોકટ બહાનાં કહાડો એ હું તો ધારૂં.
૩ તાતજીનો ઉપકાર ગણો તો કહો તેની તનુજા તારૂં,
તનુજાતે તમે તો નાળિયર દોછો પરભારૂં!
૪ રસ્તે જતી યુવતિ કાજ દે પુરૂષ જીવન પ્યારૂં,
વડીલ પુત્રીને કહો તમે, મુખ કાળું કર તારૂં!
૫ તાતજી દ્વાર છોડવાનું વેઠયું કષ્ટ અકારૂં.
આત્મઘાત વિના નવ રહ્યું હવે મને બારૂં.

ત્યારે, હવે તમે તમારા માર્ગે જાવો અને મારો જીવ મને લઇ જશે ત્યાં જઈને હું કુવો નદી તળાવ પૂરીશ. પણ હું તમને છેવટના ચેતાવુંછું કે મેં પ્રપંચ રચીને અને મારા પિતાને ખોટી ચીઠી લખીને જણાવ્યુંછે કે અંશુમાન કુમાર મને બળાત્કારથી ઘસડી ગયાછે તેથી એ જરૂર તમને પકડી પાડશે અને એકલા દેખશે તો તમને સંતાપશે.

અંશુમાન—તમે આવો પ્રપંચ મારી સાથે રમોછો તેમાં તમને કાંઇ લાભ થવાનો નથી. હું દુ:ખી છું તેમાં વધારે દુ:ખી થઇશ એટલોજ સાર તો છે. અને દુ:ખીઆ દુ:ખથી કદી ડરતા નથી એટલો સાર તો તમે બરાબર યાદ રાખજો.

ગાયન. ૫૩.

૧. દુ:ખી તો દુ:ખડાંને કહે આવ આવ,
હાર્યો જુગારી જેમ મુકે વધારે દાવ.
૨. તીડ ટોળાંના થયા જે ખેતરે પડાવ,
કહે શું તે વાદળીને કે વૃષા વરસાવ?
૩. રણશિંગડાના થયા નાદ રણે જ્યાં પડે ઘાવ,
સુંદરી નીકળશે શું કરવા સ્નેહ કેરી રાવ?
૪. રેતી રણે વૃક્ષ એકેનો જ્યાં નવ જમાવ,
યાચે કોણ ભગવાનને મુજ કાજ સરિતા લાવ?
૫. ટકે શેર ભાજી ટકે શેર ખાજાં થયા જ્યાં ભાવ,
કંદોઇ ખાધ થઇ એટલી કહે મફત ખાવ ખાવ.

હારિત.—(કેશીનીને). આ રેણુકા પોતે આ અંશુમાનકુમાર સાથે પ્રેમમાં છે અને મને કેટલા દિવસથી ઉંધું સમજાવતી હતી કે તું આ રાજકુમાર સાથે નાસી જવાની છે! વળી એણે મને ખોટી ચીઠી પણ કેવી લખીછે કે અંશુમાન કુમાર એને બળાત્કારથી

ઘસડી ગયાછે! બીચારા અંશુમાન કુમાર તો ત્યારે એનાં પાપેજ એમના આશ્રમથી નાસી છુટયા છે અને પ્રેમની વાતમાં નિર્દોષ છો આ રેણુકા એમની સાથે આટલી પ્રેમમાં પડીછે તો અંશુમાન કુમાર હા પાડે તો એમને એનો કર ગ્રહણ કરવા કહું. અને બેટા, તું પણ એમનેજ વરે તો સારૂં. તારી ઇચ્છા કુમારને વરવા છે ?

**કેશીની**—તાતજી ! મારી તો પૂર્ણ ઇચ્છા છે.

**હારીત**—ત્યારે તો બહુ સારૂં. પ્રથમ તારો કર એમને સોંપીશ. પછી રેણુકાનો. (અંશુમાન આગળ આવીને. તેમને ). રાજ કુમાર ધન્ય છે તમને. ધન્ય છે તમારાં માત પિતાને. તમારો મારા પ્રતિનો સન્માન ભાવ જોઇને હું અત્યંત પ્રસન્ન થયોછું, અને વળી તમારા જેવો રાજકુમાર મારી પુત્રીઓને ક્યાં મળશે ! માટે જો મારીઇચ્છા પ્રમાણે આપ કરી શકો તો મારી તમને વિનંતિ છે કે મારી પુત્રી કેશીનીનો પ્રથમ અને પછી આ મારી પુત્રી રેણુકાનો કર તમે લગ્નમાં ગ્રહણ કરો.

**અંશુમાન**—પૂજ્ય વડીલ ! આપ અહીં આવી ચઢયાછો ? આપની આવી કૃપાનું યોગ્ય પાત્ર હું કોઈ રીતે નથી. પણ આપની ઇચ્છા છે કે મારે આપની બેઉ પુત્રીઓ-નો કર ગ્રહણ કરવો તો તે માટે હું ના પાડીશ નહી. આપની બેઉ પુત્રીઓનો કર મારે કબુલ છે.

**હારિત**—મારા ઉપર તમે અત્યંત અનુગ્રહ કર્યોછે. હવે તમે તમારા પ્રથમના ડુંગરાના આશ્રમે પાછા વળો. ( પોતાની પુત્રીઓનો કર અંશુમાનના કરમાં આપતાં ). વગ-ડામાં આ કરગ્રહણમાંજ લગ્ન રહેલુંછે, અને લગ્ન માટે વિશેષ કાંઇ આવશ્યક પણ નથી. ગુલાબનાં પુષ્પોને ગોટામાં બાંધવાને માત્ર પાતળી સુતરની દોરી જોઇએછે અને કાંઇ દોરડાં જોઇતાં નથી. હીરામોતીની બંગડીના બે છેડા જોડવા માત્ર વાળ જેવો સોનાનો તાર જોઇએ અને કાંઇ લોહના ખીલાઓ જોઇતા નથી. પૃથ્વીને ભેટવા ચંદ્રને માત્ર કીર્ણોનો મૃદુ સ્પર્શ કરવાનો છે અને કાંઇ પૃથ્વીને રૂપેરી રંગનો ઢોળ ચઢાવવાનો નથી. (રેણુકાને). રેણુકા! તેં રાજકુમારને કેટલા સતાવ્યાછે તે તો મેં તારા શબ્દો છુપાઈને સાંભળ્યા ત્યારે મેં જાણ્યું. તું પરણેલા સ્વામીને પણ આટલા સતાવે તો તે તારો ગ્રહણ કરેલો કર પણ તજી દે, તે છતાં આ બીચારા રાજકુમારે તારો કર ગ્રહણ કરવા હા પાડી અને તારો કર ગ્રહણ કર્યો છે એ એમની તારા ઉપર અને મારા ઉપર અત્યંત કૃપાની વાત છે. રાજ કુમાર ! હવે આપ મારી પુત્રીઓને લઇને ધીમે ધીમે આપના આશ્રમે જાવો. હું આપની આગળ જરા ઉતાવળો જાવુંછું જેથી મારે જરા એક ઠેકાણે કાંઈ કામે જવુંછે ત્યાં જઇને તમો આપણા આશ્રમે આવો તેટલામાં હું પણ ત્યાં આવી પહોંચું. (જાયછે. જતાં. સ્વગત). હવે મારા અંશુમાન જમાઈ ન જાણે તેમ એમને એમનું પોતાનું રાજ્યપાટ અપાવું અને કેતુમાનને આ અંશુમાન કહેછે તેમ લેશ દુઃખ ન પડવા દેવું એવી ગોઠવણ કરૂં. પ્રથમ હું એને કોઇ રીતે મારા કબજામાં લેવું. હું ધારૂંછું પેલી મારી ઓળખીતી ગુણકાને કહું કે એને ફોસલાવીને હું કહું ત્યાં એને બોલાવે એટલે પછી હું એને ત્યાં મારા કબજામાં લેવું. (જાયછે).

**કેશીની**—હું તો આટલો લાંબો પંથ ચાલીને આવતાં થાકી ગઇછું અને મને જરા વિશ્રામ મળે તો ઠીક.

**અંશુમાન**—હા. તો મારે કાંઇ અહીંથી ચાલી નીકળવા ઉતાવળ નથી. (ત્રણે બેસેછે).

**રેણુકા**—(અંશુમાનને). તમે મને સત્ય કહેજો કે મેં તમને આટલા દિવસ બહુ સતાવ્યાછે તે માટે તમે મારા ઉપર બહુ ક્રોધ કર્યો હતો કે નહી, અને જે ક્રોધ તમે કર્યો હોય તે હમણા હવે તમે શાંત કર્યોછે કે નહી?.

**અંશુમાન**—સાંભળો. જ્યારે યુધિષ્ટિર ધર્મરાજ પોતાનું રાજ્યપાટ અને સર્વસ્વ શકુની સાથે જુગારમાં હારી ગયા, ત્યારે હારેલું સર્વ પાછું મેળવવા દ્રૌપદિ તેમને ઉગ્ર વચનોથી કહેવા લાગ્યાં કે જે શત્રુએ તમારી ખોટી સ્થિતિ કરી તેના ઉપર તમે ક્રોધ કરીને તમારી સારી દશા તમે પાછી પ્રાપ્ત કરતા નથી એ તમે બહુ ખોટું કરો છો. ત્યારે યુધિષ્ટિર દ્રૌપદિને કહેવા લાગ્યાઃ “ક્રોધ મનુષ્યનો વિનાશ કરનારો શત્રુ છે. ક્રોધ એ તો મહા બળવાન અગ્નિ છે અને જે ક્રોધને વશ થયો તે અગ્નિને પ્રાપ્ત થએલી વસ્તુ પેઠે ક્રોધના અગ્નિમાં ભસ્મ થાયછે. માટે જે કોઇ મનુષ્ય પોતાનો ત્વરિત વિનાશ ઇચ્છતો ન હોય તેણે ક્રોધ અવશ્ય તજવો. હું આ કારણને લીધે ક્રોધને મારાથી અળગો રાખુંછું અને રાખીશ. ક્રોધ કાદવમાં પડીને કેવળ ધામના કૈલાસમાં રહેવું અસંભવિત છે; ક્રોધની કુંચી વડે કવિત્વ વાળા કોવિદ કોઇથી થવાવાનું નથી; ક્રોધનાં કરેણના છોડમાંથી કલ્પતરૂ કદી ઉગવાનું નથી. વળી, જે પુરૂષ ક્રોધથી શત્રુનો નાશ વિચારતો નથી કે કરતો નથી તે મૃત્યુ પછી મહા ઉત્તમ સ્થાન પામેછે. તે સ્થાને તેને દિવ્ય તેજસ્વી રૂપ પ્રાપ્ત થાયછે. આ રીતે જોતાં ક્રોધ એ મનુષ્યના આત્મા માટે એક જાતની મલિનતા છે અને તે દૂર કરતાં આત્માનો પ્રકાશ દેહ દ્વારા પ્રગટેછે. જે મનુષ્ય ઉકરડે આળોટવા ઇચ્છે, જે મનુષ્ય પોતાનાં મુખે કાળી મેશ ચોપડવા હરખે, જે મનુષ્ય પ્રકાશિત રત્નમણીને ભાંગી ભુકો કરીને કોઇ નાનો દર પૂરવા માગે, તેવાજ અવિચારી મનુષ્યને ક્રોધ પણ ઘટેછે. પણ જે માણસને આવું અવિચારી વર્તન કરવું નથી તેને ક્રોધ ઘટતો નથી. આવાં કારણને લીધે હું ક્રોધને આધીન થઈશ નહી અને શત્રુ ઉપર વૈર લઈશ નહી. વળી ક્રોધ રજોગુણમાંથી ઉત્પન્ન થાયછે, અને મનુષ્યે પોતાના આત્માની ઉન્નતિ માટે તો સત્ત્વ ગુણ પોતા માંહે પ્રગટાવવાનો છે. સત્વગુણ દ્વારાજ આત્મા તથા પરમાત્માનું જ્ઞાન અથવા સાક્ષાત્કાર પણ થાયછે. સત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોમાં સત્વ સર્વથી ઉત્તમ છે, અને જેમ ઘાંચી તલને ઘાણીમાં પીલીને તેલ કહાડેછે તેમ રજસ અને તમસ ગુણોને તેમનો નિગ્રહ અને તેમનું દમન કરીને સત્વ ગુણનું રૂપ આપણે પ્રાપ્ત કરાવવાનું છે. ત્યારે વળી રજોગુણનાં રમકડાં રૂપી ક્રોધ સાથે હું કેમ રમ્યા કરૂં ! ચુલે ચડાવીને દાળ ભાતને ખાવા માટે રાંધવાનાં છે ત્યારે વળી દાળ ભાતને કોઠીમાં નાખી રાખીને સડવા દેવામાં શું સાર? જોડાક્ષરો લઈને કઠણ શબ્દની જોડણી કરવી છે ત્યારે વળી સમુળગો ક ખ ગ જ કેમ ભૂલી જવાય? નાળિયેર માટે ઉંચે તાડે ચઢવું છે અને પગમાં કુહાડો મારી લુલા થઇને કેમ બેસાય? માટે, ક્રોધ જે આવો હાનિ કરનારો છે

તેનાથી તો હું અળગો રહીશ. વળી ક્રોધથી ઉલટો ગુણ જે ક્ષમા તેનો મહિમા સાંભળ. ક્ષમા માટે કહ્યું છે કે તેજસ્વી પુરૂષનું તેજ તે ક્ષમાનો ગુણ છે; બ્રહ્મચર્યનું વેદાધ્યયન તે ક્ષમાનો ગુણ છે; સત્યવાદીઓની સત્યતા ક્ષમાનો ગુણ છે; યજ્ઞ કરનારાઓનો યજ્ઞ તે ક્ષમાનો ગુણ છે. માટે, હું ક્ષમા ધારણ કરીશ. ક્ષમાનાંજ ક્ષેત્રે મારે તો પડી રહેવું છે. ક્ષમાનાંજ ક્ષીર મારે તો આ ક્ષિતિ ઉપર પીવાં છે. ક્ષમાનાજ ક્ષેમ મારે સર્વ માટે ઇચ્છવા છે." શાસ્ત્રમાંથી જ્યારથી મેં આ પાઠ વાંચ્યોછે ત્યારથી મેં ક્રોધ ત્યાગ કર્યોછે અને ક્ષમા અંગીકાર કરીછે. માટે તમારા પ્રતિ શું કે કોઇ પણ પ્રતિ હું ક્રોધ ઉત્પન્ન થવા દઇશ નહી.

**રેણુકા**—તમને મારા ઉપર ક્રોધ આવ્યોજ નથી ત્યારે તો હું ઘણી રાજી છું. શાસ્ત્રનો અભ્યાસ હવે તમે મને પણ કરાવજો જેથી મારામાં પણ આવા સદ્‍ગુણો આવી વસે. નહીતો હું તો એવી છું કે આ મારી સગી બહેન કેશીની ઉપર પણ વિના વાંકે ક્રોધ કરૂં અને તે વળી એવો કે હું જાણે એની બહેનજ નહી. (કેશીનીને). હવે હું તને એક અક્ષર પણ વઢનાર નથી માટે તું પણ આપણા સ્વામીનાથ કહેછે તેમ મારા ઉપરના કાંઈ ક્રોધને જો તે ઉત્પન્ન થયો હોય તો તજી દેજે.

**કેશીની**—તમે મોટાં બહેન છો. તમને મને કાંઇ પણ વાતમાં વઢવાનો અધિકાર છે, અને મારે તમારા ઠપકાના બોલો સાંભળવાનું કર્તવ્ય છે, ત્યાં મારામાં ક્રોધનું પ્રયોજન નથી. સરિતાને અમુક સ્થળે નહેરમાં કૃષિક હાથે વળાતાં કૃષિક ઉપર ક્રોધ ના હોય; લોહને લુહારના હથોડાના પ્રહારથી ક્રોધ ના ઘટે; ભૂમિને સાવરણીથી સાફ થતાં સાવરણી પ્રતિ ક્રોધ ના હોય. (અંશુમાનને). મને શાસ્ત્ર સાંભળવા બહુ ગમેછે માટે કાંઇ મને સમજાવશો ?

**અંશુમાન**—હા. તાતજીના મહેલથી ડુંગરામાં આવીને રહ્યોછું ત્યારથી શાસ્ત્રનું અધ્યયન હું કરૂંછું તો જે કાંઇ મેં વાંચ્યુંછે તે હું તમને કહું. સાધારણ રીતે મનુષ્યનું માનવું એવું છે કે ઇશ્વર દ્રષ્ટિગોચર કદી થઇ શકેજ નહી એવું એમનું સુક્ષ્મ અને અગમ્ય રૂપ છે. પરંતુ આવું ધારવું યથાયોગ્ય નથી. સ્મૃતિ અને શ્રુતિમાં અનેક સ્થળે લખવામાં આવ્યુંછે કે શુદ્ધ ભાવવાળી ભક્તિમાં ભક્તને પ્રભુજીનો સાક્ષાત્કાર ચક્ષુ દ્વારા પણ થાયછે. કઠ ઉપનિષદ્‍માં કહેછેઃ સ્વયંભૂ ઇશ્વરે બાહ્યવૃતિઓ વાળી ઇન્દ્રિઓ ઉત્પન્ન કરી, અને તેથી મનુષ્ય બાહ્ય પદાર્થો જોઇ શકેછે અને આંતરમાં ઈશ્વરને જોઇ શકતો નથી. પણ બાહ્ય વસ્તુઓમાંથી પોતાનું ચિત્ત ખેંચી લેનાર અને અમરત્વની અભિલાષાવાળા જ્ઞાની પુરૂષો ઇશ્વરને પોતાનામાં જુવેછે." વળી ગીતામાં શ્રી કૃષ્ણ કહેછે; "જે પ્રમાણે તું મારૂં દર્શન પામ્યોછે તે પ્રમાણે મારૂં દર્શન વેદથી, તપથી, દાન કે યજ્ઞથી પણ પ્રાપ્ત થતું નથી. પણ, અરે! અર્જુન, માત્ર મારી ભક્તિથી મારૂં દર્શન, જ્ઞાન, તત્વ પામી શકાય. જ્યારે ભક્તિમાં આ શરીરનું પ્રત્યેક અણુ ભક્તિરસથી વ્યાપી રહેછે ત્યારે આ ચક્ષુને પ્રભુનાં દર્શન પ્રાપ્ત થાયછે. હવે આ સ્થળે યાદ રાખવાનું છે કે દ્રઢ ભક્તિવાળા ઘણા મનુષ્યો હોયછે તે છતાં આ પ્રમાણે તેમને ઇશ્વરનાં દર્શન થતાં નથી તેનું કારણ એ છે કે

તે લોકોની ભક્તિમાં કાંઈક ન્યૂનતા રહેછે, અર્થાત, તેઓનો ભક્તિ ભાવ જોઇએ તેટલો શુદ્ધ, પ્રબળ કે દીર્ઘકાળનો નથી. શુદ્ધ ભક્તિમાં દીર્ઘકાળ આવશ્યક છે, માટે ઈશ્વરનાં દર્શન માટે ભક્તિ સતત હોવી જોઈએ. ધ્યાનબિંદુ ઉપાનિષદ્‌માં કહ્યું છેઃ "ઈશ્વરનાં દર્શન પામવા મનુષ્યે પોતાની દેહને એક નીચેની લાકડી તરીકે અને ઔંમને બીજી લાકડી તરીકે સ્થાપીને, એ એનાં સતત સંઘર્ષરૂપી સતત મનન કરવાનું છે". ટુંકમાં આપણે એટલું લક્ષમાં રાખવું કે ગાઉનો પંથ કાપવા અમુક વખત જોઈએ, તો પરમાત્મા જે જોકે આપણા ઉરમાં વસેલાછે તોપણ કોટાનકોટિ ગાઉના છેટે આપણાથી આપણાં સ્થૂળ દેહની જડતાને લીધે છે તેના લાંબા પંથે પહોંચવા કોટાનકોટિ વર્ષોનો સમય આપણને જોઇએ, અને આપણે આપણા અને ઇશ્વર વચ્ચેનું છેટું નહી જોતાં માત્ર એકદમ ઇશ્વરના ધામે પહોંચવાની આશા રાખીએ તે નિરર્થક છે. પાંપણના મૃદુ પ્રહારથી ગિરિને એક સ્થળથી ખોદીને બીજે સ્થળે ઉભો કરવો સહેલ છે; કીડીએ પોતાની પીઠ ઉપર લઇને સાગરનાં જળ એક સ્થળથી બીજાં સ્થળે લઈ નાખવાં સહેલ છે; અરણ્યની રેતીના દાણા રૂપાં નાણાં પેઠે એક એકએક ગણી કહાડવા સહેલ છે, પણ કાંઇ કોટિ ભવોના ઉગ્ર પરિશ્રમવાળી ભક્તિ વિના ઇશ્વરનાં દર્શન અશકય છે. અને વળી વિશેષ તો આપણે યાદ રાખવું કે આપણી ભક્તિ કોટિ ભવો તો શું પણ કોટિ મહાયુગો પર્યંતની હશે તોપણ જો એ ભક્તિ નિઃસ્વાર્થી ભાવ વિનાની નહી હશે તો ઇશ્વરનાં દર્શન કદી પ્રાપ્ત થતાં નથીજ. એ વિષે બ્રહ્મવૈવર્તમાં લખ્યુંછેઃ "માત્ર ભક્તિથીજ ઈશ્વરનાં દર્શન કોઈ પામતું નથી, કારણકે આ અનંત પરમાત્મા અવ્યકત છે". આ સ્થળે ભક્તિનો અર્થ સ્વાર્થી અથવા શુદ્ધભાવ રહિત ભકિત કરવાનો છે. માટે, શુદ્ધ ભાવ રહિત ભક્તિથી કોઇ દિવસ ઇશ્વરનાં દર્શન ચક્ષુ દ્વારા થઈ શકતાં નથી. હવે આપણને કદાચ એવો વિચાર આવશે કે પરમાત્મા તો સર્વત્ર વ્યાપ્ત એટલે નિરવધિ વિસ્તાર અને વિશાળ રૂપ વાળા છે, અને આપણાં ચક્ષુનીદ્ર ષ્ટિશક્તિની સીમા ઘણી ટુંકી છે, ત્યારે પરમાત્માનાં અગાધ રૂપનું દર્શન આપણા અલ્પ શક્તિવાળાં ચક્ષુને પ્રાપ્ત કેમ થઈ શકે. આ વિષે અથર્વન શ્રુતિમાં લખ્યુંછેઃ "ચૈતન્ય અને આનન્દ રૂપ, ચૈતન્ય અને આનન્દનું પરમતત્વ, ઈશ્વરનું દર્શન પ્રેમયુક્ત ભક્તિ દ્વારા ભક્તને પ્રાપ્ત થાયછે." વળી શાસ્ત્રમાં લખ્યુંછે કે જોકે પરમાત્મા તો અવ્યક્ત છે તોપણ પોતાના પ્રિય જનોને પોતાની શકિતઓ વડે પોતાનું દર્શન પ્રાપ્ત કરાવેછે. એ પરમાત્માની કૃપા વિના એ અનંત પરમાત્માનું દર્શન કોણ પામી શકે? માટે, ઇશ્વરનું દર્શન જ્યારે આપણાં ચક્ષુથી થાયછે ત્યારે પ્રતાપ તેમાં પ્રભુજીના અનુગ્રહનો છે અને ચક્ષુની દ્રષ્ટિ શક્તિનો નથી. અને પ્રભુજીના અનુગ્રહ માટે તો આપણે પ્રથમ જોયું કે સતત શુદ્ધ ભાવની ભકિત આવશ્યક છે. અને જ્યારે ઇશ્વરનું દર્શન પ્રાપ્ત થાયછે ત્યારે એ ઈશ્વરનું રૂપ આનન્દ અને કરૂણાનાજ તત્વોનું લાગેછે, અને તેથી તે અતિ પ્રિય ભક્તને લાગેછે. અને પ્રભુજીના આનન્દમાં અને કરૂણામાં ભકત પોતાને પછી લીન કરી નાખેછે. પણ સંસારી જનો તો પ્રભુજીને દયાહીન, અવિચારી, અને એવા અનેક દુર્ગુણો ભરેલા ધારેછે. પણ તેમાં શું નવાઇ! અંધ સૂર્યને કાળું

કોડિયું પણ ધારે તેમાં શું નવાઇ! ભિક્ષુક જગતશેઠને દેવાળિયો પણ ધારે તેમાં શું નવાઇ! શ્વાન શાહુકારને ચોર સમજે તેમાં શું આશ્ચર્ય! માટે, આપણે હમેશા યાદ રાખવું કે ઇશ્વર તો કરૂણામય અને આનન્દમયજ છે. અને ઇશ્વર આપણને દેખાતા નથી તેનું કારણ માત્ર એટલુંજ છે કે આપણી પૂર્ણ પ્રીતિ વિના એ બીચારા આપણને દર્શન દઇ શકતા નથી. નહીતો એ તો પોતાના પ્રતિ શુદ્ધ ભક્તિથી સતત દર્શન દેવા તૈઆર છે. આંગળિયોમાં ઝાલીને મુખમાં મુકયા વિના ભાણામાં પિરસાયલો કોળિયો પણ મુખમાં જઇ પડી શકે નહી; કોડિયાંનાં દિવેલમાં અને દિવેટમાં રહેલો અગ્નિ તેને પ્રદિપ્ત કર્યા વિના બહાર પ્રગટિ શકે નહી; ભૂમિમાં વાવેલું બી જળ સિંચન વિના બાહાર ઉગી નીકળે નહી; ત્યારે મનુષ્યના શુદ્ધ ભાવની ભક્તિ વિના બીચારા પરમાત્મા આપણને શી પેરે દર્શન દઇ શકે! માટે મનુષ્યે આ ભ્રાંતિ તો તજવીજ કે ઇશ્વર દેખાતા નથી તેથી છેજ નહી. ઇશ્વર શુદ્ધ ભક્તિથી આપણી આંખે દેખાયછે પણ ખરા અને પોતે અસ્તિત્વ પણ ધરાવે છે ખરા. જો મનુષ્ય ઇશ્વરનાં અસ્તિત્વમાં માને તો મનુષ્ય પોતે કબુલ કરશે કે ઇશ્વર સર્વત્ર છે અને સર્વ કાંઇ જુવેછે, તેથી ગમે તેવાં શૂન્ય સ્થળે કે ગમેતેવી છુપી રીતે દુષ્કૃત્ય કરતાં મનુષ્ય જરૂર અટકશે. અને સંસાર વ્યવ્હારમાં પ્રત્યેક પળે સર્વ વ્યાપક સર્વજ્ઞ પ્રભુ આપણી સમક્ષ છે, એમ વિચારીને અને જાણીને આપણે સંસારમાં વર્તન કરવાનું છે. આપણા દુષ્કૃત્યોને લોકો સાથે સબંધ નથી, જેથી લોકોને જો એ દુષ્કૃત્યો વિષે જાણ નહી થઈ તો આપણા દુષ્કૃત્યો તે સુકૃત્યો થઈ જશે. આપણા દુષ્કૃત્યોને તો ઇશ્વર સાથે સબંધ છે, અર્થાત, ઇશ્વરની આ વિશ્વ રચનાના ગુહ્ય નિયમો સાથ સબંધ છે. જેથી અમુક દુષ્કૃત્ય આપણાથી થતાં આપણને અમુક અનિષ્ટ પ્રકારનો સબંધ ઇશ્વર સાથે અને ઈશ્વરના કાયદાઓ સાથે થાયછે, અને તે અનિષ્ટ સબંધ પરત્વે તે દુષ્કૃત્યનું અશુભ ફળ આપણને મળવાનું. તેજ પ્રમાણે આપણા સુકૃત્યોની જાણ લોકોને થતાં આપણા સુકૃત્યનું ફળ મળશે એવું કાંઈ નથી. સુકૃત્યોને ઇશ્વર સાથે અને ઈશ્વરની વિશ્વ રચનાના ગુહ્ય નિયમો સાથે અમુક પ્રકારનો ઇષ્ટ સબંધ છે જેનાં પરિણામે મનુષ્યને સફળ શુભની પ્રાપ્તિ છે. માટે, મનુષ્યે સંસારમાં યાદ રાખવું કે એક પરમ કૃપાળુ ઇશ્વર આપણી આસપાસ સર્વદા અને સર્વત્ર છે. જેમ હીરામાં હીરાનાં તત્વ સિવાય કાંઇ ભેગ નથી તેમ ઈશ્વરમાં કૃપા અને આનન્દનાં તત્વો સિવાય બીજો કાંઈ ભેગ નથી. જો આપણે એ ઈશ્વર પ્રતિ ભક્તિયુક્ત આચરણ કરીએ, અર્થાત, સર્વ સદ્‌ગુણ સંપન્ન થઇને રહીએ અને એમનું પ્રેમથી સ્તવન કરીએ, તો આપણને જગતમાં સદા સુખજ એ ઈશ્વર તરફથી પ્રાપ્ત થશે અને સંસારમાં કાંઈ દુઃખ આપણને દુભવશે નહી. હવે આ વિષે વિશેષ હું તમને ફરીથી કહીશ કેમકે જે મેં તમને કહ્યુંછે તે ઉપર તમારે પોતે પુખ્ત વિચાર કરવાનો છે, અને જ્યારે તમે પોતે પુખ્ત વિચાર કરશો ત્યારે મેં જે કહ્યુંછે તેમાં જે કાંઈ અસ્પષ્ટ રહ્યું હશે તે આપોઆપ તમને સિદ્ધ થશે. પ્રત્યેક અભ્યાસનો નિયમ એ છે કે જે કાંઈ વાંચ્યું અથવા સાંભળ્યું તે ઉપર જાતે ઘણો લાંબો વખત સુધી મનન કરવું. આડા અને

ઉભા સુતરના દોરા હાથ ચઢતાં તેને વણવાથી તાકો થશે અને અમસ્થા દોરા તો માત્ર પડીકાં બાંધવાનાં કામમાં આવશે. જો અમુક બી પાસે હોય તો તેને ભૂમિમાં રોપવાથી વૃક્ષનાં ફળ પાનના ભોગી થવાશે નહીતો બી એમનુંએમ કાંઈ કામમાં આવવાનું નથી. સોનાનો ટુકડો હાથ આવતાં તે સોનીના હાથથી ઘડાતાં કાંઈ ઘાટનું રૂપ પામતાં તે પહેરવાના ઉપયોગમાં આવશે અને તેની પાછળ ખરચેલું દ્રવ્ય લેખે લાગશે, નહીતો એમનો એમ તો એ પેટીમાં પડયો રહેશે.

**કેશીની**—હવે મારી થાક પણ ઉતરીછે માટે હું ધારૂંછું કે આપણે આપણા આશ્રમે ચાલવા માંડીએ. ( ત્રણે જાયછે ).

---

## અંક ૩. પ્રવેશ ૨૨.

**ઉર્વશી**—ગંગા માતાજીની ઇચ્છા પ્રમાણે બરાબર એક વર્ષે હું એમનું સ્તવન આ મૃત્યુ લોકમાં કરવા એમની ઉતારેલી આ મૃત્યુ લોકમાં આ પળે ઉતરીછું માટે એમનાં પૂજનમાં વિલંબ નહી કરૂં. પેલા દેવરાત કુમારે વર્ષ પર્યંત ચિત્તશુદ્ધી કરી હોય અને સ્વર્ગનાં દર્શન માટે અહીં આવવાના હોય તો ઝટ આવી ચઢે તો સારૂં નહીતો આ મૃત્યુ લોકમાં હું કયાં સુધી એમની વાટ જોઇશ! આ મૃત્યુ લોક તો સ્વર્ગનું રૂપ જોઇને કામથી ચળિત થયા વિના રહેજ નહી, અને અહીં દેવરાત માટે મારે ઝાઝો વખત થોભવું પડશે અને આ મૃત્યુ લોકો આવી ચઢશે તો કામ વિકારગ્રસ્ત પોતાના કામના વિચારોથી મને મલિન કરશે.

### ગાયન ૫૪.

૧ ગંગા માત! ગુણગાન તમ શી પેરે ગવાય!
પાડ લેશ ન મનાય તેનો જે કહેવાય ગાય.
તમ થકી મનોરથ માનવના સકળ સધાય.
૨ પરમાત્મા અંશ તમો દેવી જગ્ત કેરાં માય,
વિના શુભ સારો અવર તમમાં કાંઇ ન સમાય.
સ્વર્ગમાં પણ સમજાયા નહી પૂરા તમ મહિમાય.
૩ તમ સેવન કાજ નવ જોઈએ અમુક સંપ્રદાય,
શુદ્ધ ભાવ દેખી ઉભરો સ્નેહથી એ તમ ન્યાય,
મૃત્યુ કે સ્વર્ગ લોકમાં સકળ તમ આશ્રય હોય.

**ગંગા**—(ઉર્વશીને દર્શન દઇને). મારી ઇચ્છા પ્રમાણે તેં આ મૃત્યુ લોકમાં છેવટનું પણ મારૂં પૂજન કર્યું તે માટે હવે સ્વર્ગથી પણ વધુ ઉત્તમ લોકમાં હું તને

અવતાર પ્રાપ્ત કરાવીશ. એ ઉચ્ચ ભુવન માટે મારે તને કહેવું જોઈએ કે ત્યાં તો પ્રભુજીની ભક્તિમાં લીન થઇ ગયેલા યોગેશ્વરોજ માત્ર રહેછે અને પ્રભુજીની ભક્તિ રૂપી બળ વિના ત્યાં રહેવું અશક્ય છે. માટે તારી સ્વર્ગમાં જે પ્રભુ ભક્તિ છે તેથી અધિક બળવાન પ્રભુજીની ભક્તિ તું કર. અને હવે તું મારામાંથી તારૂં ચિત્ત ખસેડ અને એટલું વિશેષ પરમાત્મામાં પ્રેર. હું પોતે પરમાત્માનો અંશ છું એટલે મારામાં ભક્ત જનોનું ચિત્ત હોયછે તો તે પ્રભુજીમાંજ તેમનું ચિત્ત હોવા બરાબર છે. પણ, ભુ, ભુવર અને સ્વર્ગ એ ત્રણ લોકમાંજ મારાં સ્તવનથી પ્રભુજીનું સ્તવન થાયછે, અને મહર્લોકથી માંડીને પછીનાં ભુવનોમાં તો સાક્ષાત પરમાત્મા એકલાનુંજ સ્તવન જોઇએ. પ્રભુજીની ભક્તિમાં હું તને દ્રઢ ઝટ કરવા પ્રભુજીના મર્મો સ્વર્ગ લોકમાં સમજાવીશ. હવે, આ દેવરાત કુમાર આવેછે. એમણે પોતાની ચિત્તશુદ્ધિ એક વર્ષમાં ઘણી સારી રીતે કરીછે તે મેં દિવ્ય ચક્ષુથી જોયુંછે. તું એમને સ્વર્ગનાં સુખનું દર્શન કરાવજે અને મારૂં નામ દઈને હવે કહેજે કે અંબાલીકા સાથે વિશુદ્ધ ચિત્તના પ્રેમનું સ્વર્ગીય સુખ મહાલવા એમને શક્તિવાન કરવાજ મેં ચિત્તશુદ્ધિનો માર્ગ એમની પાસે લેવડાવ્યો છે, માટે અહીંથી જતાં વાર અંબાલીકા સાથે લગ્ન કરી સુખમાં રહે. હવે હું અદષ્ય થાવુંછું. ( અદષ્ય થાયછે ).

**ઉર્વશી**—જય! જય! ગંગા માત ! જય ! જય ! ગંગા માત! (દેવરાત આવી પહોંચતાં. સ્વગત). હું પણ જરા જોવું તો ખરી કે કામ વિકારગ્રસ્ત આ દેવરાત કુમારે એક વર્ષમાં ચિત્તને શુદ્ધ કેટલું કર્યુંછે ! ( દેવરાતને ). દેવરાત રાજકુમાર ! હું ક્યારની તમારી વાટ જોવુંછું અને તમે તો નિરાંતે ધીમે ધીમે હીંડતા અને ડોલતા આવોછો ! મેં તમને સ્વર્ગનાં સુખનાં દર્શનની આશા આપીને અહીં બોલાવ્યા હતા, પણ એ તો સઘળું ખોટું હતું. સ્વર્ગ શું અને વાત શું !

**દેવરાત**—સ્વર્ગનાં સુખનું દર્શન મને ત્યારે નહી થશે તો તે માટે મને લેશ ખેદ કે પરવા નથી, કેમકે તમારા કહેવાથી મારી જે ચિત્તશુદ્ધિ મેં કરીછે તેથી ઉપજતાં સુખ આગળ ઈંદ્રિ લોકનાં સુખનાં દર્શનથી કાંઇ વિશેષ સુખ મને મળવાનું નથી. તમે ચિત્તશુદ્ધિના માર્ગમાં મને પ્રેર્યો તે માટે તમારો ઉપકાર મારા ઉપર પાર વિનાનો છે અને મારાથી તમારો એ ઉપકાર કદી ભૂલાશે નહી.

**ઉર્વશી**—હવે ઉપકારની તમારી વાત તો ઠીક છે. પણ તમે મારી વાત પ્રથમ સાંભળો. આજથી એક વર્ષ ઉપર તમે મને અહીં મળ્યા હતા તેજ દિવસે હું તો તમને અહીંથી મારી પાસેથી જવા દેવાની નહી હતી, પણ શું કરૂં કે મારો માંદો પતિ તે વખતે જીવતો હતો એટલે એના સંતાપને લીધે હું તેજ ઘડીથી તમારી પત્ની બનીને તમારી સાથે ચાલી નીકળી શકી નહી. મેં જાણ્યું કે માંદો માંદો પણ એ મારો ધણી એકાદ વર્ષ હજુ વધારે કહાડશે તેથી તે દિવસથી આજે એક વર્ષે મેં તમને મને ભેગા થવા કહ્યું. પણ, તમે અહીંથી ગયા ત્યાર પછી ચાર દિવસમાંજ મારો એ ધણી તો મરી ગયો એટલે તમારા વિના બાકીના ૩૬૧ દિવસ

મેં આજ સુધી બહુ દુઃખમાં કહાડયાછે. તમારૂં ઠેકાણું મને ખબર નહી, નહીતો હું તમને તુરતજ આવીને મળતે. હવે, મારી આ હકીકત તમે સાંભળીછે અને જાણીછે, માટે જો તમારે મારાં ઘર આવવું હોય તો તમે મારાં ઘર ઝટ ચાલો, અને જો તમારે મને તમારા ત્યાં લઇ જવી હોય તો ઝટ તેમ કરો.

**દેવરાત**—બાઇ! મૃત્યુલોકમાં તમે ઘડીભર ઉતર્યાં તો શું ઘડીભરમાં પણ તમને મૃત્યુ લોકની કામ પીડાએ ઘેર્યાંછે શું! કામ વિકારના પડખે તો મારાથી એક પળ પણ નહી ચઢાશે એ તમે ટુંકમાં સમજજો.

**ઉર્વશી**—તમે આટલા બધા સતા અને શાણા થાવોછો તે શા ઉપરથી તે તો જરા ત્યારે મને સમજ પાડશો?

**દેવરાત**—શા ઉપરથી તો એટલાંજ ઉપરથી કે પરમ પ્રિય અંબાલીકા જેણે મારા કાજે ભિખારણની ભિક્ષા લીધી તેને મેં પ્રેમનો સબંધ ના પાડયો તો તમે અજાણ્યાં બાઈસાથે પ્રેમનો સબંધ હા કેમ પડાય! એથી વધુ એક પણ અક્ષર હું બોલવા માગતો નથી. (જાયછે).

**ઉર્વશી**—(તેમને જતા રોકીને). દેવરાત રાજકુમાર! રીસ કરશો નહી કે ચાલી જશો નહી. મૃત્યુ લોકને ચિત્તશુદ્ધિ કેટલી હદે શકય છે તે તમારામાં જોવા માત્ર હું આ તમારી પરીક્ષા કરતી હતી. રવીની પ્રભાનું બળ જાણવા તેને કળુષિત કરવા મેં હવામાં ધૂળના ગોટા ઉરાડયા પણ તેથી રવીની પ્રભા તો નહી ઘટી પણ હું તેજ ધૂળના ગોટાઓથી અંધ થઇ. ગગનનો વિસ્તાર માપવા મેરાઇનો ગજ લીધો તો તેથી કાંઈ ગગનનો વિસ્તાર મપાવાનો હતો! બાવળિયાનું બળ પારખવા તેની આગળ તણુખલું ભાંગી જોયું તેથી કાંઈ બાવળિયાને ભાંગવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું!

**દેવરાત**—તમે મારી પરીક્ષા કરી તો આવી અધમ રીતે એ પરીક્ષા નહી કરતાં કાંઇ બીજી ઉત્તમ રીતે એ પરીક્ષા કરી હોત તો સારૂં. હીરાનું તેજ પારખવા તેને અંધકારમાં લઇ જવાને બદલે તેને રવીની પ્રભામાં લઇ જવો વધુ ઉચિત છે. સાકરની મીઠાશ જાણવા તેને દુધમાં ભેળવવી વધારે ઉચિત છે, અને નહી કે તેને ધૂળમાં નાખવી. અગ્નિની ઉષ્ણતા જાણવવા તેનાથી છેટેજ ઉભું રહેવું ઉચિત છે કેમકે તેના ઉપર પાણી છાંટતાં તો તે હોલાઇ જશે.

**ઉર્વશી**—મારી ભૂલ હું પોતે સમજુંછું અને હું લાજી મરૂંછું, અને તમારી પરીક્ષા મેં જે અયોગ્ય રીતે કરી તે માટે તમે મને માફ પણ કરશો. હવે હું ખરી હકીકત જેનાથી તમે અજ્ઞાત છો તે કહુંછું. તમને સ્વર્ગનાં સુખનું દર્શન કરાવવા મેં કહ્યું હતું. પણ હું તો કોણ માત્ર કે એવી અદ્દ્ભુત શક્તિ ધરાવી શકું? એ દર્શન ગંગા માતા પોતે તમને મારા દ્વારા પ્રાપ્ત કરાવનાર છે અને ગંગામાત મૃત્યુ લોકને સહેજે દર્શન દઈ શકે તેમ નથી તેથીજ મારા દ્વારા એ દર્શન તમને પ્રાપ્ત કરાવવાનો માર્ગ એમણે લીધોછે. વળી, સ્વર્ગનાં સુખનાં દર્શન માટે જે ચિત્તશુદ્ધિ માટે માતાજીની આજ્ઞાથી મેં તમને કહ્યું તે ચિત્તશુદ્ધિ કાંઇ ખાસ સ્વર્ગનાં

દર્શન માટે તમારી પાસે કરાવવામાં આવી નથી, પણ અંબાલીકા સાથે શુદ્ધ પ્રેમમાં મહાલવા એ ચિત્તશુદ્ધિ માતાજીએ તમારી પાસે કરાવીછે. અંબાલીકાની પ્રિતના ભોગી થવા તમે માતાજીને રોજ આરાધતા હતા તેથી માતાજી તમારા ઉપર પ્રસન્ન થયાંછે અને તમને અંબાલીકાનું સુખ દેવા આ ચિત્તશુદ્ધિનો માર્ગ તમારી પાસે એમણે લેવડાવ્યો. માટે, તમે અહીંથી ઝટ જઇને અંબાલીકાને વરી પરમ સુખ વૈભવના ભોગી આ તમારી ચિત્તશુદ્ધિ દ્વારા થાવો. માતાજી તમને સ્વર્ગનાં સુખનું પણ દર્શન કરાવવાનાં છે, માટે પ્રભુજીનું ધ્યાન ધરો એટલે ધ્યાન-ગ્રસ્ત સ્થિતિમાં એ દર્શન માતાજી તમને કરાવી શકશે. ( દેવરાત પ્રભુજીનું ધ્યાન ધરેછે. ).

**સુનીથ**—( દેવરાત પાછળ નીકળેલો આવી ચઢતાં. સ્વગત ), દેવરાત ભાઈ લગભગ એક વર્ષથી વૈરાગી જેવા કેમ થઇ ગયાછે તેનો પત્તો મેળવવા તેમની પાછળ આજ બે મહિનાથી એ નહી જાણે તેમ હું ફરૂંછું, પણ હું તો એમને એકલાજ સઘળે ઠેકાણે જોવુંછું! ત્યારે વૈરાગ્યના માર્ગ ઉપર એમને ચઢાવનાર એમનો ગુરૂ શું કોઈ નહીજ હશે! હું તો ધારૂંછું કે જો ગુરૂ હોય તો ગુરૂ વિના એ આ પ્રમાણે રહે નહી, માટે મને લાગેછે કે કાંઇ ચિત્તભ્રમને લીધે સંસાર પ્રતિ એમને માત્ર ઉદાસીનતાજ ઉત્પન્ન થઇછે. ( દેવરાતને ઉર્વશી સાથે જોઇને ). અરે! પણ, દેવરાત કુમાર આ પેલી સ્ત્રી આગળ કાંઇ આજે ઉભાછે! વળી દેવરાત ભાઇ તો કાંઇ પ્રભુનું ધ્યાન ધરતા લાગેછે! આ સ્ત્રી શું! આ એમનું તેણીની આગળ પ્રભુનું ધ્યાન ધરવું શું! આ સ્ત્રી એમનો ગુરૂ તો નહી હોય! જરા છુપાવું. સઘળી હકીકત હમણા હાલજ જણાઇ જશે. ( છુપાયછે ).

**દેવરાત**—( સ્વર્ગનું દર્શન શરૂ થતાં સમાધિસ્થ સ્વગત ). ઓહો! સ્વર્ગલોકનાં મનુષ્યો જે જુવો તે દરેક આવાં અનુપમ કાંતિવાળાં! જાણે પૂર્ણિમાનો ચંદ્રમા એવું દરેકનું રૂપ! કોઇનું મુખ ઉદાસી કે કોઇનું શરીર વ્યાધિગ્રસ્ત, એવું આ મૃત્યુલોક જેવું તો કાંઇ સ્વર્ગમાં મળેજ નહી! સર્વ કોઇ આનન્દ ભરેલાં, આરોગ્યતા ભરેલાં, નમ્ર, પ્રેમાળ, કોમળ! સ્વર્ગનાં લોકો તો પોતેજ જાણે મૃત્યુલોકે પૂજન કરવા યોગ્ય છે! અરે! પણ, વળી એમના વસ્ત્રાલંકારો કેવા! એમનાં વસ્ત્રો જાણે શરીરને ઢાંકવાને બદલે શરીરને વધારે નગ્ન કરેછે! હું તો આ સ્વર્ગ-લોકોનું તેજેસ્વી રૂપ જોવું કે એ લોકોનાં વસ્ત્રો જોવું! હું ધારૂંછું કે જેમ સાગર આગળ ખાબોચિયું, જેમ પોખરાજ આગળ પાષાણ, જેમ ગોળ આગળ ખોળ, તેમ મૃત્યુલોકની કાંતિ આ સ્વર્ગલોકની કાંતિ આગળ દીસેછે. અરે! પણ એમનાં વસ્ત્રોથી એમનાં શરીરો વધારે નગ્ન દેખાય છે તો એ લોકો વસ્ત્રો પહેરતાંજ શામાટે હશે! સમજ્યો સમજ્યો. સુંદર કાંતિને વધુ સુશોભિત કરવા અને નહી કે તેને ઢાંકી નાખવા તેઓ વસ્ત્રો પહેરેછે. આવી તેજેસ્વી કાંતિને જો વસ્ત્રો ઢાંકી નાખે તોતો મહા ખોટું કહેવાય. દુધની મીઠાશને સાકર વધારે તેજ સારૂં; દીપ્તિના પ્રકાશને કાચની ચીમની વધારે પ્રબળ કરે તેજ સારૂં; હાર સુંદરીના કંઠને શોભાવે તેજ સારૂં.

**સુનીથ**—( સ્વગત. બાજુ ). આ દેવરાત ભાઇ શું બકી રહ્યાછે તેની મને કાંઇ સમજ પડતી નથી.

**દેવરાત**—( સમાધિસ્થ. સ્વગત ). અરે ! આ પેલી અપ્સરાનું પગનું ઝાંઝર પડી ગયું ! અરે ! પેલો કોઇ ઝાંઝર પાસે દોડતો દોડતો આવેછે ! એ તો ઝાંઝર ઉપાડી જવાજ આવતો હશે ! હું દોડી જાવું અને એ ઝાંઝર ઉપાડી લઇને એ અપ્સરાને આપું ! અરે ! પણ આ માણુસ તો ઝાંઝર આગળ આવી પણ પહોંચ્યો અને ઝાંઝર ઉપાડી લઇને અપ્સરાને એણે તે આપી પણ દીધું અને વળી પોતાના માર્ગે ચાલતો પણ થયો ! અને, હું તો હજુ અહીં વિચાર કરતો ઉભોજ રહ્યોછું ! સ્વર્ગલોકની ગતિ તો વિજળી સમાન છે એ તો આજેજ મેં જાણ્યું ! અરે ! વળી આ શું ! આ પેલો કોઇ માણુસ છે, તેનાં શિર ઉપર પોટલું છે, તે પેલી કોઇ અપ્સરા પોતાનાં શિર ઉપર લઇને પેલા માણુસને તે ઉપાડવાની પીડામાંથી મુક્ત કરેછે ! આ સ્વર્ગલોકમાં તો ત્યારે પરમાર્થ એજ પરમ ધર્મ છે શું ! મૃત્યુલોકમાં તો પરમાર્થ કોઈ સમજતુંજ નથી અને પરમાર્થ માટે તો પાડ માત્ર શબ્દમાંજ મૃત્યુલોક વાળેછે, પણ કાંઈ વળતાં પરમાર્થી કૃત્ય દ્વારા નહીજ ! સ્વર્ગલોકમાં તો સહાયતા માટે વિનંતિ વિના સર્વ કોઇ પોતાની મેળેજ એક બીજાને સહાયતા કરેછે ! અરે ! આ કોઇ રસ્તે જતો પોતાના ગજવામાંથી કાંઈ કહાડેછે અને રસ્તે જતાં સઘળાં લોકોને આપેછે અને સઘળાં ખાતાં જાયછે ! ઓહો ! હવે કોઈ રસ્તામાં નથી ત્યારે એ પોતે હવે પોતાના ગજવામાંથી કહાડીને ખાયછે ! વાહ ! વાહ ! સ્વર્ગમાં તો આવો કાંઇ નિયમ દીસેછે કે પ્રથમ આસપાસનાં સર્વ કોઇને ખવડાવવું અને પછી આપણે પોતે ખાવું ! આ મૃત્યુલોકમાં તો પ્રથમ અને છેવટે બસ પોતે એકલાએ ખાવાની અને ધરાવાની વાત છે ! અને તેઓ પોતાનું હોય તે ખાઇને રહે તોતો કાંઈ નહી પણ મૃત્યુલોક તો પારકાનું પણ પહેલું ખાઈ જાયછે અને ત્યારેજ જપેછે ! સ્વર્ગલોક અને મૃત્યુલોકમાં તો ત્યારે બહુ તફાવત !

**સુનીથ**—( સ્વગત. બાજુ ). આ તો ભાઇ કાંઈ લવરી કરતા નથી, પણ કાંઈ સ્વર્ગલોકનું દર્શન એમને થાયછે !

**દેવરાત**—( સમાધિસ્થ. સ્વગત ). આ તો કાંઈ બધા પચીસ પચાસ ગાંધર્વો અને અપ્સરાઓ છે, અને વૃક્ષલતા તળે બેઠાંછે ! આ લોકો સૂર્યના તડકામાં પણ આનન્દ કરેછે કેમકે આ સૂર્ય અહીં તપેછે પણ એનો તાપ તો કાંઈ મને પણ લાગતોજ નથી ! આ બધાં તો એકઠાં મળીને પરસ્પરનું શુભ ઈચ્છી રહ્યાંછે અને પરસ્પરનાં ગુણગાન કરી રહ્યાંછે ! મૃત્યુલોકમાં આથી ઉલટુંજ છે. મૃત્યુલોકમાં તો એકથી બીજું થયું કે કયાંતો માંહોમાંહે લડી મરે અથવા તો કોઈ ત્યાં હાજર ન હોય તેની નિંદાનીજ વાતો ! અરે ! પેલી નાની બાળકી અને નાનો છોકરો કેવાં બેઉ ભૂમિ ઉપરથી ફુલો વિણી વિણીને લાવેછે અને મોટી વયનાં આગળ સન્માનથી ધરેછે ! ધન્ય છે એ બાળકોને જે વડીલોની સેવા નાની વયથીજ સમજેછે અને બજાવેછે. અરે ! આ એક ગાંધર્વ તો બાળકોએ લાવેલાં ફુલો ઉપર લાંબો થઇને સુતો ! અરે પણ એ ઠાલો સુતો નથી. બાળકોએ ફુલો લાવી આપ્યાં તે માટે

પોતાની છાતી ઉપર તેમને લઇને સુતો સુતો તેમને રમાડેછે! વડીલોનો પણ બાળકો પ્રતિ કેવો પ્રેમાળ ભાવ સ્વર્ગમાં છે! મૃત્યુ લોકમાં તો વડીલો કહેછે કે અમે વડીલો કહેવાઇએ માટે જેટલાં અને જે સર્વે નાનાં કહેવાય તે અમારી સેવા કરે, અને અમે તો પાડા જેવા એવા પડી રહીએ કે નાનાં માટે ન હાલીએ કે ચાલીએ! અરે! આ પેલી અપ્સરાના હાથમાં નાનું બાળક દીસેછે તે કાંઇ બહુ બહુ તો સાત આઠ દિવસનું હશે તોપણ પ્રભુ સ્તવનમાં પોતાના હાથ જોડીને માતાના ખોળામાં સુતુંછે! મૃત્યુલોકમાં તો સો વરસનો શઠ પણ પ્રભુ સ્તવનમાં હાથ જોડીને ઉભો રહેતો કવચિતજ જોવામાં આવેછે! જય જય! પ્રભુજી, જયજય! (પ્રભુજીની ભક્તિના ઉભરામાં દેવરાત સમાધિમાંથી જાગી ઉઠેછે).

**ઉર્વશી**—(દેવરાતને). રાજકુમાર! તમે કાંઇ સ્વપ્નું જોયુંછે એવું સમજશો નહી. તમને આજે સ્વર્ગનું દર્શન ગંગા માતાના પ્રસાદ રૂપે પ્રાપ્ત થયુંછે. માતાજીની ઇચ્છા છે કે તમે અંબાલીકા સાથે ઝટ લગ્ન કરો, માટે તમે તેણી સાથનાં લગ્ન માટે જરા પણ વિલંબ કરશો નહી. ચિતશુદ્ધિનો માર્ગ લગ્નનાં સુખ માટે આવશ્યક છે, માટે તમે પણ હવેથી એ સિદ્ધાંત સર્વત્ર પ્રસરાવો અને સ્થાપો. ચિત્તશુદ્ધિ થતાં પતિ પત્ની વચ્ચેનો કલેશ સદા નિર્મૂળ થશે, અને પતિ પત્ની વચ્ચેનો કલેશ નહી રહેતાં પતિ પત્ની પરમ સુખ પામતાં પોતે થશે અને સંસારને પણ સુખમય કરશે. મારૂં તો એવું માનવું છે કે પૂર્ણ ચિત્તશુદ્ધિ કર્યા વિના પુરૂષે કે સ્ત્રીએ લગ્ન ગાંઠમાં કદી જોડાવું જોઇએ નહી. દેવરાત કુમાર! હવે અંબાલીકાને જઇ મળવા વિલંબ કરો નહી. હું પણ હવે સ્વર્ગલોકમાં જાવુંછું. (ધ્યાન ધરેછે. અદષ્ય થઇ જાયછે).

**દેવરાત**—(સ્વગત) જગતમાં મનુષ્યને સહાય કરનાર દેવદેવીઓ, મહાત્માઓ છે અને તેમના પ્રતાપથીજ મનુષ્યની અભિલાષાઓ સફળ થાયછે, તોપણ મનુષ્ય તો કહેછે જે કાંઇ થાયછે તે હુંજ કરૂંછું, અને તેથીજ હુંજ જગતમાં હીરો, વીરો, ધીરો અને સકળ સત્તા ભર્યો. મારા પોતાના દાખલા ઉપરથી મેં પણ આજેજ જાણ્યું કે દૈવી શક્તિઓ મનુષ્યની સહાયતામાં રહેનારી છે અને તેમની સહાયતાના ભાગ્યશાળી થવા મનુષ્યે સદ્દગુણસંપન્ન અને ધર્મપરાયણ થવું જોઇએ. હવે, માતાજીની આજ્ઞા છે તો હું અંબાલીકાનો કર લગ્નમાં ગ્રહણ કરૂં, પણ આ મૃત્યુલોકનાં વિષયરૂપી. લગ્નમાં આ અંબાલીકા સાથે જોડાવા માતાજીએ મને રજા કેમ આપી, આજ્ઞા કેમ કરી! શું પતિપત્ની વચ્ચેના પ્રેમમાં કાંઇ દુષણ નહી હશે! ના. નહીજ હશે, નહીતો મારી પાસે માતાજી ચિત્તશુદ્ધિ કરાવે અને પાછી તે ભ્રષ્ટ થવા દે! ત્યારેતો પ્રેમનો મેં અનાદર કર્યો તે ખોટું કર્યું અને બીચારી અંબાલીકાનો અનાદર કર્યો એ તો વળી ઘણું ખોટું કર્યું. અરે! બીચારી અંબાલીકાને તો મેં બહુ નિરાશ કરીછે તો એ કયાં ગઈ હશે તેની પણ મને કેમ સમજ પડે અને એનું કાંઈ ઠેકાણું જાણ્યા વિના એની સાથનાં લગ્ન માટે માતાજીની મને આજ્ઞા થઇછે તે વિષે એને જાણ પણ કેમ કરૂં! એ તો વળી પાછાં માતાજી કાંઇ મારા ઉપર વધુ કરૂણા કરીને અણધાર્યો ભેટો એની સાથે મને કરાવશે ત્યારે આ વિષે મારે એને કહેવાનું બનશે. ત્યાં સુધી નહી. ચાલ, ત્યારે હું તો મારા મહેલે જાવું. અહીં થોભવામાં શું સાર છે!

### ગાયન ૫૫.

૧. પ્રેમના પંથે પડી પાછા નવ હઠશો કો,
સત્ય સમાન પ્રેમ સત્ય જાણો સકળ લોકો,
૨. પ્રેમ પંથે રાખો હીંડવું જોયા વિના વાંકો,
એ પ્રદેશના પારને નથી ક્યાંયે આંકો.
૩. પ્રેમ પડાળીએ પડી રહેવું છોને આવતા ઝોકો,
નિર્ભય સ્થાન એ, નવ ત્યાં દુષ્ટનો હોકો ધોકો.
૪. પ્રેમ પર્વત ટોચથી પડવાના ડરની રખે મુકો પોકો,
પડો તોપણ મોક્ષ મહાસાગરમાં. શિદ નિજને રોકો ?
૫. પ્રેમ પાતાળમાં ડુબતાં નવ બીહો ન રહે સલામતી ટેકો,
એ પાતાળમાં ડુબાય નહી પણ તરાય, તરવા વેંકો. ( જાયછે ).

**સુનીથ**—( સ્વગત ). ભાઇનો સઘળો મર્મ આજે જણાયો અને સમજ પડયો. ભાઈ કહે છે કે અંબાલીકા ક્યાં હશે તેની એમને ખબર નથી. પણ અંબાલીકા એમના પિતાના ત્યાંજ હશે કેમકે સુશીલ તરૂણી તાત કે પતિનાં દ્વાર સિવાય બીજું દ્વાર સેવે નહી. માટે ચાલ, જઇને અંબાલીકાને અને તેણીના પિતાને આ શુભ સમાચાર કહું કે દેવરાત કુમારને લગ્ન માટે આજ્ઞા થઇછે અને દેવરાત કુમાર લગ્ન માટે તૈઆર છે. હું અહીંથી બારોબારજ અંબાલીકાના દેશે જાવું અને લગ્નનો દિવસ અને સર્વ વાનાં નક્કી કરી આવીનેજ દેવરાત ભાઇને સઘળી હકીકત કહું. (જાયછે).

---

## અંક ૩. પ્રવેશ ૨૩.

**હારિત**—( ગુણકાને ). મારા હુકમ પ્રમાણે તેં કેતુમાનને તારા પ્રેમમાં ફસાવીને અહીં આજે હમણા બોલાવ્યોછે એવું તું મને વચન આપીને તથા સોગન્દ ખાઇને કહેછે, તો હજુ એ કેતુમાન અહીં કેમ દેખાતો નથી ? જો તું કહેછે તેમ એ અહીં આવશે તોતો પછી મારા હાથમાંથી એ છટકવા પામવાનો નથી અને મેં કહ્યુંછે તેથી બમણું ઇનામ હું તને આપીશ, પણ જો એ નહી આવ્યો તો હું વાંક તારોજ ગણીશ અને એમાં તારો દગો ધારીને તને જીવતી મુકીશ નહી.

**ગુણકા**—મને જીવથી મારવી હોય તો તેમ કરજો. મેં તો તમને કાંઇ દગો દીધો નથી. અને કેતુમાન આવ્યા વિના રહે નહી એવો મેં એને તો પ્રેમમાં સપડાવ્યોછે, તે છતાં કદાચને કાંઈ કારણને લીધે એ નહી આવે તો તેમાં હું શું કરીશ ! ખેતરો તો તલપી રહ્યાંછે કે વૃષા ધારા ક્યારે પડે અને તેને પોતા માંહે ઝીલી લઇને પોતે ફળદ્રુપ થાય, પણ કાંઈ પવનના સપાટાથી વૃષાની વાદળી બીજી દિશાએ દોરાઈ

જાય તો તેમાં પછી ખેતર શું કરશે! વાદળીને હેઠે લાવવા કાંઈ ખેતરની ભૂમિથી ગગનમાં ગમન થશે! નિર્ધન અતિ ઘણો દ્રવ્યવાન થવા ઉત્સુક તો ઘણો થઈ રહ્યોછે અને સોરટીમાંથી દ્રવ્યની પ્રાપ્તિ કરવા સોરટીમાં પોતાનું નાણું એણે પોતે પ્રથમ રોકયુંછે પણ ખરૂં, પણ સોરટી બીજા કોઇને ગઇ તો સોરટીને કાંઇ મારીને કે ઝાલીને એનાથી પોતાના માટે લાવી શકાશે અને ધન્યવાન થવાશે! મનહર રંગવાળાં ફુદાંને પકડવા બાળ એક ઝાડથી બીજે ઝાડ દોડશે, પણ ફુદું ઉડી ઉડીને આઘું જશે તો બાળ તેને કેમ પકડી શકવાનું હતું! બાળને કાંઈ પાંખો છે કે ફુદાં કરતાં વિશેષ ઉડીને તેને પકડી પાડે! માટે કેતુમાન આવશે તો આપથી નહીતો હું હમણાં કયાં જવાની અને કેમ એમને લઈ આવવાની હતી? અને કંઠે આવેલો ઘુંટડો ઢળી જતાં વાર નથી લાગતી. હજાર ગાઉથી નદી નાળાં ઓળંગીને આવતાં ઘર આંગણે ઠોકર વાગતાં ભૂમિ ઉપર પછડાઈ પળમાં મૃત્યુ વખત આવેછે. કંચન જેવી દેહમાં વ્યાધિ પળમાં થઈ મૃત્યુવશ થઈ પડતાં કોઇને વાર નથી લાગતી. તો વળી કેતુમાન કેટલા ગાઉથી આવવાના છે તે કદાચ ના પણ આવી ચઢે તેમાં આશ્ચર્ય કે અશકય શું છે! તમે બાહુ બળે બળિયા છો તો મને જીવથી મારવાની વાત લાવીને મુકોછો તો શું બાહુબળનો બળિયા એજ ઉપયોગ કરવાના છે! અરેરે! સાંભળો. જેને એવા આશીષ પ્રાપ્ત થયા છે કે પર્વતો પૃથ્વી ઉપર રહેશે ત્યાં સુધી તેનું આયુષ્ય રહેશે તેવાનું બળ પણ પળમાં નાશ પામીને તે પળમાં નાશ પામેછે તો તમે તો કોણ માત્ર. પૂર્વે બાલધિ નામે મહાન રૂષિ હતા. એમને પુત્રની તૃષ્ણા રહી હતી તેથી પુત્ર પ્રાપ્તિ અર્થે દારૂણ તપ રાત દિવસ કરતા હતા. એમનાં ઉગ્ર તપથી દેવતાઓ એમના ઉપર પ્રસન્ન થયા અને તેમની પાસેથી વરદાન માગવા બાલધિ મુનિને કહ્યું. ત્યારે તે રૂષિ બોલ્યા કે જ્યાં સુધી આ પર્વતો સ્થિર રહે ત્યાં સુધી મારા પુત્રનું આયુષ્ય રહે એવો મને પુત્ર આપવા કૃપા કરો. દેવતાઓએ તેમને તે વરદાન આપ્યું અને ગયા. દેવતાઓના વરદાનથી મેધાવી નામનો મહા બળવાન અને ક્રોધિ પુત્ર બાલધિ રૂષિને થયો. જ્યારે તેને ખબર પડી કે પર્વત જેટલું લાંબુ આયુષ્ય તેને દેવતાઓની કૃપાથી પ્રાપ્ત થયું હતું ત્યારે તે પોતાને મૃત્યુ આધીન નહી જોઇને અનેક રીતનાં દુષ્કર્મો કરતાં અચકાયો નહી. એક દિવસે ધનુપાક્ષ નામના મહાન રૂષિનો તેણે મોટો અપરાધ કર્યો. ધનુપાક્ષ રૂષિએ મેધાવીને શ્રાપ દીધો કે તું તત્કાળ બળી ભસ્મ થા. આ શ્રાપથી મેધાવીનો તો પરાભવ થયો નહી તેથી ધનુપાક્ષ રૂષિ આશ્ચર્ય પામ્યા. સમાધિ દ્વારા તેમને ખબર પડી કે પર્વતોનાં આયુષ્ય જેટલું લાંબું આયુષ્ય આ મેધાવીને પ્રાપ્ત થયુંછે. ધનુપાક્ષે પછી મોટા ગોધાઓ પોતાની શક્તિથી ઉત્પન્ન કર્યા અને તે ગોધાઓએ લડીને પર્વતોને ભૂમિ ભેગા કરી દીધા, એટલે પર્વતો એ પેરે નાશ પામતાં મેધાવી પણ તુરત નાશ પામ્યો. માટે મને મારી નાખવાનો ગર્વ તો ના કરો! મારૂં મોત તમારા હાથે નિર્માણ થયું હશે તો તમારા હાથે મરીશ પણ તમારો ગર્વ કે મેં તારો પ્રાણ લીધો એ મિથ્યા છે!

### ગાયન ૫૬.

૧ બારવટિયા! બાહુ બળે ન બેસો બની યમ,
યમ છો તો છોડવો પડેછે એક સમય કેમ નિજ દમ?
૨ સાગર પણ રાખે સતત કેવો શમ?
ફળપાન દેનાર વૃક્ષ નિજને કહે નમ,
ઉદરને પણ આંકો, કરે જે સકળ હજમ,
માનવ મદને નહી સીમા એવાં માનવ અધમ.
૩ મુસળ જેના હોય ધમકારા ધમ ધમ,
તલવાર કરે જે ટુકડા નહી રાખી શરમ,
ગાંજા ધુન ચઢાવે પળમાં જે ચલમ,
બળ એ સર્વનું ભાંગે ભલે હોય તે અપ્રતિમ.
૪ યમરાજ પણ યાદ કરે પરમાત્મા પરમ,
આજ્ઞા એની વિના નવ ભરે ડગ કોઈ ગમ,
માનવ! મદ છોડી માનો ઇશ્વર અનુપમ,
સ્મરો, સચ્ચિદાનન્દ બ્રહ્મન એકમ!

(કેતુમાનને આવતો જોઇને. હારિતને). અરે! પણ કેતુમાન પેલો આવે. હવે તમે અહીંથી ખસી જાવો. જેથી એ તમને જોઈ લે નહી. (હારિત ખસી જાયછે). (કેતુમાન આવી પહોંચતાં. તેને). પધારો રાજકુમાર. વહાલીને મળવા આવવા માટે પણ એક દિવસ પણ રાજકારભારનાં કામમાંથી જરા વહેલા નવરા થવાનું નહી બની શકયું? વૃક્ષ લતાની પરિમળને રોજ વૃક્ષ લતામાંજ ફુંકવાને બદલે એકે દિવસ દુઃખીનાં આંગણે જરી વાર નહી જવાયું! લાડુનું ભોજન નિત્ય કરતો બ્રાહ્મણ એકે દિવસ કોઈ માંદાં માણસનાં ઘર જઈ તેની જતનમાં ભૂખ્યા રહેવાનું નવ સમજી જાણ્યો! ધનવાનના ગજવામાં અને તીજોરીઓમાં ઉછળતું દ્રવ્ય એકે દિવસ નિર્ધન હાથમાં જઈ પડીને તેની દરિદ્રતા દૂર કરવાનું નહી સમજી શકયું! રાજકુમાર! રાજકારભારનાં કામો આવાં વહાલાં તો શું કરી દીધાંછે કે વહાલીને મળવા જતાં મોડું થવા દોછો?

**કેતુમાન**—અરે! કાંઇ કેટલા દિવસો થયા હું રાજકાભારની સામે પણ નથી જોતો. આ તો રસ્તામાં હું કાંઈ વિચાર કરતો કરતો ચાલતો હતો એટલે કાંઈ મારાથી ધીમે ચલાયું હશે અને તેથી મને અહીં આવી પહોચતાં મોડું થઈ ગયું હશે, નહીતો હું નીકળ્યો હતો તો ઘણો વહેલો.

**ગુણકા**—તમારે તો મારી સાથે પરાણે પ્રિત કરવાની રહી એટલે મારાં ઘર આવતાં તમારા પગ માર્ગમાં ઝડપથી શાના ઉપડે! હું તો કાંઇ અંબાલીકા દીઠી કે મારા માટે પગ પણ ઉપડે અને જીવ પણ અપાય?

**કેતુમાન**—અરે એ તો પગ ધોનાર દાસી તરીકે પણ હવે રહેવા માગે તોપણ હું એને નહી રાખું, અને હું જીવતો છું તો એની કેવી દશા કરૂંછું તે વળી તમને દેખા-

ડીશ અને તમે જોશો અને વિસ્મય પામશો. સર્પ છાનોમાનો ડંસ ભલે દઈ જાય પણુ જ્યાં મોરલી વાગી કે એનીજ મુડી પળમાં મચડાવાની. સાગરનાં જળ રોકવા કડિયો ઉંચી પાળો ભલે બાંધે પણુ સાગર જે ઘડી પાતાળ ફોડીને પ્રવેશ કરશે ત્યારે કડિયો અને સમૃદ્ધ શહેર સર્વ પળમાં માંહે તણુાઇ જવાનાં. વૃક્ષલતા ભલે વિકસી રહે પણુ એક અંગારો માંહે આવી પડશે તો બળેલી રખ્યા થઈ જતાં એને વાર લાગવાની નહી. માટે તું હવે એ અંબાલીકાનું નામ ઉચરીને મને એની યાદ દેવડાવીશ નહી, નહીતો તારી આગળથી નીકળી હમણા હાલ જઇને ઝટકે હું એનું ધડ ઉરાડી દઈશ.

ગુણકા—એનાં નામ ઉપર મુકો પૂળો. અહીંથી તમારે હમણા હાલ શા માટે જવું પડે! એના કરતાં હું તમારી વિશેષ ચાકરી કરનારી છું. તમારૂં મન જરા વ્યાકુળ દીસે છે તો તેને શાંત કરવા જરા હું ગાન કરૂં.

### ગાયન ૫૭.

૧ અમે કરી જાણીએ એક પિયુથી પ્રિત,
એજ અમારી જન્મથી રીત.
૨ ભવ ભાખું ભારી ભયભિત,
મૃત્યુ મચ્યુંછે માનવ પાછળ નિત,
મારે મંદવાડથી કરી પીડિત,
ભચડે તોડી શિરે ઘરની ભીંત.
શીદ ત્યારે એક ભવમાં પિયુ અગણિત,
છે જ્યારે ચાર દિનની ચાંદની સંભવિત!
૩ મૃત્યુ ભયથી નવ થવા ચળિત,
પ્રભુએ સ્થાપી પ્રેમ ક્રીડા વિપરિત,
ખેલે એ સકળ પશુ પંખી જીવ જંત,
વળી સકળ સજ્જન સંત મહંત,
શીવજી સરખાનું પણ એમાં ચિત્ત!
ઉમાથી ઉમાપતિ અળગા કવચિત.

કેતુમાન—તમારી પ્રિત આવી છે તો તમે મારાં પટરાણી છો એમજ સમજજો. તમારા જેવું સુખ મને કોઈ બીજી સ્ત્રી દેશે નહી એ હું મારા મનમાં બરાબર સમજાુછું.

ગુણકા—

### ગાયન ૫૮.

૧ પ્રેમથી પુરૂષ છે ખરેજ અજ્ઞાત,
એને તો રાત દિન એક ધંધાની વાત.
૨ ધંધો શું અધિક સરખાવતાં સાથે પ્રિત?
ધન્ય નર તેને જે બન્યો પ્રેમ પંડીત.
૩ સ્ત્રી થઇછે વિશ્વમાં પ્રેમ મર્મથી પ્રેરિત,
પરાણે પઢાવે પુરૂષને પ્રેમ પાઠ કરી જીત.

હવે થોભો, હું જરા તમારા માટે સારૂં સારૂં ખાવાનું મેં તૈયાર કર્યું છે તે લઇ આવું. ( જાયછે. જતાં બાજુ ). હવે મારૂં કામ ખલાસ થયું અને આજે નવો જન્મ પામી કેમકે આ કેતુમાન આવી ચઢયો નહી હોત તો નક્કી હારિત મારો પ્રાણ લેત. હવે હારિત જાણે અને કેતુમાન જાણે. ( જાયછે ).

**કેતુમાન**—ખરચેલું દામ ખટકે નહી એવી પ્રિત કરનારી આ ગુણકા છે ! પ્રથમથી આવી પ્રેમવાળી ગુણકા હાથ આવી હોત તો હું સદા સુખમાં રહ્યો હોત અને અંબાલીકા જેવી વંતરી માટે વલખાં માર્યાં ન હોત. પણ આ ગુણકા તો ત્રણ ચાર દિવસ ઉપરજ મારા મહેલ આગળથી જતી મારી નજરે પડી ! રત્ન માટે રત્નોની ખાણો ખોદી થાકયો તો કપાળ કુટવા ઢેકાળાજ નીકળ્યા અને રસ્તે ચાલતાં પગની ઠોકરે ઠોકરા તું અંધારાંમાં રત્ન મણી એકાએક જડી આવ્યું તો વાર નહી લાગી ! લેણુ શોધવા ચોપડાઓ ઉથલાવ્યા તો દેવુંજ દૃષ્યમાન થયું અને ચોપડા બંધ કરી બેઠા તો પળમાં સગાના વારસાના શુભ સમાચાર આવ્યા ! પોપટને સોનાનાં પાંજરે પૂરી તેને મેવાના આહાર કરાવ્યા કે તેનો મધુર સ્વર તે પોપટ કહાડે પણ પોપટ તો એકે અક્ષર ઉચરેજ શાનો, અને નિરાશામાં પાસેથી હીંડયા તો ઘર બહાર કોયલ મધુર ટહુકા બીચારી કયારની કરતી સંભળાઈ !

**હારિત**—( નોકરોને સાથે લાવીને. નોકરોને) આમને બાંધો, અને આંખે પાટા બાંધીને લઇ જાવો. (નોકરો તે પ્રમાણે કરેછે).

**કેતુમાન**—અરે ! પણ મને બંધાવોછો શા માટે ? મને અહીંથી જીવતો જવા દેશો તો કહેશો તેટલું દ્રવ્ય હમણા હાલ હું તમને અહીં લખી આપીશ અને મારી સાથે તમને ઘર લઇ જઇને તુરત તે દ્રવ્ય ગણી આપીશ.

**હારિત**—નિર્દોષને ઝેર દેવડાવનારની આવી દશા થાયછે માટે એટલું સમજી લઇ એક પણ અક્ષર ઉચરશો નહી. (નોકરો કેતુમારને લઇ જાયછે ). (સ્વગત). હવે આના બાપને બોલાવી લાવી એનાં મુખથી એના ભાઇ અંશુમાનને વિષ દેવાનો પ્રપંચ કબુલ કરતો સંભળાવું, અને આને રાજ્યગાદી ઉપરથી બરતરફ કરાવીને મારા જમાઇ અંશુમાનને ગાદી અપાવવાનું કરૂં. અંશુમાન કુમાર કહેતા હતા કે મારા વડીલ ભાઇને લેશ પીડા નહી કરવી, તે પ્રમાણે એમના આ કેતુમાન ભાઇનાં શરીરને લેશ પીડા નહી કરૂં, પણ એમને પદભ્રષ્ટ તો કરાવીશ, અને પછી તુરત છોડી દઇને મહેલે પણ એમને જવા દઇશ. (જાયછે).

## અંક ૩. પ્રવેશ ૨૪.

**સુધાજીત**—(સ્વગત). અરેરે! ઘડપણમાં આ દુઃખ! ઘડપણમાં સાંધાસાંધામાં અને રગેરગમાં વેદના તેમાં નિજ પુત્રીનું આવું અસહ્ય દુઃખ કે તેણી કયાં ગઇછે અને તેણીની કેવી દશા છે તેનો આજ કાલ કરતાં કેટલા માસથી પત્તોજ નહી! ભગવાન! ભગવાન! આવું કષ્ટ મારે સહેવાનું છે તોતો કૃપા કરીને મને તમારી પાસે ઉંચકી લ્યો તો બહુ સારૂં. બારવટિયા મિથલને અંબાલીકા પુત્રીની શોધમાં મોકલ્યા તો તે પણ જાણે કયાંયે પાતાળમાં ઉતરી પડયાછે કે શું તેમ તેમનો પણ આજ દિવસ સુધી પત્તોજ ના મળે! અરેરે! મારાં ભાગ્યમાં દુઃખ છે તે બીચારા બારવટિયા કેમ મિથ્યા કરનાર હતા! બારવટિયા બીચારા તો મારા કહેવાથી પોતાનું તન મન તોડીને તેણીની શોધમાં પ્રયત્ન કરે પણ મારાં ભાગ્ય ઉંધાં હોય તો એમનો પરિશ્રમ સફળ કયાંથી થાય!

### ગાયન ૫૯.

૧ કર્મ કેરી કુટામણુ કથા જ્યાં કહેવાય,
છળ બળ કળ ના આવે કામ ત્યાં કશાય.
૨ પ્રગટિ રહે વગડે જ્યાં દાવાનળ લહાય,
પંખા કેરી ફુંકથી એ લહાય કેમ હોલાય!
૩ કાગ કાકા કારમું કરી જ્યાં હરખાય,
મેના પોપટ કલરવ કેમ ત્યાં સંભળાય!
૪ યમરાજ જ્યાં બાવડું ઝાલી ચાલ્યા જાય,
રોતી કકળતી મરનારની રહેશે માય.
૫ મતિહીન વિદ્યાર્થી જ્યાં અભ્યાસથી અળસાય,
સાર શું સરશે કરતાં શિક્ષા શિખામણુ સહાય!
૬ કીકી ઉપર કાટ ફરતાં લેશ નવ દેખાય,
કામ નહી આવશે દેખવા દસ મણુની કાય.

(પ્રધાન આવતાં. તેને). કેમ પ્રધાનજી કાંઇ સારા સમાચાર મારી પુત્રી આવી પહોંચવાના કે બીજે કોઇ સ્થળે પણ તેણી સુખમાં હોવાના હવે તમે લાવ્યાછો? ના લાવ્યા હોવો તોતો હું હવે આ જીવતરથી બહુ કંટાળી ગયોછું અને રાજ્યપાટ તજી દઇને જંગલમાં જઇને પડુંછું. જગત તો કહે છે કે રાજનને દ્રવ્ય હોય એટલે એને દુઃખ હોયજ શાનું, પણ રાજાનું દુઃખ તો રાજાજ જાણેછે. બોર મુખમાં ચવાતાં પથ્થરો કહે કે બોર કેવું પ્રેમથી પંપાલાયછે પણ બોરની વેદના બોરજ જાણે. સરિતાને લીલા ભરેલી જોઇ રેતીનું રણુ કહે કે સરિતા જેવી સુભાગી કોઇ નહી પણ સરિતાને બાપડીને લોકો કેવી કેવી પાળો બાંધે છે અને કયાં કયાં તેને દોરેછે તે બધું કષ્ટ સરિતાનો જીવજ જાણેછે. મંદિરના સોનાના કળશને ઉંચે ટોચે જોઇને મંદિરનું આંગણુ કહે કે કળશ જેવું ભાગ્યશાળી કોઇ નહી કે સદાનું ઉચ્ચ સ્થાન વિના પ્રયાસે તેને

પ્રાપ્ત થયું પણ કળશનો જીવ જાણતો ભલો છે કે આંગણુ કરતાં કેટલું વધુ કષ્ટ ઉનાળાના તાપનું, શિયાળાની ઠંડીનું, અને ચોમાસાના વૃષાનું કાંઇ પણુ આશ્રય વિના તેને વેઠવાનું છે. હું એમ નથી કહેતો કે રાજા દુઃખી છે અને પ્રજાને દુઃખ નથી. હું કહુંછું કે પ્રજાને પણ દુઃખ છેજ. અરે! હું તો વળી કહુંછું કે સકળ માનવ અવતારને દુઃખ છેજ. અને મને નવાઈ એમ લાગેછે કે માનવ અવતારમાં દુઃખ છે તો મનુષ્યને માનવ અવતાર પ્રાપ્તજ શા માટે થાય છે!

પ્રધાનજી—મનુષ્ય અવતાર આ પૃથ્વી ઉપર મનુષ્યના દોષોને લીધે છે. મનુષ્યના દોષો જેનાં પરિણામે દુષ્ટ કૃત્યો તેનાથી થાયછે તે દોષો ન હોય, અને મનુષ્યો સદ્દગુણ ભરેલાં હોય અને તે સદ્દગુણોના પ્રભાવથી મનુષ્યો સુકૃત્યો ભરેલાં હોય તો સ્વર્ગમાં પરમ સુખમાં તેમને સ્થાન પ્રાપ્ત થાયછે. પણ જે કાંઈ સદ્દગુણોને લીધે જે કાંઈ સ્વર્ગનું સુખ પ્રાપ્ત થયું હોય તે સદ્દગુણોનું પુણ્ય પૂરૂં થતાં મનુષ્યના દોષોનું પ્રાબલ્ય પ્રગટ થાયછે અને પૃથ્વી ઉપર સ્વર્ગમાંથી મનુષ્યનું પતન થાયછે. આ વિષે હું આપને એક કથા કહુ. અષ્ટક, પ્રતર્દન, વસુમના અને શિબિ એ નામના ચાર ભાઇઓ હતા જેઓ સ્વર્ગમાં પોતાનાં સુકૃત્યોને લીધે સ્થાન પામ્યા હતા. એ ચાર ભાઇઓ પોતાના અશ્વમેધ યજ્ઞમાંથી પાછા વળતા હતા ત્યારે માર્ગમાં મહર્ષિ નારદ મળ્યા તેમને તે ભાઇઓએ રથમાં એસાડી લીધા. પછી માર્ગમાં એકે નારદજીને કહ્યું કે અમો ચાર ભાઇઓ આ યજ્ઞનાં પુણ્યથી સ્વર્ગને પામીશું, પણ પાછા આ પૃથ્વી ઉપર પડીશું તેમાં સર્વથી પ્રથમ અમારામાંથી કયો ભાઈ અવતરશે તે અમને કહેવા કૃપા કરો. ત્યારે નારદજી બોલ્યા કે પ્રથમ અષ્ટક ભાઇનું સ્વર્ગલોકથી પડવું થશે કારણકે જ્યારે હું અષ્ટકનાં ઘર જઇને રહ્યો હતો ત્યારે તેમની સાથે વિહાર કરવા નીકળતાં મેં માર્ગમાં અગણિત ગાયો જોતાં મેં એમને પુછ્યું કે એ ગાયો કોણની છે ત્યારે અષ્ટકે પોતાની સ્તુતિ કરતાં કહ્યું કે એ ગાયો મારી છે. એ રીતે પોતે આત્મસ્તુતિ દોષગ્રસ્ત થયા, અને એ દોષનાં પરિણામે પૃથ્વી ઉપર એમનું પડવું પહેલું થશે. આત્મસ્તુતિ કેવો નિર્દોષ દુર્ગુણ છે તોપણુ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર પાડવાને પહેલો છે. વિષ મનુષ્યની પાંચ કે દસ મણની કાયાને પણ શબ કરીને પળમાં પાડવા સમર્થ છે; ઝાડુનો એક ઝપાટો અમુલ્ય મોતી સદા માટે હાથથી ખોવડાવવા અને આપણને રોતાં કરવા સમર્થ છે; વહાલાંઓનું એક ઉગ્ર વચન આપણું ઉર બાળી ભસ્મ કરી નાખવા સમર્થ છે. માટે, દોષ માત્ર તજાવાજ જોઇએ. આત્મસ્તુતિના ઉકરડે કદી નહીજ ઉતરવું સારૂં. આત્મસ્તુતિના અસ્થિમાં શ્વાન પેઠે અનુરાગી થવુંજ નહી. આત્મસ્તુતિનાં અભ્રે ઉડવા ઉત્સુક થવુંજ નહી. પછી તેઓએ પાછું પુછ્યું કે અમે બાકી ત્રણ રહ્યા તેમાંથી કોણનું પ્રથમ પડવું સ્વર્ગ લોકમાંથી થશે. ત્યારે મહર્ષિ નારદે કહ્યું કે તમારા ત્રણમાંથી પ્રતર્દનનું સ્વર્ગમાંથી પડવું પહેલું થશે કેમકે જ્યારે હું એક પ્રસંગે એમનાં ઘર ગયો હતો અને એ રથમાં મને એસાડીને લઈ ગયા હતા, ત્યારે માર્ગમાં બ્રાહ્મણોએ એમની પાસે અશ્વો માગ્યા તો એમણે પોતાના અશ્વો રથમાંથી છોડી છોડીને તુરત આપ્યા, પણ એ બ્રાહ્મણોના ગયા પછી એમણે નિંદા કરી કે

આ બ્રાહ્મણો એવા વગર વિચારના હોયછે કે કાંઈ વસ્તુ માગવા પહેલાં વિચાર કરતાજ નથી કે શું માગવું કે શું નહી. આ નિન્દાના દોષને લીધે પ્રતર્દનનું પડવું થશે. નિન્દાનાં નાણાથી નાવારસ બની જવાશે; નિન્દાનાં નાળચાંમાંથી નિકંદનનો નિર્ઝર નિત્ય થશે; નિન્દાનાં નગારાંના નાદથી નરેન્દ્રનું પદ નહિ મળતાં નર્તકની નવાબીજ માત્ર પ્રાપ્ત થશે. પછી તેઓએ પુછયું કે જે બે બાકી રહ્યા છીએ તેમાંથી કોણનું પડવું પૃથ્વી ઉપર પહેલું થશે. ત્યારે નારદ રૂષિ બોલ્યા કે વસુમનાનું. તેનું કારણ જણાવતાં નારદજીએ સમજ પાડી કે જ્યારે હું પ્રથમ વસુમનાનાં ઘર ગયો હતો ત્યારે કાંઇ કેટલી ફેરા તેમની પાસે મેં એમનો રથ માગ્યો હતો અને એમણે રથ આપુંછું આપુંછું એમ ખોટો ભરોસો દીધો પણ એકે વખતે મને રથ આપ્યો નહી, માટે આ ખોટા ભરોસાના દોષને લીધે સ્વર્ગમાંથી પાછો મૃત્યુ લોકમાં વસુમનાને જન્મ પ્રાપ્ત થશે. માટે વચનભંગ કદી મનુષ્યે થવું નહી. વચનની વાટકીનું જળ કેટલું એમ તેને તુચ્છ ગણીને ઢોળી નાખવું નહી. એ જળ એ તૃષ્ણા દૂર કરવાનું જળ નથી પણ અમરત્વ પ્રાપ્ત કરાવનારૂં અમૃત છે. વચન વહાણને હંકારવામાં ભૂલ કરવી નહી કેમકે એ વહાણ વિદેશે નહી પણ વૈકુંઠ પહોંચાડનારૂં છે. વચનના વટાણાને વગર વિચારે વેચી ખાવા નહી કેમકે એ વટાણા નથી પણ વૈકુંઠનાં કલ્પતરૂનાં પ્રતાપી ફળ છે.

**અંબાલીકા**—( દોડતી દોડતી આવીને તાતને ભેટે છે. તેમને ). તાતજી ! તાતજી ! તમે મને ઓળખોછોને ? હું તો તમારી અંબાલીકા છું. કાંઈ ગણા દિવસો તમારી આગળથી અલગી થઇ તેથી મને ભૂલી તો નથી ગયા! વળી, આપની ઇચ્છાને હું આધિન નહી થઈ તેથી તમે મને કાંઈ વિસારી તો દીધી નથી ! નિજ સ્તન ઉપર સરિતા નાવને સદા રાખે તે નાવ લાડઘેલી બનીને કાંઇ ખરાબે જઇ બેડી તો સરિતા રખે તેને ત્યાંજ પડી નાશ પામવા દે. શ્રીમન્તનાં ગજવાને ફાડીને તેની ખોટી પાઇ ભૂમિને મળવા ગઈ અને ધૂળમાં પગની ઠોકરમાં અથડાતી થઇ તો શ્રીમન્ત તેની પરવા ન કરતાં રખે તેને ધૂળમાં સર્વ કોઇની ઠોકરે અથડાતી રહેવા દે. બાળક પતંગડીને પ્રિતથી રોજ ગગનમાં ઉરાડી તો પતંગડી ગગનમાં વિશેષ ઉંચેજ જવાનું કરતાં બાળ ક્રોધમાં જઈ દોરીને તોડીને ઘરમાં જઇ નિરાંતે રખે સુવે, કેમકે તોતો પતંગડી પળમાં પડી નાશ પામશે.

**સુધાજીત**—( તેણીને પોતાનાં હૃદય સાથે પિતાના સ્નેહથી ચાંપીને. તેણીને ). બેટા ! તું બોલતી બંધ રહે તો હું કાંઇ બોલી શકુંને ! બેટા ! તું આવી તો ભલે આવી. મારાં દુઃખથી પ્રભુજી દાઝયા અને મારા ખોળામાં તને પાછી લાવીને મુકી એ પ્રભુજીનો મારા ઉપર જેવો તેવો પાડ નથી. પણ, બેટા. હું તને એમ પુછુંછું કે આવાં ભિખારણનાં વસ્ત્રો તારાં અંગે કેમ ? સરિતા તીરે મનહર લીલા હોય ત્યાં આવી શુષ્કતા કેમ ! ચાંદનીને રૂપેરી શાલ દોશાળા જોઇએ તેને વળી અંધારાની કાળી ધાબળી કેમ હોય ! તલવારને રત્ન જડિત મ્યાન જોઇએ તેને ફાટાતુટા ગાભા લપેટેલા શામાટે હોય ! પણ, બેટા, વસ્ત્રોનું તો કાંઈ નહી પણ તારાં શરીરે તો તું સારી પેઠે છેને ?

**અંબાલીકા**—જે દુઃખ મારા ઉપર પડયુંછે તે મારાં કર્મે પડયુંછે અને હજુપણ પડશે તે મારાં કર્મેજ પડશે. તેમાં આપ ચિંતા કરીને શું કરશો ! તાતજી ! હું ઝાઝો વખત અહીં થોભી શકું તેમ નથી, તેથી ટુંકમાં મારી ખરી હકીકત તમને કહુંછું. તમે મને કેતુમાન સાથ પરણાવવા નીકળ્યા ત્યાર પહેલાં હું દેવરાત કુમારને મનથી વરી હતી, તેથી કેતુમાનને મારાથી વરી શકાય તેમ નહી હોવાથી હું આપણા મહેલથી ચાલી નીકળી હતી. હવે દેવરાત કુમારે તો વૈરાગ્ય ધારણ કર્યોછે. તેથી એમણે તો મારો પણ ત્યાગ કર્યોછે. હવે આ ભવમાં એક સ્વામીને મનથી વર્યા પછી બીજો સ્વામી મારાથી નહી થાય, તેથી જ્યારે દેવરાત મારો કર ગ્રહણ કરવા ના પાડેછે ત્યારે હું એક યોગેશ્વરી બાઇ જેમનો મને માર્ગમાં મેળાપ થયો છે તેમના આશ્રમે જઇને પ્રભુ સેવામાં મારૂં બાકીનું આયુષ્ય હું ગાળીશ. અને હું ત્યાં હમણા હાલજ જાવુંછું. તમે પોતે નજરે જુવો કે હું સહીસલામત છું તો પછી તમે મારા માટે ચિંતા નહી કરો તેટલાં માટેજ હું તમને ઘડીભર ભેગી થવા આવીછું. હું તો બહુ બીહતી હતી કે તમને મળવા આવીશ તો તમે મને જોર જુલમથી મહેલે રાખીને કેતુમાન સાથે પરણાવશો. પણ બીચારા મિથલ ભાઈ જેને તમે મારા માટે મોકલ્યા તેમણે મને વચન આપ્યું કે તમારા તાતજીને સમજાવીશ અને તમારાં લગ્ન કદી કેતુમાન સાથ નહી થવા દેવું, ત્યારે આટલી એક ઘડીભર આપની પાસે આવવા મારી હામ થઇ. મિથલ બીચારા હમણા જરા તબીયત નરમ થઇ જવાથી મહેલમાં બેઠાછે.

**યુધાજીત**—બેટા ! કેતુમાન સાથનાં લગ્ન માટે તને આટલી હદે ના છે તો મારો લેશ આગ્રહ એ વિષે હવે તું જોઇશ નહી. મારા સાંભળવામાં રોજ આવેછે કે તારૂં લગ્ન મેં કેતુમાન સાથે ન કર્યું તે માટે હવે કેતુમાન મારે માટે સઘળે બહુ ખોટું બોલેછે, અને તે સઘળું હવે મારા કાનોથી સાંભળી શકાતું નથી. માટે તું હમણા આવી તેજ વખતે પ્રધાનજીને હું તો કહી રહ્યો હતો કે હું તો હવે મહેલ છોડી ચાલી જઇશ. માટે, જો તું મહેલે નહીજ રહેવાની હોય તો તું જે યોગેશ્વરીના આશ્રમે જાયછે ત્યાંજ હું પણ તારી સાથે આવીને રહીશ.

**અંબાલીકા**—તાતજી ! આ કેતુમાન કોઈ ભવનો શત્રુ આ ભવમાં આવી નહી મળ્યો હોત તો આવી આપણી દશા થાત નહી. શાંત સરોવર તીરે ફાડી ખાનારો વાઘ આવી ચઢયો નહી હોત તો પશુ પંખીઓને બીચારાંઓને એ રમ્ય સ્થળથી નાસી જવા વખત આવ્યો નહી હોત. પમરતા કંસારમાં કાંકરો આવી પડયો ના હોત તો કંસારને ઉકરડે ઠલવાવાનો વખત નહી આવતે. વૃક્ષલતામાં અશુભ સૂચક ઘુવડ ભરાઇ ગયું ના હોત તો વૃક્ષલતા સ્મશાન ભૂમિ જેવું નિર્જન સ્થળ નહી થઇ ગયું હોત. અને, તાતજી, જો આપને મારી સાથે યોગેશ્વરી માતુશ્રીના આશ્રમે આવવું હોય તો સુખેથી આવો કેમકે એ બીચારાં ના પાડે તેવાં નથી. (શીશુમાર આવી પહોંચતા. તેને ભેટતાં). ભાઇ ! ખુશી આનન્દમાં અને સારી પેઠે છોને ! તમને અને તાતજીને મળવા હું ઉભી ઉભી જરા આવીછું.

**યુધાજીત**—(શીશુમારને). બેટા ! પ્રધાનજી સાથે સલાહમાં રહીને તું રાજ્યપાટ આ પળથી ચલાવજે અને ભોગવજે. રાજ્યપાટ અને સર્વસ્વ હું તને સોંપુંછું. (પ્રધાનજીને). પ્રધાનજી ! મારો પુત્ર હું તમને સોંપુંછું અને મારૂં રાજ્યપાટ મારા પુત્રને સોંપુંછું, એટલે, તમેજ રાજ્યપાટના અધિકારી છેવટના ખરા થાવોછો. મારા પુત્રનું અને મારી પ્રજાનું હિત જળવાય, ધર્મનું ઉલ્લંઘન નહી થાય, એવી રીતે મારા પુત્રને રાજ્ય કારભારમાં સહાયતા કરવા મારા ઉપર કૃપા કરશો. તમારા આધારેજ હું રાજ્યપાટ મારા પુત્રને સોંપી જવા હીમત કરૂંછું નહીતો મારો કુમાર તો બીચારો રાજ્ય કારભાર લેશ ક્યારે જાણેછે ! વૃક્ષલતા શિર ઉપર છે તો વટેમાર્ગુને તડકાનો ભો નથી. દેવતાઓ પાસે અમૃત છે તો પછી તેમને જરા કે મૃત્યુનો ભો ક્યાં રહ્યો ! નિસરણી સલામત છે તો મિનારે ચઢવામાં બળવાનને શું છે !

**શીશુમાર**—તાતજી ! તમે અને મારી બહેન અંબાલીકા યોગના ઉત્તમ માર્ગે સિધારોછો તો મારી દયા ખાઇને મને પણ એ માર્ગે સંગાથે કેમ નથી લઇ જતા ? અને, વળી, તાતજી, આપ વિચાર કરો કે આપનાથી હું કદી છુટો પડયો નથી તો આપના વિના અહીં મારા દિવસો પણ એકલા કેમ જશે ?

**યુધાજીત**—મન ગમતી રાજકુંવરીને. વરીને તું આનંદે સુખમાં તેણી સાથે રહેજે. તારે એકલા શા માટે રહેવું પડે ! અને તું કહેછે કે તાત વિના એકલું તો મારાથી નહી રહેવાય તો બેટા માત પિતા તો સદા કોઇનાં રહ્યાંછે કે હું રહીશ ?

**અંબાલીકા**—( શીશુમારને ) ભાઈ ! અમે દુઃખનાં માર્યા વનવાસ જઇએ છીએ તેમાં વળી તમે પણ તમારો જીવ અમારી સાથે વગર કારણે દુઃખમાં નાખવા કહોછો એ તો તમારૂં કાંઇ વિપરિત કથન છે. વૃષા રૂતુમાં રસ્તે શેરીએ જળથી પલડવાનું છે તેથી શું કાંઈ ગ્રીષ્મ રૂતુમાં પણ કોઇએ ગંદાં ખાબોચિયામાં જઇને આળોટવાનું છે ? ગુમડું થાય તે ઘડી અંગ ઉપર વાઢકાપ મુકવાનો છે તેથી શું શરીર નિરોગી હોય તોપણ તેના ઉપર કાપ મુકાશે ? નિર્ધનનાં ઘર જઈ ચઢતાં શ્રીમન્તને કદાચ ભુખમરો વેઠવો પડે તેથી શું પોતાનાં ઘરનાં ધાનના કોઠારો પણ તેણે ઉકરડે સઘળા ઠલવી આવવાના છે ?

**સુનીથ**—( ઘણી ઉતાવળમાં આવતાં. યુધાજીતને ). તાતજી ! હું આપનાં ચરણમાં શિર નમાવુંછું, અને જે અતિ જરૂરનાં અને તાકીદનાં કામ માટે મારે આ ઘડી આવવુ પડયું છે તે હું એકદમ આપને વિદિત કરવા રજા લેવુંછું. અને જો હું જે કહુંછું તેમાં મારો આપને કાંઇ અપરાધ દીસે તો મને તે માફ કરજો. મેં એક કૌતુક જોયુંછે. મારા દેવરાત ભાઇને એક સ્વર્ગની અપ્સરા દ્વારા ગંગા માતાએ અંબાલીકા રાજ પુત્રી સાથે લગ્ન કરવા કહ્યુંછે, અને એ લગ્ન માટે દેવરાત ભાઈ પણ પૂર્ણ ઉત્સુક છે, માટે એ વિશે આપની સંમતિ હોય તો મારા ભાઇ દેવરાતનાં વેવીશાળ માટે હું આવ્યોછું. વેવીશાળની કાંઇ સામગ્રીઓ હું મારી સાથે લાવ્યો નથી કેમકે જે સ્થળે મેં આ ચમત્કાર જોયો ત્યાંથી બારોબાર હું અહીં ચાલી આવ્યોછું. મારા ભાઈ સબંધિની વધુ હકીકત કદાચ આપનાં પુત્રીબા આપને કહી શકશે, કેમકે હું તેથી અજ્ઞાત છું.

**યુધાજીત**—મારી પુત્રીએ મને હમણાજ એ હકીકત કહીછે. તમે જે સમાચાર લાવ્યા છો તે મારા માટે તથા મારી પુત્રી માટે ઘણા હર્ષના છે. પડતી દીવાલને પાયામાં મજબુતી આવી મળતાં તેને વધુ શ્રેયસ્કર બીજું શું હોઇ શકે! વાયુમાં વિમળ વાસ આવી મળતાં તેને પ્રાપ્ત થતાં ઉચ્ચ તત્વનો મહિમા કેમ ગવાય ! ખંડેર-માંથી ખજાના નીકળતાં ખુશાલીનો પાર ક્યાં રહે! જે સ્મશાન ભૂમિએ વરૂ શિયાળનો અપશકનનો અનિષ્ટ અવાજ સંભળાતો ત્યાં કોયલના ટહુકા થતાં સ્મશાનનો ત્રાસ ટળતાં કેટલી વાર! માટે, તમે મારા માટે અને મારી પુત્રી માટે હર્ષના સમાચાર લાવ્યાછો. આપના ભાઇ સાથે મારી પુત્રીનું વેવીશાળ મારે કબુલ છે. અરે! ચંદ્રની ચાંદનીમાં રાત્રિને વળી તેને માન્ય કરવાનું શું રહ્યું! ચાંદનીથી તો રાત્રિનો ઉદ્ધાર છે. યોગીને મંત્રસિદ્ધિ આવી મળતાં તે મંત્ર સિદ્ધિને માન્ય કરવાનો ક્યાં સવાલજ છે! એથી તો યોગીનું કલ્યાણજ છે. રાજાને માથે મુગટ પહેરવામાં વળી ના કેમ હોય! એ મુગટથી તો એનું સઘળું ગૌરવ એને પ્રાપ્ત થવાનું છે. માટે, દેવરાતકુમારનું વેવીશાળ મારી પુત્રી સાથે મારાં શિર ઉપર હું ચઢાવુંછું અને વેવીશાળની સઘળી સામગ્રીઓ આપના દેવ-રાત ભાઇ માટે આ પળેજ મોકલુંછું. ( અંબાલીકાને ). જે દેવરાતના વિયોગથી તું આ ઘડી વૈરાગ્ય ધારણ કરવાની હતી તે તને પ્રાપ્ત થયાછે તો તારે હવે વૈરા-ગ્ય ધારણ કરવાનું કાંઇ પ્રયોજન રહ્યું નથી, અને હું પણ વનમાં વૈરાગ્ય માટે જઇશ નહી, કેમકે જો કે કેતુમાન મારી નિન્દા કરેછે, તેથી મારાથી કોઇને મારૂં મોઢું બતાવી શકાતું નથી, તોપણ મહેલે તારી આગળજ રહીને હું વૈરાગ્ય ધારણ કરીશ.

**સુનીથ**—કેતુમાન આપની નિન્દા કરેછે તો હું એની જીભ કાપીને આપની આગળ લાવીને મુકીશ. એણે મારી બહેન દેવકુલ્યાને પરણી જવા કેટલાં છળ કપટો રચ્યાંછે તે હું આપને નિરાંતે કહીશ.

**યુધાજીત**—અરે ! ભાઈ! એની વાતો તો કહેલી કે સાંભળેલી ના હોય તેજ સારૂં. પણ, તમે, ભાઈ, હવે મહેલમાં આવો તો કાંઈ આરામ લઈ શકો. ( યુધાજીત, પ્રધાન તથા સુનીથ જાયછે ).

**અંબાલીકા**—( સ્વગત ). પ્રેમ! પ્રેમ ! તારાં પડખે પડી રહેતાં તેં મને પાર ઉતારી ખરી! તારાં પડખે પડી રહેતાં હું પાર ઉતરી ખરી, પ્રેમ! હવે હું તારી પુજારી બની રહીશ, અર્થાત, મારા સ્વામીનાથની શુદ્ધ ભાવની સેવામાં જીવ જતાં પણ નહી ડગીશ.

**ગાયન ૬૦.**

૧ પ્રેમ! પાય પડું તને માંપી તુજ માગી.
પ્રેમ જન દાઝ છેવટ તને લાગી!
૨ પ્રેમ પોઠિયો પ્રેમી જન પોટલાંમાં અનુરાગી,
તાંણે મુગો મુગો વેઠી વળી પ્રેમીની વરણાગી.
૩ ડરી જાય પ્રેમ, દેખી પ્રેમીનો ડોળ થતો વૈરાગી,

પ્રસંશા કરવાની અને ઘડીકમાં પ્રભુજી માટે અયોગ્ય કથન કરવાની રીત મુકી દેશો તો તેમાં તમારૂં સારૂં છે. સુખ મળતાં પ્રભુજીનો પાડ માનવા નીકળશો તો એ માર્ગે કદી તમે પ્રભુજીનાં ભક્ત થવાનાં નથી. એટલાં માટેજ હું તમને આ કટેવ મુકી દેવા કહુંછું. સોનાના ઘાટ ઘડનાર સોનીને સમૃદ્ધ કહેતાં તે નિર્ધન કાંઇ શ્રિમન્ત થવાનો નથી; માર્ગમાં બાગ બગીચા આવતાં ત્યાં વિહાર કાજે પડાવ નાખતાં કાંઇ દૂરના દેશના વનવગડાના પંથ કપાવાના નથી; મીઠાં દુધનું પાન કરવાથી દરદી તેની વ્યાધિ જેને માટે તેનાં શરીર ઉપર વાઢકાપ થવો જોઇએ તેમાંથી મુક્ત થવાનો નથી અને આરોગ્યતા પામવાનો નથી. પરમાત્માની ભક્તિ અને તે દ્વારા પરમાત્માની પ્રાપ્તિનો માર્ગ હવે હું ટુંકમાં તમને કહું. શ્રીભગવાન પોતે યોગનો માર્ગ ઉદ્ધવજીને સમજાવતાં કહેછેઃ "પ્રથમ મનુષ્યે મારૂં સ્મરણ ઉરમાં કરવા માંડવું, અને ક્રમે ક્રમે તેમાં દ્રઢ થવું, જેથી મારૂં સ્મરણ ચિત્તમાંથી લગીર પણ અળગું થાય નહી. જ્યારે મારામાં આ પ્રમાણે ચિત્ત દ્રઢ થાય ત્યારે સકળ વ્યહારીક કર્મો મારી સાથે જોડી દેવાં, અર્થાત, કર્મો મને અર્પણ કરવાં. પછી સંત પુરૂષોનો જે દેશમાં નિવાસ હોય ત્યાં મનુષ્યે વાસ કરવો, અને મારા ભક્ત જનો સાથે ભળીને મારાં ગુણગાન ગાવાં. આથી મારા પ્રતિ ભક્તિ પ્રબળ થશે અને મારામાંથી ચિત્ત વિમુખ થશે નહી. પછી વળી મને મનુષ્યે પોતાની દેહમાં અને સકળ જીવ જંતની દેહમાં વ્યાપેલો જોવો અને જાણવો. આ પ્રમાણે દ્રષ્ટિ કરતાં ચોર કે શાહુકાર, ધર્મો કે અધર્મી, ક્રુર કે દયાવાન, સર્વને સમદ્રષ્ટિથી જોવાં, કેમકે સર્વમાં અસંગપણાથી હું વ્યાપેલોછું. હું અણુ અણુમાં વ્યાપેલોછું એ જ્ઞાન મન તથા કાયા તથા વાણીથી મારી ઉપાસના કરવાથી પ્રાપ્ત થશે, માટે એ પ્રમાણે મારી ઉપાસનામાં દ્રઢ રહેવું. આ પ્રમાણે સમગ્ર જગત બ્રહ્મરૂપ ભાસતાં મનુષ્યને પછી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાયછે. અને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તી થતાં તો અવિદ્યા તેમજ સંશયો નાશ પામેછે. અને આવી સ્થિતિને પ્રાપ્ત થતાં પછી આ મનુષ્ય અવતારમાંજ મારાં પોતાનાં સ્વરૂપનું દર્શન થાયછે. અને મારૂં દર્શન થતાં તો જીવાત્મા મારામાં પછી તન્મય તત્કાળ થઈ જાયછે અને મુક્તિ પામી મુક્ત બને છે". હવે, બહેન, તમે કહો પ્રભુજીના માર્ગે તો ઉપર કહ્યું તેમ પ્રભુજીનું સ્મરણ, તેમનું ચિંતવન, નિષ્કામ કર્તવ્ય, એવાં એકએક પછીનાં પગલાં છે, તેમાં તમે શુભ વખતે જે પાડ પ્રભુજીનો માનો છો તે પાડ તો આવતોજ નથી. માટે બહેન, મનુષ્યે પોતાના પાડને તો બાજુએજ મુકવો. પાડનો પરપોટો ફુટતાં વાર નહી માટે એ કાંઇ અર્થનો કે મહત્વનો નહી; પાડની પછેડીથી તો પછેડીમાં પથ્થરો લઇને કુટવા જેવુંજ છે; પાડની પરાળ તે કાંઇ સ્ફાટિક ભૂમિ થશે નહી. બહેન ! આ તો તમારાં શુભ અર્થે મેં આટલું તમને કહ્યુંછે. અને તમને ખોટું લાગશે એમ જાણીને હું તમને કહેતે પણ નહી, પણ હું મહેલમાં હતી ત્યારે મારા કાને અછડતા શબ્દો આવ્યા કે તમારાં તો દેવરાત કુમાર સાથે લગ્ન થાય છે, તેથી મેં જાણ્યું કે હવે તમે મારા આશ્રમે વૈરાગ્ય અંગિકાર કરીને આવવાનાં નથી માટે મારાથી જે બે બોલ પ્રભુનાં જ્ઞાનના તમને દેવાય તે તમને દઈ જાઉં.

અને તેટલાંજ કારણુ માટે મેં આ સઘળું તમને કહ્યુંછે. બહેન ! હવે તમે તમારા સ્વામીનાથ સંગાથે સુખમાં રહેજો. ગૃહસ્થાશ્રમ એ પ્રભુજી પ્રતિના માર્ગનું પ્રથમ અને આવશ્યક પગલું છે. એ પગલું તમે બરાબર ભરજો. એમાં તમે હેઠાં પડશો નહી. એ પગલું એવું છે કે એમાંથી તમે એકદમ એવો કુદકો મારી શકો કે બીજાં વચમાંનાં પગલાં કુદાવીને તમે પ્રભુની પાસે પહોંચી શકો. માટે ગૃહસ્થાશ્રમ બરાબર પાળજો, અર્થાત, ભુખ્યાંને ભોજન દેજો, તરસ્યાંને જળ દેજો, માંદાંની જતન કરજો, સદ્ગુણનું સેવન કરજો, સચિદાનન્દનું સ્મરણુ કરજો, નીતિને નમન કરી રહેજો, ધર્મને ધાતા ધારી ધરતી ઉપર પગ મુકજો, શિયળનેજ સ્વામી ગણજો, દયાભાવ દીલે ધારી રાખજો. ટુંકમાં, ધાર્મીક, સદગુણી જીવન ગ્રહસ્થાશ્રમમાં ગાળજો. બહેન, તમારા તાતજીને હું મળી નથી માટે મને એમની સાથે તમે મેળવો અને મળ્યા પછી એમની રજા લઇને હું મારા આશ્રમે જઈશ.

(બેઉ જાયછે).

---

## અંક. ૩. પ્રવેશ. ૨૫.

**મારીશા**—(યયાતિને). સ્વામીનાથ ! તમે લગીરે ચિંતા મારા માટે ના કરો અને જમવા જાવો. રસોઈ ટાઢી થઇ જશે.

**યયાતિ**—ટાઢી રસોઈ ખાઇશ તો શું મને ટાઢીઓ તાવ ચડી જવાનો છે ! રસોઈ રંધાઈ છે તો વહેલી મોડી ખવાશે. અને હું કાંઇ ભુખો રહી જઇશ નહી. પણુ આટલાં વર્ષો મેં તારાં રાંધ્યાં ધાનો ઉંધાં વળાવ્યાંછે અને તને એક પણુ દિવસ સુખમાં ખાવા નથી દીધી તો મારા લીધે કેવી રોજની ભુખી તરસી તું રહીછે !

**મારીશા**—હું ભુખી તરસી રહી હઇશ તોપણુ તે સઘળું મારા સ્વામીનાથના લાખો કરોડો અને અબજોનાં મૂલના જીવ માટે હતું તો પછી તે વાતનો લેશ સંતાપ મને કહેવાયજ નહી. હું સ્ત્રી જાત તો પુરૂષની તણુખલાંની તોલે માટે મારી સત્તા શી કે મારા લીધે મારા સ્વામીનાથને ઘડીકભરની ભુખ તરસનું કષ્ટ પણુ મારાથી પડવા દેવાય ! અને, વળી, સ્ત્રી જાતિનો ધમજ છે કે કદી કોઇને કાંઈ કષ્ટ પડવા દેજ નહી, અને કરૂણા ભરેલી રહી સર્વત્ર કરૂણાજ ફેલાવે. આ વિષે મને દીવોદાસજી પંડીતજીએ માર્ગમાં શાસ્ત્રમાંથી એક કથા કહી હતી તે હું તમને કહુંછું. પૃથ્વી મૃત્યુ લોકના ભારથી અત્યંત પીડાતાં બ્રહ્મા પાસે વિનંતિ કરતી ગઇ કે મારા ઉપરનો ભાર ઓછો કરો. બ્રહ્માને પૃથ્વી ઉપર દયા આવી અને પૃથ્વીનો ભાર ઓછો કરવા સ્થાવર જંગમના સંહાર માટે સાધનનો વિચાર કરવા લાગ્યા. બ્રહ્મા પોતે કરૂણાનાં તત્વનાજ બનેલા હોવાથી સંહારની ક્રુરતા તેમનામાં શક્ય

નહી હતી અને તેથી સંહારનું સાધન તેમને જડયું નહી. આ પ્રમાણે સંહારનાં સાધન રહિત પોતાને જોવાથી એમને ક્રોધ થયો અને તે ક્રોધમાંથી અગ્નિ પ્રગટ થયો. એ અગ્નિની જવાળા બળતી માળા બની સકળ ચરાચરને સર્વ દિશામાં બાળી ભસ્મ કરવા લાગી. આ જોઇને શીવજી બ્રહ્મા પાસે જઇને તેમને વિનવવા લાગ્યા કે સ્થાવર જંગમનો વિનાશ આપનામાંથી પ્રગટ થયેલા અગ્નિથી થાયછે તે મારા ખાતર અટકાવો અને જે વિશ્વ તમે રચ્યુંછે તેને કલેશ પામતું અટકાવો. એ પેરે શીવજીએ પરમાત્માને બહુ બહુ વિનંતિ કરી તેથી પરમાત્માએ તે અગ્નિ પાછો પોતા માંહે ખેંચી લીધો. અને સ્થાવર જંગમાત્મક આ જગત નાશ પામતું અટકયું. પ્રજાનાં હિત રૂપ એવા શીવજીની સેવાથી આ જગત નાશ પામતું તો અટકયું, પણ કાળે કરીને તેમજ પાપે કરીને સ્થાવર જંગમનો નાશ તો થવોજ જોઇએ, તેથી પછીથી બ્રહ્મામાંથી એક સ્ત્રી ઉત્પન્ન થઈ, અને બ્રહ્માએ તેણીને જગતનો સંહાર કરવા કહ્યું. જગત સંહારનું ક્રુર કૃત્ય કરવાનું કામ તેણીનાં શિર આવી પડતાં તે ત્રાસ પામી અને બહુ કલ્પાંત કરતી બ્રહ્માને વિનવવા લાગીઃ “મને સ્ત્રીનો કરૂણાથી ભરેલો જન્મ તમે આપીને આવું ઘોર પાતકી કામ મને શા માટે સોંપોછો ? જગતના સંહારનું ક્રુર કર્મ મારાથી એક સ્ત્રીના અવતારમાં કદી શકય નથી. સંહારમાં ક્રુરતા અને અધર્મ બેઉ છે, અને એ બેઉથી હું સ્ત્રી અવતારમાં ત્રાસ પામુંછું, માટે હું આ આપે સોંપેલાં કામથી થરથરૂંછું. અને સ્ત્રીના અવતારને ઘટિત જે પ્રિય કામ તે મને કરવા દેવા મારી આપને યાચના છે. અને સ્ત્રી અવતારમાં સ્ત્રીને શકય જે કૃત્ય તે આપની ભક્તિ છે, માટે આપની ભક્તિ તથા તપમાં મને મારો આ સ્ત્રીનો અવતાર ગાળવા દો.” આ વિનંતિ ન સાંભળતાં બ્રહ્માએ તો તેણીને જગતના સંહારનાં કામમાં ઝટ પ્રવૃત્ત થવા આજ્ઞા કરી. પણ સ્ત્રી અવતારને અશકય એવી સંહારની ક્રુરતા તેણીમાં ન હોવાથી તેણી બ્રહ્માને ફરીથી વિનવવા લાગી અને સંહારનાં કામ માટે પોતે અયોગ્ય છે એમ સમજાવ્યું. છેવટે બ્રહ્મા તેણીના મનાવેલા માની ગયા, અને તેણીને તપ અને ભક્તિ માટે જવા દીધી. પછી તે નારીએ પોતાના નારી અવતારનું કર્તવ્ય જે તપ અને ભક્તિ તેમાં વર્ષોનાં વર્ષો ગાળ્યાં. કોઇક સ્થળે પાષાણ પેઠે ચેષ્ટા રહિત થઇને કેટલાંક પદ્મો વર્ષો તેણીએ તપ કર્યું. કોઇક સ્થળે અંગુઠા ઉપર પોતાનો ભાર ટેકવીને કાંઈ કેટલાં નિખર્વ વર્ષો તપ કર્યું. આવાં તેણીનાં તપથી બ્રહ્મા તેણીના ઉપર પ્રસન્ન થયા અને બ્રહ્માએ કહ્યું કે આવાં ઉગ્ર તપનું કાંઇ કારણ હોય તે તું મને કહે. ત્યારે તે નારી બોલી કે જગતના સંહારનું ક્રુર કર્મ જે સ્ત્રી જાતિના અવતારને ઘટિત નથી તે કામ આપ મને સોંપોછો તે મને ના સોંપો, એટલોજ વર હું માગુંછું. આ કથા ઉપરથી, સ્વામીનાથ, આપ જોશો કે સ્ત્રીમાં લેશ ક્રુર ભાવ સંભવતોજ નથી તો પછી કાંઈ પણ કષ્ટ જે ક્રુરતાના ભાવથીજ જન્મ પામી શકેછે તે પોતાના સ્વામીને સ્ત્રી કેમ થવા દેશે ! સ્ત્રી જગતમાં લેશ સંતાપ કોઇને નહી થવા દે તેવો દયા ભરેલો અવતાર છે, તો પછી પોતાના સ્વામીને કાંઈ પણ કષ્ટ તે નહીજ પડવા દેશે. મીઠાં જળની માટલી જે રસ્તે જનારની તૃષા છીપાવે

તે શું ઘરનાં માણસને વિષપાન કરાવશે ! જે કમળ પાંખડી નિર્મળ જળનો સ્પર્શ પોતાને થવા દે નહી તે કાદવનો સ્પર્શ પોતાને થવા દેશે ! જે ચાંદની શેરી અને નાકાં, ડુંગરા અને કોતરોને પ્રમુદિત કરે તે શું મહાદેવનાં મંદિરનાં સોનાના કળશનેજ કાળો મેશ કરશે !

**યયાતિ**—સ્ત્રીના ઉચ્ચ આત્મા વિષે આ જે તમે કહ્યું તે તો મારે માન્ય છે પણ તમે હમણા બોલ્યાં હતાં કે પુરૂષનો જીવ અબજોનાં દામનો અને સ્ત્રીનો જીવ તણખલાંની તોલનો એ તમારો ન્યાય ક્યાંનો !

**આરીશા**—સ્વામીનાથ ! આર્ય ભૂમિ ઉપર આર્ય મહિલાનું જીવન તેણીના સ્વામીને આધીન કરવામાં આવ્યુંછે કેમકે તેણી સ્વામીની સોહાસણ હોયછે ત્યાં સુધી તેણી સંસારીક અને સામાજીક સુખ વૈભવો મહાલવા અને ભોગવવા અધિકારી છે પણ વૈધવ્ય પ્રાપ્ત થતાં તેણીને બાકીનું આયુષ્ય ખુણે પડી રહીને ગાળવું પડે છે. અને તેણીને અશુભનો ઓળો, અનિષ્ટનો ઉકરડો, દોષનું દગડું, મલિનતાનું માટલું ગણવામાં આવેછે. આ કારણોને લીધે સ્ત્રીનાં આયુષ્યની નવાઈ નથી પણ તેણીના પતિનાં આયુષ્યનીજ મોટાઈ આર્ય ભૂમિ ઉપર છે.

**યયાતિ**—આપણે મહેલે આવતાં હતાં ત્યારે માર્ગમાં એક પ્રસંગે તું થાકથી દિવસે ઉંઘી ગઇ હતી ત્યારે દીવોદાસજી પંડીતે આ વિષય ઉપર મને સમજ પાડતાં કહ્યું હતું કે આર્ય ભૂમિનું હીણભાગ્ય વિધવાઓને પ્રાપ્ત કરાવામાં આવતી અધમ સ્થિતિમાંજ રહેલુંછે. જ્યારે આર્ય ભૂમિ ઉપર સ્ત્રીનું જીવન પુરૂષનાં જીવન જેટલુંજ મહત્વનું ગણાશે, અર્થાત, સ્ત્રીનો સ્વામી મરી ગયા પછી તેણીને કોઇ પણ રીતે અશુભ, હલકી ગણીને તરછોડવામાં નહી આવશે, ત્યારેજ આર્ય ભૂમિનો અવળો પડેલો પાસો સવળો પડશે, ત્યારેજ આર્ય ભૂમિનું ભાગ્ય ખુલશે, ત્યારેજ આર્ય ભૂમિનો કીર્તીનો ડંકો પૃથ્વી ઉપર સર્વત્ર વાગશે, અને આર્ય ભૂમિ પોતે પરમ સુખ પામી રહેશે.

**આરીશા**—આર્ય ભૂમિ ઉપર સ્વામી વિનાની વિધવા સ્ત્રીનું દરિદ્ર કદી દૂર થવાનું નથી એ હું ખાતરીથી માનુંછું, કેમકે આર્ય ભૂમિને શ્રી પરમાત્મા તરફથી જે ધર્મ શાસ્ત્રો પ્રાપ્ત થયાંછે તેનું ખરૂં રહસ્ય સમજીને તેનો ખરો અર્થ કરનાર કોઇ જ્ઞાની આર્ય ભૂમિ ઉપર જન્મ પામતોજ નથી, સિવાય કે મહાન યોગેશ્વરો જેઓ આ સંસારી લોકોનો ઓળો પણ લઇ શકતા નથી, અને તેથી સંસારી લોકોને શાસ્ત્રનો ખરો અર્થ સમજાવી શકતા નથી. અને સ્ત્રીની જે દુર્દશા થઇછે તે અજ્ઞાન, અવિચારી દ્વેષી પુરૂષોના હાથે શાસ્ત્રોનો ખોટો અર્થ કરવાથી થઇછે. કરોડો વિધવાઓ આર્ય ભૂમિ ઉપર દુઃખમાં રગદોળાતી મરેછે, પણ આર્ય ભૂમિ ઉપર એક પણ જ્ઞાની, ધર્મિષ્ટ, પરોપકારી, નિઃસ્પૃહી વિરલો તન જાગતો નથી જે શાસ્ત્રમાં સ્થાપિત થયેલું સ્ત્રીનું ઉચ્ચ ઐશ્વર્ય પ્રતિપાદન કરીને તેણીની દુર્દશામાંથી તેણીને મુક્ત કરે.

**યયાતિ**—મેં તારી સાથે આટલાં વર્ષો ઘાતકી વર્તણુક ચલાવીછે તે પણ શાસ્ત્રના થયેલા ખોટા અર્થવાળા વિચારોથી દોરાઇને. શાસ્ત્રના ઉંધા અર્થના ખોટા વિચારો જો મારાં મનમાં ઠસ્યા ના હોત તો હું નથી ધારતો કે મેં એક કડવું વચન પણ તને આટલાં વર્ષોમાં કહ્યું હોત. સ્વામીની હયાતીમાં સ્ત્રીનો જીવ તેણીના સ્વામીથી અધિક ઐશ્વર્યવાળો છે, કેમકે તેણી સદ્‌ગુણનો ભંડાર છે અને પ્રભુજીની સંતતિને જન્મ આપનાર, તેને ઉછેરનાર અને તેનું કલ્યાણ કરનાર છે. તેમજ તેણીના સ્વામીનાં મૃત્યુ પછી તેણીનો જીવ અધિક ઐશ્વર્યયુક્ત થાયછે કેમકે સંસારનાં જે કર્તવ્યો તેણી પોતાના સ્વામીની સહાયતાથી કરતી તે હવે એ બીચારી એકલી પોતાના હાથે કરશે અને તેણી ઉપર બોજો ઘણો વધી પડશે. બે રૂપીઆમાંથી એક ખોવાતાં બાકી રહેલા એકને પ્રથમના બે રૂપીયા કરતાં પણ અધિક મૂલનો ગણવાનો છે, કેમકે એ બાકીનો રૂપીયો ખોવાતાં તો પછી દામ નિર્મૂળજ થાય છે. સરિતામાં વૃષારૂતુનું જળ ઉનાળામાં તાપથી ઓછું થતાં તો તેણીનું સન્માન વિશેષ થવાનું છે કેમકે એ ન હશે તો સકળ જીવાત્માઓનો વિનાશ થશે. નાવનું હલેસું જતાં તો નાવને વિશેષ નમન કરવાનું છે કેમકે હવે તો એજ આપથી કીનારે સહીસલામત પહોંચાડશે ત્યારે. અરે ! પણ આપણે વાતમાં અને વાતમાં તારી દવાનો ભાગ તો ભૂલીજ ગયાં ! ( સીસી લઇ આવતાં ). હું તને એક ભાગ આપું તે તું પી લે કેમકે વૈદે આજે ઓસડ બદલેલું લાગેછે તેથી તને ઝટ ફાયદો થશેજ.

**મારીશા**—સ્વામીનાથ ! દવા તો હું મારા હાથે લઇશ. તમે તે માટે શ્રમ લેશો નહી. (પોતે પથારીમાંથી ધીમેથી દવા પીવા જાયછે ).

**યયાતિ**—હું પાસે છું તે છતાં મારાથી તને દવા નહી અપાય ? શું મારા હાથ ભાંગી જશે કે મારા પગ ભાંગી જશે ? સમજ્યો, સમજ્યો. હું પુરૂષ તે પવિત્ર તે વળી કાંઈ ઓસડથી અભડાઇ જઇશ કેમ ? ભલી માણસ ! હું તો શાનો ઓસડથી અભડાઇ જવાનો હતો ! કાળાં ધુંવાને હવામાં ઉડતાં ધોળા ચુનાનાં રજકણોથી કાંઇ કાળી મેશ ચઢવાની નથી પણ તેથી તો તેની કાળાશ કાંઇક ટળશે. સાગરનાં ખારાં જળમાં સરિતા જઇ ભળતાં સાગર કાંઇ વધારે ખારો થવાનો નથી પણ તેની કાંઇક ખારાશ વળી ઓછી થશે. કરેણનાં અનિષ્ટ વાસવાળાં પુષ્પને ગુલાબ પુષ્પ સાથે ગોટામાં બંધાતાં કાંઇ તેને જકડામણ થવાની નથી પણ વળી તેની દુર્ગંધ ઓછી થવા પામશે અને તેને સજ્જનોના હાથે ચઢવા વખત આવશે.

**મારીશા**—જે વિવેક મનુષ્યે ત્રાહિત જન કે વૈરીજન સાથે જાળવવો જોઈએ તે વિવેક મનુષ્યે ગાઢ સબંધવાળાં મનુષ્યો સાથે અવશ્ય જાળવવોજ જોઈએ. શત્રુ કે શ્વાનને કકડો રોટલો આપવો આવશ્યક છે તો સ્નેહીને માટીનું ઢેકું કેમ અપાય ? શિર મુંડણ સમયે ગાંયજા પાસે શિર નમાવી બેસવું પડે તો વળી શિર ઉપર મુગટ મુકનાર આગળ શિર ઉંચું રાખીને કેમ ઉભું રહેવાય ? કાંટાની વાડ કાજે પણ જળસિંચનનું વિસ્મરણ નહી થવું જોઇએ તો પછી કલ્પતરૂ સમાન સ્વામી વૃક્ષમાં

વિવેક જાળનું વિસ્મરણ કેમ થાય? માટે પતિનો પ્રેમ પત્ની ઉપર ગમે તેટલો હોય તોપણ પત્નીએ પતિ સાથનો વિવેક જાળવીને પતિને નિરર્થક શ્રમ આપવો નહીજ.

**યયાતિ**—પણ વિવેક પાળવાનો આવો વિચાર તો શરીરની આરોગ્યતાના વખતે હોય કે આવા મંદવાડની આવી અશક્તિના વખતે!

**આરીશા**—સૂર્ય ચંદ્રના પ્રકાશને વાર ઘડી કે મુહૂર્ત હોય પણ સરિતાને તેણીનાં વહનની ક્રીયામાં એવું કાંઈ છેજ નહી, જેથી સરિતાએ સતત વહનજ કરવાનું છે. હાથ પગની હીલચાલ ખાટલા ઉપર બેસી રહીને ભલે બંધ કરી શકાય પણ શ્વાસોશ્વાસની ગતિ તો ખાટલા ઉપર પણ પ્રત્યેક પળે ચાલુ રાખવીજ પડે નહીતો પળમાં મરવા વખત આવે. વગર વ્યાજનાં નાણાં તીજોરીમાં ગમે તેટલા દિવસો ભલે પડયાં રહે પણ વ્યાજે લીધેલાં નાણાનું વ્યાજ તો નાણાં ભરાતા દિવસ સુધી ચાલુ રહેવાનું. માટે, વિવેકને વાટ ઘાટ કે વેળા કવેળા ના હોય. ( તેણીને હીકનું દરદ થઇ આવ્યુંછે તેમ હીક જોરથી આવતાં. સ્વગત ). ઓ! આ હીક બહુ જોરમાં આવી! માડી! હું મરી જાવુંછું!

**યયાતિ**—( તેણીને મદદમાં પ્રેમાળ રીતે આવીને ). ગભરાઇશ નહી. ગભરાઇશ નહી. હું શું કરૂં! મને બહુ લજ્જા આવેછે કે મારા માટે દુઃખ વેઠતી કેટલા કેટલા દિવસો તેં માર્ગમાં કહાડયા તેથી આ મંદવાડ તને લાગુ પડી ગયો. મારાં પાપે તું દુઃખી થઇ ગઇ અને હુ તો સાજોતાજો અને રાતોમાતો છુ!

**આરીશા**—સ્વામીનાથ! મારા માટે વગર વિચાર્યું તમારે જે બોલવું હોય તે બોલજો, પણ તમારા જીવ માટે તો એક અક્ષર પણ આ પ્રમાણે વગર વિચારનો બોલશો નહી, નહીતો આ મારા મંદવાડમાં મારો જીવ વિશેષ દુઃખી થશે. અને મંદવાડમાં એ રીતે તમે મને વધુ દુઃખી કરશો તેમાં તમને શું લાભ થશે? ચાંદલીઓ હશે તો ઓચ્છવવાળાં તથા શોકવાળાં સર્વ ઘરો પ્રમુદિત થઈ રહેશે નહીતો એના વિના તો ઓચ્છવવાળાં ઘરો પણ સ્મશાન ભૂમિ સમાન દીસશે, કેમકે દીપિકાઓનું તેજ કોઇ દિવસ ચંદ્રની અનુપમ પ્રભાને પહોંચી નહીજ શકે. સરોવર જળથી ભરેલું હશે તો પશુ પંખી અને સકળ જીવજંતુ ત્યાં આવીને તૃષાથી મુક્ત થઇને પ્રસન્ન વદનવાળાં થશે, પણ સરોવર જળ નહી હશે તો સઘળાંને તૃષાથી તરફડી મરવા વખત આવશે. વર્ષ હશે તો વૃક્ષોને ૠતુઓ આવી મળશે પણ વર્ષ નહી હશે તો વૃક્ષ શું પામશે! માટે, અનંત હોજો વર્ષ. તેમ હજારો વર્ષનાં આયુષ્યના થાવો તે તમે પતિ. માટે તમારા પોતાના વિષે એક પણ અક્ષર સમજ વિનાનો ઉચરશો નહી. ( ફરીથી હીકથી. સ્વગત ). અરે! માડી! મરી જાવુંછું. ( યયાતિને ). સ્વામીનાથ! આ હીક તો હવે નરમ નહી પડે. યમરાજાના દૂતો મને લઈ જવા મારી આગળ આવી ઉભેલા મને દેખાયછે. મારી તમને છેવટની એટલી વિનંતિ છે કે મારૂં મૃત્યુ થતાં તમે તમારાં સુખ માટે તથા રાજ્યનાં અને પ્રજાનાં હિત માટે કોઇ અન્ય રાજકુંવરી ઝટ વરજો અને સુખમાં રહેજો. અને હું એટલું વધારે કહુંછું કે નવી રાજકુંવરીને મારી પેઠે કનડશો નહી.

**નોકર**—(આવતાં. યયાતિને). બાપા! એક બ્રાહ્મણ આવ્યોછે તે કહેછે કે મારૂં નામ દીવોદાસ છે અને મારે તો યયાતિ રાજકુમારને અને મારીશા રાણી માતાનેજ મળવું છે. અમે બધાઓએ એને ઠપકો આપીને કહ્યું કે મારીશા રાણીના જીવને સારૂં નથી તેથી યયાતિ બાપુ કે રાણી માતાની આગળ તારાથી નહી જવાશે, પણ એ તો કાંઇ ગાંડા જેવો સાંભળતોજ નથી.

**યયાતિ**—અરે! ગદ્ધા! જરા બહારનાં લોકો સાથે વિવેકથી બોલતાં શીખ. જા, પ્રધાનજીને કહે કે મહાત્મા દીવોદાસજી પંડીતજીને અત્યંત સન્માન પૂર્વક અહીં એકદમ લઇ આવે. (નોકર જાયછે. મારીશાને). મહેલના નોકરો પિતાજીના નમ્ર સ્વભાવને લીધે એવા છકી ગયાછે કે કોઈ બહારથી આવતાં માણસનું તો લગીર માનપાન રાખતાજ નથી!

**મારીશા**—એ બીચારા દીવોદાસજી તો અપમાનનાં વચનોથી ક્રોધ પામે તેવા નથી. એમણે માર્ગમાં કહેલા શબ્દો મને યાદ આવેછે. એમણે કહ્યું કે દૃષ્ટ પુરૂષોનું બળ હિંસા કરવામાં ઉત્સુક છે; પતિવ્રતાઓનું બળ તેઓની સ્વામી સેવામાં તત્પર છે; અને ગુણવાન પુરૂષનું બળ ક્ષમામાંજ મગ્ન છે. માટે, એ બીચારા તો કાંઇ મનમાં ખોટું લગાડવાના નથી. વળી જેમ પશુઓને સહાય કરનાર વૃષ્ટીછે; રાજાઓને સહાય કરનાર તેમનો મંત્રી છે; સ્ત્રીઓને સહાય કરનાર તેમનો પતિ છે; બ્રાહ્મણોને સહાય કરનાર વેદ છે; તેમ ગૃહસ્થાશ્રમીને સહાય કરનાર વિવેક રૂપી નમ્ર વચનો છે. માટે તમે મહેલના તમામ નોકરોને તો સત્વર આજ્ઞા કરો કે કોઇ પણ મનુષ્યને મહેલે અયોગ્ય વચન નહી કહે. શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યુંછે કે બ્રહ્મનિષ્ટ પુરૂષોનું અપમાન કરતાં તે અપમાન કરનાર તે બ્રહ્મનિષ્ટનાં પાપને પામેછે. અને આ રીતે આપણા નોકરોથી કોઇનું અપમાન થતાં તેનું પાપ આપણને આપણા નોકરોના ધણી તરીકે આવી મળેછે. માટે આપણે પળપળે એવાં પારકાંઓનાં પાપો હોરવાનો ધંધો શા માટે કરવો? કોઇના લોઢાના ખીલાઓ લાવીને તે આપણી સોનાની થાળીમાં શા માટે ઠોકવા? ઉકરડાના અનિષ્ટ ઢગલા વળી ડુંગરાએ લઇ જઇને પોતા ઉપર શા માટે ઠલવવા? દીવાના ધુમાડાને વળી ગગન તારલાઓએ પોતાની સપાટી ઉપર શા સારૂ ધારણ કરવા? અને, સ્વામીનાથ! આ બીચારા દીવોદાસ પંડીતજી આવ્યાછે તો તમે પડે એમને લેવા જાવો કેમકે એ તો બીચારા તમને ઉગારવા હજારો ગાઉ દોડયાછે અને પોતાનો જીવ બહુ જોખમમાં નાખ્યોછે. મારા જીવને સારૂં છે અને મને ઝાલી નહી રહેતાં તમે એમને લેવા પડે જાવો.

**યયાતિ**—એમના માટે હું કાળી રાતે કુવામાં ઉતરૂં પણ મેં તો જાણ્યું મારાથી તારી આગળથી આ તારી હીકની વખતે ખસાય નહી તેથી હું તારી આગળજ રહ્યો. ત્યારે દીવોદાસજીને જાતે જઇને હું બોલાવી લાવું. (જાયછે).

**મારીશા**—(સ્વગત) સ્વામીનાથને સંકટમાંથી ઉગારીને એમના મહેલે પાછા લાવવાને આજે બીજો દિવસ થયોછે, અને સ્વામીનાથ સંકટમાંથી છુટતાં સાથેજ તદન બદલાઇ જઇને મારા ઉપર પૂર્ણ હેત રાખેછે. એમનાં હેતનું વધુ પારખું જોવા હું હીકના

મદવાડનો ઢોંગ મહેલે આવતાં વાર ગઈ કાલથી કરી રહીછું. અને એમનું પારખું આ બે દિવસ જોતાં મને ખાતરી થઇછે કે આ ભવમાં હવે એક પળ મારા સ્વામીનાથ મને દુભવશે નહી. સ્વામીનાથને હવે સિદ્ધ થયુંછે કે આર્ય પત્ની પોતાના સ્વામી માટે સદા જીવ આપવાને તૈઆર છે અને આર્ય પત્ની કરતાં વધુ સહાયકારી કોઇ જીવાત્મા સ્વામી માટે આ પૃથ્વી ઉપર નથીજ.

ગાયન ૬૧.

૧ આર્ય મહિલા ઉતારી પ્રભુએ અવનિ ઉપર,
સિંચી તેણી ઉરમાંહી સ્વામી સ્નેહ સાગર.
૨ સ્વામી ! ગણો શીદ પત્નીને પાતકી પાતર !
એ અબળા વિના થાશો તમે વનનાં વાનર.
૩ મનુષ્ય કહેતાં પુરૂષ પણુ થયો પ્રાણી પામર,
સ્ત્રી સંહારમાં શૌર્ય શું સમજે મૂર્ખ વિચાર વગર !
૪ અનંત બળ સુખ આનંદ વળી શુભ અવર,
સકળ સમજો એ છે આર્ય મહિલા થકી સ્વામી શિર.

આર્ય મહિલા ! તું કાંઇ તારાં પૂર્વનાં પાપને લીધે આ આર્ય ભૂમિ ઉપર તારા પતિના હાથે દુઃખી ભવ ગાળેછે કે આર્ય તન એટલો બધો શુદ્ધ સાન ભૂલી ગએલો થઈ ગયોછે કે તને નિરર્થક પીડે છે ! આર્ય મહિલા ! આ બેમાંથી ગમે તે કારણુ હશે તોપણુ તું દુઃખી ભવ ગાળે છે તે તો ખરૂંજ છે. તારાં દુઃખનો પાર નથી. પણુ તું ધીરજ ધારણુ કરજે. જ્યાં સ્વામી રૂઠયો પછી આર્ય મહિલા તું શું કરી શકે ! જ્યાં દાવાનળ રૂઠયો ત્યાં નાનકડી કોયલ તેણીના મધુર ટહુકાથી શું કરશે ? જ્યાં કોઠારનાં ધાનજ સડી ગયાં ત્યાં બાપડી તપેલી ચુલે ચડીને શું ભોજન તૈઆર કરી શકશે ? જ્યાં આભ તુટયાં અને બળતા તારાલાઓનોજ શિર ઉપર વરસાદ થયો ત્યાં બાપડી છત્રી શું કરશે ? આર્ય મહિલા ! તારી સ્થિતિ એટલી દુઃખપ્રદ છે કે એ દુઃખ માત્ર તુંજ સહન કરી શકેછે. આર્ય મહિલા ! તારો પતિ તને કેળવણી ન લેવા દે અને તને અજ્ઞાન રહેવા દે, તારો પતિ તારી પાસેથી દાસી તરીકે કામ લે અને પોતે કમરમાંથી તારા માટે લેશ વાંકો એની જીંદગીભરમાં ન વળે; તારો પતિ પોતાને તારો ઇશ્વર કહે અને એ ખોટાં સ્વામીપણાથી તારા ઉપર અનેક પ્રકારના જુલમ કરે; તારો પતિ કાંઇ પણુ સારી વાતમાં પોતે પહેલો તૈઆર અને કાંઈ પણુ દુઃખની વાતમાં તને પહેલી હોમે; આ સઘળું દુઃખ વેઠતાં તારો ભવ જાયછે તોપણુ તું કહેતી નથી કે મને સ્વામી તરફથી લેશ દુઃખ છે.! એ તારી ધીરજને, તારી સમજને, તારી હામને ધન્ય છે. આર્ય મહિલા ! તારા પતિ તરફનું તને થતું સઘળું દુઃખ તું આજ પ્રમાણે સહન કરજે. તારાથી તારા પતિની સામે કોઇ દિવસ થવાવાનું નથી. દુધનું પાન કરાવનાર ગાયને પીડા થતાં તે દુધને બદલે તેણીના ધણીને કાંઇ દાળનું પાણી દેવાની નથી. મધુર ટહુકા કરનારી કોયલને પાંજરે જન્મ પર્યંતનુ બંદીખાનું પ્રાપ્ત થતાં

તે કાંઇ પોતાના મનહર ટહુકા મુકી દઇને કાગના કાકા કહાડવાની નથી. બીચારી ગરીબ બોરડીનાં સંતતિ રૂપી બોર લુટાતાં કે તેણીને કહેવત છે કે નબળી બોરડીને સર્વ કોઇ ઝુડે તેમ અનેક કષ્ટ થતાં તે બાપડી કોઇને સામી થવાની નથી. માટે, આર્ય મહિલા ! તું મનને દીલાસો દે કે તારાં દુઃખો કાંઇ તારાં પૂર્વનાં અપકૃત્યની શીક્ષા છે અને તે ભોગવી લેતાં તેમાંથી તું છુટીશ. અને વળી તું બીજો દીલાસો જીવને આ પણ દે કે સકળ વિશિષ્ટ આત્માઓ પોતાને પીડા પામવા દઈ બીજાઓનાં સુખમાંજ મગ્ન અને પ્રવૃત્ત રહેછે. રવી પોતાનાં કીર્ણોથી સરિતાને તપાવેછે તેથી સરિતા બીચારી કાંઇ પોતાનાં રક્ષણ અર્થે પાતાળમાં નથી ઉતરી પડતી પણ બાપડી તાપથી વરાળ થઇને રવીની ઇચ્છા પ્રમાણે ગગનમાં ચઢેછે. સો મણુ દિવેલને જાજવલ્યમાન રૂપની પ્રાપ્ત કરાવવા બાપડી નાનકડી દિવેટ તેની સેવામાં સઘળો વખત કોડિયામાં પડી રહેવા ખુશી છે. વેલને બીચારીને કાપી ટુકડા કરી નાખો તોપણ વૃક્ષનું પડખું નહી મુકવાનું તેનું કર્તવ્ય તેમાં તે પછાત નહીજ પડશે અને અન્ય સ્થળે ભૂમિ ઉપર પથરાઇને સુખે પડી સુવાનું કબુલ નહી કરતાં વૃક્ષ ઉપર પોતાના કકડા થવા કબુલ કરશે. લાવ, કોઇને કહી આવું કે પંડીતજી માટે પૂજનની સામગ્રીઓ કરે ! ( કહેવા જાયછે ).

**યયાતિ**—(દીવોદાસને પોતાની સાથે લઈ આવતાં તેમને. બાજુ). પૂજ્ય પંડીતજી ! તમે જરા એને દીલાસો દેજો કે આ હીકના મંદવાડને લીધે એ જરા પણ મનમાં ચિંતા રાખે નહી. હું તો એને દીલાસો ઘણો દેવુંછું પણ મારાં પ્રથમનાં ઘાતકીપણાને લીધે મારો દીલાસો તો એને ઉલટો વધારે વેદના કરેછે. હીક તો મનુષ્યને હાલતાં અને ચાલતાં આવેછે અને ત્રીજે દિવસે તો આપથી નરમ પડી જાયછે; એમ તમે એને સમજ પાડજો. અને પૂજ્ય પંડીતજી ! હું તો વિશેષ ખેદ તો એમ પામુંછું કે મારાં પાપે એ બીચારી દુઃખી થઇ ગઈ. પૂજ્ય પંડીતજી ! પાપ કરે પાપી અને નિર્દોષ થાય દુઃખી, એવો ભગવાનનો ન્યાય કેવો હશે !

**દિવોદાસ**—રાજકુમારશ્રી ! અવર સેવામાં દેહને કષ્ટ છે, અને તેથી અવર સેવામાં સેવા કરનારને જે કષ્ટ થાયછે તે કોઈનાં પાપના છાંટા એને ઉડયા એમ નથી. સૃષ્ટિ-સૌંદર્ય નિહાળવા ગિરિ ટોચે કોઈ પોતાની રાજીખુશીથી મહા પરિશ્રમ લઇને ચઢયો તો તેને કેમ કહેવાય કે કોઈ રાજાએ એને દેશપારથી પણ વધુ શીક્ષા કરવા અને પૃથ્વી ઉપરથી પણ તેને દૂર કરવા તેને છેક ગિરિ ટોચે ચડાવી દીધો? યોગારૂઢ યોગેશ્વરે સમાધિમાં પોતાનો પ્રાણ સ્થૂળ દેહમાંથી સુક્ષ્મ શરીરમાં લઇ જઇ નાખ્યો અને સ્થૂળ દેહ ચેષ્ટા રહિત પડી રહી તો કેમ કહેવાશે કે કાંઇ વ્યાધિથી તે મૃત્યુવશ થઇ પડી પડીછે ! દયાવાન દાતારે પોતાનું દ્રવ્ય દુઃખીને હેતે આપ્યું તો કેમ કહેવાશે કે એને તો કાંઇ અપરાધ માટે દંડ થયો અને એ દંડ એણે ભર્યો ? માટે, રાજકુમાર ! મારીશા રાણી આપની સેવામાં માંદાં થયાં છે તો કાંઇ આપના લીધે નથી થયાં. માર્ગનાં સંકટોનું દુઃખ માત્ર એમને આવી મળ્યુંછે. અને જે કોઈ લાંબા માર્ગો કાપવા નીકળે તેને અવશ્ય એ દુઃખો આવીજ

મળે. મારીના રાણીનો મંદવાડ કાલે સવારે મટી જશે. એ વિશે તમે લેશ ચિંતા કરશો નહીં કેમકે જેમ સૂર્યની પ્રભાને ધૂળના ગોટાનો ઓળો પળ વારનો; જેમ ગુરૂને વિદ્યાર્થીની ભૂલ કાંઈ મગજમાં ચોંટવાની નહી, પણ વિદ્યાર્થી તે ભૂલ ભાંગે ત્યાંસુધી ગુરૂનાં મુખથી તે ઉચરાય તેટલુંજ; જેમ સૂર્યના પ્રકાશમાં ચોરો નું પ્રગટ રહેવું માત્ર થોડીક પળનું; તેમ જનસેવામાં સેવકને થએલું દુઃખ તેને માત્ર ક્ષણભરનુંજ.

**યયાતિ**—એમ ! ત્યારે તો, પૂજ્ય પંડીતજી, બહુ સારૂં થાય કેમકે એને જરા દુઃખ તો મને ઘણું દુઃખ હવે થાયછે જોકે પ્રથમ તો એને દુઃખ તેમાં હું મને સુખ સમજતો હતો.

**દીવોદાસ**—રાજકુમારશ્રી ! જે અનિષ્ટ વાત થઈ ગઈ તેને કદી સંભારવી નહી એટલો નિયમ તમે સ્મરણમાં યાદ રાખો. ગજવામાં હવે દ્રવ્ય ભરપુર રહેતું થયું તો ગજવાની પ્રથમની ખાલી સ્થિતિને યાદ શામાટે કરવી ! સરિતામાં રેલનાં જળ આવ્યાં ત્યારે વળી તેણે ઉનાળામાં વરાળ થઈ ઉડી ગયેલાં જળનો શોક શું કરવો ! વિદ્યાર્થી પંડીત થયો પછી વળી તેણે પ્રથમની આળસાઇ અને તે માટે થએલી શીક્ષાને શું યાદ કરવી ! માટે, શુભ માર્ગે ચઢયા પછી કે શુભ પ્રાપ્તિ થયા પછી તો શુભનાંજ રટણમાં રહેવું. અશુભને તો આપણે વહેલું મોડું તજવાનું તો હતુંજ. ત્યારે વળી તેને તજ્યા પછી આપણે પાછું સંભારવું શું ? દેવું ભરવુંજ પડે તે ભરી દીધું તો વળી ધનાઢય શેઠીયાજ બની રહેવું. ખાલી ખાડામાં ઇશ્વિર કૃપાથી પુરતું જળ આવી મળ્યું તો પછી ખાડાએ લીલા ભરેલું સરોવર થઇનેજ મગ્ન રહેવું અને શાંતિ ચોમેર પ્રસરાવવી, માટે, રાજકુમારશ્રી ! તમે હવે તમારાં રાણી ઉપરના પ્રથમના અભાવને કદી સંભારશો નહી, પણ એમની ઉપરના પ્રેમભાવનેજ સંભારજો.

**આરીશા**—(આવતાં. દીવોદાસને). મોટા ભાઈ ! તમે પધાર્યા ! તમે અમારો મહેલ પાવન કર્યો છે !

**દીવોદાસ**—હા બહેન. હું આવ્યોછું તો ખરો જોકે હું કાંઇ મહાત્મા નથી કે મેં તમારા મહેલમાં આવીને તમારો મહેલ પાવન કર્યો હોય. હું સમજુંછું કે માત્ર જનસમાજની બોલવાની રૂઢી પ્રમાણે તમે મારો આદરસત્કાર કર્યોછે, પણ મારૂં માનવું એવું છે કે મનુષ્યે પોતાના શબ્દોમાં લેશ અતિશયોક્તિ ન થવા દેવી. રૂપીયા માટે જેટલું ધાન અપાતું હોય તેટલુંજ તોળીને અપાવું જોઇએ નહીતો દેવાળું કહાડવા વખત આવે; ભૂમિ ઉપર પગલું આપણાં કદ અને શક્તિ પ્રમાણેજ યોગ્ય રીતે ભરાવું જોઇએ નહીતો ભૂમિ ઉપર પડી હાથ પગ ભાંગવા ઘડી આવશે; ઉદર જોકે લાખો અને કરોડો મણ અન્ન આખાં આયુષ્યમાં હજમ કરી જશે તોપણ એક ટંકે તો અમુક થોડુંકજ અન્ન તેમાં ભરાશે અને તેથી વધારેથીતો વ્યાધિથી મરવા વખત આવશે. ત્યારે દરેક વાતમાં અમુક પ્રમાણનું ઉલ્લંઘન કરતાં હાનિ છે, તો શબ્દ જેના મહિમાનો પાર નથી તેનાં પ્રમાણમાં કાળજી ન રાખવામાં આવે તો એ કેવું શોકજનક છે ! શું ચણીને જાળવીને મણીને કોઈએ ફેંકી દીધેલું સાંભળ્યુંછે ! શું પાણકાને જાળવીને પોતાનાં પુત્ર

પુત્રીને કોઇએ રસ્તા ઉપર ફેંકી દીધેલાં સાંભળ્યાંછે! શું જહાજ મુકીને કોઇ તરાપામાં સાગર તરવા નીકળ્યુંછે! અર્થાત, જ્યારે ધૂળ જેવી વસ્તુ મનુષ્યે જાળવી રાખવાની છે, અને મૂલ્યવાન વસ્તુ તો અત્યંત કાળજીથી જાળવી રાખવાની છે. ત્યારે મનુષ્યનું વચન તેને કેમ જાળવી રાખવાનું નહી હોય? અર્થાત, તેમાં અતિશયોક્તિ નહી ભળતાં યોગ્ય રીતે તેનો ઉપયોગ કરવામાંજ આપણું કલ્યાણ કેમ રહેલું ન હોય? માટે, વચનવાટિકામાં અતિશયોક્તિનો અનલ ઉઠવા નહી દેવો. વચન વાજીવિદ્યામાં અતિશયોક્તિનો આગરૂ ઉપડવા નહી દેવો; વચનના વધાવામાં અતિશયોક્તિના અંતર શત્રુને આલિંગન નહી થવા દેવું. હું તમને વચનનું હવે મહાત્મ્ય કહુ. મનુષ્ય વચન એ કાંઈ માત્ર મુખમાંહેની જીબ્હાનું હાલવું નથી, પરંતુ આત્માનું શબ્દ રૂપે પ્રગટ થવું છે. માટે જો આત્મા સ્થિર ના હોય તો વચનમાં સ્થિરતા નહી હોય, માટે, વચનમાં અતિશયોક્તિ જોતાં આત્માની દુર્બળતા તુરત સમજી જવી, અને આત્માને પ્રાણાયમ, ધ્યાન, યોગ, સદ્ગુણ વિગેરેથી બળવાન બનાવવા પ્રયત્ન કરવો. તમો કહેશો વળી આત્માને તો સંસારમાં કોઇ વસ્તુનો લેપ નથી અને મહા બળવાન છે તો એને દુર્બળતા સંભવતીજ નથી. તો મારે તમને તે વિષે સમજ પાડવાની કે નિઃસંદેહ આત્માને કાંઇ વસ્તુઓનો સ્પર્શ થતો નથી. પણ જેમ અંધારામાં પડેલાં મણીનું તેજ જોકે જતું નથી તોપણ અંધારામાં તે કાંકરાની તોલેજ થઇ પડેછે; જેમ નિર્મળ જળ તૃષિતના કંઠે જતાં અમૃત સમાન છે પણ કાદવના કયારામાં રેડાતાં અમૃતનું મહત્વ તેને રહેતું નથી; જેમ વાયુ પરિમળને ધારણ કરનાર છે તોપણ વિષ્ટા સાથ તેનો સંબંધ થતાં દુર્ગંધમય પળવાર માટે થઈ જાયછે; તેમ આત્મા જોકે નિર્લેપ છે, તોપણ અમુક અનિષ્ટ સંજોગોમાં તેને તે દુઃખી સંજોગોનો પાશ ઘેરી વળતાં તે પોતે અનિષ્ટ રૂપ ધારણ કરી રહે છે. માટે, અતિશયોક્તિ દેખી આત્માની એ દુર્બળતા જાણી લેવી અને આત્માને તેની આસપાસના દુર્ગુણો રૂપી સંજોગોમાંથી મુક્ત કરવા તત્કાળ પ્રયત્ન કરવો. અને, તમે આ સ્થળે આટલું વિશેષ જાણજો કે જ્યારે આત્મા બળવાન થશે ત્યારે તમારૂં વચન એટલું બળવાન થશે કે વિશ્વમાં કોઇ શક્તિ તેનાથી વધારે બળવાન થશે નહી. અર્થાત, માત્ર આ એક જીવ્હાનાં વચનથીજ આકાશના તારાઓ પણ હેઠે લાવવા તમે સમર્થ થશો, આ જીબ્હાનાં એક વચનથીજ આ જગતની ઉત્પતિ કરવા તમે સમર્થ થશો. આવું વચનનું પ્રાબલ્ય છે, ત્યારે એ વચનમાં દુર્બળતા કેમ વ્યાપી રહેવા દેવાય? બાગમાં વિલાસ અને વૈભવ છે ત્યાં વળી સર્પને કેમ ભરાવા દેવાય? ગજવામાં નાણું મુકાય ત્યા પાંચ શેરનો પાષાણ કેમ પડી રહેવા દેવાય? મુખમાં સુંદરતા કાજે પાનનું ચાવણું જોઈએ ત્યા કોયલાની કદરૂપતા કેમ કરી શકાય? અને વચનનું મહત્વ જાણ્યા પછી સર્વથી વધુ તો યાદ એ રાખવાનું છે કે જે વચનમાં લેશ અતિશયોક્તિ ઉચિત નથી તે વચનમાં ગાળ, નિંદા, જુઠાંણાં એ કુતૂહળો તો મહા અનિષ્ટ અને અધમ છે. જો કોમળ અંગ ઉપર કીડી ચાલતાં વેદના છે તો સડાના કીડા માંસ રૂધિરમાંહે તો મહા અનિષ્ટજ કહેવાય.

**યયાતિ**—( બાજુ ). આ દીવોદાસજી પંડીતજી વાતમાં ક્યાંના ક્યાં ઉતરી પડયાછે અને બીચારી મારીશા તો હીકથી બુમો પાડેછે તો દીવોદાસજી પંડીતજીનો એક પણ અક્ષર એ ક્યાંથી સાંભળતી હશે કે સમજતી હશે! દીવોદાસજી પંડીતજી પણ માંદાં માણુસ આગળ ભાગવત શરૂ કરેછે પણ એટલું સમજતા નથી કે એ તો ભેંસ આગળ ભાગવત જેવું થાયછે! દીવોદાસજી પંડીતજી તો કાંઇ ક્યાંના ક્યાં ધર્મ બોધની વાતમાં ચાલ્યાજ જશે માટે હુંજ મારીશાની હીકની સંભાળ લેવું. ( મારીશાને ). આપણા દીવોદાસજી પંડીતજી આગળ તું જરા તારી હીકની વાત કર. શાસ્ત્રમાંના કાંઇક ઉપચારો આ હીક માટે એ જાણુતા હશે અને જે કુહેશે તે આપણે તુરત કરીશું તો તને ઝટ ફાયદો થશે. ( દીવોદાસને ). પૂજ્ય વડીલ પંડીતજી! તમે કાંઇ હીકનો ઉપાય બતાવો તો સારૂં કેમકે આ તમારી બહેન હીકથી બે દિવસથી ઘણી વેદના ભોગવેછે.

**દીવોદાસ**—રાજ કુમાર! માત્ર હીકની ન જેવી વ્યાધિને આ શું મોટું રૂપ આપી રહ્યા છો! તમારૂં ધારવું એવું છે કે માત્ર ઉપચારોથી અમુક વ્યાધિ મટી શકે પણ એ તમારી ભૂલ છે. કોઇ પણ વ્યાધિ ઝટ મટાડવી હોય તો તેનો નિયમ એ છે કે તે વ્યાધિ તરફ લક્ષ લગીરે નહી આપવું. અર્થાત, આ વ્યાધિ કાલ કરતાં આજે વિશેષ થઇ, આ વ્યાધિમાં અનેક લોકો મરી જાયછે, આ વ્યાધિ મટશે કે નહી, એવા નિરાશાના વિચારો આપણા મનમાં જરા પણ પ્રવેશ કરવા દેવા નહી. પરંતુ જાણે આપણુને કાંઈ વ્યાધિ થઇજ નથી; એ વ્યાધિ થઇછે તો વળી બે ચાર દિવસ કે વળી થોડાક માસ પણ રહેશેજ પણ તેમાં કાંઈ મોટી વાત નથી; વ્યાધિ સારી નહી થશે તો જશે ક્યાં; એવા એવા મનને હામ આપનારા સારા આનંદી દીલાસા ભરેલા વિચારો આપણે સતત મનમાં રાખવા જોઇએ. આવા વિચારોથી વ્યાધિનું ઘણું જોર નરમ પડી જાયછે. રાજ કુમાર! શાસ્ત્રનું એક સામાન્ય વચન છે કે સુખ દુઃખ એ તો માત્ર મનનું કારણ છે, માટે તમે યાદ રાખો કે વ્યાધિ એ પણ મનનુંજ કારણ છે. અર્થાત, વ્યાધિને મોટી ગણતાંજ તે મહા વેદના આપણુને દઇ શકેછે, પણ વ્યાધિને તુચ્છ ગણતાં તે આપણુને માત્ર લેશ ક્ષોભ પમાડી શકેછે. વંટોળિયો ફુંકતો હોય તે સમયે ડરી જઇને કોઇ ઘરમાં ભરાઇ જશો અને બારી બારણાં વાસી દેશો તો એ વાયુ વિશેષ બળ ધારણ કરી બારી બારણાં કે ઘરને પણ તોડી પાડશે, પણ ખુલ્લાં મેદાનમાં જઈને એકલા ઉભા રહેતાં વાયુ એવાં પ્રચંડ રૂપે આપણુને જણાશે નહીજ. કાકા કરી આપણા શિરને વેદના કરતા કાગને હાંકી કહાડવા જશો તો ઉડી ઉડીને પાછો આવીને માથું ખાઇ જશે, પણ એનો અવાજ કાને ધરશોજ નહી તો પોતે થાકી જઇને કાકા કરતો બંધ પણ થશે અને બીજે સ્થળે ચાલી પણ જશે. પૂરનાં પાણીને દીવાલથી રોકશો તો વધારે બળ તે પ્રાપ્ત કરશે અને ક્યાંયે આડાં ફાટીને પણ અન્ય સ્થળે નુકસાન કરશે, પણ એની મેળે વહેવા દેશો તો કુદરતના નિયમ પ્રમાણે કાંઈ નુકસાન કોઈ સ્થળે કર્યા વિના ક્યાંયે સમાઇ જશે. માટે વ્યાધિનું વગોણું કોઇ દિવસ કરવું નહી. પણ આનો અર્થ કાંઈ તમે એવો કરશો

નહી કે વ્યાધિ પ્રતિ બેદરકાર રહેવાથી વ્યાધિ વધી જશે અને વિના મોતે મરવા વખત આવશે. વ્યાધિ અટકાવવા યોગ્ય ઉપાયો તો લેવાજ. એ તો મનુષ્યનું કર્તવ્ય છે. મનુષ્ય પોતાની વ્યાધિ માટે ઉપાયો લેવાની મતિ પણ નહી ધરાવતો હશે તો બીજી કઇ બાબદમાં એ મતિ ધરાવી શકતો હશે! જો વાનર વૃક્ષ ઉપર કે છાપરાં ઉપર ચઢી કે કુદી નહી જાણશે તો વળી ખંતીલો વિદ્યાર્થી બની નિશાળે ક્યારે જવાનો છે! જો સાગર ભરતી ઓટ પોતાની માંહે નહી કરી જાણશે તોતો પછી એનો મહિમા જગમાં ગવાશેજ ક્યાંથી! જો વૃષ્ટાનાં જળ ગગનમાંથી ભૂમિ ઉપર નહી ઉતરશે તો ગગનમાં તો ક્યાં ખેતરોને ફળદ્રુપ કરશે! માટે, મનુષ્યે પોતાની વ્યાધિ માટે ઉપાયો લેવાજ જોઇએ. માટે, જ્યારે હું કહુંછું કે વ્યાધિ ઉપર લક્ષ નહી આપવું ત્યારે મારો કહેવાનો અર્થ એ છે કે વ્યાધિનાં અનિષ્ટ રૂપ અને પરિણામ ઉપર ફોકટનો વિનાશકારક ખેદ કરવો નહી. મન એ એવી શક્તિ છે કે જેમ મીણ બીબાંની છાપ ગ્રહણ કરેછે, જેમ આરસી કોઇ પણ આકૃતિનો પડછાયો પોતાની માંહે પાડેછે, જેમ સિંહ ગર્જનાથી શહેર અને વગડાને ધ્રુજાવી નાખેછે, તેમ મન શરીર ઉપર પોતાની છાપ પાડેછે, અને શરીરને પોતાના વિચાર પ્રમાણે વશ વર્તાવેછે. જેથી જો મન નાહીમત ભરેલા વિચારો લઈ દોડે તો તેની છાપ દ્વારા સ્થૂળ દેહ સમુળગું અશક્ત થઇ જાયછે. આ વિષે પુરાવા માટે એટલુંજ જાણવું બસ છે કે જ્યારે મનુષ્ય ત્રાસ પામેછે ત્યારે પ્રથમ તેનું મન ડરી જાયછે અને મન ડરી જતાં તેની માઠી અસર શરીર ઉપર એટલી હદે થાયછે કે એ શરીરને પ્રાણ ધારણ કરી રાખવાની શક્તિ પણ નથી રહેતી તો તે શરીર પ્રાણને તજી દેછે. તેમજ, વળી આપણે જોઇએ છીએ કે જ્યારે મન હામવાળું હોયછે ત્યારે તેની શુભ અસરથી શરીર એવું બળવાન થાયછે કે ગમે તેવા ધાઓ એ શરીર ઉપર પડ્યા હોય તોપણ એ શરીર તે ધાઓથી મૃત્યુવશ થઈ પડતું નથી. વળી, મનશક્તિ વિષે આ પળે હું ટુંકમાં એટલુંજ કહુંછું કે જો મનને તમે યોગ્ય રીતે કેળવ્યું હોય તો તે એવું બળવાન થઈ શકેછે કે પોતાનાં બળથી તે અમુક વ્યાધિનો વિનાશ કાંઇ પણ દવાના ઉપાયો વિના કરી શકેછે. આવી શક્તિ મનને પ્રાપ્ત કરાવવી એ મનુષ્યનું કર્તવ્ય છે. જ્યારે આવી સ્થિતિ મનુષ્ય પ્રાપ્ત કરશે કે પોતાનાં મનને આધીન પોતાનાં અને પારકાંઓના શરીરને તે વશ વર્તાવી શકશે, ત્યારે તેનાથી માનુષી અવતારનું મહાત્મ્ય સમજાશે, અને તે સમજી શકશે કે મનુષ્ય અવતારમાં મનુષ્યે મહેશ્વરનાં મહત્વના મર્મો માટે મથનજ કરવાનું છે. જ્યારે રત્નમણીને મુગટમાં વિરાજમાન થવા વખત આવશે ત્યારેજ તેનું ખરૂં ગૌરવ પ્રકાશિત થશે. જ્યારે સરિતાનું મીઠું જળ તૃષાથી તરફડતાનો પ્રાણ તેનાં કંઠે જઇ પહોંચીને ઉગારશે ત્યારેજ તેનું અમૃત સરખું મહાત્મ્ય પ્રગટ થશે. જ્યારે પુસ્તકનો વાંચનાર તેના એક છેડાથી બીજા છેડા સુધી જઇ પહોંચશે ત્યારેજ તે પુસ્તકની વિદ્વતા તે જાણી શકશે અને તે વિદ્વતા તે પ્રાપ્ત પણ કરી શકશે. માટે મનુષ્યે પોતાનાં મનને તો એવું બળવાન કરવાનું છે કે એ મનની એવી આણ શરીરના પ્રદેશમાં ફરે કે વ્યાધિ

રૂપી કોઇ શત્રુ એ શરીર પ્રદેશમાં પ્રવેશજ નહી કરી શકે. અને તમે શાસ્ત્રમાં વાંચશો કે વ્યાધિથીજ સઘળાં મનુષ્યોને મોત હોયછે તેમ નથી. કેમકે યોગારૂઢ યોગીઓનાં મન એવાં બળવાન હોયછે કે એમનાં શરીરને કાંઇ વ્યાધિ સ્પર્શ કરી શકતી નથી, તેથી જ્યારે તેઓને આ શરીર છોડવું હોયછે ત્યારે પોતાની મનશક્તિથી શરીરમાંથી પ્રાણને સદા માટે ખેંચી લેછે. માટે, રાજકુમારશ્રી, આ મારાં રાણી માતાની હીક માટે શું ક્યારની બુમો પાડી રહ્યાછો? (મારીશાને). મારાં રાણી માતા! તમને હીક સખત કે ધીમી આવતી હોય તોપણ તે પ્રતિ લક્ષ જેમ બને તેમ થોડું આપો અને કાંઈ ઉચ્ચ આશયમાં તમારૂં મન ચોંટાડી દો. પછી જુવો, તમારી હીક તમને એટલી બધી વેદના પણ નહી કરશે અને ઝાઝા દિવસ રહેશે પણ નહી. વ્યાધિનો વળી વિશેષ વિવેક કેવો! વ્યાધિનો વળી વ્યાજનો વ્યાપાર શું! વ્યાધિનું વિલોચન ઝાઝું ફાડવું શું! વ્યાધિનાં વાહનમાં વિભ્રમનાં વમળમાં વિવર્તન વળી શું! મારાં રાણીમાતા! અને મારા પ્રિય રાજકુમાર! આપ બેઉ જરૂર જાણજો કે વ્યાધિ એ મૃત્યુને ઉત્પન્ન કરનાર નથી. વ્યાધિ અને મૃત્યુ બે જુદાં છે. તેમને કાંઈ પરસ્પર સબંધ નથી. વ્યાધિ એ તો માત્ર સ્થૂળ પ્રકૃતિમાં કાંઇ બીગાડો છે. એ બીગાડાથી શરીર એવું અશકત થઈ જાય કે પ્રાણ ધારણ પણ નહી કરી શકે અને તેથી શરીર મૃત્યુવશ થાય. પણ આ સ્થળે યાદ રાખવાનું એ છે કે શરીરને ટકાવી રાખનાર તે તો પ્રાણવાયુ છે. એ પ્રાણવાયુ જ્યાં સુધી શરીરને ટકાવી રાખનાર છે ત્યાં સુધી વ્યાધિઓ શરીરને કદી મૃત્યુવશ કરી શકેજ નહી. જ્યાં રક્ષણ કરનાર માથે રાજા છે ત્યાં ચાર રૂપીયાના ચોબદારનો ભો નથી. જ્યાં કલ્પતરૂ આંગણે છે ત્યાં દુષ્કાળના યુગોનો પણ ભો નથી. જ્યાં સુધી માતાનાં સ્તનમાં દુધ છે ત્યાં સુધી ધાવતાં બાળને ગાય ભેંસનાં દુધની મોઘવારીનો ભય નથી. ત્યારે પ્રાણ એ શરીરનો મૂળ તેમજ પ્રથમનો અને છેવટનો આધાર છે. અને મૃત્યુ એ પ્રાણનું શરીરમાંથી નીકળી જવું તે છે. અર્થાત, શરીર મૃત્યુવશ કયારે થઇ શકેછે કે જ્યારે પ્રાણ તેમાંથી નીકળી જાય છે ત્યારે. અને પ્રાણ પોતાની સ્વેચ્છાનુસાર શરીરમાંથી નીકળી જઇ શકતો નથી પણ અમુક ભવમાં અમુક મનુષ્ય માટે જેટલા શ્વાસોશ્વાસ માટે તે ઇશ્વરથી નિર્માણ થયો હોયછે તે પૂરા કરીનેજ તે શરીરમાંથી નીકળેછે. માટે વ્યાધિ જે શરીરમાં બીગાડો છે, અને મૃત્યુ જે પ્રાણવાયુનું શરીરથી છુટું પડવું છે, એ બે તદન જુદી વસ્તુઓ છે. શરીર વ્યાધિથી મૃત્યુ પામતું લાગેછે પણ વ્યાધિ તો માત્ર નિમિત્ત રૂપે છે. કાગનું બેસવું અને તાડનું પડવું તેમાં કાગનો બોજ તાડનાં પડવાનું માત્ર નિમિત્ત છે. કારણ કે કાગના બોજથી તાડ કદી તુટી શકેજ નહી. રાત્રિ પડી અને ઘરમાં ખાતર પડયું તો રાત્રિ તો માત્ર નિમિત્ત છે અને ખરા ખાતર પાડનારા તો ચોર લોકો જુદા છે. ગુરૂની ધાક આગળ ઘર થોડો વાંચેલો પાઠ ભૂલી જવામાં ગુરૂ તો માત્ર નિમિત્ત છે અને પાઠની વિસ્મૃતીનું ખરૂં કારણ તો તેનું અલ્પ પઠન છે. માટે, તમે નક્કી જાણજો કે ગમે તેવી ભયંકર વ્યાધિ મનુષ્યનાં શરીરને મૃત્યુવશ કરવા સમર્થ નથી. તમે કહેશો કે મૃત્યુ વખતે

પ્રાણ શરીરમાંથી ચાલી નીકળેછે તો વળી એ મૃત્યુ સમયે વ્યાધિનું નિમિત્ત શા માટે જોઈએ, અને પ્રાણ એની મેળે એવાં કાંઇ પણ નિમિત્તના સંજોગો વિના શરીરમાંથી કેમ નીકળી જતો નથી, તો તે વિષે મારે તમને કહેવાનું કે અમુક વસ્તુસ્થિતિ ચોકસ સંજોગોમાંજ શક્ય છે. જેમ વાંદિત્રો ઓચ્છવના પ્રસંગેજ શક્ય છે; જેમ વિશ્વમાં શાંતિ પ્રાતઃકાળેજ શક્ય છે; જેમ માંસ હાડકાંના ટુકડા રખડતા હશે ત્યાં શ્વાન ગીધ આવી મળશે. તેમ, અમુક બનાવ માટે શ્રેયસ્કર સંજોગો આવી મળેછે અને અમુક અનિષ્ટ બનાવના વખતે પ્રતિકુળ અશુભ સંજોગો આવી મળેછે. માટે, મૃત્યુ સાથે વ્યાધિનો અથવા અકસ્માતનો સંબંધ તે માત્ર સંજોગનો સંબંધ છે અને કારણકાર્યનો સંબંધ નથી. માટે, ચિત્તને કદી પણ વ્યાધિથી ક્ષોભ પામવા દેવું નહી. અને એમ ધારો કે વ્યાધિ એવી અસહ્ય હોય કે તેથી શરીર મૃત્યુને આધીન થવુંજ જોઇએ, તોપણ તેમાં ડરવા જેવું કાંઈ નથી. આપણે પોતાને પોતાના હાથે એવા દુર્બળ કર્યાછે કે મનશક્તિ દ્વારા આ શરીર ઉપર સત્તા મેળવી નથી તો પછી આપણું શરીર વ્યાધિનાં નિમિત્તે મૃત્યુવશ થાય તે સ્વાભાવિક છે. અને જે મૃત્યુ પાસે આવી ચઢયું છે તે તમારા ખેદ કરવાથી કાંઈ ટળવાનું નથી. માટે, જો બીજા ભવોમાં હવે પછીથી વ્યાધિની પીડાના સંજોગોમાં પ્રાણને દેહથી છૂટો નહી થવા દેવો હોય તો મનનો વિજય કરી મનનું સામ્રાજ્ય શરીર ઉપર પ્રસરાવો, જેથી પછીથી તમે તમારી ઇચ્છા પ્રમાણે વ્યાધિ વિના પ્રાણને શરીરથી છુટો પાડી શકશો. મનને બળવાન કરીને શરીર ઉપર તેની સત્તા સ્થાપવી નહી અને વળી પછી વ્યાધિઓથી ખેદ પામવો એ તો મહા વિપરિત છે.

### ગાયન ૬૨

૧ નારીનાં નિર્મળ નીર ઢળી પડે હોતાં શિર કાણું કુલડું,
પોકાર પાડવા શું પછી દુઃખ મને આ આવડું!
૨ ધરી ધારણ કરી નથી જાણતી પઇડું,
પઇડું પ્રાર્થના કરશે શું રાખો મુને ફરતું ખડું!
૩ બાગને બનાવ્યા સ્મશાન તો વસશે આવી ભુતડું,
કદી કાળું શું કરશે તે, વિનવતાં કહી તુજ પાય પડું!
૪ જીવાત્મા ઝટ જાયછે ચાલી, કરી સ્વાર્થનું થોડું કામ ઉઘડું,
રાખવો ઝાઝો હોય તો સોંપ જનસેવા કાર્ય સદા જેવડું.
૫ રમાડવા રાખ્યો બાળને રાક્ષસ, લઇ હીંડયો તેનું ઝાલી પાંખડું,
માતા શું માથું કુટે, બાળ કાજ કયાં કયાં આથડું!

રાણીમાતા! તમે ઓસડ તો હીક માટે લોછો કે નહી?

**યયાતિ**—અરે! ઓસડ તો હું મારી જાતે આપુંછું અને એ લેછે, પણ ગઇ કાલની હીક કહેછે કે હું નરમ ના પડું.

**દીવોદાસ**—ત્યારે તમે હીકને કેમ નથી કહેતા કે નરમ પડ. શું રાજાઓની આજ્ઞાને આ–

ધીન વ્યાધિ વણજારા નહી રહેતા હશે? રાજ કુમાર! સાંભળો. સાંભળો. રાજ કુમારનો અર્થ એ નથી કે તેણે ખાવું પીવું અને વૈભવો ભોગવવા. રાજકુમારનો અર્થ એ છે કે તેણે પોતાનાં મનનું સામ્રાજ્ય સર્વત્ર પ્રસરાવવું, અર્થાત, રાજ કુમારના અવતારમાં તેણે કઠણ પ્રયોગો દ્વારા મનશક્તિ બળવાન કરીને પ્રજા કહેતાં જનસેવામાં તે વાપરવી. મનશક્તિ બળવાન નહી હોય તો રાજન જન સેવા માટે પ્રજાજનમાંના કોઇ પણ અધમ પુરૂષ કરતાં લેશ વિશેષ કાંઇ પણ કરી શકે નહી. તીર જો ત્વરાથી ગતિ ન કરી શકે તો લાકડાંનાં ઠુંઠા સમાનજ છે; મંત્ર અમુક સિદ્ધિ પ્રાપ્ત કરાવી નહી શકયું તો તે માત્ર ફોકટ લવરીજ છે; સમૃદ્ધ શેઠીયો પણ શ્વાનને ટુકડો રોટલો નહી દઈ શકયો તો તે ભિક્ષુકથી પણ વધુ ભુંડાં ભાગ્યનો છે. રાજન! તમે રાજકુમાર પદ પ્રાપ્ત કર્યુંછે તો ઉચ્ચ આશયોમાં, ઉચ્ચ કાર્યોમાં પ્રવૃત્ત રહો. તમે ગિરિનું શિખર છો તો આ વિશાળ સૃષ્ટિનાં સૌંદર્યનું દર્શન સર્વ કોઇને પ્રાપ્ત કરાવો. તમે મંદિરના કળશ છો તો સર્વ દર્શન કરવા આવનારાંઓને તમારો પ્રકાશ દઈ પ્રમુદિત કરો. તમે ત્રૈલોક્ય ચિંતામણી છો તો સકળ જનની સકળ વ્યાધિઓ હરો. રાજકુમાર! મનનોવિજય શું છે તે તમે જાણોછો? મનનોવિજય થતાંઆ પૃથ્વી ઉપર સર્વ કોઇ તમારી બાહ્ય આજ્ઞા વિના તમને આધીન રહેશે; મનનોવિજય થતાં સર્વ અભિલાષાઓ તમારા પ્રયાસ વિના ફળીભૂત થશે; મનનોવિજય થતાં જનસેવામાં તમારૂં ચિત્ત વિશેષ પ્રેરાશે. આવો મનના વિજયનો ચમત્કાર છે. અને રાજન જો મનનો વિજય કરીને પોતાની ઉન્નતિ નહી કરશે તોતો એમના કરતાં ભિક્ષુકનો અવતાર પણ ભલો, કારણકે ભિક્ષુક સરખા પણ પોતાની અધમ સ્થિતિ છતાં પણ પોતાના આત્માની ઉન્નતિ કરેછે. હું તમને શાસ્ત્રમાંથી એક કથા એ વિષે કહુંછું. પૂર્વે દેવલ નામે મહાન ધર્માત્મા હતા અને ગાર્હસ્થ્ય ધર્મનું પાલન કરતા હતા. પોતે મહા ધર્મ-પરાયણ, મન વાણી તથા કર્મથી કોઇને દુઃખ નહી દેનારા, મહા ઉગ્ર તપવાળા હતા. એમનાં ઘર જૈગિષવ્ય નામના ભિક્ષુક રહેતા હતા. એ ભિક્ષુક ક્વચિતજ મુખથી વાણી ઉચરતા અને તેથી દેવલ રૂષિ તેનાથી નારાજ થતા, પણ એ પ્રમાણે કાંઈક વર્ષો જૈગિષવ્ય એ રૂષિનાં ઘર રહ્યા. એક દિવસે દેવલ રૂષિ જે અંતરિક્ષમાં ગમન કરી શકતા તે સમુદ્ર કીનારે જવા નીકળ્યા તો જોકે પોતે જ્યારે પોતાનાં ઘરથી નીકળ્યા ત્યારે જૈગિષવ્ય એમનાં ઘર હતા તોપણ જ્યારે દેવલ રૂષિ સમુદ્ર કીનારે અંતરિક્ષમાં થઇને જઇ પહોંચ્યા ત્યારે જૈગિષવ્ય પોતાના કરતાં વહેલા ત્યાં જઈ પહોંચેલા દીઠા. આથી દેવલ રૂષિ આશ્ચર્ય પામ્યા અને પોતાનાં ઘર પાછા આવી પહોંચતાં જૈગિષવ્યને પોતાના કરતાં પહેલા પાછા ઘર આવી ગયેલા દીઠા. દેવલ રૂષિને શંકા ઉત્પન્ન થઇ કે મારા કરતાં અધિક યોગબળ આ ભિક્ષુક ધરાવતા હોવો જોઇએ નહીતો આ પ્રમાણે તે આવું ત્વરિત ગમન અંતરિક્ષમાં કરી શકે નહી. આ શંકાનું સમાધાન કરવા દેવલ રૂષિએ આ જૈગિષવ્યનું વધારે પારખું જોવા ઇચ્છયું અને તેથી દેવલ રૂષિ પ્રથમ પિતૃલોક ગયા તો ત્યાં પણ તે ભિક્ષુકને પ્રથમથી જઇ પહોંચેલા દીઠા; પછી યમલોક, શુભલોક, સોમલોક, ગોલોક એમ જ્યાં

જ્યાં દેવલરૂષિ ગયા ત્યાંત્યાં જૈગિષવ્ય રૂષિને પોતાની પહેલાં આવેલા દીઠા. અને પછી દેવલ રૂષિ ન જઇ શકે અને દેવલ રૂષિને દેખાઈ ન શકે એવાં બ્રહ્મલોક પ્રતિ જૈગિષવ્ય જઈ પહોંચ્યા. ત્યારે દેવલ રૂષિએ સિદ્ધોને પુછયું કે જૈગિષવ્ય દ્દષ્યમાન કેમ થતા નથી. તે સિદ્ધોએ દેવલ રૂષિને કહ્યું કે જૈગિષવ્ય બ્રહ્મલોકમાં ગયાછે. તે સાંભળીને દેવલ રૂષિએ ત્યાં જવા પ્રયત્ન કર્યો પણ ત્યાં પહોંચવાનું એમનામાં યોગબળ નહી હતું તેથી ત્યાં પહોંચી શકયા નહી અને પાછા પોતાનાં ઘર તરફ ઉતરવા માંડયું. પોતાનાં ઘર આવી પહોંચતાં જુવેછે તો જૈગિષવ્ય એમના કરતાં વહેલા ત્યાં આવી બેઠેલા હતા. દેવલ રૂષિ આ જૈગિષવ્ય ભિક્ષુકનું તપબળ જોઇ વિસ્મય પામ્યા અને તેમનું પૂજન કર્યું અને મોક્ષ ધર્મની દિક્ષા તેમની પાસેથી લીધી. માટે, રાજકુમાર તમે વિચાર કરો કે ભિક્ષુક સ્થિતિમાં રહેનાર પણ જો ધારેછે તો મનને યોગમાં રોકી કેવી પોતાના આત્માની ઉન્નતિ કરેછે? માટે, રાજને તો મન દ્વારા પોતાની ઉન્નતિ કરવીજ અને શરીરની પીડાઓમાં લુબ્ધ નહી રહેવું. ટુંકમાં, મનુષ્યે પોતાના ઉચ્ચ અવતારનું મહત્વ સમજવું જોઇએ અને તે અવતારને સફળ કરવોજ જોઇએ. દાખલા તરીકે હું તમને એક કથા કહું કે બ્રાહ્મણના અવતારનું મહત્વ કેટલી હદે છે. પૂર્વે ગાધિ નામે વિશ્વ વિખ્યાત એક ક્ષત્રિય રાજા હતા. તેમને વિશ્વામિત્ર નામે પુત્ર હતો. મહા તપસ્વી ગાધિરાજાએ પોતાના પુત્ર વિશ્વામિત્રને રાજ્યપાટ સોંપી યોગદ્વારા પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. આ વિશ્વામિત્ર રાજ્ય કરવા સમર્થ નહી હતો તેથી એના ઉપર શત્રુઓ ચઢી આવતા અને એક પ્રસંગે સૈન્ય સહિત પોતાનાં નગરમાંથી તે નાસી ગયો. નાસી જતાં વસિષ્ટ રૂષિના આશ્રમે આગળ પડાવ નાખ્યો અને તે રૂષિનાં વનમાં તેના યોદ્ધાઓએ વિનાશ ફેલાવ્યો. જ્યારે વસિષ્ટ મુનિને આ વિષે જાણ થઈ ત્યારે એ યોદ્ધાઓને હણવા શૂરવીરો ઉત્પન્ન કરવા એમની ગાયને એમણે આજ્ઞા કરી. તે આજ્ઞાનુસાર ગાયે ભીલો ઉત્પન્ન કર્યા અને તેઓ વિશ્વામિત્રનાં એ સૈન્યનાં માણસોનો સંહાર કરવા લાગ્યા. આ ચમત્કારથી સ્તબ્ધ બની જઈ તપનું મહાત્મ્ય વિશ્વામિત્ર સમજ્યા, અને પોતે સર્વ કાંઇ ત્યાગ કરી ઉગ્ર તપ કરવા લાગ્યા. ઘણા વર્ષોનાં એમનાં તપથી બ્રહ્મા એમના ઉપર પ્રસન્ન થયા અને વર માગવા કહ્યું ત્યારે એમણે બીજા ભવમાં બ્રાહ્મણના જન્મનો વર માંગ્યો. રાજકુમાર! હવે તમે જોશો કે બ્રાહ્મણના જન્મનું મહત્વ કેટલું છે કે બ્રહ્માના પ્રસાદ રૂપે તેની પ્રાપ્તિ થાયછે અને તે માટે કેવું ઉગ્ર તપ આચરવું પડેછે. અને વળી બ્રાહ્મણનો જન્મ પ્રાપ્ત થતાં યોગ દ્વારા તેનું પાલન થતાં કેવી અદ્ભૂત સિદ્ધિઓ તે પ્રાપ્ત કરાવેછે! વિશ્વ રચનામાં જો પ્રત્યેક જન્મનું અમુક કર્તવ્ય નહી હોય તો ઉચ્ચ નિચ જન્મનું પ્રયોજન રહેતુંજ નથી. માટે રાજનનો અવતાર જે શ્રેષ્ટ છે તેનું કર્તવ્ય પણ શ્રેષ્ટ છે, અને તે કર્તવ્ય મનની ઉન્નતિ કરીને પોતાનું તથા પ્રજાનું શુભ કરવું તે છે.

**ચયાતિ**—( બાજુએ. સ્વગત ). આ દીવોદાસજી પંડીતજીને તો કોણ સમજાવે કે આ મારીશાનો મંદવાડ વખત એ તો કાંઇ આવાં ભાષણો માટે છે! ( દીવોદાસને ). પણ,

પૂજ્ય પંડીતજી, ત્યારે આપ આ આપનાં બહેન માટે કાંઇ ઓસડ આપવાનો તો કાંઇ વિચારજ નથી રાખતા ? હું તો ધારૂંછું કે કાંઈ ઓસડ આપો તો બહુ સારૂં. એમને હીક ઘણી સખત આવેછે અને ઓસડ વિના નરમ પડે એ કાંઈ મને શકય નથી લાગતું.

**મારીશા**—(યયાતિને). મારી હીક નરમ તો પડતી લાગેછે અને નરમ પડી પણ છે. પણ પાછી ઉથલો મારશે તો મારાં ભાગ્યની વાત છે અને એમાં ઓસડ પણ શું કરશે અને બીચારા દીવોદાસજી પંડીતજી પણ શું કરશે ?

**યયાતિ**—પણ ભાગ્યનીજ વાત તું કહેતી હોય તો ગ્રહદશા પંડીતજી પાસે આપણે જોવડાવીએ. એટલે પછી આપણુા કોઇના જીવને લેશ ચિંતા રહેજ નહી. હું તારી જન્મોત્રી લઈ આવું. (જાયછે).

**મારીશા**—(દીવોદાસને). પૂજ્ય ભાઇ ! મારા સ્વામીનાથના શુદ્ધ પ્રેમની ખાતરી કરવા મેં મંદવાડનો ડોળ કર્યોછે. તમે કાંઈ ગભરાશો નહી. પણ, મારી જન્મોત્રી જોઇને તમે કહેજો કે મારી ગ્રહદશા ઘણી ખરાબ છે એટલે તમે પોતે જોશો કે મારા સ્વામીનાથ બીચારા એવું સાંભળીને કેવા ગભરાઇ જાયછે.

**દીવોદાસ**—રાણી માતા ! તમો સારી પેઠે છો એ સાંભળીને હું ખુશી છું. અને રાજકુમાર સાથે હું વાતમાં કયાંનો કયાં ઉતર્યો તેનું કારણ એટલુંજ હતું કે મેં નિશ્ચય કર્યો છે કે કાંઇ પણ યોગ્ય તક મળતાં એમને દરેક વાતમાં સદ્બોધ દેવો, જેથી જે ઉત્તમ માર્ગ એમણે ગ્રહણ કર્યોછે તેમાંથી વળી ચળે નહી. હું મારા ઘર તો દ્રવ્યના ચરૂઓ ઉતારીને માત્ર બે કલાકજ થોભ્યોછું અને તુરત અહીં તમારી પાસે આવવા ચાલી નીકળ્યોછું. હું ગયો તેવો આવવાનું કારણ એમ છે કે પ્રભુજીનું દેવાલય બંધાવવાનો જે મારો વિચાર મેં તમને કહ્યોછે તે સંબંધિ મારે તમારી સાથે વધારે વાત કરવી છે. હું એ નિર્ણય ઉપર આવ્યોછું કે હું જે ગજની ઝુંપડી નહી બાંધી જાણું તે લાખોનું દેવાલય શું બાંધી શકું, માટે દેવાલય બાંધવાનું કામ મારે મારા દેશના રાજા સુધાજીતને સોંપવું એજ ઉચિત છે. અને, વળી, આ સઘળું દ્રવ્ય પણ એ મહારાજાના ભંડારમાં મુકવું એમ મને યોગ્ય લાગે છે કેમકે પ્રભુનાં સ્તવનમાં દ્રવ્ય સંભાળવાની પીડા તો મહા ખોટી છે. નાજુક વદનમાં વાંસની ફાંસ સરખી પણ નહી જોઇએ; ઓચ્છવના પ્રસંગે અશુભસૂચક છીંક સરખી પણ નહી જોઇએ; તાર ઉપર ચાલતાં દોરાભર પણ આડું પગલું નહી મુકાવું જોઇએ. વળી, મારો વિચાર એમ થાયછે કે દેવાલય બંધાવતાં જે દ્રવ્ય રહે તેમાંથી વેદાભ્યાસ માટે મોટી શાળાઓ અને નાની મફત નિશાળો બંધાવું. પણ મફત નિશાળો સબંધિ મારો વિચાર વળી એવો છે કે સુધાજીત મહારાજાને મફત નિશાળો બંધાવી આપવાનું કહું તે એ શરતે કે ફરજ્યાત કેળવણી પ્રજામાં દાખલ કરે. જ્યાં સુધી જ્ઞાન ફરજીયાત રીતે આપવામાં આવશે નહી ત્યાં સુધી નિર્ધન લોકો જે પોતાનું આયુષ્ય નાનપણથી ઉદરનાં પોષણનાં સાધનો કમાવામાં ગાળેછે અને જે જ્ઞાનનું

મહત્વ સમજતાં નથી તેઓ મફત નિશાળોનો લાભ લેશે નહી. જ્ઞાન અને ખસુસ કરીને ધર્મ શાસ્ત્રનાં જ્ઞાન વિના કોઇ મનુષ્યની અથવા કોઈ પ્રજાની કે કોઈ રાજ્યની દીર્ઘકાળ રહે એવી ખરી ઉન્નતિ થવાની નથી. વળી શાળાઓ ઉપરાંત જે દ્રવ્ય રહેશે તેમાંથી આંધળાં, અપંગ એવાં શરીરે અશક્ત લોકો માટે સદાવરતો અને આશ્રમસ્થાનો મારે બંધાવવાનો વિચાર છે અને તેઓને માટે પણ ધર્મનાં જ્ઞાન માટે પંડીતોની વ્યવસ્થા તો કરવાનીજ. આ સઘળાં કાર્યો મારાથી બની શકે નહી તેથી એ સઘળાં મહારાજા યુધાજીતને સોંપી દેવા ધારૂંછું, માટે તમારી એ વિષે શું સલાહ છે?

**મારીશા**—પૂજ્ય પંડીતજી! હું મૂર્ખ અને અજ્ઞાન તમને શું સલાહ આપી શકું! મુખનો દંત કરવતના દાંતાઓને તીક્ષ્ણતાની શું કારીગીરી શીખવે! શિયાળ તે વળી સિંહને શૌર્યની સમજણ શું પાડશે! ચાર ગજનું ચોરસ આંગણ વળી પાર વિનાના વગડાના ખુલ્લા પ્રદેશને ખુલ્લી હવાનું રહસ્ય શું સમજાવશે!

**દીવોદાસ**—એ તો તમારી મોટી ભૂલ છે. સો હળવાળાને એક હળવાળાના ત્યાં હળ માગવા જવું પડે; સાગરને જળમાટે સરિતાઓનાં જળની જરૂર સદાની રહીછે! વગડાને પણ વળી પોતાની શૂન્યતા ઓછી કરવા પશુ પંખીઓને પોતાની માંહે સદા સ્થાન આપવું પડેછે. માટે એક મનુષ્યને બીજાની સહાયતાની હમેશા જરૂરજ છે. આ વિશ્વનું બંધારણ પરસ્પરની સહાયતામાંજ રહેલુંછે. ફળદ્રુપ કરનારી સરિતાને શુષ્ક રેતીના કીનારા વિના ચાલતું નથી; ફળદ્રુપ ખેતરને કંટક ભરેલી થુવેરની વાડ વિના ચાલતું નથી; દ્રવ્યને લોહની તીજોરી વિના ચાલતું નથી. માટે, વિશ્વમાં સર્વ કોઈ એક બીજાને સહાયકારી થઇ પડે તેમ છે. અને કાંઈ મોટાંજ તેજ નાનાંઓને સહાયકારી થઇ શકેછે એમ નથી. ઔષધિની જરીક ચપટી પાંચ મણની કાયાની માટીને રોગી સ્થિતિમાંથી મુક્ત કરીને નિરોગી કરેછે; નાનકડું તાળું મોટા પટારાનું રક્ષણ કરેછે; સળી જેવી આંગળી મોટા ઠુંઠા અને ફાચર જેવા હાથને પકડવાનું બળ આપેછે. માટે, રાજમાતા! નાનાં અને મોટાં, ઉત્તમ અને અધમ, જ્ઞાની અને અજ્ઞાની, એવો ભેદભાવ નહી રાખવો. એ ભેદભાવ અહંભાવ ઉત્પન્ન કરેછે, અને અંહભાવ ઉત્પન્ન થતાં બ્રહ્મલોકમાંથી પણ આત્માનું પતન છે. માટે, રાણીમાતા! તમે મને કહ્યું કે તમે મને સલાહ આપવા સમર્થ નથી એ તમારૂં વચન મને કાંઇ વિચાર પુરઃસર લાગ્યું નહી. વિષ્ટા ઉપર ગણગણતાં ક્ષુલ્લક જીવડાં પણ આપણને સલાહ તો આપેછે કે વિષ્ટા ઉપર તેમની પ્રીતિ તે માત્ર વિષ્ટા ઉપરની તેમની માયાને લીધે છે, તેમ મનુષ્યની ધનમાલ ઉપરની પ્રીતિ તે એ ઉપરની માયાને લીધે છે. પગ તળે દબાતી ધૂળ પણ આપણને સલાહ આપેછે કે પોતાનાં જડ અણુમાં હવામાં ઉડવાનું સામર્થ્ય નથી તો હવામાં ઉડવા જતાં તે ભૂમિ ઉપર પડવાની, માટે મનુષ્ય પણ પોતાની શારીરિક તથા માનસિક શક્તિની બહાર કાંઇ પણ કાર્ય કરવા જતાં નિષ્ફળ જશેજ. પાઇની પતંગડી પણ સલાહ આપણને આપેછે કે જે બાળે તેને પ્રિતથી ગગનમાં ઉરાડી તે બાળથી વિમુખ થઇને તે દોરીનાં બંધનમાંથી પોતાને છુટી કરશે તો ફાટીને ચિં-

દરી ચિંદરી થઇ નાશ પામવા તેનો વખત આવશે, તેમ મનુષ્ય પણ જે માતપિતા અને વડીલોના લાડથી ઉત્તમ સુખ મહાલતો થયો તે માતપિતા અને વડીલો પ્રતિ કૃતઘ્ન થશે અને તેમની આજ્ઞા પ્રતિ મુખ મરડશે તો તે અવશ્યે વહેલો મોડો દુઃખી થવાનો. રાણીમાતા! તમે કહો શું આવી સલાહો આ ચીજો આપણુને નથી આપતી? સર્વ કોઈ આપણુને સલાહ તો આપેછે પણ આપણે તે લેતાં નથી એજ આપણી ભૂલ છે, મૂર્ખાઇ છે. માટે સારી સલાહ તો આપણે સર્વ કોઇ પાસેથી લેવી.

**યયાતિ**—(જન્મોત્રી લઈ આવતાં તે દીવોદાસને આપીને. તેમને). લ્યો! પૂજ્ય પંડીતજી! આ જન્મોત્રી. જરા બરાબર ગ્રહદશા જોવા કૃપા કરશો. (દીવોદાસ તે લેછે અને જોવાનો ડોળ કરેછે).

**મારીશા**—(યયાતિને). પૂજ્ય પંડીતજી જન્મોત્રી બરાબર નહી જોશે અને કાંઇ ખોટા ગ્રહો કહેશે તો શું એવું કહેવાથી હું નહી મરતી હઇશ તે પણ મરી જઇશ, અને સારા ગ્રહો કહેવાથી હું જીવતી હઇશ તે પણ નહી જીવીશ? આટલો બધો મારા ઉપર વહાલભાવ રાખનારા તમે ક્યારથી થયા!

**યયાતિ**—મારૂં બોલેલું તને ગમતું નથી તો હવે નહીં બોલું, પણ તું, ભાઈ શાબ, જરા છાની રહે એટલે આ હીક નરમ પડીછે તે પાછી ઉપડે નહી. તું કહેછે કે હીક નરમ પડીછે માટે તું હવે તો સમુળગી શાંત એક દિવસ પડી રહે એટલે હીક સમુળગી બેસીજ જશે.

**દીવોદાસ**—(ગંભીર રૂપ અને સ્વરથી. યયાતિને). હું ધારૂંછું કે આ પળે હું અહીં નહી આવી ચઢયો હોત તો સારૂં. આ જન્મોત્રીમાં આ હું જેવુંછું શું કે મારાં રાણીમાતાના ગ્રહો બહુ નબળા છે અને એમનાં આયુષ્ય માટે બહુ ચિંતા સૂચવે છે!

**યયાતિ**—અરે ભાઇશાબ! આપના જોવામાં કાંઇ ભૂલ હશે માટે ફરીથી જુવો તો સારૂં. (દીવોદાસનો હાથ ઝાલીને તેમને બાજુએ લઇ જઇને, ધીમેથી). તમે આવા અક્કલવાળા થઇને એ ડરી જાય એવું એ સાંભળે તેમ કેમ બોલોછો? મેં તો આપને કહ્યું હતું કે આપ એને દીલાસો દેજો પણ આપ તો હામ હરાવી દેવાની વાત કરોછો! હવે તમે એને ફરીથી કહો કે મને ટપકો ખોટો લાગેછે. એટલે તેથી એને કાંઇક શાંતિ વળશે. (મારીશાને). આ પંડીતજીનું કહેવું એવું છે કે આ જન્મોત્રી બનાવનાર કોઇ સાત ગધેડાનો ગધેડો છે. જન્મોત્રીમાં બધું ભૂલભરેલુંજ એણે લખ્યુંછે અને પંડીતજીએ ઉતાવળમાં વાંચતાં કહ્યું કે તારા ગ્રહો નબળા છે પણ જન્મોત્રીની ભૂલો પકડતાં પંડીતજી કહેછે તારી ગ્રહદશા બહુ બળવાન હોવી જોઇએ.

**મારીશા**—સ્વામીનાથ! હું મરવાથી ક્યારે ડરૂંછું કે ઠાલી દીલાસાના બોલો તમે આ પ્રમાણે મને કહોછો? હું તો કહુંછું કે કાલ મારૂં મોત આવતું હોય તો આજ આવે તો હું તેમાં રાજી છું, કેમકે હમણા તમારો મારા ઉપર પ્રેમ છે તેવા વખતમાં મારૂં મૃત્યુ થતાં હું શાંત મનથી મરતાં સ્વર્ગની મુક્તિ સમાન સુખ પામી બીજા ભવમાં રહીશ.

પણ તમારો પ્રેમ પાછો કોઇક પળનો ઉતરી જશે ત્યારે મારૂં મૃત્યુ થશે તો મહા ખેદમાં હું અવગતિ પામીશ. ભરતી વખતે વહાણને ઇચ્છિત બંદરે પહોંચવાનો સંભવ છે; વસંતરૂતુમાં વૃક્ષને ફળપાનની સંતતિ પામવાનો સંભવ છે; રવી પ્રકાશ થતાં ચક્ષુમાં દર્શનશક્તિ પ્રાપ્ત થવાનો સંભવ છે.

**યયાતિ**—મારૂં કહેવું ખોટું તું કહેછે તો ખોટું ત્યારે. પણ હું પંડીતજીને એટલોજ વધારે સવાલ કરૂંછું કે ગ્રહો ગમે તેવા નબળા હોય તોપણ તેનો ઉપાય તો શાસ્ત્રમાં હશેજ અને તે ઉપાયો લેવામાં આપણને અડચણ શું છે?

**દીવોદાસ**—નબળા ગ્રહો માટે શાસ્ત્રમાં ઉપાયો ઘણા વર્ણવ્યાછે પણ એ ઉપાયોથી કાંઈ ત્વરિત કે સમુળગો લાભ થતો નથી. પણ એક ઉપાય એ છે કે સ્વામી પોતાનું આયુષ્ય પોતાની પત્નીને આપે તો પત્નીનો જતો જીવ ઉગરે. એ ઉપાય રામબાણ છે પણ એ ઉપાય કાંઇ તમારાથી લઇ શકાય તેમ છે?

**યયાતિ**—કેમ વળી એ ઉપાય મારાથી ના કેમ લેવાય! આજ પળે તમે કહો તે ક્રીયાઓ સહિત પ્રભુજી આગળ પ્રતિજ્ઞા કરૂં કે મારૂં આયુષ્ય મારી પત્નીને આપવા હું તૈઆર છું. ઉપાય આવો સહેલો અને રામબાણ છે પછી એમાં ઢીલ શા માટે કરવી? એ સંબંધિ જે કાંઇ મારી પાસે શાસ્ત્રવિધિ પ્રમાણે કરાવવાનું હોય તે આપ કરાવો.

**દીવોદાસ**—ધન્ય છે, રાજકુમાર, તમારા આવા શુદ્ધ પ્રેમને. પત્ની માટે આયુષ્ય આપવાના તમારા શુદ્ધ ભાવથી તમારાં પત્ની શરીરે સાજાં આ પળથીજ થઇ ગયાંછે એ તમે નક્કી જાણજો.

**મારીશા**—સ્વામીનાથ! મને મારો અપરાધ ક્ષમા કરો તો કબુલ કરૂં. જુવો, તમારૂં પારખું જોવાજ મેં હીકના મંદવાડનો આ ડોળ કર્યો હતો. મને લેશ મંદવાડ છેજ નહી. પંડીતજીએ પણ મારા નબળા ગ્રહો તમને કહ્યા તે પણ મારી શિખામણથી.

**યયાતિ**—તું સારીપેઠે છે તોતો મારાં ધનભાગ્યની વાત છે કારણકે પતિને સાચી પત્નીનાં સુખ સમાન આ પૃથ્વી ઉપર બીજું કાંઈ સુખ છેજ નહી. પણ આર્યભૂમિ ઉપરનો મૂર્ખ પુરૂષ શાસ્ત્રના ખોટા અર્થો કરીને એ સુખને તરછોડેછે! વૃષા જળ સમાન ફળદ્રુપતા દેનાર કાંઈ નથી તોપણ પાષાણ સપાટી તે જળનું એક ટીપું ક્યારે પોતાની માંહે ગ્રહણ કરેછે! રવી પ્રભા સમાન અન્ય પ્રભા નથી તોપણ નિસ્તેજ પથ્થર તે પ્રભા ગ્રહણ ક્યારે કરેછે! કુદવા માટે છાપરૂં મળતાં વાનર કુદી કુદીને તે છાપરૂં ભાંગી નાખતાં ક્યારે અટકેછે! આર્ય પુરૂષ તો સ્ત્રીની દુઃખી સ્થિતિ કરી તે રીતે પોતાની સારી સ્થિતિ થતી ધારેછે. અને હું પોતે તેમજ ધારતો હતો. પણ હવે હું મારી ભૂલ સમજ્યોછું અને સ્ત્રીની સુખી સ્થિતિ કરતાંજ સ્વામીની સુખી સ્થિતિ શક્ય છે એ મને સિદ્ધ થયુંછે. હવે પંડીતજી! આપ મારા ત્યાં આજ પધાર્યાછો તો થોડા દિવસો તમારે અહીં રહેવું પડશે. હું આપના માટે યોગ્ય સામગ્રીઓની વરદી આપી આવું. (જાયછે).

**મારીશા**—અમે પતિપત્ની જે એકએકથી દુઃખ પામતાં તેને આપે એકએકની સાથે સુખ પામતાં તમે કર્યાં તેનું પુણ્ય તમને ભવોભવ મળશે, અને તમારો પાડ મારાથી તો કોઈ રીતે વળાય તેમ નથી.

**દીવોદાસ**—રાણીમાતા ! મારી તમને એટલી વિનંતિ છે કે જે સુખ પરમાત્માએ તમને પ્રાપ્ત કરાવ્યુંછે તે સુખ તમે અન્ય નર નારીઓને પ્રાપ્ત કરાવવાનો સતત પરિશ્રમ લેજો. અર્થાત, જે પતિપત્ની વચ્ચે કલેશ હોય તેમનો કલેશ તેમને સારી સમજણ આપીને દૂર કરજો અને તેમને પરસ્પર પ્રેમમાં સ્થાપિત કરજો. (યયાતિ આવતાં. તેને ) રાજકુમારશ્રી! આપ મારા માટે રાજ્ય વૈભવની તૈયારીઓ કરવા દોડી ગયા તો ખરા, પણ એવી સામગ્રીઓ અને વૈભવોને મારે તો છેટેજ રાખવા પડશે. પકવાન પડતાં મુકીને મારે તો મારો બાજરીનો રોટલોજ જોઇશે; ગાનતાન મુકીને મારે તો મારા પ્રભુજીનું સ્તવનજ જોઇશે; નોકરોને કાંઈ પણ શ્રમ આપ્યા વિના મારે મારૂં કામ મારા હાથેજ કરવું પડશે. માટે, હવેથી તમે મારા માટે કાંઈ પણ સામગ્રીઓ કરવાનો નિરર્થક શ્રમ લેશો નહી કે મહેલમાં કોઇને આપશો નહી. આ જીવાત્માને ખરૂં સુખ આ પૃથ્વીના વૈભવોમાં નથી, કેમકે વૈભવો માંજ જો જીવાત્માને સુખ રહેલું હોય તો સ્વર્ગમાં સુખનો પાર ક્યાં છે તે છતાં સ્વર્ગના દેવતાઓ એમનાં એ સુખમાં મગ્ન રહેતા નથી, કારણકે તેઓ જાણેછે કે સ્વર્ગનું અપાર સુખ પણ નાશવંત છે. વિષ્ણુ પુરાણમાં લખ્યું છે : “માત્ર નર્કમાંજ દુઃખ છે એમ નથી પણ વળી સ્વર્ગમાં પણ દુઃખ છે, કેમકે સ્વર્ગનાં લોકો પણ સ્વર્ગનાં સુખની અસ્થિરતાથી ડરેછે, અને તેથી સ્વર્ગ નિવાસી પણ દુઃખમાંથી મુક્ત નથી.” જગતશેઠનું દ્રવ્ય પણ એક દિવસ ખુટવાનું તો વળી ભિક્ષુક સદા સમૃદ્ધ કેમ રહેવાનો ! સરિતાનાં જળ રવી તાપમાં શોષાઈ જઈ સરિતા ખાલી થવાની તો નાની લોટીમાં જળ સદા ભર્યું ક્યાંથી રહેશે ! ગિરિરાજ કાળે કરી ગબડી જઇ ભૂમિ ભેગા થાયછે તો વળી ચાર વળીના ટેકાવાળી ઝુંપડી કલ્પ પર્યંત ક્યાંથી રહેવાની ! માટે, આ જીવાત્માએ સુખમાં રાગી થવું નહી. મારૂં એવું કહેવું નથી કે પરમાત્માએ જે સુખ આપણને આપ્યું તે આપણે ભોગવવું નહી. પરમાત્માનું આપેલું સુખ ભોગવવું તો ખરૂંજ, નહીતો એ તો એવું અનુચિત આપણું વર્તન થશે કે વાનરે વેદનો ગ્રંથ હાથ આવતાં તે ફાડી નાખ્યો, કે કાદવને કમળની પ્રાપ્તિ થતાં તેને પોતાના કાદવમાં રગદોળી તેમાં સડતું કરી નાખ્યું, કે પોઠિયાને કસબી ઝુલ ટાઢમાં મળી તો તેણે જાણ્યું કે પથ્થરની ગુણ આ તો મને કાંઈ લાધી અને તેથી તે ઝુલને તેણે નાખી દીધી. પ્રભુજીએ દીધેલાં સુખ ભોગવવામાં અનિષ્ટ કાંઇ છેજ નહી. અરે ! સુખ કાજેજ આ સૃષ્ટિ પરમાત્માએ રચીછે. આપણા શાસ્ત્રમાં જગતનાં દુઃખોને પ્રધાન પદ આપવામાં આવ્યુંછે અને સુખોને ગૌણ સ્થાને સ્થાપવામાં આવ્યાંછે. પરંતુ ખરૂં સ્થાન પ્રધાન પદે તો સુખનેજ શાસ્ત્રમાં ઘટેછે, કેમકે આ વિશ્વ સુખમય છે અને સુખ કાજે આ વિશ્વ રચવામાં આવ્યુંછે. તે છતાં શાસ્ત્રમાં ત્યારે દુઃખ

ને પ્રધાન પદ આપવામાં કેમ આવ્યું હશે તે વિષે મારૂં તો માનવું એવું છે કે મનુષ્યની ચિત્તવૃત્તિ આ કળીયુગમાં એટલી અવળી થઈ બેઠીછે કે સુખનાં દર્શનથી તે વધારે અવળી થવાનો અને મનુષ્યનું તેથી પૂરૂં નિકંદન થવાનો સંભવ રહેછે. પણ દુઃખથી તે અવળી થએલી બુદ્ધિ પૂરી અવળી થતી અટકવાનો અને મનુષ્યનો ઉગરવાનો સંભવ છે. ઉંટે ઢેકા કર્યા તો ઉંટને પસવારવાથી તે પોતાના ઢેકા બેસાડી દેવાનું નથી. પણ મનુષ્ય તેને બંધ બેસતા માંચડા કરે છે અને ઉંટને એકલું સ્વચ્છંદી રીતે આથડવા દેવામાં આવતું નથી; લોહનો સળિયો સહેજે વળ્યો નહી તો અગ્નિ તાપનું કષ્ટ તેને દેવામાં આવેછે, પણ કાંઈ તેને સીધોજ રહેવા દેવામાં આવતો નથી; બાવળિયો કંટક ભરેલો થયો તો તેને બાગમાં નહી વાવતાં વગડામાં લઈ જઇને વાવવો પડેછે. આ રીતે દુઃખનું પ્રયોજન જગતમાં એટલુંજ છે કે જે શુભ કાર્યની પ્રાપ્તિ સુખથી અશક્ય છે તે શુભની પ્રાપ્તિ દુઃખ દ્વારા થતાં તે દુઃખને આ જગ્તમાં સ્થાન આપવામાં આવ્યું છે. શાસ્ત્રમાં દુઃખને એટલું મોટું સ્થાન આપવામાં આવ્યુંછે કે હું તો દુઃખને એ સ્થાન પ્રાપ્ત થયેલું જોઇને ત્રાસ પામુંછું. શાસ્ત્રમાં કહ્યુંછે કે આ જગ્ત છે તે એક મહા વગડો છે. વગડામાં દરેક રીતનું કષ્ટ છે તેથી સંસારને દુઃખનો દરિયો વર્ણવવો એજ અર્થ જગતને વગડો કહેવામાં સમાયલોછે. વળી જગતમાં વ્યાધિઓ છે તેથી જગતને વ્યાલો ભરેલું વન કહેવામાં આવ્યુંછે, પણ હું તો ધારૂંછું કે જગતને મનહર પંખી અને દિવ્ય પશુઓથી ભરેલો બાગ કહેવો જોઇએ. વળી આ જગતમાં ડાકણી વસેછે એમ શાસ્ત્રમાં કહેવામાં આવ્યુંછે. આ ડાકણી તે મૃત્યુ લોકને પ્રાપ્ત થતી જરા છે. અને મૃત્યુ લોક જરાને અવસ્ય પામેછે તેથી જગતમાં ડાકણી છે એમ કહેવામાં આવ્યું છે. પણ મનુષ્યને અમરત્વ પ્રાપ્ત મૂળથી થએલુંછે માટે પોતે પોતાનું અમરત્વ પાછું મેળવશે તો જરા તેને દુભવશે નહી. માટે જગતમાં જરા રૂપી ડાકણી નથી પણ મૃત્યુ લોકમાં પોતાનામાં એ દોષ છે. વળી આવી આવી અનિષ્ટ ઉપમાઓ આપણે જગતને આપવાની નથી. આપણે તો જગતને સુખ રૂપી ઉપમાઓ આપવાની છે અને યાદ રાખવું કે આ દુઃખ રૂપી ઉપમાઓનું પ્રયોજન માત્ર એટલુંજ છે કે મનુષ્ય એવી ઉપમાઓથી ત્રાસ પામીને પોતાના દુર્ગુણોમાંથી અટકે. ત્યારે હવે મનુષ્ય માટે આ જગતમાં સુખ નિર્માણ થયુંછે અને મનુષ્યે તે ભોગવવાનું છે, તે છતાં મેં આપને કહ્યું કે રાજ્યના વૈભવોનું સુખ હું ભોગવવાનો નથી તો મારૂં એ પ્રમાણે કહેવાનું અને કરવાનું કારણ એ છે કે રાજ્યના વૈભવો એજ કાંઈ સુખ નથી. એ તો ક્ષણભંગુર અને દૈહિક સુખ છે. રાજ્યપાટના વૈભવો કરતાં બીજું વધુ ઉત્તમ શાશ્વત સુખ છે, અને તે પરમ સુખના ભોગી થવાજ હું આ રાજ્યપાટનાં નિર્જીવ સુખનો અનાદર કરૂંછું. અને એ અધિક ઉત્તમ શાશ્વત સુખ તો મનનો નિગ્રહ, સદ્‌ગુણસંપન્ન આચરણ, ધર્મ પરાયણતા, પ્રભુજી પ્રતિ દાસત્વ, રાગદ્વેષ રહિતપણું, વિગેરેથી શક્ય છે. એ સર્વમાંથી મળતું સુખ પાર વિનાનું છે અને રાજ્યપાટના વૈભવોનું સુખ તેની સાથે સરખાવી શકાય તેમ નથી. બેડી લોહની પણ થાય

અને સુવર્ણની પણ થાય. પણ સુવર્ણની બેડીનું સુખ કદી લોહની બેડીમાં હોયજ નહી. ભૂમિ ઉપરથી પણ સૃષ્ટિ સૌંદર્યનું દર્શન થાય અને ગિરિ શિખર ઉપરથી પણ શ્રષ્ટિ સૌંદર્યનું દર્શન થાય, પણ ગિરિ શિખર ઉપરથી શ્રષ્ટિ સૌંદર્યનું દર્શન અતિ ઘણું વિશાળ રૂપે અને દિવ્ય રૂપે છે. સાગરમાં પણ જળ છે અને સરિતામાં પણ જળ છે, પણ સરિતાનાં જળની મીઠાશની બરોબરી સાગરનું ખારૂં જળ કદી કરી શકશે નહી. માટે, રાજકુમાર! મારૂં ચિત્ત ઉચ્ચ અને પરમ સુખોમાંજ ચોંટતાં હું રાજ્ય વૈભવોના સુખનો અનાદર કરૂંછું. અને સગુદ્દણ, નીતિ, ધર્મ એ સઘળાંમાંથી પ્રાપ્ત થતાં પરમ સુખોથી પણ અધિક સુખ મનુષ્યને પ્રાપ્ત કરવા ઇચ્છા અને શક્તિ હોય તો તે સુખ તો પરમાત્માનું પોતાનું આનંદ રૂપી સુખ તે છે. પરમાત્મા આનન્દમય છે, એ તો શાસ્ત્ર વચન છે કેમકે પરમાત્માનું નામ સચિદાનન્દ છે, જેથી એમના ગણુ ગુણો સત્ ચિદ્દ અને આનન્દ એ ત્રણુ ગુણો છે. જે આનન્દ પરમાત્માનું તત્વ છે, જે આનન્દ પરમાત્મા પોતે અનુભવેછે તે આનન્દ મનુષ્યે મહાલવા પ્રયત્ન કરવો જોઇએ. પણુ એ આનન્દના ભોગી થવા કલ્પ પર્યંતનો પરિશ્રમ આવશ્યક છે, માટે એ આનન્દની વાતજ કયાં રહી? મારૂં તો કહેવું એટલું છે કે જેટલું ઉત્તમ સુખ મનુષ્ય પ્રાપ્ત કરી શકે તેટલું ઉત્તમ સુખ તેણે પ્રાપ્ત કરવા પરિશ્રમ કરવો અને તે ઉત્તમ સુખજ ભોગવવું, અને અધમ સુખ જે તેને આવી મળતું હોય તે બનતાં સુધી તજવું. પરમાત્માના પોતાના આનન્દના ભોગી થવા આપણે અશક્ય છીએ કેમકે જે વેદશાસ્ત્રમાં પરમાત્માના આનન્દનું રહસ્ય આપવામાં આવ્યુંછે તે વેદશાસ્ત્રો આપણી તર્કશકિત, વિચાર શકિત, સમજ શકિત, એ સર્વને અગમ્ય છે. વેદોનાં મહાત્મ્ય માટે હું તમને કહું તે સાંભળો. વેદોના શબ્દો તે માત્ર શબ્દો નથી પણ આ વિશ્વમાં દષ્યમાન થતી સકળ વસ્તુઓની પ્રતિમાઓ છે, અને એ શબ્દરૂપી પ્રતિમાઓમાંથી સકળ વિશ્વની ઉત્પતિ થાયછે. તે એવિ રીતે કે પરમાત્મા પ્રત્યેક મહાપ્રલય પછી વેદોને પ્રથમ ઉત્પન્ન કરેછે, અને સર્વ વસ્તુઓની પ્રતિમા રૂપે ભરેલા શબ્દોના વેદો પછીથી પરમાત્મા બ્રહ્માને આપેછે જેથી પછી વેદોની શબ્દો રૂપી પ્રતિમાઓ પ્રમાણે બ્રહ્મા આ વિશ્વ રચે છે. આ પ્રમાણે બ્રહ્માની પણ પહેલાં, વેદોનું અસ્તિત્વ છે. તે માટે શાસ્ત્રમાં લખ્યું છે કે વેદના અમુક શબ્દ ઉપર મનન કરવાથી બ્રહમા દેવો ઉત્પન કરી શકયા, અમુક બીજા શબ્દ ઉપર મનન કરવાથી મનુષ્યો ઉત્પન્ન કરી શકયા, અમુક ત્રીજા શબ્દો ઉપર મનન કરવાથી બ્રહ્મા પીતૃલોક ઉત્પન કરી શકયા, અમુક બીજા શબ્દ ઉપર મનન કરવાથી બ્રહ્મા ગ્રહો ઉત્પન્ન કરી શકયા. હવે જ્યારે બ્રહ્મા સરખાનો પાર મનુષ્યથી પમાતો નથી ત્યારે બ્રહ્માથી પણ પર એવા વેદોનો પાર આપણાથી કેમ પમાય? અને વેદોનો સાર પામ્યા વિના પરમાત્માનું આનન્દરૂપી તત્વ આપણાથી કેમ સમજાય અને વળી એ આનન્દના અધિકારી અને ભોગી તો આપણાથી સહેજે કેમ થવાય? એ વેદશાસ્ત્રનું જ્ઞાન બ્રહ્મવિદ્યા દ્વારા થાયછે અને બ્રહ્મવિદ્યા માટે ભકિતમય જીવનની આવશ્યકતા છે અને છત્રપતિની રાજ્યરિદ્ધિઓ

કાંઈ કામ આવે તેમ નથી. તે વિષે હું તમને એક કથા કહું. પૂર્વે જ્ઞાનશ્રુતિ નામે એક મહાન રાજા હતા. તેમની ઉદાર વૃત્તિ કોઈથી બરાબરી કરી નહી શકાય તેવી હતી. તેમજ તેમનામાં સદ્‌ગુણો પણ સર્વ આવીને વસ્યા હતા. મોટા મોટા દેવર્ષિઓ પણ તેમના ઉપર પ્રસન્ન થયા હતા. પણ એ રાજામાં પોતાને મહા વિશિષ્ટ આત્મા ગણવાનો દોષ ઉત્પન્ન થયો. તે દોષ રહિત તેમને કરવા દેવર્ષિઓએ રાજહંસનાં રૂપો લીધાં અને તે અગાસી ઉપર બેઠો હતો ત્યારે તેની આગળથી ઉડયાં. ઉડતાં ઉડતાં એક દેવર્ષિએ રાજહંસના રૂપમાં બીજા રાજહંસને પેલો રાજા સાંભળે તેમ કહ્યું : “ અરે મૂર્ખ ! આ જ્ઞાનશ્રુતિ રાજન બેઠાછે તેમનાં મસ્તકમાંથી જે તેજપુંજ નીકળી રહ્યોછે અને અહીં હવામાં ઘણે છેટે ફેલાયોછે તેમાં તું આંધળો બની જઇને દોડેછે તો એ તેજપુંજમાં તું નાશ પામીશ. ” ત્યારે પેલા બીજા મહર્ષિએ રાજહંસના રૂપમાં પેલો રાજા સાંભળે તેમ જવાબ આપ્યો: “ શું પેલા સતત તીર્થયાત્રા કરનાર રૈકવને પ્રાપ્ત થયેલાં બ્રહ્મ તેજપુંજ કરતાં પણ આ એક નજેવા રાજાનું તેજપુંજ અધિક બળવાન તું ધારેછે કે મને આ રીતે રોકેછે ? ” જ્યારે જ્ઞાનશ્રુતિએ રાજહંસોને આ પ્રમાણે બોલતાં સાંભળ્યાં ત્યારે તેણે એકદમ પોતાનાં માણસોને આજ્ઞા કરી કે રૈકવને શોધી લાવે. રૈકવનો પત્તો એક રથ તળે પોતાનાં શરીરને ખંજોળતો મળ્યો. અને તેનાં દર્શન કરવા તે રાજા તુરત તેની પાસે ગયો. ગામો, ધનમાલ, સ્ત્રીયો એ સર્વની ભેટ રૈકવને કરીને રાજાએ તેને વિનંતિ કરી કે જે પરમાત્માનો તું જપ કરેછે તેનું જ્ઞાન મને દે. રૈકવ રાજાની આ માગણીનો અનાદર કરતો બોલ્યો : “ અરે શુદ્ર ! આ તારાં ધનમાલ તારી પાસે રહેવા દે અને અહીંથી ચાલ્યો જા. આ સાધનો વડે બ્રહ્મવિદ્યાની તને પ્રાપ્તિ થવાની નથી. ” રાજા પાછો મહેલે આવ્યો. પણ બ્રહ્મવિદ્યાની ઉગ્ર ઉત્કંઠાને લીધે વિશેષ દ્રવ્યની સામગ્રીઓ લઈને તે રૈકવ પાસે ગયો અને તે રાજ્ય વૈભવની સામગ્રીઓ સાટે બ્રહ્મવિદ્યા માટે વિનંતિ કરી. પણ રૈકવ તેની વિનંતિ માન્ય કરી શક્યા નહી અને રાજાને પાછું નિરાશ થઈને જવું પડયું. આ પ્રમાણે રાજા અનેક પ્રસંગે રૈકવ પાસે બ્રહ્મવિદ્યાની વિનંતિ કરતો આવતોજ રહ્યો ત્યારે છેવટે રૈકવને એમના ઉપર દયા આવી અને બ્રહ્મવિદ્યા શીખવી. માટે રાજકુમાર ! આ જગતમાં અને આ માનુીષ ભવમાં સાધારણ સુખો અને રાજ્ય વૈભવોનાં સુખો ઉપરાંત બીજાં પરમ સુખો જેવાં કે, બ્રહ્મવિદ્યા અને પરમાત્માનાં તત્વરૂપી આનન્દ, પ્રાપ્ત કરવાનાં છે. એવાં સુખોની પ્રાપ્તિ અર્થે હું પ્રયત્ન કરૂંછું માટેજ હું રાજ્ય વૈભવનાં આપના મહેલનાં સુખો હું ભોગવી શકીશ નહી. પણ, આપ અને મારાં રાણી માતા તે સુખેથી ભોગવો, અને તે સુખ ભોગવતાં પ્રભુજીનો પાડ માનો કે એમણે સૃષ્ટિમાં સુખજ સિંચ્યું છે. પ્રભુજીએ દીધેલાં સુખ મહાલવામાં કાંઈ અપરાધ નથી. માત્ર યાદ રાખવું એટલુંજ કે પ્રભુજીએ દીધેલું સુખ ભોગવતાં પ્રભુજીનો પાડ માની રહેવું અને પ્રભુજીની ભક્તિયુક્ત વર્તન આપણે કરવું. ગુલાબ પુષ્પને સન્નારીએ પોતાના કરમાં લીધું તો તે પાડ માનવા પુષ્પે સુવાસથી તેણીને ભરવી એજ ગુલાબનું

કર્તવ્ય છે. ગાગરે પોતાનાં ઉદરમાં જળને ધારણ કર્યું અને તેનું રક્ષણ કર્યું તો તેનો પાડ વાળવા જળનું કર્તવ્ય એટલુંજ છે કે પોતે શીતળ બની અંદર રહે. દિવસ ઉગ્યો તો તેનો પાડ વાળવા મનુષ્યે એટલુંજ કરવાનું છે કે નિદ્રામાંથી જાગી પોતાના ઉદ્યોગમાં અને પરમાર્થમાં પ્રવૃત્ત થવું.

**મારીશા**—ઓહો ! આ જ્ઞાનનો પાર કયાં આવે ! પૂજ્ય પંડીતજી! આ જ્ઞાન તમે અમારા ત્યાં રહીને અમને સદા દો તો બહુ સારૂં. પણ, પુજ્ય પંડીતજી ! આપ પકવાન નહી તો બાજરીનો રોટલો પણ જરા હવે ખાઈ લ્યો તો સારૂં કેમકે માર્ગમાં કેટલા વખતથી તમે કાંઇ ખાધું નહી હશે.

**દીવોદાસ**—રાણી માતા ! સંસારી જનની ખાવાપીવાની આગતા સ્વાગતાને હું યોગ્ય ગણુંછું અને તેને આધીન છું. ચાલો, હું જમી લેવુંછું અને તમે પણ જમી લ્યો. ( ત્રણે જાયછે ).

## અંક ૩. પ્રવેશ ૨૬.

**કેતુમાન**—( માર્ગમાં સુચિરાના આશ્રમે હારિત તથા કેતુમાન આવી પહોંચ્યા છે. હારિતને). તમે કહોછો કે મેં મારા ભાઇને ભોજનમાં વિષ દેવાનો પ્રપંચ કર્યોછે તે માટે તમે આ પ્રમાણે મને હેરાન કરોછો, તો હું પોતે કબુલ કરૂંછું કે મેં મારા ભાઇને વિષ દેવાનો પ્રયત્ન કર્યો હતો અને મારા એ અપરાધ માટે હું તમારી તેમજ મારા ભાઈની માફી માગુંછું. માટે, તમે કાંઈ હવે તો મને હેરાન કરવો યોગ્ય નહી ધારો તો સારૂં.

**હારિત**—જ્યાં હૃદયનું કપટ છે ત્યાં મુખની મીઠી વાણીને શું કરવી છે ? ઘોર માંહે કીડાઓ ઉભરાઇ રહ્યાછે તો તે ઘોરની બહારની રત્ન જડિત શોભાથી શું મગ્ન થવાનું છે ? સર્પ વિષડંસ દઇને સર્વના પ્રાણ લેનાર છે તો તેની રંગબેરંગી લીસી ચામડીમાં મોહ શું પામવાનો છે? છાતીએ ક્ષય રોગ થયોછે તો મુખ ઉપર આવેલી ખોટી લાલીથી આરોગ્યતાનો હર્ષ કેમ અનુભવવાનો છે ? માટે તમારા કપટી જુઠા બોલો ઉપર ભરોસો રાખી શકાયજ નહી.

**કેતુમાન**—તમે મને જુઠો કપટી જે કહો તે મારે કબુલ છે, પણ હું તો આ જગતમાં એવો કોઈ નથી જોતો જે સદા ખરૂંજ કહેતો હશે અને સદા ખરૂંજ ચાલતો હશે.

**હારિત**—તમારૂં કહેવું ત્યારે એવું છે કે હું પણ તમારા જેવોજ જુઠું બોલનારો અને કપટી માણસ છું અને વળી તમને દંડવા કેમ નીકળ્યોછું ? પણ મારે તમને કહેવાનું એ

છે કે જગતમાં દરેક ચીજની હદ હોયછે જેથી દુષ્ટતાને પણ હદ હોયછે પણ તમારી દુષ્ટતાને હદજ નથી. ઘરનાં આંગણુમાં ધૂળની ચપટી પડી હોય તે પણ કચરો કહેવાય પણ તેથી કાંઇ ઘર આગળ ઉકરડો લાવીને ઠલવાય ? ગુલાબ પુષ્પ ને ઝીણી કાંટીઓ છે પણ તેથી બાવળિયાની શૂળો પણ સુખપ્રદ કહીશું તો ચાલશે ? વૃષાની ધારા ગગનમાંથી ઉતરી તો તે મોતી સમાન નિર્મળ અને તેમાં ભીંગાતાં કાંઇ ઝાઝી અડચણ નહી, પણ તેથી શું વિષ્ટાનાં જળ કોઇએ અગાસી ઉપરથી રસ્તે જનારનાં શિર ઉપર રેડયાં તો તેની પણ શું ઝાઝી અડચણ નહી ? માટે, તમે બીજાઓ સાથે પોતાને સરખાવોછો પણ તમારી સરખામણી કોઇ સાથે થઇ શકે તેમ છેજ નહી. (તેને ઝાડ સાથે દોરીથી બાંધતાં). અહીં આપણે વિશ્રામ લઇશું માટે તમારા અને મારા માટે કાંઈ આહાર મળે તે લઈ આવું. (જાયછે).

**કેતુમાન**—(સ્વગત). અરેરે ! આ મારી શી દશા થઈ ! હવે આ બારવટિયાના હાથમાંથી છુટવાનો તો કાંઇ માર્ગ દેખાતોજ નથી. મારો અંશુમાન ભાઇ આ બારવટિયાને મળ્યો કયાંથી અને આ બારવટિયો મારા એ ભાઇનું ઉપરાણું લઇને નીકળ્યો છે કયાંથી, એ કાંઈ મને સમજ પડતી નથી ! અરે ! સમજ નથી કેમ પડતી ! સમજ પડે તેવું આ છે. સમજ આટલીજ પડવાની છે કે વાવો તેવું લણો, અને આ કેતુમાને દુષ્ટ કૃત્યો કર્યાં તો કેતુમાન રાજકુમાર હવે પસ્તાવો કરે ઘણો ઘણો.

### ગાયન ૬૩.

૧ કરી કેવી કુટામણ, સમજી તે સારી સમજણ !
અર્થ સર્યો નહી એક પણ, હાથે લાવી મુકવું અકાળ મરણ !
૨ ભાવિક ભાઇને વિના કારણ, તજાવ્યું મેં તાત બારણ,
દ્વાર બહાર થયો હું પણ, જળાપાનાં જાગ્યાં જાગરણ !
૪ દેખું હવે જે કહેવાય દુષણ, તેનું નવ કરૂં હવે પોષણ,
હોય દર્ગુણ જો એક કણ, દુખ આવી પડે એક મણ.
૫ દુષ્ટતામાં નહી ડહાપણ, એ છે મૂઢતાનું આવરણ,
કરી હવે સુનીતિ શ્રવણ, કરીશ પ્રભુ ડરથી આચરણ.

(કેતુમાન નિશ્વાસ નાખીને અને આંખે હાથ દઇને બેસેછે. સુચિરા પોતાના આશ્રમે મિથલ અને અંબાલીકા જે એમને વળાવા આવ્યાં છે તેમની સાથે આવી પહોંચેછે).

**સુચિરા**—(અંબાલીકાને તથા મિથલને), તમે બેઉ અપાર શ્રમ લઇને મને મારા આશ્રમે મુકવા આવવા પધાર્યાંછો તો મારા આ આશ્રમે હવે આવી પહોંચતા તમે બેઉ જરી આરાંમ લ્યો અને મને જે કાંઇ આહાર આટલામાં મળેછે તે આપણા સર્વ માટે લઈ આવુંછું.

**મિથલ**—આહાર લઇ આવવો એ મારૂં કામ છે, માટે, માતુશ્રી તમે તો અહીંજ થોભો (જાયછે).

**સુચિરા**—( મિથલને જતો રોકીને ). પરોણાને પોતાનું ભોજન ઢુંડી લેવા માટે જવા દેવાની સંસારી સ્વાર્થી જનની પણ રીતી નીતિ નથી તો તે વૈરાગ્ય યુક્ત નિઃસ્વાર્થી યોગીઓનો વિવેક કેમ હોઈ શકે ? માટે, મારા આશ્રમે તમને તમારો આહાર ઢુંડવા જવા મારાથી નહી દેવાશે; કારણકે તેથી તો શાસ્ત્ર વિરૂદ્ધ પાતકી આચરણ મારાથી થશે, અને એ વિષેના આપના આગ્રહથી મને એ પાપમાં નહી નાખશો. મહાત્મા ધર્મરાજ યુધિષ્ટિર દુષ્ટ દુર્યોધન સાથે પ્રપંચી દ્યુતમાં રાજ્યપાટ હારી જઈ વનવાસ જવા નીકળ્યા ત્યારે અસંખ્ય ગુણીજનો એમની પાછળ વનવાસમાં જઈ રહેવા નીકળ્યાં. પોતાની સંગાથે આવેલાં એ લોકોની આગતા સ્વાગતા કરવાનું ધર્મરાજ યુધિષ્ટિર પાસે માર્ગમાં દ્રવ્યનું કે બીજી સામગ્રીઓનું કાંઈ સાધન નહી હતું, તેથી એમણે પોતાની સંગાથે આવેલાં લોકોને તેમનું ખાવા પીવાનું વનમાં પોતાના હાથે અને પોતાના ખરચે ફોડી લેવા દીધું નહી. પણ, એવે સમયે ધર્મરાજ યુધિષ્ટિરે સૂર્યનારાયણનું સ્તવન કર્યું. સૂર્યનારાયણે તેમના ઉપર પ્રસન્ન થઇને એક વાસણ આપ્યું અને કહ્યું કે કુંતિ માતાએ એમાં રાંધેલી રસોઇ ગમે તેટલાં માણસો માટે અખૂટ નીકળતી રહેશે. અને ધર્મરાજ યુધિષ્ટિરે સર્વ લોકોની આગતા સ્વાગતા એ પેરે કરી, ત્યારે તમો ભાઈ અને અંબાલીકા બહેન એ માત્ર બે જણની આગતા સ્વાગત કરવા મારા ભગવાન મને સમર્થ નહી કરશે ? માટે, આહાર ઢુંડવા જવામાં મને કષ્ટ પડશે એમ જાણશો નહી. તમે નિરાંતે બેસો. હું ઝટ વારમાં પાછી આવી જાણજો. (જાયછે).

**અંબાલીકા**—( મિથલને ). વનની પ્રભુજીની આ વિશ્વરચના આગળ રાજનનો મહેલ પણ તેનાં હાંડી ઝુમર અને બાગ બગીચાની શોભા સાથે પણ ઠાઠાં જેવો મને તો લાગેછે ! મને નવાઇ તો એમ વિશેષ લાગેછે કે આવાં સુંદર સ્થળો પ્રભુજીએ મનુષ્યને કાંઈ દામ વિના તથા લેશ શ્રમ વિના દીધાંછે, તો પછી મનુષ્ય મહેલ માળિયાં કે ઘરબાર દામ ખરચીને અને મહેનત લઇને શા માટે બાંધેછે ! ઘર આંગણે સરિતા જળ વહેછે અને ખારાં જળના ઘડા ભરી લાવવા મનુષ્યો દૂરના સાગરે શા માટે જતાં હશે ! ગળે રત્ન જડિત હાર છે તો તે પહેરનારને કેદીને લોહની ભારી બેડીઓ પહેરવા જીવ કેમ થાયછે ! આકાશમાં પતંગો રૂપી તારલાઓ પાર વિનાના છે તો બાળક પળમાં ફાટી જતી કાગળની પતંગ ઉરાડવાનો ફોકટ શ્રમ શા માટે લઇ રહ્યુંછે !

**મિથલ**—પૂજ્ય માતુશ્રી ! પ્રભુજીએ મનુષ્યને સંસારી જીવન દીધુંછે એટલે મનુષ્યે સંસાર વસાવવાનો છે તો તેના અંગે તેને પોતાનાથી બની શકે તેવી ભાંગી ઝુંપડી કે મોટો રત્નજડિત મહેલ બાંધવાનો છે. અને જેને પ્રભુજીએ વૈરાગ્યનું જીવન દીધું છે તેને આ વનમાં વૃક્ષ તળે વિનોદમાં રહેવાનું છે.

**હારિત**—( આહાર લઈ આવતાં. સ્વગત ). આહાર મળતાં મને આજે મુસ્કેલી પડી ! હવે આ કેતુમાનને આહાર આપું અને સંધ્યાકાળ થઇ ગઈ છે તે માટે હું ધારૂંછું કે હવે આ રાત્રિ અહીંજ ગાળું અને સવારે ચાલવા માંડીએ. ( મિથલ ઉપર નજર પડતાં. સ્વગત ). અરે ! આ તો મિથલ ભાઈ છે ! એ અહીં ક્યાંથી !

(મિથલને). કોણ ભાઇ મિથલ ? તમારી સાથે આ બાઈ કોણ ? (બેઉ ભાઇઓ એક બીજાને હર્ષથી ભેટેછે ). તમે ખુશીમાં છોને ? ભાઇ ! તમને યુધાજીત મહારાજાનાં માણસોના હાથમાંથી તે દિવસે બચાવવાનો પુરતો પ્રયત્ન કરીને હું તમારાથી છુટો પડયો ત્યારથી મને તમારી કાંઇ ખબર મળી નહી હતી, અને તમારો અહીં આજે મેળાપ થશે તેની મને સ્વપ્ને પણ આશા નહી હતી. આ કેતુમાન રાજકુમારને મેં ત્યાં બાંધ્યોછે (આંગળીથી દિશા બતાવતાં) ત્યાં એને આ આહાર આપી આવીને આપણે નિરાંતે વાત કરીએ છીએ. મેં એને કેદ કર્યોછે અને મારૂં ચાલે તો હું તો એને ગુફામાં સદા પૂરી રાખું પણ એમના ભાઈ અંશુમાનનો જીવ એમના માટે બળેછે, એટલે હું એમને કાંઇ કરી શકતો નથી. (કેતુમાનને આહાર આપવા જાયછે).

**અંબાલીકા**—(મિથલને). મોટા ભાઇ ! તમે જાણોછો કે આ કેતુમાન કુમારે મારો જીવ એક ફેરા સર્પડંસનું વિષ ચુસી લઇને ઉગાર્યોછે, માટે મારૂં કર્તવ્ય છે કે એમનો જીવ આ તમારા હારિત ભાઇના હાથમાં દુઃખમાં છે તો એમને એ દુઃખમાંથી હું પણ છોડવું, જેથી એમણે મારા ઉપર કરેલો ઉપકાર કાંઈક અંશે મારાથી વાળી શકાશે. માટે, મારા તરફથી તમે તમારા ભાઇને વિનંતિ કરો કે કેતુમાનનો ગમે તે અપરાધ હોય તોપણ આજ પળે તેમને છુટા કરી અહીંથી છુટા જવા દે. ભાઇ ! તમે મારો આટલો બોલ માન્ય રાખીને તમારા ભાઇ પાસે મારૂં આટલું કામ કરાવશો તો હું સદાની તમારી દાસી થઇને રહીશ.

**મિથલ**—અરે ! પૂજ્ય માતુશ્રી ! તમારૂં વેણ હું મારો પ્રાણ જતાં પણ પાછું ઠેલું ખરો ! અને મારો ભાઈ પણ જો તમારૂં વેણ પાછું ઠેલે તો એ મારો ભાઈ નહી અને હું એનો ભાઈ નહી. (હારિત આવી પહોંચતાં તેને). ભાઈ ! મારા શિરછત્ર મહારાજાધિરાજનાં અંબાલીકા રાજપુત્રીની આજ્ઞા છે કે આ કેતુમાનને એકદમ છોડી દેવા. માટે જેમ શ્વાનને સાંકળમાંથી છોડી મુકવામાં આવે, જેમ જોડા ઉપરથી રજ ખંખેરી નાખવામાં આવે, જેમ અંગ ઉપરથી ફાટું વસ્ત્ર કહાડી નાખવામાં આવે, તેમ તમે એ કેતુમાનને પ્રથમ છુટો કરી આવો પછી બીજી બધી વાત. પૂજ્ય માતુશ્રી અંબાલીકાની મરજી વિરૂદ્ધ આ મિથલથી વર્તન નહીજ થાય, અને મિથલથી નહી થાય તો મિથલના ભાઈ હારિતથી પણ નહી થાય, એટલુંજ તમને હું ટુંકમાં કહુંછું.

**હારિત**—ભાઈ ! આ તો પૂજ્ય માતુશ્રી અંબાલીકાની મહા ખોટી આજ્ઞા મને થાયછે. પણ જ્યાં એમની અને તમારી આજ્ઞા એ છે, ત્યાં તે ખોટી કે સારી જોવાની નથી. જ્યાં રણક્ષેત્રમાં લડાઇનું રણશિંગડું વાગ્યું ત્યાં પછી કેડની તલવાર ભાંગેલી છે કે આખી તે જોવા થોભવાનું નથી પણ તે શત્રુ સામે ઉગામવાનીજ છે; જ્યાં દાતાર નિર્ધનને પઇસા લુંટાવેછે ત્યાં નિર્ધનને જોવાનું રહ્યું નહી કે ખરો પઇસો લૂંટાયછે કે ખોટો, પણ તે નિર્ધને તે લુંટવાથીજ વાત રાખવી; જ્યાં વૃક્ષ લતામાં ફરવાનું છે ત્યાં કંટકનાં વૃક્ષ તળે કે સુંવાળાં પાનવાળાં વૃક્ષ તળે બેસવાનું

થયું તે એકજ છે, કેમકે વૃક્ષલતામાં એ પ્રમાણેજ હોય. (કેતુમાનને છોડી લાવવા જાયછે).

**અંબાલીકા**—(મિથલને). ભાઈ! તમે અને તમારા ભાઇએ મને જીવતદાન દીધુંછે એટલુંજ કહીશ તો તે બસ છે. વધુ કહેવા જતાં હું આભારના ઉભરાથી ગુંગળાઈ જઇશ.

**હારિત**—(કેતુમાનને છોડી લાવીને. કેતુમાનને). આ માતુશ્રી અંબાલીકાની આજ્ઞાથી આ પળે હું તમને છુટા કરૂંછું. તમે તમારા પિતાના મહેલે સિધારો પણ અંશુમાન ભાઈ સામે ફરીથી જરા પણ પ્રપંચ રમશો તો હવે તમે છુટવા પામવાના નથી એ તમે નક્કી જાણજો.

**કેતુમાન**—મારા અંશુમાન ભાઇને હું કદી દુભવીશ નહી એ તમે નક્કી જાણજો, અને તમને તેની ખાતરી પડે તે માટે હું તમને મારી સાથેજ મારા મહેલે લઈ જઇને રાખીશ. (અંબાલીકાને). તમારૂં સર્પડંસનું વિષ ચુસી લઇને મેં તમને બચાવ્યાં, પણ તમે પણ આજે જીવતદાનથી વધુ ઉપકાર મારા ઉપર કર્યોછે, માટે મારો તમારા ઉપરનો પાડ હવે વળી ગયોછે એટલુંજ નહી પણ તમારો અગણિત પાડ વળી મારા ઉપર ચડયોછે. અને તમારો જે પાડ મારાં શિર વધારાનો ચડયો છે તે તમારી સેવામાં રહીને તમે કહેશો તે પેરે હું વાળીશ. (જાયછે).

**સુચિરા**—(કેતુમાનને સામી મળતાં, તેને). ભાઈ તમે કોણ છો? ભુખ્યા હશો, માટે થોભો. આપણે પેલાં બધાં સંગાથે બેસીને ખાઈ લઇએ છીએ. અને પછી જજો.

**કેતુમાન**—ના. માતુશ્રી, ના. વિદ્યાર્થીઓના વર્ગમાં વાનર ના હોય; વૃક્ષલતામાં લહાય લગાડનારો અંગાર ના જોઇએ; નિરોગીનાં અંગે વેદના કરનારૂં ધુમકું મહા ખોટું. હું દુષ્ટ છું. પેલાં બધાં સાથે બેસીને મારાથી ખવાય તેમ નથી. મને માફ કરો. (જાયછે).

**સુચિરા**—(સ્વગત). આ માણસ કોણ જાણે કેમ આ લોકો સાથે ભળ્યા નહી અને ચાલી ગયા! સંસારી જનોને તો પરસ્પર રાગ દ્વેષનાં પારવિનાનાં કારણો હોય. (અંબાલીકા પાસે જઈ પહોંચતાં. તેણીને). મને આવતાં વાર થઇ ગઈ; હવે આપણે આ આહાર હું લાવી છું તે ખાઇ લઈએ, અને તમે તથા મિથલ ભાઇ ઉંઘી જાવો કેમકે તમે સવારે વહેલાં નીકળવાનાં છો. (આહાર મોટાં પાતરાંઓમાં જમીન ઉપર મુકેછે અને બધાં ખાવા બેસેછે).

**અંબાલીકા**—માતુશ્રી! તમે અમારે માટે બહુ શ્રમ લીધોછે. અરે! હું તમને ઓળખાવતાં ભૂલી ગઈ કે મિથલ ભાઈના આ બીજા ભાઈ હારિત નામના છે, અને અહીં એ બેઉ ભાઇઓનો અણધાર્યો મેળાપ થઈ ગયોછે. (હરિતને). ભાઇ! આ યોગેશ્વરી માતુશ્રીને નમન કરો. (હારિત નમન કરેછે). માતુશ્રી! હું તો કાલે અહીંથી જઇશ માટે સંસારમાં મને ઉપયોગી થઇ પડે અને મારૂં સંસારી જીવન મને નર્કવાસ પ્રાપ્ત ન કરાવે એવો બોધ મને આ પળે દેવા કૃપા કરો.

**સુચિરા**—બહેન! તમે મને આ વિશે કહ્યું ન હોત તોપણ હું એ વિશે હું તમારી સાથે

વાત કરવાની હતી. ગૃહસ્થાશ્રમમાં અન્નદાન મહા કલ્યાણકારી છે માટે અન્નદાનમાં તમે હર પળે તત્પર રહેજો. અન્નનું દાન આપવામાં દાન ગ્રહણ કરનારની ઉંચી કે નીચી જાત જોવાની નથી પણ સર્વ કોઈને શુદ્ધ ભાવથી તમારે અન્નદાન કરવું. આપણા મૃત્યુ પામેલા પીતૃ લોકને પણ આપણા હાથનાં અન્નદાન સાથે સબંધ છે જેથી તેઓને પોતાના પુત્રો તથા પૌત્રોના હાથનાં અન્નદાનનું પુણ્ય જઇ મળેછે અને તેઓ સદ્દગતિ પામેછે. શાસ્ત્રમાં કહ્યુંછે કે અન્નદાન કરનારો પુરૂષ પુત્રવાળો, ધનવાળો, વૈભવવાળો, તેજસ્વી રૂપવાળો અને પ્રાણવાયુથી ભરેલો થાયછે. ત્રણ લોકમાં જે સ્થાવર જંગમ છે તે અન્નથીજ પોષણ પામતું જણાયછે માટે અન્નનાં દાનનું મહત્વ ધર્મમાં અતિ ઘણું છે. જળ દાન માટે પણ શાસ્ત્રમાં ઘણું કહેવામાં આવ્યુંછે. જળદાનનાં મહત્વ વિષે એટલું જાણવું પુરતું છે કે જે કોઇ મનુષ્ય સમૃદ્ધિવાન થવાની અભિલાષા રાખે તેણે સતત જળદાન કરવું. વળી જળદાન યશ તથા આયુષ્યનું આપનાર કહેવાયછે. જળદાન કરનારના શત્રુઓ તેના ઉપર કદી વિજય મેળવી શકતા નથી અને તેની એક પણ કામના સફળ થયા વિના રહેતી નથી. અને છેવટે જળદાન માટે કહ્યું છે કે સ્વર્ગ લોકમાં અક્ષય સુખ પ્રાપ્ત કરાવનારૂં આ જળદાન છે. માટે, બહેન, અન્નદાન તથા જળદાનનું રહસ્ય તમે જાણ્યુંછે તો તમે તેમાં ચુક કરશો નહી. મુઠી ભર અન્ન કે લોટી જેટલાં જળની બીસાદ શું, પણ એ અલ્પ જળ તથા અલ્પ અન્નનું મહત્વ કેટલું હદ પાર છે! કળીયુગ વિષે શાસ્ત્રમાં કહ્યુંછે કે એ યુગમાં મોક્ષની પ્રાપ્તિ માત્ર ભક્તિથી શકય છે, જોકે સત્ય, ત્રેતા, અને દ્વારાપર યુગમાં તો તપ, યોગ એવા ઉગ્ર માર્ગો મોક્ષ માટે લેવા પડતા. હવે ભક્તિ તો પરમાત્માની જ હોય અને તેથીજ મોક્ષની પ્રાપ્તિ થાય. પણ અન્નદાન જળદાન એ પણ એક જાતની જનસેવા રૂપી ભક્તિ છે, અને જનસેવાની ભક્તિ તો પરમાત્માની ભક્તિનું એક અંગ છે, માટે અન્ન તથા જળદાન દ્વારા પ્રાપ્ત થતું મહાત્મ્ય તે પરમાત્માની ભક્તિ બરાબરજ છે. પરમાત્માની દ્રઢ ભક્તિ તો સંસારી મનુષ્યને અશકય છે તો અન્નજળનાં દાનથી જનસેવા રૂપી ભક્તિ કરીને તે રીતે પરમાત્માની ભક્તિ યોજવી એ સંસારી જનને ઉચિત છે. હવે આ અન્ન જળનું દાન મનુષ્યે એક બીજાને કરવાનું છે એટલુંજ નહી પણ મનુષ્યે પશુ પંખી અને સકળ જીવાત્માઓ તરફ કરવાનું છે. અને તે સબંધિ શાસ્ત્રમાં લખ્યુંછે કે જે કોઈ પોતે ભોજન પહેલાં એક મુષ્ટિ ઘાસ ગાયને એક વર્ષ નાખે તેનું પુણ્ય એટલું બળવાન થાયછે કે તેની સકળ કામનાઓ જરૂર સફળ થાયછે. આપણને પોતાને અન્ન તથા જળ જોઈએ છે માટે તે આપણને પ્રાપ્ત થયું હોય ત્યારે તેમાંથી થોડું અથવા ઘણું જરૂર બીજાંઓને દાનમાં આપવું. આપણે પોતે ખાવાનાં અન્નમાંથી થોડું કે ઘણું આપીશું તો એટલું ઓછું થશે અને આપણા પોતાના માટે એટલું ઓછું રહેતાં આપણે એટલાં ભૂખ્યાં અને તરસ્યાં રહીશું, એવો વિચાર આપણે કદી લઇ જવો નહી. ખેતરમાં એક બી દાટવાથી અને જળ સિંચન કરવાથી આપણે એક બી રહિત થતાં નથી, પણ હજારો દાણાનાં ડુંડાની આપણે પ્રાપ્તિ કરીએ છીએ;

દુધમાં સાકર નાખવાથી તે સાકર કાંઇ તેને ઉકરડે કે વગડે નાખવાની પેઠે આપણે ખોતાં નથી પણ દુધને ગળ્યું કરી તે ગળ્યાં દુધથી વદનને શાંતિ કરીએ છીએ. દિવેલ અને દિવેટ બાળવાથી આપણાં ઘરબાર કાંઇ બળી જતાં નથી પણ ગગનના સૂર્યની પ્રભા રાત્રિએ સ્થાપી અંધકારનું દુઃખ દૂર કરીએ છીએ. તેજ પ્રમાણે દાનમાં લેશ પણ આપવાથી આપણું કાંઇ ખુટવાનું નથી કે આપણા જીવને કાંઈ કષ્ટ પડવાનું નથી, કેમકે દાનમાં પરિણામે કોટયાવધિ પ્રાપ્તિ અને સુખ આપણને આવી મળેછે. દાન કોઈ પ્રબળ શક્તિ દ્વારા આવું કોટયાવધિ શુભ ફળ આપણને પ્રાપ્ત કરાવેછે. એ વિષે આપણે એટલુંજ સમજવાનું છે કે દાન એ અવર જીવાત્મા કાજે થોડે કે ઘણે અંશે આપણું સ્વાર્પણ છે. અને સ્વાર્પણની સીઢીથીજ સ્વર્ગારોહણ આ કળીયુગમાં છે એ તમે નક્કી જાણજો. અન્નનાં દાન માટે એટલુંજ કહેવું છે કે જેમ અન્નનો એક દાણો ભૂમિમાં પડતાં તેમાંથી અનેક દાણા આપોઆપ ઉગેછે, અને તેમાંથી અગણિત બીજા દાણાઓ ઉગેછે, તેમ અન્નનાં એક દાનમાંથી અસંખ્ય શુભ અને તેમાંથી અસંખ્ય શુભ એવું અવિનાશી સુખ પ્રાપ્ત થાયછે. અને, બહેન, મારી તમને ખાસ એટલી વિનંતિ છે કે તમે આ પળથી આટલું વ્રત લ્યો કે અન્ય જીવાત્માઓની ભુખ તરસ પ્રાતઃકાળમાં ભાંગ્યા પહેલાં તમે તમારા પોતાના માટે અન્ન જળનો સ્પર્શ પણ કરશો નહી. આ વ્રત પ્રમાણે વર્તનથી શું શુભ ફળ તમે પામોછો તે તમે જોશો. હવે, બહેન, અન્ન જળનાં દાન સબંધિ અને બીજાં દાનો સબંધિ બે ચાર બોલો તમને શાસ્ત્રમાં કહેલા કહી સંભળાવું. જળનાં દાનનું મહત્વ કેવું છે તે તો મેં તમને કહ્યું. હવે જળદાન આવું મહત્વનું હોવાથી મનુષ્યે આ પૃથ્વી ઉપર જળ માટેનાં સ્થળો, જેવાં કે, પરબો, કુવાઓ, તળાવો, વગેરે પોતાનાં સાધન પ્રમાણે કરાવવાં. જેનાં બંધાવેલાં તળાવો વૃષા કાળમાં ભરેલાં રહેછે તેને અગ્નિ હોમનું ફળ પ્રાપ્ત થાયછે. શરદઋતુમાં જેનાં બંધાવેલાં તળાવમાં જળ રહેછે તેને મરણ પછી સહસ્ત્ર ગોપ્રદાનનું ફળ પ્રાપ્ત થાયછે. ગ્રીષ્મઋતુમાં જેનાં તળાવમાં જળ રહેછે તેને વાજીમેધ યજ્ઞનું ફળ મળેછે. ટુંકમાં, જળાશયો ખોદાવવાં તે પોતાને અને પોતાનાં કુળને તારવા સમાન છે. હવે જળાશયોની આગળ વૃક્ષો રોપવાનું પણ દાન ઘણું મહત્વનું શાસ્ત્રમાં કહેવામાં આવ્યુંછે. વૃક્ષ રોપનારનો પીતૃલોકમાં તેના પીતૃઓ સાથે સુખમાં વાસ થાયછે અને તેનાં મૃત્યુ પછી તેનું નામ નાશ પામતું નથી. વૃક્ષ માટે એવું કહેવામાં આવેછે કે મૃત્યુ પછી વૃક્ષ પુત્રની પેઠે તારનાર છે. તેજ પ્રમાણે મહેલે આવતા હર કોઈ અતિથિનો પૂર્ણ સત્કાર કરવામાં તમે ચુકશો નહી. અતિથિના સત્કારનું પુણ્ય પાર વિનાનું છે. અતિથિનો સત્કાર કેટલી હદે મનુષ્યે કરવાનો છે તે હું તમને કહું. ચ્યવન નામના મહા તપવાળા મુનિ એક કુશિક નામના રાજાનાં ત્યાં ગયા અને તેના મહેલે રહેવા ઈચ્છા દર્શાવી. કુશિક રાજા અતિથિઓના સત્કારમાં સદા પ્રવૃત્ત રહેતા તેથી ચ્યવન મુનિને પોતાના મહેલે રાખ્યા અને પોતાની સ્ત્રી સહિત ચ્યવન મુનિની સેવામાં હાજર રહેવા માંડયું. આ ચ્યવન મુનિ આ કુશિક રાજાને જાણી જોઇને સંતાપ દેવાને આવ્યા હતા તેથી

ચ્યવન મુનિએ અનેક પ્રકારનો સંતાપ તે રાજા અને રાણીને દેવા માંડયો. રાત્રિનું વાળું કુશિક અને એમનાં પત્નીએ ચ્યવન મુનિને કરાવ્યું. પછી ચ્યવન મુનિ ઉંઘી ગયા અને તે બીચારાં એમની સેવામાં બેસી રહ્યાં. આ પ્રમાણે ચ્યવન મુનિ આગળ બેસી રહીને એકવીસ દિવસો એ રાજાએ અને રાણીએ ગાળ્યા, પણ સુતેલા ચ્યવન મુનિ આગળથી ઉઠયાં નહી કે રખેને મુનિ જાગી ઉઠે અને મુનિની સેવામાં કાંઈ ચુક થઈ જાય. એકવીસમે દિવસે જ્યારે ચ્યવન મુનિ જાગ્યા ત્યારે એક પણ અક્ષર બોલ્યા વિના એમણે ચાલવાજ માંડયું તેથી કુશીક રાજા અને તેમનાં રાણી એમની પાછળ પાછળ મુગાં મુગાં બીચારાં નીકળ્યાં. ઘણે દૂર પાછળ જવા પછી ચ્યવન મુનિ એકાએક અદૃષ્ય થઈ ગયા. કુશિક રાજા મનમાં ડરી ગયા કે એમનો કાંઈ અપરાધ થયો હશે તેથી ચ્યવન મુનિ અંતર્ધાન થઈ ગયા. કુશિક રાજા ડરથી થોડોક વખત બેભાન થઈ ગયા. પણ પાછા સાવધ થતાં ચ્યવન મુનિને વનમાં ખોળવા લાગ્યા. જ્યારે ચ્યવન મુનિનો પત્તો નહીજ લાગ્યો ત્યારે મહા ઉદાસીમાં પોતાના મહેલે પાછા વળ્યા તો ત્યાં જુવેછે શું કે ચ્યવન મુનિ શયનગ્રહમાં આવીને નિરાંતે ઉંઘી ગયા હતા. કુશિકરાજા અને તેમની સ્ત્રી તેમને જગાડયા વિના તેમની સેવામાં હાજર રહેવા તેમની આગળ પાછાં બેઠાં અને તે છેક બીજા એકવીસ દિવસ સુધી, કેમકે છેક એકવીસમે દિવસે ચ્યવન મુનિ પાછા જાગ્યા. આ પ્રમાણે ચ્યવન મુનિ આ રાજા રાણીને અત્યંત સંતાપ દેવા લાગ્યા પણ કુશિક તથા તેમનાં પત્ની અતિથિની સેવામાંથી ચલાયમાન થયાં નહી. જાગૃત થતાં ચ્યવન મુનિએ રાજા અને રાણીને કહ્યું કે તમારા હાથે મને સ્નાન કરાવો, અને રાજારાણીએ એવું અધમ કામ પણ કર્યું, પણ લેશ ક્ષોભ દીલે ધર્યો નહી. પછી ભોજન માટે અનેક પ્રકારનાં પકવાનો રાજા તથા રાણીએ ચ્યવન મુનિ આગળ મુકયાં તો તે સર્વે ચ્યવન મુનિએ સળગાવી દીધાં. કુશીક રાજા અને રાણીએ આથી જરા પણ કોપાવેશ દર્શાવ્યો નહી. પછી પાછા ચ્યવન મુનિ અંતર્ધાન થઈ ગયા. પણ પાછા ચ્યવન મુનિ પ્રગટ થયા અને કુશિક રાજાને કહ્યુંકે મારે રથમાં વિહાર કરવો છે માટે અશ્વોને બદલે તમે અને તમારી પત્ની મારો રથ તાંણો. આ ક્રુરતાથી પણ કુશિક રાજા ખેદગ્રસ્ત થયા નહી અને પોતે અને પોતાની સ્ત્રીએ ચ્યવન મુનિને રથમાં ઘસડીને આખાં નગરમાં ફેરવ્યા. જ્યારે આ સઘળો સંતાપ કુશિક રાજાએ વેઠયો ત્યારે ચ્યવન મુનિને ખાતરી થઇ કે અતિથિના સત્કાર કરવામાંથી કોઇપણ રીતે કુશિક રાજાને ચલાયમાન કરવા અશકય છે. અને પછી ચ્યવન મુનિ તેમને સંતાપ દેતા અટકયા. માટે, બહેન, અતિથિનો સત્કાર તમે અવશ્ય કરજો. અને બહેન, ટુંકમાં હું તમને એટલુંજ કહીશ કે અનેક પ્રકારનાં દાનરૂપી પુણ્યો તમે હર પળે કરતાં રહેજો. અને કોઇ પણ પુણ્યનું મહાત્મ્ય કેવું છે તે માટે તમને એક બીજી કથા કહુંછું. એક સમયે કૃષ્ણદ્વૈપાયન જે સર્વ પ્રાણીઓની ભાષાને અને ગતિને જાણનારા છે તે સ્વેચ્છાનુસાર વિહાર કરતા હતા ત્યારે માર્ગમાં એક કીટને બહુ ઝડપથી દોડતો તેમણે જોયો. આ પ્રમાણે ઉતાવળે દોડવાનું કારણ તેમણે તે કીટને પુછયું ત્યારે તે કીટે જવાબ આપ્યો કે અહીં થઇને

પેલું ગાડું જાયછે તેનાં લાકડાંના ખખડાટથી, તેના બળદોના ખરીના અવાજથી, અને તેના હાંકનારની ગડબડથી હું ત્રાસ પામી જાવુંછું કે રખેને એ ગાડાં તળે હું કચડાઇ જઇશ અને મૃત્યુ પામીશ, અને મૃત્યુમાંથી ઉગરવા હું આ નાસભાગ આટલો ઉતાવળથી કરૂંછું. અને સર્વ પ્રાણીઓને જીવ વહાલો છે તેમ મને પણ મારો જીવ વહાલો છે તેથી આ ગાડાં હેઠળ કચડાઇ જઇને સઘળું સુખ ખોવા હું ઈચ્છતો નથી. ત્યારે કૃષ્ણદ્વૈપાયને તે કીટને પુછ્યું કે કીટના અધમ અવતારમાં તો તને શું સુખ મળેછે કે એ સુખમાં તું રાજી થયોછે. કીટે ઉત્તર વાળ્યો કે પ્રત્યેક અવતારમાં તેને અનુકુળ સુખ હોયછે તેથી પ્રત્યેક અવતાર જીવને સુખરૂપી હોયછેજ, અને વળી દરેક અવતારમાં જે જે કાંઇ ભોગવવાનું છે તે મારે ભોગવવું જોઇએ, અને કીટ અવતારમાં જે મારે ભોગવવાનું છે તે હું ભોગવુંછું. પુર્વે હું મનુષ્ય અવતારમાં અનેક દુર્ગુણો ભરેલો હતો જેથી ઇશ્વરમાં હું આસ્થા નહી રાખતો હતો, હું પારકાંઓનું ધન હરી લેતો, શરણે આવેલાંઓનું હું રક્ષણ નહી કરતો હતો, કોઇને સદ્દગુણી જોઇને હું તેને દુર્ગુણી કરી બેસાડતો, મારી ઇંદ્રિયોનાં સુખ માટે અનેક દુષ્કર્મો હું કરતો. આ પ્રમાણે મારાથી પુણ્યો થયાં નથી તેથી હું આ કીટના અવતારને પામ્યોછું. ત્યારે કૃષ્ણદ્વૈપાયને તેને કહ્યું કે તું હજી પણ ધર્મનું પાલન કરીને પુણ્યમાં પ્રવૃત્ત થઇશ તો ફરીથી ઉત્તમ અવતાર મારા અનુગ્રહથી પામીશ અને હું તને રાજકુંવરનો અવતાર પ્રાપ્ત કરાવુંછું. પછી તુરતજ તે કીટ ગાડાં હેઠળ કચડાઇ ગયો અને રાજકુમાર થઇને જન્મ પામ્યો. પછી કૃષ્ણદ્વૈપાયને તેને પૂર્વના કીટના અવતારની યાદી દેવડાવી ત્યારે તે રાજકુમાર કીટમાંથી થએલી પોતાની ઉન્નતિ માટે પ્રેમથી તેમનું પૂજન કરવા લાગ્યો અને તેમની સેવામાં તેમનો દાસ થઇ રહેવાની ઈચ્છા દર્શાવી. ત્યારે કૃષ્ણદ્વૈપાયને કહ્યું કે તારા પ્રથમના પાપીષ્ટ અવતારમાં તેં મારી અર્ચનીનું પુણ્યરૂપી કૃત્ય કરેલું હતું તેથી કીટની યોનિમાં પણ મારાં દર્શનનું ફળ તને મળ્યું હતું, અને મારાં દર્શનના પ્રતાપથી તું રાજકુમારનો અવતાર પામ્યોછે માટે હવે તું વિશેષ પુણ્યો કરી મોક્ષને પામ. માટે, બહેન, કોઇ પણ પુણ્યનું મહાત્મ્ય એવું બળવાન છે કે કીટ જેવા અધમ અવતારમાંથી રાજકુમારના સુખપ્રદ અવતારમાં જન્મ પ્રાપ્ત કરાવેછે. બહેન! એક પણ પુણ્ય હશે તો તે તારશે એમ જાણીને પુણ્યમાંજ પ્રવૃત્ત રહેજો. પુણ્યરૂપી પાવડીથી ગગનમાં ઉડવા સમર્થ પળમાં તમે થશો. પુણ્યરૂપી પડિયો હાથ આવ્યો તો તેમાં અમૃત પ્રાપ્ત થયુંછે એમજ તમે જાણજો. પુણ્યનું પાણિગ્રહણ કર્યું તો શ્રી લક્ષ્મીજીનો કર ગ્રહણ કર્યો એમજ જાણજો. હવે, બહેન! તમે બધાં ખાઈ રહ્યાંછો તો ઉંઘી જાવો. સંસારી જીવનનું રહસ્ય મેં તમને પુણ્યનું મહાત્મ્ય કહ્યું તેમાં આવી ગયુંછે, માટે હવે મારે વિશેષ કાંઇ કહેવાનું પણ નથી. (સઘળાં ઉંઘી જાયછે. તેણી પ્રભુ ધ્યાન કરવા માંડેછે).

## અંક ૩. પ્રવેશ ૨૭.

**દીવોદાસ**—( અંબુધારાને ). હું મારીશા બ્હેનને તથા યયાતિ ભાઇને મળી આવ્યો. એ બેઉ ખુશી આનન્દમાં છે, અને યયાતિ હવે એમનાં પત્નીને પૂર્ણ પ્રીતથી ચાહે છે અને એમનું સન્માન કરેછે. હવે, આ જોડાંને સુખી જોઇને મારો આત્મા અત્યંત પ્રસન્ન થયોછે, અને હું પ્રભુજીનો પાડ માનુંછું કે આ જોડાંને સુખી જોવાની મારી ઇચ્છા હતી તે પ્રભુજીએ ઝટ પાર ઉતારી. આ દેવાલય તેમજ શાળાઓ તથા સદાવરતો માટે મેં મારીશા બ્હેનનો તથા યયાતિ ભાઇનો અભિપ્રાય પુછી જોયો તો એ પણ એમજ કહેછે કે મહારાજાધિરાજ યુધાજીતને એ સઘળાં કામો સોંપી દીધેલાં સારાં. માટે હું મહારાજાધિરાજને કાલે જરૂર મળવા જાવું અને આ સઘળું દ્રવ્ય આ કામો માટે એમને સોંપી દેવું. અને, વારૂ ત્યારે હું તમને અહીંથી યયાતિ કુમારના દેશે જતી વખતે કહેતો ગયો હતો કે આ દ્રવ્યમાંથી તમને ગમે તેટલું તમારાં ઘરેણાંઓ કરાવવામાં તમે :વાપરજો તો તમે કાંઇ ઘરેણાં કરાવી મંગાવ્યાંછે કે નહી, અને નહી કરાવ્યાં હોય તો આજને આજ હવે તો કરાવવા માંડો.

**અંબુધારા**—આપણે જે પરમાર્થી કાર્યો આ દ્રવ્યમાંથી કરવા ધાર્યાછે તે કાર્યો આપણે એ દ્રવ્યમાંથી કરી રહીશું અને ત્યાર પછી એ દ્રવ્યમાંથી કાંઇ બચશે તો એકાદ કે બે ઘરેણાં હું મારા માટે કરાવીશ પણ ત્યાર પહેલાં નહી. પોતાનું કમાયલું દ્રવ્ય પણ પરોપકારી કાર્યોમાં જનસમાજને અર્પણ કરવું એ આપણી ફરજ છે, તો પ્રભુજી તરફથી આપણા પરિશ્રમ વિના પ્રાપ્ત થએલું દ્રવ્ય આપણાથી આપણા ઉપયોગમાં એકદમ પ્રથમ નહીજ લેવાય. નાનકડી લોટીનું આપણા હાથે કુવામાંથી કહાડેલું કે સરિતામાંથી ભરી લાવેલું થોડુંક જળ પણ રસ્તે જનારની તૃષા છીપાવવા માટે દેવાની આપણાં શિર ફરજ છે, તો હવાડામાંનાં વિશાળ જળને આપણા પોતાનાજ માટે કેમ રાખી મુકાય? કોડિયાંની નાનકડી દિવેટ આપણી પાસે હોય તો તે વડે પણ આપણે હર પળે અંધારામાં માર્ગ ભૂલેલાંઓને માર્ગ દેખાડવો પડે, ત્યારે જો ગગનનો રવી આપણા આંગણે ઉતર્યો અને પ્રગટ્યો તો તેનો પ્રકાશ સમગ્ર પૃથ્વીને પ્રાપ્ત નહી થવા દેતાં આપણાથી તેને આપણા ઓરડામાં લઈ જઇને કેમ પૂરી રખાશે? બીચારૂં સમજશક્તિ રહિત વૃક્ષ પણ તેને ફળપાન આવતાં જે કોઈ લઈ જાય તેને પોતાનાં ફળપાન લઈ જવા દેછે, ત્યારે સર્વોત્તમ સમજ ધરાવનાર મનુષ્યજ શું એવું મતિહીન થશે કે પોતાનાં ઘરમાં કાંઈ ધન આવ્યું તો પોતાના માટેજ પ્રથમ વાપરવા તે તૈયાર થઈ જશે?

**દીવોદાસ**—તમારા આ વિચારો મને ઘણા યોગ્ય લાગેછે. ત્યારે તમારાં ઘરેણાંઓ માટે તમે દ્રવ્ય નથી વાપર્યું તેનું તો ત્યારે કાંઈ નહી. પણ હું તમને એમ પુછુંછું કે હું તમને કહેતો ગયો હતો કે કોઈ દુઃખી જનો માગતાં આવે તો તેમને દ્રવ્ય આપજો તો તેમ તો તમે કર્યું છેને?

**અંબુધારા**—તમારાં મુખમાંથી એ વિષેની આજ્ઞા જતી વખતે નહી નીકળી હોત તો સારૂં.

પણ એ વિષે તમારી આજ્ઞા થવાથી મેં તે પ્રમાણે કર્યુંછે. પણ મારે એ વિષે તમને કહેવાનું ઘણું છે. મેં પ્રથમ એક દિવસે એક સાત વરસનો છોકરો જે તેના આંધળા બાપને દોરતો આવ્યો તેને મેં એક મોતી આ દ્રવ્યમાંથી આપ્યું. તે છોકરો બીચારો તે મોતી વેચવા ઝવેરીને ત્યાં ગયો તો ઝવેરીએ વિચાર કર્યો કે આવું અનુપમ મોતી રાજાના ખજાનામાંજ હોય અને તેથી આ છોકરો રાજાના ખજાનામાંથી એ મોતી ચોરી લાવ્યો હશે. ઝવેરીએ તે છોકરાને મોતી સાથે મહારાજા પાસે મોકલ્યો. મહારાજાએ તે મોતી જોઇને ખરીદયું અને સાત ગાડાં રૂપીયા તે છોકરા સાથે તેનાં ઘર મોકલી આપ્યા. પણ છોકરો બીચારો રોતો રોતો મારી પાસે કહેતો આવ્યો કે મોતી તું ક્યાંથી લાવ્યોછે એમ મને રાજાજીએ પુછતાં તમારૂં નામ ઠેકાણું મેં બતાવ્યુંછે માટે મહારાજાધિરાજ તમને પુછાવે કે તમે આ મોતી આપ્યું હતું તો તમે ના પાડશો નહી. અને મેં એ છોકરાને દીલાસો દીધો કે તે માટે તું અને તારો બાપ બેફીકર રહેજો. એ પ્રમાણે મેં કાંઇ પચીસ ત્રીસ લોકોને એક એક મોતી આપ્યું હતું તે બધાં વેચવા ગયાં હતાં, અને ઝવેરીઓએ તે બધાંઓને મહારાજા પાસે મોકલ્યાં હતાં; અને મહારાજાએ બધાંને એક એક મોતી માટે સાત સાત ગાડાં રૂપીયા આપીને મોતી ખરીદેલાં હતાં. એમ જેને જેને મેં મોતી આપ્યું હતું તે દરેકે આવીને મને કહેવા ઉપરથી ખબર પડી. પણ ગઇ કાલે મેં એક દુ:ખી ચાર છોકરાંઓની માતાને એક હીરો આપ્યો હતો. તેણી ઝવેરીને ત્યાં વેચવા ગઇ અને ઝવેરીએ તેને મહારાજા પાસે મોકલી આપી. ત્યારે મહારાજાધિરાજે તે હીરો જોઇને તેણીને કહ્યું કે આ હીરાનું વ્યાજબી દામ આપવા મારી પાસે ખજાનામાં પુરતું દ્રવ્ય નથી અને ઓછું દામ આપીને તારો હીરો હું પડાવી લઇશ નહી. તેથી એ બાઈ હીરો લઇને આજે સવારે પાછી આવી હતી અને કહેતી હતી કે કાંઇ બીજું ઝવેરાત આપો તો ઠીક, કેમકે રાજા પણ એ હીરો તો લેતા નથી. એટલે, પછી તે હીરો પાછો લઇને મેં બીજું મોતી એને આપ્યું.

**ડીવોદાસ**—આ એક એક મોતી આવું કીમતી છે કે સાત સાત ગાડાં રૂપીયા તેનું દામ છે! અને વળી, હીરો તો એવો કીમતી છે કે મહારાજાથી પણ તેનું દામ આપી શકાય તેમ નથી! ત્યારે કહેવત છે કે ગદ્ધા કયા જાણે જાફરાનકી બાત, તેમ આપણે આ રત્નોની કીમત કાંઇ સમજ્યાંજ નહી! પણ તમે આપેલો હીરો પાછો લીધો એ હું ધારૂંછું કે તમે મોટી ભૂલ કરી. જોકે તમે બીજું મોતી એ દુ:ખી બાઇને આપ્યું તોપણ જે હીરો તમે એક ફેરા તેણીને આપ્યો તે તમારે પાછો લેવો નહીજ જોઇતો હતો. દાનનું રહસ્ય એજ છે કે એક ફેરા જે દાનમાં આપણે આપ્યું તે કદી પાછું લેવું નહી. આપેલું દાન પાછું લેવામાં મહા અધમતા રહેલી છે કેમકે તે એટલુંજ સૂચવેછે કે દાનનું રહસ્ય જે સ્વાર્પણ તે એ દાન કરનાર મનુષ્ય સમજતું નથી. શાસ્ત્રમાં વ્યાસજીએ એક પ્રસંગે કહ્યું છે કે ગુણવાન બ્રાહ્મણને ભિક્ષા માટે કોઈ પોતે બોલાવીને પછીથી તેને કાંઇ નહી આપે તેને બ્રહ્મહત્યાનું પાપ ચઢેછે. તમે તો હીરાના બદલે મોતી આપ્યુંછે એટલે તમને

આ બ્રહ્મહત્યાનો દોષ લાગી શકેજ નહી. તોપણ એટલું તો [illegible]ના કહેવા ઉપરથી સિદ્ધ થાયછે કે દાનમાં આપેલી વસ્તુ તો કદી પાછી લેવીજ નહી, પછી ભલેને બીજી વસ્તુઓ આપણે બદલે આપતાં હોઇએ. હવે, ત્યારે હું પ્રભુજીનાં સ્તવનમાં જરા ધ્યાન ધરૂંછું.

**અંબુધારા**—પ્રથમ જરા તમે ખાઈ લ્યો તો સારૂં કેમકે માર્ગમાં ભૂખ્યા રહ્યા હશો અને પ્રભુજીનાં સ્તવનમાં બેસશો તો કોણ જાણે ક્યારે તેમાંથી નિવૃત્ત થશો. હું ભાણું અહીંજ થાળીમાં પિરસીને લઈ આવુંછું કેમકે રસોડું મેં હમણા હાલજ લીપી નાખ્યુંછે. ( રસોઇ લેવા જાયછે ).

**હીરોદાસ**—આ સ્થૂળ દેહનું પોષણ કરવામાં કોઇ વિલંબ નથી કરતું પણ હું ધારૂંછું કે જ્યાં સુધી આ સ્થૂળ દેહને અન્નના ઝાઝા ભારથી ભરવામાં આવશે ત્યાંસુધી મનુષ્ય બુદ્ધિમાં બળદ જેવો, સમજણમાં સડો પડેલો, નીતિમાં નઘરોળ, વિવેકમાં વિચારહીન, સદ્‌ગુણમાં સાંટા જેવોજ, રહેશે. મારૂં માનવું એવું છે કે જેમ સ્થૂળ દેહને ભારથી થોડી ભરવામાં આવશે તેમ મનુષ્ય બુદ્ધિશાળી, સદ્‌ગુણી, વિવેકી અને ટુંકમાં આત્મિક જીવન ગાળતો થશે. જે અન્ન મનુષ્ય એક ટંકે ખાયછે તેટલું જો એક માસમાં ખાય તો હું ધારૂંછું કે મનુષ્યની માનસિક તથા આત્મિક શક્તિઓ એવી વિકાસ પામે કે સ્થૂળ દેહની જડતામાંથી ઉત્પન્ન થતા દુર્ગુણો અને વિકારો આપોઆપ બળીને ભસ્મ થઇ જાય. મનુષ્ય અવતારનું કર્તવ્ય એ છે કે માનસિક અને આત્મિક જીવન ગાળવું, કેમકે આ સ્થૂળ દેહ દ્વારા સ્થૂળ જીવન તો સકળ અધમ યોનિઓમાં આ જીવ ગાળેછે. જ્યારે માનસિક તથા આત્મિક જીવન મનુષ્યે ગાળવાનું છે ત્યારે દેહને અતિષય પોષવાનું કાંઇ પ્રયોજન રહેતું નથી. આ સ્થૂળ દેહ પ્રાણ ધારણ કરી શકે ત્યાં સુધીજ જીવાત્મા દેહમાં રહી શકે તેમ છે, તે માટે સ્થૂળ દેહને પ્રાણ ધારણ કરી રાખવાની શક્તિ પ્રાપ્ત કરાવવા અન્ન જળનું પોષણ તેને આવશ્યક છે, પણ પ્રાણ વાયુને ધારણ કરી રાખવા શરીરને અન્ન જળનું જે પોષણ જોઇએછે તે ઘણુંજ થોડું છે. પણ મનુષ્ય તો એમજ સમજેછે કે હું બહુ અન્ન જળ ભરીશ તોજ સ્થૂળ દેહ બળવાન રહેશે અને દેહ પ્રાણને ધારણ કરી રાખશે. અને વળી, મનુષ્ય ધારેછે કે માનસિક કે આત્મિક જીવન એવું તો કાંઈ છેજ નહી અને મનુષ્યે જે કરવાનું છે તે આ સ્થૂળ દેહનેજ ચલાવવાની છે. પોઠિયો બીચારો કાષ્ટની ગુણનો ભાર ઉંચકતો ચાલ્યાજ કરેછે એવું જાણીને કે એ ગુણ અને એ કાષ્ટ એને અન્ન જળ દેનાર એનો સ્વામી છે ! વાયુ હવામાં ધુળનાજ ગોટા ઉરાડી રહ્યોછે એવું જાણીને કે ગગનમાંથી સર્વ જીવાત્માઓને પ્રિય એવી વૃષા ધારાજ રેલાવુંછું ! ફુલોમાંથી મધ હરી લઇને પોતાના મધપુડામાં સિંચતી મધમાખી એમજ સમજેછે કે પોતાના માટે મજબુત કીલ્લો કરૂંછું, પણ મધપુડામાં તો મધ પાડનારના હાથે એનો વિનાશ છે તે એ મૂર્ખ મધમાખી ક્યાં સમજેછે ! વળી, મનુષ્યને ખબર નથી કે એક ચણાનો દાણો પણ યોગ્ય રીતે પાચન કરવામાં આવે તો તે કેટલી હદ પાર શક્તિ

આ સ્થૂળ દેહને આપી શકેછે. પેટ્રોલનું એક ટીપું મોટરનાં સાંચા કામમાં યોગ્ય રીતે ઉપયોગમાં લેવામાં આવતાં કેટલો બોજો કેટલી ઝડપથી ધસડેછે, એજ મનુષ્ય જોશે તો એને પોતાના માટે થોડા આહારની આવશ્યકતા સમજાશે. હું ધારૂંછું કે આજથી હવે મારે પણ દિવસમાં એક ફેરોજ અને તે પણ થોડો આહાર લેવો જેથી મનશક્તિ અને આત્મિક શક્તિ બળવાન થઇ શકે અને બળવાન રૂપે પ્રગટી શકે. ( અંબુધારા રસોઈ લાવેછે. તેને ) તમે આ રસોઇ લાવ્યાં એ તમે ધારોછો કે મારા લાભની અને સુખની વાત તમે કરી પણ તમારૂં એ ધારવું ભૂલ ભરેલું છે. જો હું આ રસોઈ ના ખાવું તો મારૂં શરીર અળસાય નહી અને શરીર નહી અળસાય તો મનને પણ અળસાવાનું પ્રયોજન રહે નહી. અને મન અળસાય નહી અને ઉચ્ચ્ આશયોમાં પ્રવૃત્ત રહે તો પ્રભુ ભક્તિમાં પ્રવૃત્ત રહેતાં મનુષ્ય અવતાર સફળ થાય. આ દિવસના બે ત્રણ ફેરાના આહારથી તો શરીર ભારી પથ્થરો થઇ જાયછે, એટલે મન પણ તેવુંજ જડ થઇ જાય છે, એટલે પછી નથી કાંઇ ઉચ્ચ આશયો રખાતા કે પ્રભુજીની દ્રઢ સેવા થતી. તમે મારા શબ્દો ઉપર પૂર્ણ ભરોસો રાખજો કે જ્યારે મનુષ્ય ઘણો ઓછો આહાર લેશે ત્યારે તેની માનસિક શક્તિ એવી બળવાન થશે કે વેદો જે ગુહ્ય ધર્મોથી ભરેલા છે તે તેને સ્પષ્ટ થતા જશે અને પ્રભુ ભક્તિમાં તે એવો દ્રઢ થતો જશે કે તેમાંજ ઝાઝો લીન રહેશે. અને વળી આ સંસારની દરિદ્રતા જે ઝાઝી શરીરને પોષવાથી ઉત્પન્ન થતી જડતા અને આળસાઇને લીધે છે તે પણ ટળી જશે, કેમકે શરીરની જડતા અને આળસાઇ જતાં મનુષ્ય ઘોર નિદ્રા પણ કલાકોના કલાકો સુધી નહી લેશે, પણ ઘણો વખત પ્રવૃત્તિમાંજ ગાળશે, જેથી એની દરિદ્રતા દૂર થશે. ઉંઘમાં મનુષ્ય જે આઠ દસ કલાકો ગાળેછે તે એ રીતે ન ગળાવાજ જોઇએ પણ ઉત્તમ કાર્યોમાંજ તે જવા જોઇએ. અને જ્યારે મનુષ્ય પોતાનાં સ્થૂળ શરીરને આહારથી થોડુંકજ ભરશે ત્યારે નિદ્રામાં એટલા બધા કલાકોની આવશ્યક્તા રહેશે નહી. અને મેં તો આ પળથી નિશ્ચયજ કર્યોછે કે માત્ર એકજ ફેરો દિવસમાં ખાવું, અને બીજી ફેરાનું રંધાવવું ખરૂં પણ તે દુઃખી જનોને ખવડાવવું.

**અંબુધારા**—આપના માટે જે ઉત્તમ માર્ગ આપની સમજ પ્રમાણે આપ લ્યોછો તે મને પણ ત્યારે લેવા દેશો.

**દીવોદાસ**—શા માટે નહી ? તમે પણ તેમ કરશો તો તમારા માટે બહુ સારૂં છે. પણ ત્યારે આજે તો તમે લાવ્યાંછો તે ખાઇ લેવું. ( ખાવા માંડેછે. ખાતાં ). મને એવો વિચાર આવેછે કે હું એક શાળા આપણાં ઘર અહીંજ ખોલું અને તેમાં એવા વિદ્યાર્થીઓ લેવું કે જે ઘણા થોડા આહાર ઉપરજ રહે અને વેદાધ્યયનમાં પોતાનો ઝાઝો વખત ગાળે અને તે સાથે સંસાર વ્યવ્હારમાં પણ તેટલાજ પ્રવૃત્ત રહે. મારૂં એવું માનવું છે કે સંસાર વ્યવ્હાર મનુષ્ય માટે અને મોક્ષ માટે પૂરો આવશ્યક છે અને સંસારને જે દુઃખનો દરિયો કહેવામાં આવેછે તે તો માત્ર આપણે એ દરિયો તરી નથી જાણતા તે કારણને લીધેજ તેને દુઃખમય

કરીએ છીએ અને કહીએ છીએ. એમ તો આપણને એક ગાંઠ ખોલતાં ના આવડે તો તે એવી આપણે ગુંચવાવી નાખીએ છીએ કે બીજી પાંચસો ગાંઠો તે એક એ ગાંઠ છોડતાં આપણે પાડીએ છીએ. શ્વાન ચોરને નથી ઓળખતો તો સકળ શાહુકારોને પણ જઇને ભસેછે અને કરડેછે. વાદળી પોતાનાં જળનો સદુપયોગ કેમ કરવો તે નથી જાણતાં તો જઇને ક્યાંયે કોતરોમાં અને સાગરોમાં જઇને પોતાનું જળ ઠલવેછે અને અન્નનાં પાક દેનારાં ખેતરમાં નથી ઠલવતાં. અને તમે પોતે સ્ત્રી વર્ગ માટે પણ એક એવો વર્ગ ખોલો તો સ્ત્રી પુરૂષ બેઉ જ્ઞાની થતાં હું ધારૂંછું આર્ય ભૂમિનું હીણભાગ્ય અસ્ત પામતું થશે.

**ભિક્ષુક**—(આવતાં. દીવોદાસને). માબાપ ચાર દિવસનો ભુખ્યો છું. કકડો રોટલો કે વાટકો દાળ ભાત હોય તો ખાવા આપો. પેટ વરામાં પુણ્ય ઝરો થશે.

**દીવોદાસ**—(પોતાનું ભોજન તેને આપીને). લે, ભાઇ. લે. તું નિરાંતે ખા. હું ખાઇ રહ્યો છું અને વધ્યુંછે. પણ ભાઇ, જો, હું તને આટલું કહુંછું કે ફરીથી તું આવું ખોટું બોલતો આવીશ કે ચાર દિવસનો ભુખ્યો છું તો તને મારાં ઘર આગળ ઉભો પણ રહેવા હું દઈશ નહી. આ પરમાત્મા જેણે આપણને ઉત્પન્ન કર્યાંછે તે એવા દયાળુ છે કે ચાર દિવસ સુધી કોઇને ભુખ્યાં રહેવા દેજ નહી. માટે તું કહેછે કે હું ચાર દિવસથી ભુખ્યો છું એ તારૂં કહેવું હું કદી માનુંજ નહી. અને ફરીથી તને આ આવું ખોટું જેથી પ્રભુજીને દોષ લાગે તેવું હવેથી મારી આગળ કે બીજે કયાંયે બોલતો સાંભળીશ તો હું તને કોઈ દિવસ કાંઇ આપનાર નથી. જા, હવે. નિરાંતે જઇને ખા.

**ચુધાજીત**—(અણધાર્યા આવી પહોંચતાં. દીવોદાસને). દીવોદાસ પંડીતજી! તમે ખુશીમાં છો! (ભિક્ષુક મહારાજાને જોઇને ડરીને જતો રહેછે). હું તમારાં ઘર તમને ખબર આપ્યા વિના આવ્યોછું તે માટે તમે મને માફ કરશો. હું તમને એટલુંજ કહેવા આવ્યોછું કે જે જવાહીરો તમે ભિક્ષુકોને દાનમાં આપોછો તેમાંનાં કાંઇ ઓછાં દામનાં તમારી પાસે હોય તો હું દામ આપીને તે લેવા ધારૂંછું. અને વળી પેલો હીરો જેનું દામ હું ગઈ કાલે તુરત આપી નહી શકયો તે હીરો પણ લેવાનો મારો વિચાર છે. તમે કયા દેશમાંથી એ જવાહીરોનો માલ લઈ આવ્યા છો તે જો ખાનગી વાત નહી હોય તો હું તે જાણીને ઘણો ખુશી થઇશ. અને પંડીતજી! હું તમને પ્રથમથી કહેતાં ભૂલી ગયો કે હું ઇશ્વરના સોગન્દ ખાઇને કહુંછું કે તમારાં ધન માલ તમે સુખેથી ભોગવજો અને રાજા તરીકે હું કાંઈ રાતી બદામ જેટલું પણ તેમાંથી જોર જુલમથી લેવાનો નથી. માટે, તમે મારા તરફથી કાંઇ પણ ચિંતા રાખશો નહી.

**દીવોદાસ**—પૂજ્ય મહારાજા ધિરાજ! આપ પધાર્યા એ તો આપે બહુ શ્રમ લીધો. પણ જો આપ નહી પધાર્યા હોત તોપણ હું આવતી કાલે તો આપની સેવામાં આ જવાહીરો સબંધિજ હાજર રહેવાનો હતો. મારી હકીકત હું આપને જાણ કરૂંછું અને આપ સર્વ જગતને જાણ કરવા કૃપા કરશો. કાંઇ આજથી બે માસ ઉપર

શ્રી પરમાત્માએ મારા ઉપર પ્રસન્ન થઈને સતર ચરૂઓ આપે જોયાંછે . તેવાં અને તેથી તો અતિ ઘણાં સુંદર રત્નોના ભરેલા મને આપ્યાછે. અને જેના હાથે અપાવ્યાછે તે તો આપનાં રાજકુંવરી અંબાલીકા છે. પણુ આપ આ ચરૂઓ વિષે કાંઇ જાણુતા નથી તો આપનાં પુત્રીએ આપને એ વિષે વાત નહી કરી હશે. હવે આ ચરૂઓ પરમાત્માએ મને દીધા તો ખરા પણુ મારે તો વેદાધ્યયન સાથે અને પરમાત્માની ભક્તિ સાથે કામ છે એટલે એ ચરૂઓ મને નકામા છે. વિચાર કરતાં હું આ સંકલ્પ ઉપર આવ્યોછું કે જે પરમાત્માએ આ ચરૂઓ દીધા છે તેનો મહિમા પૃથ્વી ઉપર પ્રગટાવવા એ ચરૂઓમાંનાં દ્રવ્યમાંથી મોટું દેવાલય આપના રાજ્યમાં બંધાવું, અને વળી આપણી આર્ય પ્રજા આપણા શાસ્ત્રોના અભ્યાસથી વિમુખ છે અને તે કારણુને લીધે દુઃખી છે તો વેદાધ્યયનની શાળાઓ સ્થાપું અને તેમાં સર્વ કોઇને મફત કેળવણી મળે. અને એ સબંધિ આપને વિનંતિ એટલી છે કે આપ પોતે મહારાજાધિરાજ તરીકે રાજ્યમાં હુકમ કરવા કૃપા કરશો કે સાતથી સતર વર્ષ સુધી પ્રત્યેક પ્રજાજનને વેદાધ્યયન ફરજીયાત કેળવણી તરીકે કરવું. પૂજ્ય રાજાધિરાજ ! હું તો માત્ર એક ગરીબ બ્રાહ્મણુ છું પણુ હું આપને ખાતરીથી કહુંછું કે જ્યારે આર્ય પ્રજા પોતાના ધર્મનું જ્ઞાન ધરાવતી અને તેના પ્રમાણે વર્તન કરતી થશે, ત્યારે આર્ય પ્રજાની કીર્તિ આ પૃથ્વીના કોઇ પણુ ભાગમાં ફેલાયા વિનાની કે સ્થાપિત થયા વિનાની નહી રહે. મારૂં ગરીબનું કહેવું ખરૂં છે કે ખોટું તેની ખાતરી કરવા હું કહુંછું તે ધોરણુ ઉપર આપ પ્રજાજનને થોડીક કેળવણી તો આપો, અને પછીથી આપને ખાતરી થાય કે મેં જે કહ્યુંછે તે સત્ય માલમ પડ્યુંછે તો પછી તેમાં વધુ પગલાં ભરશો. હવે, બીજી વિનંતિ આપને કરવાની એ છે કે હું તો મારી આ ચાર કોડડીઓની ભાંગી વળી પણુ દરૂસ્ત કરાવી શકું તેમ નથી અને મને તો મારા પરમાત્મામાં વિશેષ ચિત્ત ચોંટયું છે. માટે દેવાલય, વેદાધ્યયન માટેની શાળાએ અને વળી આંધળાં પાંગળાં માટે સદાવરતો હું બંધાવવા ધારૂંછું, તે સર્વ આપ મારા ઉપર કૃપા કરીને આપનાં શિર લઈને ઝટ આપના નિમકહલાલ માણુસોને સોંપવા કૃપા કરશો. જો આમાં કાંઇ પણુ મારૂં કામ હોત તો હું આપને લેશ શ્રમ મારા માટે આપતે નહી, પણુ આ સઘળું પરમાત્મા માટેનું અને એમની પોતાની સંતતિ માટેનું આ કામ છે, માટે જો આપ એ કામનો શ્રમ લેશો તો ભગવાન આપના ઉપર અત્યંત પ્રસન્ન થશે, અને આપના સર્વ મનોરથો પૂર્ણ કરશે. ત્યારે, આ સઘળા ચરૂઓ આપ આપનાં માણુસો સાથે આપના મહેલે મંગાવી લેશો એટલીજ મારી આપને છેલ્લી વિનંતિ છે.

સુધાજીત—ઓહો પંડીતજી! આ તમારી હૃદય ઉદારતા! હું તો તમારો આ પળથી શિષ્ય થઇ રહીશ અને આપનાં ચરણુ તળાંસીને આપની પાસે જ્ઞાન પ્રાપ્ત કરીશ. આપ જે પરમાર્થી કામો મને સોંપોછો તે હું ખુશીથી માથે લઇશ, પણુ તમારે આટલી કૃપા મારા ઉપર કરવી પડશે કે મને આપની નવરાસના સમયે કાંઇ જ્ઞાન દેતા રહેશો. પરમાત્માની કૃપાનો પ્રત્યક્ષ દાખલો જોઇને હું સ્તબ્ધ બની

જાવુંછું. આ દ્રવ્ય પરમાત્માએ કેટલું બધું આપ્યું!

**દિવોદાસ**—અરે! મહારાજાધિરાજ! પ્રભુજીનાં ત્યાં આ દ્રવ્ય તે કાંકરાની તોલે પછી એમને આટલા સતર ચરૂએ આપવા તેમાં શું મોટી વાત! એમને કઠીણ વાત તો આ પાષાણ અને લોહ અને માટી જે એમનાં ધામે નથી અને મૃત્યુ લોક માટે ઉત્પન્ન કરવાં પડેછે તે આપણને આપવાં તે હોય, પણ આવાં જવાહીરો આપવાં તે તો નહીજ. સત યુગમાં હું નહી ધારતો કે જ્યારે આત્માઓ પરમાત્માને ઓળખતા હતા ત્યારે આ પાષાણ અને માટી અને એવા જડ અનિષ્ટ પદાર્થો હશે. પણ જેમ સતયુગ પછી મનુષ્યો અધોગતિ પામતાં ગયાં તેમ પરમાત્માને આવા પાષાણ અને માટી જેવા પદાર્થો પણ ઘડવા પડયા હશે.

**સુધાજીત**—પૂજ્ય પંડીતજી! આપના જેવા જ્ઞાની ભક્ત મારાં રાજ્યમાં અને મને તેની લેશ ખબરજ નહી એ જાણીને મને આ પળે અત્યંત ખેદ થાયછે કે મેં રાજન તરીકે પ્રજાજનની કાંઇ ખરી ખબર તો રાખીજ નહી. સાગરે ખારાં જળની છોળો રાત દિવસ પથ્થરો ઉપર ઉછાળી પણ એક લોટી મીઠું જળ કોઇ વૃક્ષને સિંચી નહી જાણ્યો! કુકડો પ્રાતઃકાળે પોતાના ટોપલા તળે બૂમો પાડી રહ્યો અને સર્વની ઉંઘ લીધી પણ કોઇ વ્યાધિથી પીડાતાં દુઃખી મનુષ્યને નિદ્રા આવે અને આરામ વળે એવો સ્વર ઉચરી નહીજ જાણ્યો! હલ્લેસું પાણીમાં માત્ર માર્ગ કાપી જાણ્યું પણ સુકાન પેઠે નાવને કઇ દિશામાં વાળવું તે કદી જાણી નહીજ શક્યું! હવે મેં આપને જાણ્યાછે તો આપની સેવામાં હર પળે હું રહીશ. આપ આવા પ્રતાપી મહાત્મા તેમને પ્રભુજીએ મારી પુત્રીના હાથે દ્રવ્ય પ્રાપ્ત કરાવ્યું એમ આપ કહોછો, પણ મારી પુત્રીએ તે માટે એક અક્ષર પણ મને નહીં કહ્યો તે હું ધારૂંછું કે એ મારી પાસે આવી ત્યારે માત્ર બે કલાકજ મારી સાથે રહી તેમાં એ વાત કરવાનું ભૂલી ગઇ હશે તેને લીધે હશે. મારી એ પુત્રી સુચિરા યોગેશ્વરી માતુશ્રીને એમના આશ્રમે મુકવા ગઇછે. અને એનાં લગ્ન દેવરાત રાજકુમાર સાથે મેં નક્કી કર્યાંછે માટે મને આ પળે એવો વિચાર આવેછે કે આપની આજ્ઞા હોય તો જે દિવસે અને જે જગ્યાએ આપનાં દેવાલયનો પાયો નાખવામાં આવે ત્યાંજ અને તેજ દિવસે તેનાં લગ્ન પણ હું રાખું. એથી વધુ માંગલિક તેણી માટે બીજું શું હોઇ શકે! અને, પૂજ્ય પંડીતજી! આપનું દ્રવ્ય તો મારા મહેલ મોકલવા કરતાં આપના ત્યાંજ રહેવા દેવો, કેમકે, એ ધનમાલ આપનાં છે તે માટે આપનાં ત્યાંજ રહેવાં જોઇએ. તારલા પૃથ્વી ઉપર પ્રકાશ રેલાવેછે પણ એ છે ગગનની માલકીના તેથી ગગનમાંજ રહેવા જોઇએ. સરોવર તીરે જે લીલા વ્યાપી રહીછે તે મનુષ્યનાં વદનને શાંતિ આપેછે તો મનુષ્ય ભલે સરોવર તીરે જઇને તે લીલાનો ભોગી થાય પણ તે લીલા પોતાનાં ત્યાં ઉખેડી લાવતાં તો એ લીલા એક દિવસમાં કરમાઇ જવાની અને એને વદનની શાંતિ વળવાની નહી. અગ્નિ ચુલામાં પડેલો તપેલીમાં રસોઇ રાંધી આપે પણ તેથી કાંઇ રસોઇ ગરમ રાખવા એને ભાણું પિરસેલી થાળીમાં લઇ જઇને નહી મુકાય. ત્યારે, પૂજ્ય પંડીતજી! હું હાલને હાલ દેવાલય માટે તથા વેદાધ્યયનની

શાળાઓ માટે તથા સદાવરતો માટે જગ્યાઓ નક્કી કરૂંછું અને કાલે આપને મળીશ, જેથી પછી શુભ મુહુર્ત આપ કહો તે દિવસે એ સઘળી સંસ્થાઓનો પાયો નાખીએ, તેમજ મારી પુત્રીનાં લગ્ન પણ કરીએ. અને, પંડીતજી, હું જે જવાહીરો ખરીદવા આવ્યો હતો તે માટે તો વળી કોઈ નવરાસના પ્રસંગે આપણે વાત કરીશું.

**દીવોદાસ**—જેમ આપની ઇચ્છા અને આજ્ઞા. ( મહારાજા જાયછે ). ( અંબુધારાને ). બીચારા મહારાજા કેવા ભલા છે ! અરે પણ એ ભલા કેમ ના હોય ! એમને પરમાત્માની કૃપા પામવી હોય તો પોતે ભલા થઈને જગતમાં ભલાઇ કરવીજ જોઈએ. જેને પરમાત્માની કૃપા વિના દુઃખી થઈ રહેવું હોય તેજ આ જગતમાં ભલાઇ નહી કરતાં બુરાઇ કરે. જે સાગરને પોતાનો ટેક જાળવવો છે તે શું પોતાની મર્યાદા ઓળંગશે ! જે માણસને મજબુત ઘરમાં રહેવું છે તે શું પોતાના ઘરના પાયામાંજ પોલાણ પાડશે ! જે સરિતાને જળપાનનું નિજ કર્તવ્ય કરવું છે તે શું શુષ્ક બની જઈ ખાલી ખાડો થઈ રહેશે !

**ચોર**—( શાહુકાર ઝવેરીના વેશમાં આવતાં. બાજુ ). આ બ્રાહ્મણ પાસે કાંઈ મૂલ નહી થાય તેવાં જવાહીરો આવ્યાંછે તો તે ક્યાં છે અને મારાથી ઉપાડી જવાય તેમ છે કે નહી તે જોવા ઝવેરીના વેશમાં આવ્યોછું તો ખરો, પણ જીવ મારો મને અંદરથી કહેછે કે તારૂં કાંઇ વળવાનું નથી ! કેવા કેવા મહારાજાઓના મહેલો ફાડયા તે ઘડી જીવ હામ ન હોતો હારતો અને આ બ્રાહ્મણ જે મારી કરડી આંખ દેખે તો બધું દ્રવ્ય પોતાની મેળે આપી દે તેનું દ્રવ્ય પડાવવાના વિચારમાં જીવ પાછો કેમ પડતો હશે ! ( દીવોદાસને ). પંડીતજી ! ઘરમાં છો કે? હું ઝવેરી છું અને તમે કાંઈ ઝવેરાત વેચવા માટે લાવ્યાછો અને મહારાજાધિરાજે પણ થોડાં લીધાંછે એમ મારા સાંભળવામાં આવ્યુંછે, માટે મને ઝવેરાત દેખાડો તો મારે પણ થોડાં ઝવેરાતો કાંઇ સસ્તા ભાવે મળી શકે તેમ હોય તો લેવાં છે.

**દીવોદાસ**—ભાઇ ! એ ઝવેરાત કાંઇ હું લેવા ગયો નથી. મને તો પ્રભુજીએ પ્રસન્ન થઈને એ દીધાંછે. પણ હું બ્રાહ્મણને એ રત્નમણીઓ ના જોઈએ તેથી મેં તો મહારાજધિરાજ જે હમણાજ અહીં આવ્યા હતા તેમને કહ્યું કે આ ઝવેરાતના ચરૂઓ લઈને તમે દેવાલયો, શાળાઓ અને સદાવરતો બંધાવો. અને મહારાજાધિરાજને મારો એ વિચાર પસંદ પડવાથી તે કામ માટેજ સત્વર અહીંથી નીકળ્યાછે. માટે ભાઇ ! એ ઝવેરાત પ્રભુજીનું છે અને પ્રભુજીનાં કામમાં હું નાખવાનો છું. અને મારે એકે વેચવું નથી. તમારે જો જોવા હોય તો ચરૂઓ આ ત્યાં પેલા ઓરડામાં પડયાછે તે જોઈ આવો. ધનને તો પરમાર્થ સિવાય બીજા કામમાં શું રોવાનું છે ! ધન પરમાત્મા આપેછે તો આવા ઢગલે આપેછે, અને ચોરો લુંટારાઓ ધન ચોરવા જાયછે તો કહેવત છે કે ચોરનાં પોટલે ધૂળની ધૂળ તેમ તેઓ ધન વિના દરિદ્ર સદા રહેછે. ભાઈ ! ધન માટે મનુષ્યે એટલું યાદ રાખવાનું છે કે ધન આ સંસારના વૈભવોની પ્રાપ્તિ માટે એક મુખ્ય સાધન હોવાથી એ ધનની

ભેટ પરમાત્માએ પોતાના હાથમાં રાખીછે, જેથી જેમ પરમાત્માને યોગ્ય લાગે છે તેમ ધન મનુષ્યને દેછે. ધન માટે મનુષ્યો ઉદ્યમ કરેછે અને તે પેટે દ્રવ્ય પ્રાપ્તિ કરેછે ખરા, પણ ઉદ્યમથી પ્રાપ્ત થતું દ્રવ્ય ઘણું અલ્પ હોયછે, અને ઉદ્યમના બદલામાં તે પ્રાપ્ત થવુંજ જોઇએ એ આ વિશ્વરચનાનો નિયમ છે. પણ જે અગાધ દ્રવ્ય પરિશ્રમ વિના અથવા સહેજ પરિશ્રમથી પ્રાપ્ત થાયછે તે પ્રભુજીની કૃપાથીજ. જેમ નદીએથી સ્ત્રી ઘડો બે ઘડા જળ શિર ઉપર મુકીને ભરી લાવે તે જળ ઘણું થોડું પણ જેણે પોતાનાં આંગણે જળનો કુપ ખોદાવ્યો હોય તેને જળની પ્રાપ્તિની સીમાજ નહી; જેમ મનુષ્ય પંખાનો વાયુ પોતાના હાથે પોતાનાં વદન ઉપર નાખે તેથી વદનનો તાપ થોડોકજ ટળે, પણ પોતે વૃક્ષ-લતા ઉગાડી હોય અને ત્યાં જઇને બેસે તો વિના પરિશ્રમે શિતળ વાયુનું તેનાં વદન ઉપર વહન થઇને તેનો સકળ તાપ ટાળે; જેમ કોઇ માણસનાં મુખથી છુટી છવાઇ એક બે ધર્મશાસ્ત્રની વાત સાંભળતાં કાંઈ સદગુણ આપણામાં આવે પણ યોગીની સિદ્ધિ તો યોગાભ્યાસ વર્ષો પર્યંતનો કરેલો હોય તોજ આવી મળે; તેમ અપાર દ્રવ્ય સુખ તો પ્રભુજીની કૃપાથીજ આવી મળે. અને, ભાઇ, તમે તો ઝવેરાતના વેપારી છો તો તમારા ધંધામાંથી તમે પળ વાર પણ નવરા નહી પડતા હશો કે પ્રભુ સ્તવનમાં તે પળ ગાળી શકો. પણ, આ પ્રસંગે હું તમને કહેવાની રજા લેવુંછું કે ધંધામાંથી જેટલો વખત બચાવીને પ્રભુ સ્તવનમાં અને જનસેવામાં તમે ગાળશો તેટલા વખત માટે તમને પ્રભુજી તરફથી એટલી વિશેષ દ્રવ્યની પ્રાપ્તિ થશે, કે એ વખત તમે તમારા ધંધામાં રોકયો હોત તો તેમાંથી પ્રાપ્ત થયેલું દ્રવ્ય તમને પ્રભુ સેવામાં રોકેલા વખતમાંથી લાંબી આડકતરી અને અણધારેલી રીતે પ્રાપ્ત થએલાં દ્રવ્યના લક્ષાંશ ભાગનું પણ નહી થશે. મનુષ્યને જે ફળ પ્રાપ્તિ એક બી ભૂમિમાં રોપવાના શ્રમથી થાયછે તે મોટો મિનારો ગગનમાં ચણવાના વર્ષો પર્યંતના પરિશ્રમથી નથી થતી. પ્રકાશનું જે સુખ મનુષ્યને કોડિયામાંની દિવેટ સળગાવતાં થાયછે. તે ઘાસની મોટી ગંજી સળગાવી મુકવાના પરિશ્રમથી થતું નથી. બાળકને જે જ્ઞાન ગુરૂ પાસેથી નિશાળે એક બે કલાકના પાટ ઉપર શાંત બેસીને વાંચવાના પરિશ્રમથી પ્રાપ્ત થાયછે તે તેને પોતાના મિત્રો સાથનાં વર્ષો સુધીની રમતનાં દોડવા ધામવાનાં અને કુદવાનાં કષ્ટથી પ્રાપ્ત થતું નથી. જુવો, પૂર્વે સુવર્ચા નામે એક મહા પુણ્યશાળી સત્ય ધર્મવાળા અને પ્રભુ ભક્તિમાં મગ્ન રાજા હતા. એમનાં ધાર્મીક આચરણથી પ્રજા પરમ સુખમાં મહાલતી હતી. પણ એમનાં પૂર્વનાં કાંઈક દુષ્કર્મો આ ભવમાં અવશેષ રહેલાં તે આ ભવમાં ભોગવવાનું પરમાત્માથી નિર્માણ થયેલું હોવાથી એમની રાજ્યલક્ષ્મી અને રાજ્યસત્તા કાંઇ અદ્ભૂત રીતે નાશ પામી, જેથી આસપાસના રાજાઓ એમને પીડવા તથા લુંટવા લાગ્યા અને એમની પ્રજા અને એ પોતે મહા દુઃખ પામવા લાગ્યા. આવી દુઃખી સ્થિતિમાં પોતાના પરિશ્રમથી ઉગરવાનો કાંઇ ઉપાય એમણે જેયો નહી તેથી પોતાની ધાર્મિક શક્તિનો આશ્રય લીધો. પ્રભુજીની સતત સેવાથી તથા ધર્મનાં પાલનથી તેમણે પ્રભુંજીના કૃપા પ્રાપ્ત કરી હતી તે કૃપાનું અવલંબન કરીને એમણે પોતાનો હાથ

પરમાત્માની કૃપાનાં બળમાં લાંબો કર્યો, અને તેથી એકાએક મહા બળવાન સૈન્ય પ્રગટ થયું અને એ સૈન્યે શત્રુ રાજાઓનો તત્કાળ સંહાર કર્યો. આ પ્રમાણે મનુષ્યના પરિશ્રમથી તથા પ્રયત્નથી જે અશક્ય હતું તે આ સુવર્ચા રાજાએ પ્રભુ કૃપાથી પાર ઉતાર્યું. માટે, પરમાત્માની કૃપાનું બળ તેમની આરાધનાથી મનુષ્યે સદા પોતાની પાસે રાખવુંજ. ચોરોના ઉપદ્રવમાંથી મુક્ત રહેવા આપણે પાસે લોહનાં હથિયારો રાખીએ; તાપ તડકાથી પીડા નહી પામવા શિરે કપડાંની છત્રી ધરીએ; ગિરિ પણ પોતાનાં રક્ષણ કાજે પોતાની સપાટિને ટેકરા અને ખાડાઓવાળી કરેછે; ત્યારે શું પરમાત્માની કૃપાનું ચમત્કારી શક્તિ ધરાવનારૂં એક સાધન આપણે આપણી પાસે નહી રાખવું? માટે પોતાનો ઉદ્યમ કાંઈક પણ ઓછો કરીને મનુષ્યે પ્રભુજીની કૃપારૂપી બળ અને દ્રવ્ય અવશ્ય પોતાની પાસે સદા રાખવું.

**નગરશેઠ**—(આવતાં. દીવોદાસને). પૂજ્ય મહાત્મા પંડીતજી! આપના ઉપર પરમાત્મા પ્રસન્ન થયાછે અને અપાર દ્રવ્યની પ્રાપ્તિ આપને કરાવીછે તે સાંભળી હું આપને ધન્યવાદ આપવા અને આપનું પૂજન કરવા આવ્યોછું. અને વળી જે આપની આજ્ઞા હોય તો કહુંછું કે આપણા શહેરમાં એક સદાવરત આપ ખોલો તો બહુ પુણ્ય થશે.

**દીવોદાસ**—વડીલ નગરશેઠજી! સદાવરતો અને ધર્મ શાસ્ત્રોના અભ્યાસ માટેની નિશાળો, દેવાલયો એવી લોકોપયોગી સંસ્થાઓ બાંધવા પૂજ્ય મહારાજાધિરાજે માથે લેવા મારા ઉપર કૃપા કરીછે. માટે એવી સઘળી સંસ્થાઓ ઘણા ટુંક વખતમાં જન સમૂહનાં હિત માટે તૈયાર થશે. તે છતાં આપને અમુક ખાસ સંસ્થા બંધાવવી હોય તો તે માટે મહારાજાધિરાજને મળીને એમની સાથે વાત કરવા કૃપા કરશો. હું તો સંસ્થાઓનાં કામમાં શું સમજું! અને ભાઇ, આ તમે મને ધન્યવાદ આપવાનું કહોછો તેમાં મને ધન્યવાદ ઘટતો નથી કેમકે મને ધન્યવાદ ક્યારે ઘટતે કે હું પોતે કાંઈ કમાઈ કરીને લાવ્યો હોત ત્યારે. આ તો પરમાત્માએ મને દ્રવ્ય આપ્યું અને બાપડાં ગધેડાં ઉપાડી લાવ્યાં, તેમાં મને વળી ધન્યવાદ શાનો ઘટે! માટે ધન્યવાદ આપ આપો પરમાત્માને અને પૂજન પણ કરો એમનું કે મનુષ્ય ઉપર એમની કેટલી બધી દયા છે અને મનુષ્યની સેવામાં એ બીચારા કેવા હર પળે હાજર છે. ઉપનિષદ્‌માં પરમાત્મા માટે કહ્યું છે: “તે સર્વે રચે છે, તે સર્વ કાંઈ જાણેછે, સ્વયંભૂ, કાળના ઉત્પન્ન કરનાર અને કાળનો નાશ કરનાર છે, જે સકળ ગુણો ધારણ કરેછે, જે આ સકળ વિશ્વ અને મનુષ્યના સ્વામી છે.” ત્યારે આવા એક પરમાત્મા જેમાંથી સકળ વિશ્વ અને વિશ્વમાં જે કાંઈ છે તે સકળ અને આપણે પોતે પણ ઉત્પન્ન થયા છીએ, તે એક પરમાત્માનુંજ સર્વ કાંઈ કહેવાય અને આપણું કાંઇ નહી કહેવાય એ તો સ્પષ્ટ છે. એ તો ખરૂં છે કે પોતાને પ્રાપ્ત થએલી વસ્તુઓ ઉપર મનુષ્યે પોતાની માલકી રાખવી તો જોઇએજ, નહીતો પરિણામ એવું થશે કે પોતાને પ્રાપ્ત થએલી વસ્તુને પડતી નાખીને મનુષ્ય અવર જનને પ્રાપ્ત થએલી વસ્તુ લેવા દોડશે, અને એ પ્રમાણે

કલેશ અને ધોંટાળો ઉત્પન્ન થશે. વળી, મનુષ્ય પોતે આત્મા છે, અર્થાત, પોતે ઇશ્વરથી ઉતરતી પણ ઇશ્વરની ઉત્પન્ન કરેલી એક મહાન શક્તિ છે. એ શક્તિ અનેક વસ્તુઓ પ્રાપ્ત કરવા શક્તિવાન છે, અને પોતે જે વસ્તુઓ પ્રાપ્ત કરી હોય તે રાખવાનો તેને અધિકાર છે. તે છતાં મનુષ્ય આત્માએ કાંઇ ચીજ પોતાની નહી કહેવી એ જે મારૂં કહેવું છે તેનો અર્થ એ છે કે પ્રભુ સેવામાં અર્પણ કરવામાં તથા જન સેવામાં ઉપયોગમાં લેતી વખતે તે ચીજો મારી નથી એવો મનુષ્ય આત્માએ વિચાર લઇ જવાનો છે. કેમકે પ્રભુ ભક્તિમાં અને જન સેવામાં તો મનુષ્ય આત્માએ પોતાનુંજ સ્વાર્પણ કરવાનું છે તો પછી પોતાની વસ્તુઓ ઉપર મનુષ્ય આત્માને અધિકાર રહેતો નથી. આપને બીજું કાંઈ મારા લાયક કામ હોય તો સુખેથી ફરમાવો.

**નગરશેઠ**—આપને મારે બીજી કાંઈ વિનંતિ કરવાની નથી અને આ સદાવરત માટે આપ કહોછો કે મારે મહારાજાધિરાજને મળવું તો હું એમનેજ મળવા અહીંથી જાવુંછું. (જાયછે).

**દીવોદાસ**—(ખોટા ઝવેરીને). ભાઇ! તમારી સાથે મારાથી આટલો વખત વાત નહી થઈ તે માટે માફ કરશો. ત્યારે આપ એ રત્નોના ચરૂઓ જોવા અંદર જાવોછો કે હું થોડાંક રત્નો નમુના માટે અહીં મંગાવું?

**ચોર**—ના, ના. આપને એ વેચવાનાં નથી તો મારે એમાં જોવાનું કાંઇ નથી. અને હું હવે જઈશ. (જતાં. બાજુ). આ પંડીતજી કહેછે કે પ્રભુજીની કૃપાથી પાર વિનાનું દ્રવ્ય મળેછે તો વળી ચોરીની વાત શા માટે કરૂં! ચોરીમાં મુકું લહાય અને પ્રભુજીની ભક્તિમાં રહું કે એમની કૃપાનું પાત્ર થાવું અને મારા જય જયકાર પૃથ્વી ઉપર થાય. ચોરીની અધમતા અને પ્રભુ ભક્તિનું મહાત્મ્ય તો આજેજ મેં જાણ્યું. મારી સંગાથનાઓને પણ આજ વાત સમજાવું. (જાયછે).

**દીવોદાસ**—પરમાત્મા! પરમાત્મા! (અંબુધારા આવેછે. તેને). ભોજન હવે હું કાલથી એકજ ફેરો જમીશ તે તમે યાદ રાખજો અને વળી એક ફેરાનું ભોજન મારે કરવું છે તો મને ભગવતનાં ધ્યાનમાંથી ઘડી ઘડી ઉઠાડયા ના કરશો એટલી મારી તમને અરજ છે. હું પ્રભુજીની સેવામાં બેસુંછું. તમારે તમારૂં કામ કરવું હોય તે સુખેથી કરજો. (અંબુધારા જાયછે. દીવોદાસ પ્રભુનું ધ્યાન ધરેછે). પરમાત્મા! પરમાત્મા! રવીથી વધારે પ્રકાશથી પ્રગટતી આપની કૃપા આ પૃથ્વી ઉપર છે. એ સઘળી કૃપાનો પાડ અમે પામર મનુષ્યો વાળી શકીએ તેમ નથી. આપ અમારી અલ્પ મતિ અમારૂં પાપીષ્ટ ઉર, એ સર્વ જાણોછો તો પછી આપની કૃપાનો જે પાડ અમારાથી વળાતો નથી તે માટે તમે અમને માફ કરશોજ. અને પણ પ્રભુજી! આપે આ સઘળા ચરૂઓ મને દ્રવ્યના શું આપ્યા! હું તો ક્યારે સંસાર છોડીને તમારો ભક્ત થઇને રહ્યો હતો કે વળી મારા ઉપર આપે આટલો બધો અનુગ્રહ કર્યો! હું આપના એ અનુગ્રહને કોઇ રીતે લાયક નથીજ, માટે એ દ્રવ્ય સઘળું મેં આપના મહિમામાંજ આપ્યુંછે તે આપ સ્વીકારશો.

બ્રહ્મા—(દીવોદાસને દર્શન દઇને). મારૂં આપેલું દ્રવ્ય મને પાછું સોંપોછો તેથી તમે મારો અનાદર કરોછો. મારૂં આપેલું દ્રવ્ય તમારે ભોગવવું પડશેજ અને તે માટે હું તમને બીજું દ્રવ્ય આપીશ. જ્યાં સુધી તમે મહેલ માળિયાં, બાગ બગીચા અને સકળ વૈભવો ભોગવશો નહી ત્યાં સુધી હું તમને ધનની પ્રાપ્તિ કરાવ્યોજ જઇશ. અને મારાં દીધેલાં દ્રવ્યથી તમે વૈભવો ભોગવશો ત્યારેજ હું તમને મારાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવીશ. મારા ભક્તોને સકળ સુખની પ્રથમ પ્રાપ્તિ મારે કરાવવી એ મારૂં વ્રત છે. (અદૃષ્ય થઇ જાયછે).

દીવોદાસ—(સ્તબ્ધ બની જઇને). અરે! આ શું! સ્વપ્નું કે કાંઈ ખરી હકીકત! અરે! સ્વપ્નું કેમ! બ્રહ્માજી પોતે મને દર્શન દઇ ગયાને! એમનું રૂપ કેવું મનહર! અરે, બ્રહ્માજી! આ આપનાં સુંદર રૂપની સેવા આગળ આ સંસારનાં સુખો કાંઇ તણુખલાંની તોલે પણ નથી, તો એ સંસારી વૈભવો ભોગવવા માટે મને શા સારૂ આજ્ઞા કરતા હશો! આ તો જાણે મેં આપનો અપરાધ કર્યો હોય તેમ સંસારી જીવનની સ્થૂળ સ્થિતિની આપે મને શિક્ષા કરી! પ્રભુજી! પ્રભુજી! આપે મને આ શિક્ષા કરી! આ શિક્ષા હજુ પણ ફેરવો એટલી મારી વિનંતિ છે. હું દ્રવ્યમાં લેશ સુખ નથી જોતો. દ્રવ્યનું સુખ તે આપનાં ચરણ સેવનનાં સુખ આગળ કાંઈ બીસાદમાં નથી. પ્રભુજી! હજી પણ આપ મને સ્થૂળ દેહના વૈભવોની શિક્ષામાંથી મુક્ત કરજો, એટલુંજ પાયે પડી માગુંછું.

અંબુધારા—(આવતાં. સ્વગત). સ્વામીનાથની આજ્ઞા છે કે કાંઇ પણ પરમાર્થનું કામ કરવાનું હોય તો એમને પ્રભુનાં સ્તવનમાંથી પણ ઉઠાડવા, તો પાંચ સાત લોકો શેરીમાં એકએકને ગાળો ભાંડેછે તેમને ગાળોની અધમતા સમજાવવા માટે સ્વામીનાથને ઉઠાડું. (દીવોદાસને). બહાર લોકો એકએકને ગાળો દેછે માટે જરા એમને સમજાવવા જશો?

દીવોદાસ—હા, હા! મનુષ્યો ખોટાં વચનો ઉચરવામાં શું સાર જોતાં હશે કે એક એકને ગાળો દેછે! જગતમાં એક પ્રભુજીની સંતતિ તે સકળ મનુષ્ય આત્માઓ છે તો પછી એક પિતાની આપણે સંતતિ છીએ તો એક બીજાને ગાળો ભંડાય કેમ! (અંબુધારા અને દીવોદાસ જાયછે.)

## અંક ૩. પ્રવેશ. ૨૮.

કંકુ—(તેણીની બા ગંગાને લઇને આવતાં, તેણીને). માડી! તું હવે એ રોયાને બસ એમજ કહેજે કે એ ભુવાના જંતરમંતરમાંથી તારી મીલકત બચાવવી હોય તો એકજ રસ્તો છે, અને તે એ છે કે તારી સ્ત્રીનાં નામ ઉપર સઘળો પઇસો લખી આપ કેમકે એ ભુવાનું જોર તારી મીલકત ઉપરજ ચાલે અને મીલકત બાયડીને લખી આપી હોય તો તે ઉપર એનું જંતરમંતર ચાલે નહી.

લલુભાઇ—(આવતાં. સ્વગત). શું કાણી જબરી છે! બહેરીયા બળવંતિયાને પળમાં પાંસરો કરી નાખ્યો! એ આવી જબરી છે તો એની મા તો વળી એનાથી કેવી જબરી હશે, એટલે પછી આ પેલો ભુવો મને હેરાન કરવા નીકળશે તો એ મારી સાસુ એ ભુવાને પણ એનું ભુવાપણું ભૂલાવી દેશે ખરી.

કંકુ—(લલુભાઇને). આ મારાં બા આવ્યાંછે. તમે રોજ કહોછો કે એમને બોલાવી લાવ અને ભુવાની વાત સમજ એમને પાડ, પણ એમને ઘરનાં કામમાંથી નવરાસ પડે ત્યારે આવેને? હવે તમારે એમને પુછવું હોય તે સુખેથી પુછી લ્યો. એમનાથી ઝાઝો વખત થોભાય તેમ નથી અને ચાલી જશે તો વળી તમે મને વઢશો કે મેં એમને થોભાવ્યાં નહી.

લલુભાઇ—(કંકુને). અરે આ ઘડી બધું પુછી લેવુંછું. (ગંગાને). માતાજી! તમને તમારી છોડીએ આ ભુવા માટે બધી વાત તો કરી હશે? ત્યારે એ કાંઈ પેટનો બળ્યો ગામ બાળવા નીકળે અને મને કાંઇ કરી મેલે તો હું શું કરીશ?

ગંગા—પણ તમને ભુવાને આલવાનાજ પાંચ પઇસા ના જડયા? એ તો મુવા પઇસાના કુતરા. તમને કનડી કનડીને પણ કનડશે તે તમારા પઇસા માટેજ અને કાંઈ તમારા જીવ માટે નહી. અને તમારા પઈસા માટે તમને એ રોગો કનડે તો તમારો પઈસો એવો અલોપ થઈ જાય કે સાત તીજોરીમાં હમણા મુકો અને ઘડી પછી ખોલો તો મળે નહી, અને ઘરબાર લૂગડાં જે કાંઇ હોય તે વળી એવાં સળગી જાય કે આખાં ગામનું લોક એ લહાય હોલવવા પાણી છાંટે પણ એ લહાય હોલવાય ના.

કંકુ—ત્યારે એ રોગો ભુવો એમના જીવને અળવળ ના આવવા દે તો બસ. મારે કે એમને બીજું કાંઈ જોઇતુંજ નથી. પઇસો ટકો છો એ રોગો લઇ જતો અને ઘરબાર પણ છો એ રોગો બાળી નાખતો. ફક્ત એમના જીવની સલામતી એ રહેવા દેશે તો બહુ છે. પઈસો નહી હશે તો પેટે પાટા બાંધીને અમે રહીશું અને ઘરબાર નહી હશે તો તમારાં જેવાંની ઓસરીએ પડી રહીશું.

ગંગા—(કંકુને). અક્કલ વિનાની ગમાર! તને કોઈ દિવસ લગીરે ડહાપણ તો આવ્યુંજ નહીં તને એટલી સમજ નથી પડતી કે આપણો માલ હોય તે કોઇના હાથે નાશ પામતો હોય તો આપણે હજાર પ્રકારે તે બચાવવો જોઇએ. તને નાનપણમાં તારા બાપે કેટલી મારીને હોંશીઆર કરી પણ અહીં પારકે ઘર આવી અને બધી હોંશીઆરી ભૂલી ગઇ અને બળદ જેવી થઇ ગઈ. એ રોગો ભુવો આપણો તસુનો તાર પણ લઇ જાય શાનો એવું આપણે ના કરીએ!

લલુભાઇ—(ગંગાને). હા. માતાજી, આ બોલ્યાં તે સતર આનાની વાત. એ ભુવો બધું આપણું લુંટવા નીકળે અને આપણે એને લુંટવા દઇએ ત્યારે તો આપણે માણસ નહી પણ ઢોરજ.

કંકુ—ત્યારે બધો તમારો ખજાનો બચાવો, અને એ રોગો ભુવો ખજાનો નહી પામે

અને પછી તમારા જીવ ઉપર જંતરમંતર ચલાવે ત્યારે વળી મને કહેતા ના આવતા કે તારી બાને જઇને બોલી લાવ.

લલુભાઇ—આપણા માલ ઉપર એનો દાવ નહી ફાવે તો મારા જીવ ઉપર હાથ નાખ્યા વિના એ રહે નહી. એ વાત પણ તારી સાચી. બળ્યું ત્યારે ધન માલ જાય તો છો જતું. તું કહેછે તેમ તારી બાની ઓસરીએ જઇને પડીશું.

ગંગા—( લલુભાઇને ). તમે એ અક્કલ વગરનીના કહેવાથી શું કામ ગભરાવો છો? જુવો, તમારી રાતી બદામ એ પામે નહી તેનો એક રસ્તો દેખાડું. તમે અને તમારી બાયડી એ કાંઈ બે જુદાં તો છોજ નહી. માટે તમે તમારી સઘળી મીલકત એને લખી આપો, એટલે પછી એ તમારી કહેવાય નહી જોકે છે તો તમારીજ. પણ તમારી મીલક્ત લખી આપવાથી થશે શું કે પછી તમારી મીલકત ઉપર એ ભુવાનું જંતરમંતર ચાલશે નહી કેમકે જંતરમંતરનો એવો નિયમ છે કે જેની મીલકત ઉપર જંતરમંતર ચલાવ્યું હોય તે મીલકત તે માણસની ના હોય તો તેનું જંતરમંતર પછી તે મીલકત ઉપર ચાલે નહી. માટે, તમે આ તમારી સ્ત્રીને તમારી મીલકત લખી આપશો તો એ પાંચ વર્ષ સુધી જંતરમંતર એ ભુવો કરશે ત્યાં સુધી તમારી મીલકતને લગીરે નુકસાન નહી થાય. અને એ પાંચ વર્ષ થઇ જાય અને તમારી મીલકતને કાંઈ નુકસાન નહી થાય, અને એ રોગો ભુવો તમારી મીલકત ઉપર જંતરમંતર કરતો બંધ થાય, એટલે તમે તમારી સ્ત્રીને લખી આપેલી મીલકતનું કાગળિયું ફાડી નાખજો, એટલે પાછી મીલકત સઘળી સલામત તમારા કબજામાં આવશે. અને કાગળિયું જે ઘડી ફાડવું હશે તે ઘડી કાંઈ વાર લાગવાની છે! આ રસ્તો હું જાણુંછું તો કહુંછું. હવે તમારાં ધ્યાનમાં ઉતરે તો તે પ્રમાણે કરો નહીતો તમે જાણો અને તમારી બાયડી જાણે. અને, હું તમને કહેતાં ભુલી જાવુંછું કે તમારાં શરીરને કાંઈ એ ભુવો હરકત કરે તો તે માટે તો તમને એક માદળિયું આપી રાખીશ તે તમે રાત દિવસ પહેરી રાખજો. એ માદળિયું એવું છે કે તમે પહેરેલું હશે અને એ રોયો ભુવો તમારા જીવને કાંઈ હરકત કરવા જશે તો એ રોયો ભુવો આપજ પળમાં મરી જશે. લ્યો, ત્યારે હવે હું જાવુંછું. અને તમારે જો હમણા હાલ મીલકત તમારી સ્ત્રીને લખી આપવી હોય તો હું થોભું નહીતો મારે કાંઇ થોભવાનું કામ નથી.

લલુભાઇ—અરે આજ ઘડી સઘળી મીલકત તમારી છોડીને લખી આપુંછું. તમે પાસે હશો તો બહુ સારૂં માટે તમો જશો ના. ભાઇશાબ! ચાલો અંદર જઇને ત્યારે લખી નાખું. ( ત્રણે જાયછે ).

કંકુ—( જતાં, સ્વગત ). રોયાની બધી મીલકત હાથ આવી એટલે હવે હું એના ઉપર શેર થઈ બેસીશ. હવે એનાથી મને એક અક્ષર પણ કહેવાવાનો નથી. (જાય છે).

બળવંત—( આવતાં ). તે દિવસે મારી નવી માએ મને ખરી મદદ કરી નહીતો પેલી સ્રી મને સરકારમાં ઘસડી જતે અને સરકારમાં મને સજા થયા વિના રહેતે નહી

મારો સરકારમાં પગાર વધ્યોછે અને મારા મિત્રોને મેં આજે ઉજાણીએ બોલાવ્યા છે તો મારી નવી માને કહ્યું કે એમનો સાત વરસનો નાનો ભાઈ છે તેને પણ હમણા ઉજાણીમાં જરા ખાવા પીવા એમનાં ઘરથી બોલાવી લાવે. ( પોતે મીઠાઈની ટોપલીઓ લાવ્યોછે તે બધી બહાર કહાડીને જમીન ઉપર ગોઠવેછે ). ( કંકુનો નાનો ભાઇ એની મા સાથે અહીં આવેલો હોવાથી તેના ઉપર બળવંતની નજર પડતાં. સ્વગત ). અરે! આ મારી નવી માનો ભાઈ હરગોવન તો અહીંજ છે! લાવ, એને બોલાવીને કહી દેવું કે ઘર જતો નહી રહે. ( હાંક પાડતાં ). ઓ ભાઈ હરગોવન! ઓ! ભાઈ હરગોવન! જરા આમ આવો તો. ( હરગોવન આવતાં. તેને ), જુવો. તમને મેં એટલું કહેવા બોલાવ્યા હતા કે આજે ચાર પાંચ દોસ્તદારોને મેં અહીં ઉજાણીએ આપણા ત્યાં હમણા બોલાવ્યાછે તે હમણા આવશે માટે તમે પણ તે વખતે આવજો. આ થોડુંક ખાવાનું લાવ્યોછું તે તે વખતે તમે પણ ખાજો. હમણા તો ત્યારે તમે રમવા જાવો. ( હરગોવન જાયછે ). ( ૧ મિત્ર આવી પહોંચતાં, તેને ). ભાઈ! આવી પહોંચ્યા! તમને બહુ તસ્દી મેં આપીછે.

**૧. મિત્ર**—અરે! ભાઇ! એવી તસ્દી મને તમે રોજ આપશો તો રોજ લઇશ. ખાવાપીવા માટે આવવાની વાતમાં કોઇને તસ્દી પડતી હશે! તમે પણ બોલોછો એવું કે ગધેડાને તાવ ચઢે.

**બળવંત**—વારૂ. ભાઈ, ત્યારે હવે કાંઈ એવું નહી બોલું. માફ કરો આ વખતે. ( ૨–૩ મિત્રો આવતાં. તેમને ). આવો, ભાઈઓ પધારો. પધારો. કેમ ભાઈ આમ ઉદાસી દેખાવોછો ?

**૨. મિત્ર**—અરે! ભાઇ! આ મારાં ઘરવાળી સવારની તાવથી પછડાઇ પડીછે, અને આ પ્લેગના વખતમાં તો તાવનાં નામથી મને ધ્રુજરી છુટેછે.

**બળવંત**—પણ, ભાઇ! કોઈ વૈદને દવા માટે બોલાવ્યા તો તમે હશેને ? અને વૈદને તમે પુછ્યું પણ હશેને કે શું મંદવાડ છે અને શું નહી?

**૨. મિત્ર**—અરે ભાઈ! વૈદને એવો સવાલ કરીએ તોતો વૈદ ચેતી જાય કે આપણે મંદવાડમાં કાંઇ સમજતા નથી એટલે પછી એ તો બારે મહિને પણ મંદવાડ મટાડે નહી. વૈદ આગળ તો આપણે એવો ડોળ રાખવો કે એના કરતાં પણ જાણે આપણે વધારે સમજીએ છીએ.

**બળવંત**—( બીજા ૭ મિત્રો સંગાથે આવેછે. તેમને ). આવો. ભાઇઓ આવો. આટલા બધા માર્ગમાં એકએકને મળ્યા શું?

**૪. મિત્ર**—અરે! મારાં ઘર એકઠા થવા બધાઓને મેં કહ્યું હતું અને તેથી મારા ત્યાં બધા આવ્યા હતા.

**બળવંત**—ત્યારે હવે આપણે બધા આવી ગયા છીએ તો બહારના ઓરડામાં વાજાંની પેટી છે તે જરા વગાડીએ. પછી આ જરીક ખાવાનું છે તે ખાઈએ. (બધા જાયછે).

**લલુભાઇ**—( કંકુ અને તેણીની મા સાથે આવતાં. બેઉને ). જુવો. સાંભળો, આ મારી મીલકત આ કાણીને ચાર પાંચ વર્ષ માટે આપવા મેં આ પ્રમાણે ખરડો કર્યોછે. (ગંગાને). તમે બરાબર સાંભળજો અને કાંઇ ફેરફાર કરવાનો હોય તે મને કહેજો. આ ખરડો તો મસ્તી ઘડી મોટા પઇસાવાળા વીલ કહેછે વીલ તેના જેવો છે અને મારી જીંદગીમાં આ પહેલી ફેરાજ કર્યોછે. સાંભળો. ત્યારે હું મારૂં વસીયતનામું વાંચુંછું.

મારૂં ઘર સરવઈ નંબર ૧૦૧ નું ઉત્તરે અને દક્ષિણે કોઇ પણ માણસનાં ઘર વિનાનું પણ પૂર્વે એક બકરાંના વાડાવાળું અને પશ્ચિમે એક ગાંયજાનાં મારાં ઘર સાથના એકજ કરા વાળું ઘર મેં પોતે સંવત ૧૯૬૭ ની સાલમાં બંધાવેલું તે મારી પોતાની માલકીનું છે. મારાં પોતાનાં વસાવેલાં રૂપીયા ત્રણ હજારનાં ઘરેણાં છે તેની વિગતઃ બે કડાં, ચાર બાંગડી, ત્રણ ટુંપીઆ, આઠ વીંટીઓ, બે જોડી કલ્લાં, એક હાંસડી એ પ્રમાણે છે. મારાં વાસણો રૂપીયા સવાસોની કીમતનાં આશરે છે. આ સઘળી મારી પોતાની મીલકત તે મારી પોતાની હોવાથી મારી નવી કાણીને મારી રાજી ખુશીથી હું લખી આપુંછું. મારી સાવધ સ્થિતિમાં મે આ વસીઅતનામું કર્યુંછે અને તે મારે કબુલ છે. ( કંકુ તથા ગંગાને ). આ તો આવું પાકું મારાથી કેમ લખાયુંછે કે મેં એક ફેરા એક માણસને વીલ વાંચતો સાંભળ્યો હતો અને તેની મને યાદી છે. આ વીલ એવું પાકું લખાયુંછે કે બળવંતિયો શું પણ એનો બાપ આવે તો તેનાથી પણ રદ ના થાય.

ગંગા—વીલ તો બરાબર છે. ચાલો, ત્યારે કચેરીમાં જઇને રજીસ્ટર કરાવી આવીએ.

**હરગોવન**—(દોડતો આવીને. કંકુને). બળવંત ભાઈ ક્યાં ગયા? મને હમણા એમણે કહ્યું હતું કે મેં ભાઇબંધોને ઉજાણીએ બોલાવ્યાછે તો તું પણ એ બધા સાથે ખાવા આવજે. પેલી રહી મીઠાઈની ટોપલીઓ. (મીઠાઇની ટોપલીઓ ખુણામાં બળવંતે મુકી હતી તે બતાવેછે ).

**લલુભાઈ**—( કંકુને ). આપણુને તો બળવંતિયાએ વાતજ ના કરી ! એટલી હજી એનાં પેટમાં આપણા તરફની આંટી ખરી.

**કંકુ**—એ આંટી રાખેછે તો એની આંટી કહાડી નાખું તેવી હું છું તો. એની સત્તા શી કે તમને કે મને પુછ્યા વિના લોકોને ઉજાણી આપે ? તમે મારી મા સાથે કચેરીમાં જઇને વસીઅતનામું રજીસ્ટર કરાવી આવો અને હું આ બળવંતિયાને એવો પાધરો કરી દેવુંછું કે હવેથી તમને પુછ્યા વિના પાણી નહી પીએ.

**લલુભાઇ**—ત્યારે તો બહુ સારૂં. તું અહીંજ થોભ. ( ગંગાને ). ચાલો, માજી, આપણે બે કચેરીમાં જઇએ. ( બેઉ જાયછે ).

**કંકુ**—( હરગોવનને ). જો એ બળંતિયો તને ખાવા બોલાવે તો એકદમ જઈશ ના. અને હું કહું ત્યારેજ જજે. અને પછી જઇને પેલી ટોપલીઓમાંની મીઠાઇ તું લઇ લઇને ભૂમિ ઉપર નાખી દેજે અને કોઇને ખાવા દઈશ નહી, અને મોટે મોટે બુમો પાડીને મને બોલાવજે અને કહેજે કે તને બળવંતે અને બધાઓએ માર્યો. કેમ, ભાઇ, સમજયોને? જો હું કહુંછું તેમ કરીશ તો પછી આપણુનેજ આ બધી મીઠાઈ ઉપા-

ડી લઇને ખાવાની મળશે અને દસ દિવસ સુધી પહોંચશે, અને આવું તોફાન તું નહી કરશે તોતો હમણા એક ફેરો જરા ખાવા પામીશ તેજ. ચાલ, પેલો બળવંત આવેછે તો આપણે જતાં રહીએ. (બેઉ જાયછે).

**બળવંત**—(મિત્રો સહિત આવતાં. અને વાજું હેઠે ઉતારીને. મિત્રોને). પેલા ઓરડામાં તો બહુ તાપ લાગેછે અને અહીં કેવી ઠંડક છે ! હવે હું ધારૂંછું આપણે જરા ખાઈ પણ લઇએ. હું હરગોવનને બોલાવી લાવું. (હાંક પાડેછે). હરગોવન ભાઇ ! ઓ હરગોવન !

**કંકુ**—(આવતાં. બળવંતને). કેમ શું કહેવું છે હરગોવનને ?

**બળવંત**—આ મેં પાંચ સાત દોસ્તદારોને ઉજાણીએ બોલાવ્યાછે અને હરગોવન ભાઇ અહીં આજે છે તો એમને પણ મોકલો.

**કંકુ**—ના. ના. એનું શું કામ છે? એ તો મુવો તોફાની છે. કોઇને જપીને ખાવા નહી દે તેવો નથી. તમને ખબર નથી મારી બાનાં ત્યાં રાંધણની તપેલીઓ રસ્તામાં ફેંકી દેછે.

**બળવંત**—એ તો બચ્ચું છે તો ઘર તો તોફાન કરે. અહીં તો એ બીચારૂં બચ્ચું શું તોફાન કરવાનું છે? ના મોકલો તો મારા સોગન્દ છે.

**કંકુ**—સોગન્દ ખાશો નહી. પણ હું તો એને નહી મોકલું. હમણા તમને ખોટું લાગે તેનું કાંઈ નહી પણ તમારા પાંચ મિત્રોમાં તમને પછીથી ખોટું લાગવા જેવું એ મુવો કરે તો હું શું કરૂં?

**બળવંત**—ખોટું લાગવા જેવું કરશે તોપણ કાંઇ નહી. પણ તમે એને ઝટ આવવા દો, તમારી મેહેરબાની થશે.

**કંકુ**—વારૂં. ત્યારે મોકલુંછું. (કંકુ જાયછે).

**બળવંત**—(મિત્રોને. ખાવાનું પતરાવળીઓમાં મુકતો ). ભાઇઓ! મારાથી ઉતાવળમાં તમારા માટે કાંઇ બન્યું નથી તે માટે મને માફ કરજો. શું કરૂં આપણી ઑફીસ મોડી બંધ થઇ અને ઉતાવળમાં બજારમાંથી બધું લાવવાનો વખત રહ્યો નહી. (હરગોવન આવેછે. તેને). આવો. ભાઇ, આવો, (મીઠાઈ આપતાં). લ્યો. આ મીઠાઈ જરી ખાવો. બરફી છે. બરફી તમને બરફી ભાવેછે કે નહી? (હરગોવન મીઠાઈ લઈ ખાયછે). (મિત્રોને). લ્યો. ભાઇ. તમે બધા ખાવામાં ઝડપ રાખો તો પછી વાજું વગાડીએ. (હરગોવનને). લ્યો. ભાઈ, ખાઇ રહ્યા હોવો તો બીજી લેજો હોં. અહીતો સર્વ કોઇએ પોતાના હાથે આ પતરાવળીઓ અને ટોપલીઓમાંથી પોતાને મનગમતું લેવાનું છે.

**હરગોવન**—હું તો હવે પેંડા લઇશ. મીઠાઇ તો કાંઈ તમે સારી આપતા નથી! આ આવી ખરાબ મીઠાઇ ફેંકી દેવા જેવી શું લાવ્યા? (બધી પતરાવળીઓ અને ટોપલીઓ ઉંધી વાળતાં. મોટા સ્વરથી). ઓ. કંકુ બહેન! આ સારી સારી મીઠાઇ તો બધા ખાઇ ગયા અને મને ખરાબ આલેછે ! ઓ બહેન કંકુ ! મને બધા મારેછે. બહેન! જરી દોડ તો.

**બળવંત**—અરે ! ભાઇ ! તમને કોઇ હાથ તો લગાડતું નથી અને આમ શું બોલોછો ?

તમને ગમે તે ટોપલીમાંથી લ્યોને. તમને તો ખરાબ માલ આપું ખરો!

**૧ મિત્ર**—( હરગોવનને ). અરે ! પણ ભલા માણસ ! આ બધી ટોપલીઓ શું આ પ્રમાણે ઉંધી વાળેછે? આવો ગાંડો શાનો થઇ ગયોછે? ખાતો પણ નથી અને કોઇને ખાવા દેતા પણ નથી?

**હરગોવન**—( બહુ મોટા સ્વરથી ). ઓ બહેન ! આ કોઈ ભાયડો તો મારૂં ગળું ભચડી નાખેછે અને આંખો કહાડેછે. ઓ કંકુબહેન ! ક્યાં મરી ગઇ ! જરી દોડને.

**કંકુ**—( આવીને. હરગોવનને ). કેમ શું છે શું ?

**બળવંત**—અરે ! માજી ! આ હરગોવન ભાઇને કોઇએ આંગળી સરખી લગાડી નથી તોપણ કહેછે કે મને માર્યો!

**કંકુ**—તમે એવું કહો તોપણ મનાય કેમ! કોઇએ પણ માર્યો તો હશેજ. હું ના કહેતી હતી કે મારો ભાઈ તમારાથી નહી દેખી શકાય અને હું કહેતી હતી તેજ ખરૂં પડયું ને ? એ બીચારૂં સાત વરસનું બચ્ચું શું ખાઇ ખાઇને ખાઇ જવાનું હતું કે તેને મારવું પડયું ! અને એને મારનાર છે કોણ તે હું જોવું તો ખરી. (બળવંતના મિત્રોને). તમે એમ જાણોછો કે આ બચ્ચું છે અને એને ધોલ મારીશું તોપણ એ બચ્ચું શું કરવાનું છે. પણ તમે ભૂલશો ના. હું તમને બધાને પૂરી પડું તેવી છું. સમજ્યા? ( બળવંતને ). આ બધા તમારા મિત્રોનાં નામો મને આપો, અને એમનાં ઠેકાણાં પણ આપો. હું બધા ઉપર સરકારમાં આજ ઘડી ફરીયાદી માંડુંછું.

**૧ મિત્ર**—(સઘળાઓને). આપણે અહીંથી હીંડવા માંડો. નહીતો વગર કારણના આપણે સરકારમાં તણાઇશું.

**૨ મિત્ર**—હા. હા. એમજ કરો, આપણુને શી ખબર કે આવું તોફાન આ છોકરો જગવશે, નહીતો આપણે આવતેજ શાના ? ( બધા જાયછે ).

**બળવંત**—( કંકુને ). તમે જરા હું કહું તે પ્રથમ સાંભળો.

**કંકુ**—મારે કાંઇ સાંભળવું નથી. તમે તો કહેશો કે હું ખોટી તેવો મારો ભાઈ ખોટો, પણ મારે એવું કાંઇ તમારૂં સાંભળવું નથી. જાવો. તમારા મિત્રો ચાલ્યા જાયછે તેમને બોલાવી લાવો. મારે તો કાંઇ એ રોયાઓને સરકારમાં ઘસડવા નથી. ( બળવંત મિત્રોને પાછા બોલાવવા જાયછે ). ( હરગોવનને ). લે ભાઇ, હવે બધી મીઠાઇ ઝટ ઉપાડીને આપણાં ઘર જા. જો ઘરની કુંચી મારી પાસે છે તેથી કમાડ ખોલજે અને મીઠાઇ લુગડામાં ઢાંકીને લઈ જજે અને આપણા પાડોશીઓ કોઇ પુછે તો કહેજે કે એ તો જુનાં લુગડાં ધોબીના ત્યાંથી પાછાં લાવ્યોછું. ( હરગોવન મીઠાઇ ઉપાડી લેછે ). હવે, બળવંતિયો મને કે એના બાપને કાંઈ પણ વાત પુછ્યા વિના કરશે નહી. ( કંકુ અને હરગોવન જાયછે ).

## અંક ૩. પ્રવેશ ૨૯.

**સૌદાસ**—(સ્વગત). અરેરે! મારાં શિરે આ શું એક એક પછી એકએક આપત્તિ આવી પડેછે! અંશુમાન કુમાર કેટલા માસથી અલોપ થઇ ગયોછે તેમાં વળી આજ કેટલા દિવસથી કેતુમાન કુમારનો પણ પત્તો નથી એવો એ પણ અલોપ થઇ ગયોછે! હું આવો દુઃખી માણુસ થઈ ગયોછું! પણ હું કોઇને કહું કે હું દુઃખી છું તો નાનું બાળક પણ કહેશે કે સકળ વૈભવોનો સ્વામી એવો તું રાજા છે અને વળી દુઃખી કયાંથી થયો! રાજનનું દુઃખ નહી જાણતાં રાજનને સર્વ સુખી સમજેછે તોતો સુખ જેવી ખરી વસ્તુ કાંઇ છેજ નહી અને સુખ એ તો માત્ર મનનુંજ કારણુ અને મનનીજ વાત છે! સુખ તો મનનું માત્ર વિચિત્ર ધિંગાણુંજ છે કારણુ કે એનું ખરૂં સ્વરૂપ કોઈથી લેશ સમજાતુંજ નથી! એની જાત ભાત શી છે તે પણ લેશ જણાતીજ નથી! એનું મૂળ કયાં તે પણ મન કલ્પના કરી શકતું નથી! એનો પાયો કયાં તેનો પાર પણ કોઈ પામતું નથી! એનો કોઇ રીતનો કાંઇ પત્તો કોઈ પામતુંજ નથી! અરે સુખ! હું તને નથી માગતો પણ મારા બેઉ પુત્રોને માગુંછું! પુત્રોને મારાં સુખ સાથ સબંધ નથી. પુત્રોને મારા પ્રાણ સાથે સબંધ નથી. પણ મારા આત્મા સાથે સબંધ છે, કેમકે, પુત્રો એ તો તાતનો પોતાનો આત્માજ છે.

### ગાયન ૬૪.

૧ વહાલો છે વિશેષ છે માત તાતને પેટે પડેલો પાણકો,
બ્યાજુને વહાલો છે મુડીથી અધિક બ્યાજ તણો ટકો.
૨ લલનાને છે લાગેલી લગન કરવા લાડ લટકો,
ગુરૂને ગરજ ઘણેરી છે શિખવવા શિષ્યને કકો.
૩ આળસુને અતિ હિત છે કહાડવા અહર્નિશ ઉંઘ ઝબકો,
માને જગતમાં કાંઇને કાંઇ અતિ પ્રિય સર્વકો.
૪ બાળને બહુ વહાલો છે ખાટાં બોર તણો બાચકો,
ભાગીયાને ભાવ ઘણો છે મળે કયારે લાભ ઉંચકો.

**કેતુમાન**—(આવતાં. તાતને). તાતજી! આપે મારા માટે ચિંતા કરી હશે? હું તો મારાં દુષ્ટ આચરણથી મહેલે પણ તમને ચિંતા રૂપી થઇ પડુંછું અને મહેલ બહાર પણ ચિંતારૂપી થઈ પડુંછું. પણ, તાતજી, હવે હું મહેલે કે મહેલ બહાર તમને લેશ ચિંતારૂપી નહી થઇ પડીશ. આપ મારો અપરાધ ક્ષમા કરો તો તે કબુલ કરૂં. અંશુમાન કુમાર અહીં મહેલે દેખાતા નથી તેનું કારણુ એ છે કે મેં એમને એક દિવસ ભોજનમાં વિષ દેવાનો પ્રપંચ કર્યો હતો. તે એ જાણી ગયા હતા અને તેથી મારાથી ડરીને ચાલી ગયાછે. આપ એમની શોધમાં માણસો મોકલો, કેમકે, મારા એ ભાઈ સલામત છે એ વિષે મને પાકી ખબર હમણા મળીછે. મારા અંશુમાન ભાઇને બોલાવવા નહી મોકલશો તોપણુ હું ધારૂંછું એ અહીં આવી પહોંચવાની તૈયારીમાં

છે કેમકે એક બારવટિયા એમનું ઉપરાણું લેતા નિકળ્યાછે તે એમને સહી-સલામત અહીં પાછા લાવશે ખરા, એવું મારૂં દઢ માનવું છે.

**પ્રધાન**—(આવતાં. સૌદાસને). તાતજી! તાતજી! શું ખુશાલીના સમાચાર કહું કે આપના અંશુમાન કુમાર અને બે યુવતિઓ અને એક બારવટિયા જેવા ગૃહસ્થ સાથે આવ્યાછે.

**સૌદાસ**—પણ ત્યારે એ બધાં અહીં કેમ આવતાં નથી? તમે એમને ઝટ અંદર મોકલોને.

**પ્રધાન**—આપ મહેલમાં ક્યાં છો તેની તપાસ કરવા અને તે વિષે એમને ખબર આપવાજ હું આવ્યોછું. હું જઈને એમને ખબર આપું એટલીજ વાર છે. (જાયછે).

**સૌદાસ**—(સ્વગત). ભગવાન! ભગવાન! હું જે દુઃખીઓ થઇ ગયો હતો તેની વિનંતિ તમે સાંભળી ખરી! દુઃખીનાં દુઃખ દૂર કરનારા તમને કહ્યાછે તે મને સિદ્ધ થયું. (કેતુમાનને) ભાઈ! જો હવે તું તારી વર્તણુક જરા સુધાર. તું જોકે પરમાત્મા મનુષ્યની કેવી કેવી આશાઓ પૂર્ણ કરેછે. (અંશુમાન, રેણુકા, કેશીની અને હારિત આવી પહોંચતાં. અંશુમાનને) બેટા! તું આવી પહોંચ્યો! ખુશીમાં તો છેનો.

**અંશુમાન**—તાતજી હું ખુશીમાં છું અને મારાં સુખનું સાધન તે આ મારા પૂજ્ય વડીલ સસરા હારિત છે. જ્યારથી મારૂં એમને મળવું થયુંછે ત્યારથી મારામાટે ખાવાપીવાનું સર્વ કાંઇ એ બીચારાએ લઇ આવ્યા કરેલુંછે. અને આંમનાં આ બેઉ પુત્રી-ઓનો કર પણ એમણે મને લગ્નમાં દીધોછે. એમનો પાડ મારથી કોઈ રીતે વળાય તેમ નથી.

**રેણુકા**—(સૌદાસને). તાતજી! આ દીન પુત્રી આપને નમન કરેછે.

**કેશીની**—(સૌદાસને). તાતજી! આ દીન પુત્રી આપને નમન કરેછે.

**સૌદાસ**—(રેણુકા અને કેશનીને). તમને બેઉને જોઈને હું એટલો હર્ષ પામ્યોછું કે હું તમને શું કહું! મારી ડુબતી નાવને ઉગારી લેનારાં તમે આવી ચઢયાંછો! અંધને ચક્ષુઓ આવી મળ્યાંછે! કાગને કોકિલાનું કંઠ માધુર્ય આવી મળ્યુંછે! પુત્રીઓ! તમારાથી અને આ તમારા સ્વામીથી મને અધિક પ્રિય જગ્તમાં કાંઇ હોઇ શકેજ નહી.

**કેતુમાન**—(અંશુમાને). ભાઇ! હું તમારી સામે જે પ્રપંચ રચ્યો હતો તે માટે આપની ક્ષમા માગુંછું. (સૌદાસને). તાતજી! આપનું રાજ્યપાટ જ્યારે પણ છોડો ત્યારે મારા ભાઇ અશુંમાનને આપજો. મોટો પુત્ર હું તેથી મને આપશો નહીં. રાજનનો એક પણ સદ્‌ગુણ મારામાં નથી. દુષ્ટ માણસના સર્વ દુર્ગુણો મારામાં છે તેથી હું રાજ્યપાટને લાયક નથી. તાતજી! હું મહેલે રહું ત્યાં સુધી અંશુમાનના પૂજ્ય સસરાને અહીં મહેલે રહેવા આપ આગ્રહ કરશો. ભાઇ પ્રતિ દુષ્ટ વર્તણુક ચલાવવાનું દુષ્ટ ફળ કેવું છે તેની મને એમણે સમજ પાડીછે અને એ મને સારા માર્ગ ઉપર લાવ્યાછે, અને એ સારા માર્ગ ઉપરથી હું પાછો ચળિત નહી થાવું તે માટે એ મારી પાસે હોવા જોઇએજ.

**સૌદાસ**—(હારિતને). ભાઈ! આ મારા મહેલ અને મારૂં રાજ્ય એ સર્વ તમારૂં છે એમ જાણીને અહીંજ રહેજો. મારા પુત્ર કેતુમાનની એવી ઇચ્છા છે તો તે પ્રમાણે કરો તો બહુ સારૂં, અને મારો પોતાનો પણ એ માટે આગ્રહ છે.

**હારિત**—પૂજ્ય વડીલ! હું આપના મહેલે આપની તથા કેતુમાન ભાઈની આજ્ઞા પ્રમાણે રહ્યો હોત, પણ બારવટિયા તરીકે મારાથી કાંઈ દુષ્કર્મ કોઈક પળનું થયું હશે તે માટે ઉગ્ર પ્રાયશ્ચિત કરવા એકાંત વનવાસમાં મેં રહેવા નિશ્ચય કર્યોછે તેથી હું અહીં હવે થોભી શકું તેમ નથી. (કેતુમાનને). ભાઇ! તમારી સાથે જે કાંઇ કઠોર વર્તણુક મેં ચલાવીછે તે માટે મને માફ કરશો કેમકે તે તમારાં સારાં માટે હતી. રાજ્યપાટ તો આપ મોટા ભાઇ તે માટે આપનેજ ઘટે, અને હવે તો આપ સદ્‌ગુણના માર્ગે ચઢયાછો માટે રાજ્યપાટ આપને વિશેષ ઘટે. તમે રાજ્યપાટ ધારણ કરીને નાના ભાઇને વિશેષ સુખમાં રાખજો એટલે તમે ભાઇને રાજ્યપાટ સોંપ્યા બરાબરજ થશે. નાના ભાઇ વળી રાજ્ય કારભારથી અજ્ઞાન છે, અને ભગવત ભક્તિમાં એમનું ચિત્ત આટલા દિવસ તો વનવાસમાં લાગેલું હોવાથી રાજ્યકારભારનો સંસારી વ્યવ્હાર એ યોગ્ય રીતે ચલાવી શકશે પણ નહી.

**સૌદાસ**—પૂજ્ય ભાઈ હારિતે! આપનું કહેવું બરાબર છે.

**અંશુમાન**—(કેતુમાનને). ભાઈ, શું તમે રાજ્યપાટ છોડી દઇને મને આપવાના હતા અને હું તે લેતે પણ ખરો? પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે અને ગગનના તારલા ભૂમિ ઉપર આવીને જડાય તોપણ શું મોટા ભાઇની રાજ્યસત્તા હું પોતે લેતે! ખાબોચિયું શું સાગર થઈ મહાલશે અને તમે ભાઇ જે સાગર તે શું શુષ્ક ખાબોચિયું થઇ રહેશો! ભૂમિ વાળનાર સાવરણી તે શું રાજાનાં શિરનું છત્ર થશે અને રાજાનું છત્ર તે શું સાવરણી થશે? માટે, મોટા ભાઇ કેતુમાન રાજ્યથી અલગ રહે અને નાનો ભાઇ અંશુમાન રાજ્ય ઉપર બેસે એ તો અશક્યજ છે.

**સૌદાસ**—(હારિતને અને રેણુકા તથા કેશીનીને). ચાલો, અંદર જઇએ. તમે ભૂખ્યાં તરસ્યાં સર્વ હશો અને તમારી આગતા સ્વગતા કરવી તો હું ભૂલીજ જાવુંછું! (સઘળાં જાયછે).

---

## અંક. ૩. પ્રવેશ. ૩૦.

**દીવોદાસ**—મહાન ચક્રવર્તી મહારાજાધિરાજો! ગુણીજનો! સમૃદ્ધ શેઠીયાઓ અને સકળ પ્રજાજનો! શ્રી ભગવાનનાં દેવાલયના પાયાની ક્રીયામાં આપ સર્વે પધાર્યાછો તેથી પ્રભુજી આપ સર્વ ઉપર અત્યંત પ્રસન્ન થશેજ, તેમજ, દૂરના અથવા પાસેના દેશોથી આવવાનો જે શ્રમ આપે સર્વે લીધોછે તેનો બદલો પ્રભુજી ગેબી રીતે વાળી આપશેજ એ આપ સર્વે નક્કી જાણજો. આ પ્રસંગે મારે કહેવાનું એ છે કે આ દેવાલય શ્રી પરમાત્માનું થશે અને છે પણ એ એમનુંજ અને હું તો માત્ર નિમિત્ત રૂપે થઇ પડયોછું. મારી જાત કમાઇની એક પાઇ પણ મેં આ દેવાલયનાં

કામમાં વાપરી નથી. અને મારી જાતની એકઠી કરેલી પુંજીમાં તો કાંઈ પાંચસો સાતસોનાં ઘરેણાં અને એક નાનાં ઘર સિવાય બીજું કાંઇ છેજ નહી. આ દેવાલય શ્રી પરમાત્માનાં પોતે દીધેલાં દ્રવ્યનું છે અને હું તો માત્ર નિમિત્ત રૂપે છું તો પ્રભુએ વળી મને નિમિત્ત રૂપે શામાટે ઉભો કર્યો હશે તેની કાંઇ સમજ મને પડતી નથી! કેમકે આ દેવાલય બાંધવાનાં કામમાં મને એક અક્ષર સમજ નથી. આ દેવાલય બાંધવાનાં કામ માટે મારામાં શરીરની શક્તિ પણ નથી, કે આ દેવાલય બંધાવવાનાં કામમાં મારાથી એક રતી ભાર પણ કાંઇ કામ કરવાની આવડ નથી! તે છતાં હું નિમિત્ત રૂપે પ્રભુજીને યોગ્ય શી રીતે લાગ્યો હઇશ તે મને સમજાતું નથી! રવી શું પોતાના પ્રકાશનું પ્રતિબિંબ બળવાન રૂપે પ્રગટાવવા કાળા પથ્થરાનો આશ્રય લેશે? અમૃત જળ સાચવી રાખવા શું કદી ભાંગેલું ઠીકરૂં ઉપયોગમાં લેવાશે? વેદનાં સૂત્રો શું રસ્તાની ધૂળમાં લખાશે? પણ, હવે પ્રભુજીએ મને નિમિત્ત રૂપે ઉભો કર્યો તો જેમ એમની ઈચ્છા. પ્રભુજી સામે કાંઈ મારાથી તે માટે ઝાઝી હા ના થાય નહી. મને ખેદ આટલોજ થાયછે કે મારા જેવા ગમારને આવાં દેવાલયનાં નિમિત્ત રૂપે એમણે શું પસંદ કર્યો હશે. હવે મારે કહેવાનું એ કે પ્રભુજીએ મને આ દ્રવ્ય કેવી રીતે આપ્યુંછે તે તો તમે સર્વ અત્યાર સુધીમાં સારી રીતે જાણતા હશો, કારણકે હું ધારૂંછું કે રસ્તામાં બાળકો પણ બોલેછે કે રાજકુંવરી અંબાલીકા બહેનને પ્રભુજીએ એ દ્રવ્યના ચરૂઓનો પત્તો આપ્યો અને પરમાત્માની આજ્ઞાથી એક દેવીએ અંબાલીકા બહેનને દર્શન દઇને કહ્યું કે એમણે એ ચરૂઓ મને આપવા. બીજું, મારે આપને સર્વને કહેવાનું એ છે કે મેં તો કહ્યું તેમ આ દેવાલય બાંધવાનાં કામથી હું અજાણો છું તેથી આપણા મહાન પ્રતાપી પૂજ્ય મહારાજાધિરાજે શ્રી યુધાજીતે તે કામ માંથે લીધુંછે. અને, વળી, આપને સર્વને વિશેષ જાણવાનું એ છે કે આ દ્રવ્યમાંથી વેદાધ્યયનની શાળાઓ અને સદાવરતો બાંધી શકાય તેમ છે તેથી તે કામો પણ આપણા પૂજ્ય મહારાજાધિરાજે માથે લીધાંછે. એમનો પાડ આપણે જેટલો માનીએ તેટલો ઓછોછે. અને મારા પૂજ્ય મહારાજાધિરાજને તો હું એટલુંજ કહીશ કે આ શ્રમનો બદલો પ્રભુજી એમને લાખો, કરોડો અબજો ઘણો આપશે. હવે, આ દેવાલયની પવિત્ર ક્રીયાના પ્રસંગે મહારાજાધિરાજ શ્રી યુધાજીતનાં રાજકુંવરીનો કર એમણે મનથી પસંદ કરેલા રાજકુમાર દેવરાતને આપુંછું. (દેવરાત અને અંબાલીકાનો કર લગ્ન ગાંઠમાં જોડે છે. બેઉને). આ તમારૂં સ્વર્ગીય પ્રેમનું સ્નેહાંકિત જોડું શાશ્વત પ્રેમમાં સ્થાપિત રહો, અને પ્રેમ દ્વારા એકએકમાં તન્મય થઇ રહી પ્રભુજીની ઐકયતાને ઓળખો અને પામો એજ મારો આશીષ છે.

### ગાયન. ૬૫.

વારાંગનાઓ.

૧ મંગળ શુભ કલ્યાણકારી જોડાંમાં તમે જોડાજો,
સુખ વૈભવમાં તમે જુગ જુગ જીવજો.

૨ એકથી બે થતાં સહેલ થયો ઉપાડવો સંસાર બોજો,
એક બીજાનો અને જગનો બોજ ઉપાડી લેજો.

૩ એકથી બે થયા હૃદય, મુખ, કૃત્યના અવાજો,
શુદ્ધ શબ્દો, વિચાર, વાણીથી પ્રભુ ગુણ ગાજો.
૪ મનગમતું બેઉ ભેગાં મળી હરી પાસે માગી લેજો,
હરીને દીધા વિના છુટકો નહી વળગો બેઉ જો.
૫ વિભુ વંદન વિના એકે પળ નવ જાય જોજો,
ગગન ગર્જનાથી વિશેષ પ્રભુ સ્તવનથી ગાજો.

**દીવોદાસ**—(દેવરાત તથા અંબાલીકાને). આ પળે પ્રભુજીના મહિમાનું કીર્તન તમારા માટે મને કરવા દેશો.

### ગાયન ૬૬.

૧ પ્રભુજી ! હેતે હું તો ઉચરૂં હરજી હરજી હરજી.
વિશ્વમાં વિવિધ ઉત્પત્તિ જેણે સરજી.
૨ આશ પૂરો તમે સુણી દુઃખીની અરજી,
દીઓ પંડીતને નવો ડગલો સાથે લાલ મગજી,
દીઓ લાખો શ્રીમંતને જેને તેની મરજી,
દીઓ મોક્ષ વૈરાગીને જેણે માયા તજી,
દીઓ દાતાર અનાથને જેને નહી મા બાપજી,
દીઓ વિશ્વ રહસ્ય જેણે વિદ્યા સમજી,
હેતે આરાધીએ અમે તમને હરજી હરજી.

(દેવરાત અને અંબાલીકાને). હવે મારે આપને વિશેષ કાંઇ કહેવાનું નથી. (શ્રોતાજનોને). જો આપની સર્વેની આજ્ઞા હોય તો આ પળે બે અક્ષર વધુ બોલવા ઇચ્છુંછું. મહારાજાધિરાજે અણધાર્યો હુકમ ફરજીયાત ધાર્મીક કેળવણી માટે કહાડયો છે તે હુકમ સબંધિ મારે કહેવાનું એ છે કે એ હુકમમાં કોઇને સખ્તાઈ લાગતી હોય તો તે માટે સર્વ કોઈ દોષ મને દેજો અને મહારાજાધિરાજને દોષ દેશો નહી. કારણકે મેં ફરજીયાત ધાર્મીક કેળવણીનો હુકમ એમની પાસે કઢાવ્યોછે. આ સાંભળીને તમો સર્વેને નવાઇ લાગતી હશે કે ફરજીયાત કેળવણીનો માટે આવો હુકમ આખાં રાજ્ય માટે કઢાવવાનું કારણ મને શું હશે. તેના ખુલાસામાં મારે કહેવાનું એ છે કે મારૂં અનુભવસિદ્ધ માનવું છે કે કેળવણીનો પ્રતાપ પાર વિનાનો છે, અને કેળવણી વિના કોઇ પ્રજા કે મનુષ્ય ખરેખરૂં સુખી થવાનું નથી કે પોતાની ઉન્નતિ કરી શકવાનું નથી. મને અત્યંત ખેદ થાયછે કે આજકાલ તો હું સર્વત્ર સર્વ કોઇ મહારાજાઓ, પંડીતો, રાજદ્વારી પુરૂષો ભાષણ કર્તાઓનાં મુખથી સાંભળુંછું કે પ્રત્યેક મનુષ્યે વિદ્યા સંપાદન નહી કરતાં કાંઇને કાંઇ હુન્નર શીખવો, અર્થાત, કોઈ લોઢું ઘડવાનો લુહારનો ધંધો શીખો, કોઇ સુથારનો સુવાના ખાટલા પાટલા બનાવવાનો હુન્નર શીખો, કોઇ જોડા સીવવાનો મોચીનો હુન્નર શીખો, કોઈ વળી કારખાનું કહાડો, અને એ પ્રમાણે દ્રવ્ય પ્રાપ્તિનો હુન્નર અથવા ઉદ્યમ સર્વ કોઇ કરો, જેથી સર્વ કોઈ પાંચ પઇસા કમાઇ શકો.

અને સર્વ કોઇ પોતાનું પેટ ભરી શકે. પણ આજ કાલ કોઇ એવી સમજણ પાડવા તો નીકળતાજ નથી કે હુન્નર અને ઉદ્યમ તો પેટ ભરવા માટે છે; જ્યારે પેટ ભરવા માટે હુન્નર રહિત સકળ પશુ પક્ષી અને જીવ જંત છે, તો તેમનું પેટ પણ અનેક પ્રકારે રોજ ભરાયછે, તો મનુષ્યને પોતાનું પેટ ભરવાનું કામ આ પૃથ્વી ઉપર કઠણ હોઇ શકેજ નહી. અને તેથી પોતાનું પેટ ભરવા માટેનાં સહેલાં અને નજેવાં કામ માટે મનુષ્યે આખો દિવસ અને સઘળું આયુષ્ય માત્ર હુન્નર અને ઉદ્યોગમાંજ પ્રવૃત્ત રહેવું એ મનુષ્ય માટે બહુ ભૂલ ભરેલું તેમજ ખેદજનક છે. આખું આયુષ્ય પેટ ભરવામાંજ ગાળવાથી વિદ્યા તજાયછે. ફાટેલા ડગલાની ફાટેલી બાંય માટે નવા આખા ડગલાને કાપવો તે કેવું કહેવાય? ગાય દોહીને કુતરાંને પાવું તે કેવું કહેવાય? બાવળને સુંદર દેખાતો કરવા ગુલાબ છોડને ત્યાં લઇ જઇ દાટવો તે કેવી મૂર્ખાઇ કહેવાય? માત્ર પેટ ભરવું એજ મનુષ્યનું મનુષ્ય અવતારમાં એક કર્તવ્ય નથી. ખરૂં કર્તવ્ય આ મનુષ્ય અવતારમાં મનુષ્ય માટે તો વિદ્યા સંપાદન કરવી તે છે. આજ કાલ તો સર્વત્ર મોટા પાયા ઉપર હુન્નરો અને વ્યાપારો ચાલી રહ્યાછે અને વિદ્યાની તો પડતીજ થતી જાયછે, અને આ પ્રમાણેની સ્થિતિ જો ચાલુ રહેશે તો મનુષ્યને વિદ્યાનો કક્કો પણ નહી આવડશે. અને વિદ્યા વિના મનુષ્ય પરમાત્માને ઓળખી શકતો નથી કે પરમાત્માને પ્રિતથી પ્રિછતો નથી તો વિદ્યાના અભાવને લીધે થોડાં વર્ષોમાં મનુષ્ય એવો અધમ બની જશે કે પ્રભુજીનું નામ પણ મુખમાંથી ઉચરશે નહી. અને જો પ્રભુજીનાં પવિત્ર નામનું પણ વિસ્મરણ મનુષ્યથી થયું તોતો પછી મનુષ્ય પોતાની દુષ્ટ વૃત્તિઓનાં પ્રાબલ્યને લીધે નિરંકુશ કુચ્છંદી આચરણ કરશે જેથી તે સર્વ કોઇને દુઃખીજ કરશે અને પોતે પણ દુઃખીજ સદા માટે થશે. કેમકે પ્રભુજીનાં નામનું પણ વિસ્મરણ મનુષ્યથી થતાં મનુષ્યો એવાં મતિહીન થઇ જશે કે એકએકનું નિકંદન કરવામાંજ પ્રવૃત્ત રહેશે અને એક મનુષ્ય બીજા મનુષ્યને પૃથ્વી ઉપર જીવવા દેશેજ નહી. પરમાત્માથી સમુળગો વિમુખ થયેલો મનુષ્ય એવુંજ ધારવાનો કે પૃથ્વી ઉપર જો કોઇ બીજું મનુષ્ય જીવતું નહી હશે તોજ હું સકળ પૃથ્વીનો સ્વામી થવા પામીશ અને સકળ સુખ ભોગવી શકીશ. હાલના સમયમાં રોગો, કલેશો, દરિદ્રતા, યુદ્ધ વગેરે જે અસંખ્ય દુઃખો મનુષ્યને છે તે પ્રભુજીનાં વિસ્મરણને લીધે છે. એ દુઃખો જોકે ઘણાં છે તોપણ એક નવાં ભૂમિમાંથી ફુટતાં વૃક્ષની નાની કુમળી પાંદડીઓ અને ડાળીઓ સમાન છે, પણ જ્યારે પ્રભુજીનું પૂર્ણ વિસ્મરણ વિદ્યાના અભાવને લીધે થશે ત્યારે ભૂમિમાંથી ફુટતું એ વૃક્ષ મોટી પ્રચંડ વૃક્ષલતાનું રૂપ ધારણ કરશે, જેથી મનુષ્યનાં શિરે એવાં દુઃખો આવી પડશે કે નીચે પાતાળ ફુટશે અને ઉપરથી આભ તૂટશે અને મનુષ્યને કયાંયે નાસી છુટવાની જગ્યા રહેશે નહી. એ દુઃખોની કલ્પના પણ કરવી અશકય છે. હું કહેતો નથી કે મનુષ્યે નિર્વાહ કાજે હુન્નર શીખવો નહી. હું તો કહુંછું કે નિર્વાહ કાજે હુન્નર જાણતા નહી હશો તો હાલના સમયમાં ભુખે મરશો અને કોઇ તમને કહેવા આવનાર નથી કે ભાઇ કે બહેન તારી પાસે ખાવા અન્ન નથી તો અમારો સુકો અથવા લુખો

રોટલો લે અને ખા. મારૂં કહેવું એ છે કે તમે નિર્વાહનાં સાધન કમાવામાં આખો દિવસ અને આખું આયુષ્ય ગાળો નહી. દિવસનો માત્ર થોડો વખત ભરણપોષણ માટે દ્રવ્ય કમાવાના હુન્નર અથવા ધંધામાં ગાળો અને બાકીનો સઘળો વખત વિદ્યા મેળવવામાં ગાળો, જેથી તમે તમારૂં પેટ પણ ભરી શકશો અને પ્રભુજીને ઓળખી પણ શકશો અને પ્રભુજીની ઓળખાણ થતાં તો પ્રભુજીની કૃપા તમે જરૂર પામવાનાજ. સરોવર તીરે જઇ ચઢતાં વદનનો તાપ ટળવાનોજ; ચાંદનીના પ્રકાશમાં જઇ પડતાં ભૂલા પડેલા વટેમાર્ગુને વનમાં પણ માર્ગ દેખાવાનોજ; તલવાર શૂરવીરના હાથમાં જઇ ચઢતાં તેની મ્યાનના અંધકારમાંથી સૂર્યના પ્રકાશમાં મહાલવા પામવાનીજ. અને વિદ્યા દ્વારા જો પ્રભુજીની ઓળખ તમને થઇ તો પ્રભુજીની ઓળખ થતાં તો પ્રભુજીની કૃપા તમે પામવાના, અને પ્રભુજીની કૃપા તમે પામ્યા તોતો તમારે પછી કાંઈ મેળવવાનું રહ્યુંજ નહી, કેમકે પ્રભુજીની કૃપા થતાં તો મહેલ માળિયાં, રાજ્યપાટ, પુત્રપરિવાર, યશ, કીર્તિ, આરોગ્યતા જે કાંઇ માંગો તે તમને પળમાં પ્રભુજી તરફથી મળશે. આટલું બધું હું વિદ્યા માટે આગ્રહ પૂર્વક કહુંછું તેનું કારણ એટલુંજ છે કે વિદ્યાના પ્રતાપથીજ હું આ દ્રવ્ય પામ્યોછું. વિદ્યાથી હું પ્રભુજીને ઓળખવા પામ્યો. અને પ્રભુજીની કૃપા પામ્યો, અને છેવટે આ અખૂટ દ્રવ્ય પણ પામ્યો. માટે તમે જે કોઇ વિદ્યા પ્રાપ્ત કરશો, વિદ્યાથી પ્રભુજીને ઓળખશો અને પ્રભુજીની કૃપા પામશો તે મારી પેઠે અખૂટ દ્રવ્ય પ્રાપ્ત કરશો. માટે આ દીન દીવોદાસ બ્રાહ્મણ આપને બે હાથ જોડીને કરગરીને કહેછે કે આ દીવોદાસનું દૃષ્ટાંત દીલે ધરીને તમે સર્વે વિદ્યા જરૂર સંપાદન કરજો. હવે વિદ્યા કહેતાં તમો યાદ રાખજો કે આપણાં ધર્મશાસ્ત્રોનો અભ્યાસ એ અર્થ વિદ્યાનો હું કરૂંછું. માટેજ, મેં મહારાજાધિરાજને ધાર્મીક કેળવણી ફરજીયાત કરવા કહ્યુંછે અને મહારાજાએ તે પ્રમાણે હુકમ કહાડયોછે. હવે તમે સર્વે ધર્મશાસ્ત્રોના અભ્યાસમાં જોડાશો તો તે અભ્યાસ સબંધિ હું એક બોલ અગત્યનો કહેવા ઇચ્છુંછું. તે એ છે કે ધાર્મશાસ્ત્રો પ્રતિ પૂજ્ય ભાવ ધારણ કરી ધર્મ શાસ્ત્રનો અભ્યાસ આરંભજો. અને ધર્મશાસ્ત્રનાં એક પણ સૂત્ર પ્રતિ અનાદરથી નજર કરશો નહી કેમકે ધર્મશાસ્ત્રનાં પ્રત્યેક સુત્રમાં મહા મંત્ર રેહેલું હોયછે. ધર્મશાસ્ત્રના અભ્યાસથી આ પ્રમાણે તમે કાંઈ શબ્દનો અભ્યાસ કરશો નહી પણ મહા મંત્રોનો અભ્યાસ કરશો અને મંત્રો તો તમે જાણોછો સકળ અભિલાષાઓ પૂર્ણ કરવા શક્તિવાન છે. આવું વિદ્યાનું મહત્વ છે તો તમે અન્ન વિના દશ દિવસ લાંઘણ વેઠજો, રહેવા માટે ગજની ઓસરી વિના ધોરી રસ્તા ઉપર પડી રહેજો, અને વસ્રો કે ઘરેણાં વિના ફાટલા ગાભા પહેરજો, અને જગતમાં દરેક સુખનો ત્યાગ કરીને દુઃખ વેઠજો, પણ વિદ્યા અને વિદ્યા દ્વારા પ્રાપ્ત થતાં પ્રભુજીનાં જ્ઞાન અને પ્રભુજીની કૃપા રહિત તમે એક ઘડી પણ નહી રહેશો. ઓટલા ઉપર હાંડી ઝુમરો નહી હોય તો ભલે પણ મનહર ટહુકા કરી પ્રભુજીનું કીર્તન કરનારી કોયલ તો આંગણે વૃક્ષ ઉપર જોઇએજ; સારંગી ઉપર હીરા મોતી ન જડયાં હોય તો તેનું કાંઇ નહી પણ તેના

ઉપર રમ્ય નાદ વિકસાવનારા તારો તો જરૂર હોવાજ જોઇએ; સરિતા તીરે સમૃદ્ધ શહેર નહી વસ્યું હોય તો ભલે, પણ એક વૃક્ષલતા છાંયડા માટે તો જરૂર આવી વસજો. ગજવામાં દ્રવ્ય નહી હોય તો તેની કાંઈ આવસ્યકતા નથી પણ હૃદયે હામ તો હોવીજ જોઇએ. આવું વિદ્યાનું રહસ્ય હું તો સમજાું છું. આપણે વિદ્યા પ્રાપ્ત કરવી એ આવશ્યક છે તે શાસ્ત્રનો અભ્યાસ તમે કરશો ત્યારે તમને સ્પષ્ટ થશે, તે છતાં હું બે બોલ તે માટે કહીશ. મનુષ્ય એ આ સ્થૂળ દેહ નથી, મનુષ્ય એ આત્મા છે અને સ્થૂળ દેહ એ તો એનું વસ્ત્ર છે. હવે આ આત્મા વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે એ આત્માનું કદ માત્ર અણુ જેટલું છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહ્યુંછે: "એક વાળના કરેલા સોમા ભાગનો સોમો ભાગ આત્માને જાણવાનો છે અને તે છતાં તે અમરત્વ પ્રાપ્ત કરવાનોછે અને મુક્તનું પદ પામવાનો છે". વળી બ્રહ્માંડપુરાણમાં લખ્યુંછે: "આ આત્મા જોકે એક અણુનાં કદનો છે તોપણ આખાં શરીરમાં વ્યાપી રહેછે અને તે એ રીતે કે હરિચંદનનું એક ટીપું શરીરના અમુક ભાગ ઉપર મુકવાથી સુવાસથી આખાં શરીરમાં પ્રસરી રહેછે." આનો અર્થ એ છે કે જોકે આત્મા અણુ જેટલો છે તોપણ દેહની સર્વ ઇંદ્રિયોનું જ્ઞાન તે અનુભવેછે. વળી જેમ જોકે દીવો એક સ્થળે કોડિયામાં છે તોપણ આસપાસની જગ્યાને પ્રકાશથી ભરેછે, તેમ આત્મા એક અણુ છે અને અંતઃકરણમાં રહેછે તોપણ આખાં શરીરમાં તે વ્યાપ્ત છે અને આખાં શરીર ઉપર પોતાની સત્તા ચલાવેછે. આ ઉપરથી આપણે જોઈ શકીશું કે જોકે આત્મા અણુ જેટલો છે તોપણ આખાં શરીર ઉપર તે પોતાનું સામ્રાજ્ય સ્થાપી શકેછે. આ આત્મા જે આ પ્રમાણે શરીર ઉપર સત્તા ધરાવેછે તે બુદ્ધિનો ગુણ ધરાવેછે, અર્થાત, તે બુદ્ધિમય છે. આત્મા કાંઇ બુદ્ધિ રહિત પોતે નથી, અને મનશક્તિ દ્વારા એ વિચાર કરેછે તેમ નથી. આત્મા પોતેજ બુદ્ધિમય છે. જ્યારે આત્મા બુદ્ધિમય છે ત્યારે એમાં અજ્ઞાનતા કેમ વસેછે તેના જવાબમાં કહેવાનું એ કે જ્યારે આત્મા પ્રભુજી તરફથી પોતાનાં ચક્ષુ અન્ય દિશામાં દોરેછે ત્યારે અજ્ઞાનતાનું આવરણ તેને પ્રાપ્ત થાયછે, અને એ આત્મા જ્યારે પ્રભુજી તરફ વળેછે ત્યારે અજ્ઞાનતાનું આવરણ દૂર થાયછે અને પ્રથમનું પોતાનું બુદ્ધિનું તત્વને પ્રાપ્ત કરેછે. દાખલા તરીકે આપણે જોઈશું કે જ્યારે રત્નમણી ઉપર ચોંટેલી ધૂળ આપણે દૂર કરીએ છીએ ત્યારે આપણે રત્નમણીમાં કાંઈ નવો પ્રકાશ ઉત્પન્ન કરતા નથી, પણ રત્નમણી ઉપરનું મલિન આવરણ દૂર થતાં તે પોતાનાં મૂળ તેજોમય રૂપમાં પ્રગટેછે; જેમ ભૂમિને ખોદતાં અને માટીનાં પડો દૂર કરતાં માંહેનું ઝરણું બહાર સ્ફુરેછે પણ આપણે ભૂમિ ખોદવાથી કાંઈ નવિન ઝરણું ત્યાં લાવી વસાવતાં નથી; તેમ અજ્ઞાનતા અને એવાં આવરણો દૂર થતાં આત્મા પોતાનાં બુદ્ધિ તત્વથી પ્રકાશી શકેછે. અને આત્મા આ પ્રમાણે બુદ્ધિતત્વ ધરાવેછે. આ ઉપરથી આપણને સ્પષ્ટ જણાશે કે વિદ્યા વિના આત્માની આસપાસ ફરી વળેલાં અજ્ઞાનતાનાં આવરણો કોઇ રીતે દૂર થવાનાં નથી. અને તેથી વિદ્યાની આવશ્યકતા ઘણીજ છે. વિદ્યા આ પ્રમાણે સંસારમાં એક મહા ઉપયોગી સાધન છે એટલુંજ નહી પણ મોક્ષને માટે

પણ એજ વિદ્યા મોટું સાધન છે. આત્માને જે અનિષ્ટ આવરણો આવી મળેલાં છે તે વિષે આપણે જાણવાનું એ છે કે એ આવરણો આપણાં પૂર્વનાં દુષ્કૃત્યોને લીધે છે. આત્માને સત યુગમાં અનિષ્ટ આવરણો નહોતાં કારણકે તે યુગમાં આત્મા પ્રભુજીની સેવામાં તેમજ યોગ, તપ, યજ્ઞ, જ્ઞાન એવાં ઉચ્ચ કાર્યોમાં સદા પ્રવૃત્ત રહેતો. પણ પછીથી એ આત્મા આ ઉચ્ચ કાર્યોમાંથી જરા જરા પાછો હઠવા માંડયો અને તેનાં પરિણામે આત્મા ઉપર અનિષ્ટ આવરણો બંધાયાં અને અને તે ત્રેતા યુગ અને દ્વાપર યુગ અને આ કળિયુગમાં વધારે વધારે બંધાતાં ગયાં, જેથી પરિણામ એ આવ્યું કે મનુષ્ય નથી પોતાના આત્માને જોઇ શકતો કે નથી આત્મા તેના સરજનહાર પ્રભુજીને જોઇ શકતો. મનુષ્ય અવતારમાં સર્વથી વધુ પાતકી કૃત્ય તે વ્યભિચાર છે. સતયુગમાં એ ભ્રષ્ટ આચરણનો પ્રવેશ થતાં મનુષ્યનો આત્મા અનિષ્ટ આવરણોથી ઘેરાયો અને મનુષ્ય આત્માની અધોગતિ એવી થઇ કે મહા અધમ યોનિમાં પણ તેને અવતારો પ્રાપ્ત થવા માંડયા. જો વ્યભિચારનું આ ઘોર પાતકી કૃત્ય સતયુગમાં આત્માથી ન થયું હોત તો તેની આવી પડતી ન થઈ હોત અને તેને આવાં દુઃખો પણ નજ આવી પડયાં હોત અને આ જગત દુઃખનો દરિયો ન થઈ પડયું હોત. જગતમાં પાતકો રૂપી પ્રજાનો એકજપિતા છે અને તે વ્યભિચાર છે. એ વ્યભિચારે દેવલોકથી પણ ઉત્તમ એવા મનુષ્ય અવતાર માંથી હાલની અધોગતિ કરાવી છે અને એજ વ્યભિચાર જ્યાં સુધી આ કળિયુગમાં બંધ થશે નહી ત્યાં સુધી મનુષ્ય આત્મા પોતાનું પ્રથમનું ઉજ્વળ પ્રતાપી સ્વરૂપ અને બળ પામવાનો નથી. માટે જગતમાં સર્વ કોઇએ આ વ્યભિચાર રૂપી વનમાં કદી પગ નહી મુકવો નહીંતો એ વનમાં ઝા- ડીઓ કાંટાઓ વિકરાળ પશુઓ ભુખમરા એવાં અનેક કષ્ટોજ પડવાનાં. વ્યભિ- ચાર વાંસડાથી સર્વત્ર વિનાશજ ફેલાવાનો કેમકે એથી સર્વે ચીજો ભાંગી જવાની અને એનાથી ભાંગેલી એક પણ વસ્તુ આખી નહી થવાની. વ્યભિચાર વૈતાળને વર- માળા આરોપતાં કોઇ દિવસ લગ્નનું શુભ ફળ પ્રાપ્ત થવાનું નથી. મારૂં માનવું એવું છે કે જ્યારે વ્યભિચાર એ સર્વ દુષ્ટ કૃત્યનું મૂળ છે તો તેને જડમૂળથી ઉખેડી નાખવા રાજા તરફથી દેહાંતદંડની શિક્ષા થવી જોઇએ. આ કળિયુગમાં વ્યભિચા- રનું બળ વિશેષ દેખાયછે પણ જ્યાંસુધી એ બળની સત્તા રહેશે ત્યાંસુધી મનુષ્ય પોતાની ઉન્નતિ કદી કરી શકશે નહી. આ દુષ્ટ પાતક હજુ પણ ચાલુ રહેતાં આ કળિ- યુગમાં જે દુઃખો મનુષ્યોને શિર છે તેના કરતાં પણ વધુ ભારી દુઃખો મનુષ્યના શિર આવશે અને તે દુઃખો કેવાં હશે તેની આપણે કલ્પના પણ કરી શકતા નથી, માટે જો આપણે એ દુઃખોમાંથી ઉગરવું હોય તો વિદ્યાથી આપણે આ વ્યભિચારનો સં- હાર કરવો જોઇએ. અને એ રીતે પણ વિદ્યા તારનાર છે. આ રીતે જોતાં આપ- ણને માલમ પડશે કે આપણને હાલની જે અધમ સ્થિતિ છે તે આત્માના આરંભની સ્થિતિ નથી અને એ અધમ સ્થિતિમાંથી આપણે પ્રથમની વખત ઉચ્ચ સ્થિતિએ જવાનું નથી. પણ આપણે મહા ઉચ્ચ સ્થિતિમાંથી આ અધમ સ્થિતિમાં આવી પડયા છીએ અને તેથી આપણે આપણી પ્રથમની ઉચ્ચ સ્થિતિમાં પાછું ચઢવાનું છે. આ

રીતે જોતાં આપણે આપણા પ્રથમનાં મૂળ ઉચ્ચ ધામે પહોંચવા ઘણો પરિશ્રમ કરવો જોઇએ કારણકે આ અધમ ધામ આપણું કાંઇ મૂળ ધામ નથી અને માત્ર આપણું અંહી આવી પડવું થયુંછે. જો કોઇ એવું કહે કે આત્માને અધમ સ્થિતિમાંથી પોતાનો વિકાસ કરવાનો છે તો જવાબમાં કહેવાનું કે આત્માને આરંભમાં અધમ સ્થિતિ સંભવતીજ નથી. કારણ કે શાસ્ત્રમાં આત્મા વિષે કહ્યુંછેઃ "આત્મા જે સકળ સુખ દુઃખ અનુભવેછે તે જન્મ પામતો નથી કે મૃત્યુ પામતો નથી. તે કોઇમાંથી ઉત્પન્ન થયો નથી. અને એ આત્મામાંથી કાંઇ ઉત્પન્ન થયું નથી. એ આત્મા અજન્મા અને નિત્ય છે. જોકે આ દેહ મૃત્યુ પામે છે તોપણ આત્મા નાશ પામતો નથી. આ આત્મા વિષે વિશેષ જાણવાનું એ છે કે એ પરમાત્માનો એક અંશ છે અને તે એવી રીતે કે સૂર્ય તે પરમાત્મા અને સૂર્યમાંથી નીકળતાં કીર્ણો તે જીવાત્માઓ. આ પ્રમાણે જીવાત્મા તે તે પરમાત્માથી જુદોજ છે. "તત્વ મસી", તે તુંજ છે, એ સૂત્રનો અર્થ આપણે એવો કરવાનો છે કે જીવાત્મા સઘળી રીતે પરમાત્માને આધીન છે, અને પરમાત્માનો પ્રેરેલોજ જીવાત્મા કાંઇ પણ કરી શકેછે. આત્મા પોતે પરમાત્મા છે એ અર્થ આપણે કરવો ઘટિત નથી. કેમકે આત્મા પરમાત્માનો અંશ છે એનો અર્થ પણ એજ છે કે જીવાત્મા તે તો પરમાત્માના સાથે દાસત્વનો સબંધ ધરાવનારો અંશ છે અને નહીકે પરમાત્માનાં તત્વનો કાંઇ નાનકડો ભાગ છે જેથી પરમાત્મા અને જીવાત્મામાં ફેર એટલોજ કે પરમાત્મા મોટો ભાગ છે અને જીવાત્મા નાનો ભાગ છે. જીવાત્માનો સબંધ પરમાત્મા સાથે એકજ તત્વનો કે સરખાપણાનો નથી પણ પરમાત્મા પ્રતિ દાસત્વનો છે. માટે, જીવાત્માએ પ્રભુજી તરફ સદૈવ દાસત્વનો સબંધ રાખવો, પ્રભુજીની સેવામાંજ તત્પર દિવસ અને રાત્રી રહેવું. ગમે તેવી સિદ્ધિઓ યોગમાં પણ પ્રાપ્ત થતાં પણ આત્માએ અહંકાર પોતાના માંહે ઉત્પન્ન ન થવા દેવો કે હું અને પરમાત્મા તે એકજ તત્વ ધરાવીએ છીએ.

હવે ત્યારે આપની સર્વ ઇચ્છા એ કે મારે આ દેવાલયના પાયાનું મુહૂર્ત કરવું તો તે પ્રમાણે કરૂંછું. (પાયામાં ઈંટ અને ચુનો નાખવા જતાં દેવાલય આપોઆપ ત્યાં બંધાઈ રહેછે, અને ઉપર લખેલા અક્ષરો છેઃ "દીવોદાસનું દેવાલય." વળી જ્યાં દીવોદાસ પાયો નાખતા હતા ત્યાં બીજા ૩૪ ચરૂઓ પ્રથમ કરતાં પણ ઉત્તમ રત્નોના ભરેલા દીવોદાસના પગ આગળ નીકળેછે અને દરેક ચરૂ ઉપર લખાયલું છેઃ "દીવોદાસ". (સર્વ કોઈ સ્તબ્ધ બની જાયછે). (ગદગદિત સ્વરથી. સ્વગત). અરે પરમાત્મા! આ તો તમે શું મને હેરાન કરી રહ્યાછો? તમને કાંઇ કામકાજ છેજ નહી કે આ દેવાલય પણ મારાં નામનું બાંધીને ઉભું કરી દીધું અને વળી આ ચરૂઓ પણ બીજા મને દીધા! જે વાતથી હું બીહુંછું તેજ તમે લાવી લાવીને આગળ મુકોછો? અને તમે મને તે દિવસે દર્શન દઇને કહ્યું હતું તેમ મારી પાસે સંસારીક સુખના વૈભવો તમારે ભોગવાવવા છે તો લ્યોને હું તો ભોગવીશ. પછી વળી એ વૈભવોમાં હું ભ્રષ્ટ થાવું અને તમારૂંજ ખાઇને તમારૂં ખોદનારો થાવું તો વળી પાછા મારા ઉપરથી મહેરબાની ઉતારી નાખીને

અને હડસેલી દેશો ના અને આ બધા ચરૂઓ મને આપેલા પાછા પાતાળમાં ઉતારી દેશો નહી. મને વૈભવો ભોગવવા કહોછો તો હું ધારૂંછું કે વૈભવોમાં તણાતાં તેનું પરિણામ તો જરૂર એજ આવવાનું કે હું કૃતઘ્ની બની જવાનો. (શ્રોતાજનોને). આ અદ્‌ભૂત ચમત્કાર પ્રભુજીએ કરેલો આપે સર્વે જોયોછે એ વિષે હું તમને સમજ પાડીશ તો આપને આ સંબંધિ કાંઈક ઓછું આશ્ચર્ય લાગશે. થોડા દિવસ ઉપર હું પ્રભુજીનું ધ્યાન ધરતો હતો ત્યારે પ્રભુજીએ મને દર્શન દઇને કહ્યું કે એમના ભકતોને વૈભવોની પ્રાપ્તિ કરાવવી એવું એમનું વ્રત છે માટે હું જ્યાં સુધી વૈભવો ભોગવિશ નહી ત્યાં સુધી મારી કેડો એ પ્રભુજી મુકશે નહી. એ એમનું વચન સિદ્ધ કરવા આ દેવાલય પોતે તૈયાર કરી નાખ્યું જેથી એમણે દીધેલા સતર ચરૂઓ મારા માટે વાપરવા રહે, અને વળી મારા વૈભવો માટે ચોતરીસ ચરૂઓ બીજા દીધા !

**લોકો**—(એકદમ ગભરાટમાં આવતાં. સુધાજીતને). અરે મહારાજાધિરાજ ! આપના રાજ્યમાં જે જે ઠેકાણે શાળાઓ અને સદાવરતો બંધાવાનાં હતાં ત્યાં તે સર્વ આપો આપ બંધાઇ તૈઆર થઇ રહ્યાંછે.

**સુધાજીત**—પ્રભુજીના આવા ચમત્કાર આગળ હુ તો શું પણ સર્વ કોઇ સ્તબ્ધ બની જાય. મારાથી કાંઈ બોલાય તેમ નથી.

**દીવોદાસ**—પૂજ્ય રાજાધિરાજ ! આ પળે મારાથી પણ કાંઇ બોલાતું નથી તો પણ ટુંકમાં સર્વ કોઇને એટલુંજ કહેવાની રજા લેવુંછું કે આ વિશાળ વિશ્વના વિધાતા પ્રભુજી છે. એ પ્રભુજી આપણી રક્ષા કરનારા, આપણા મનોરથો પૂર્ણ કરનારા, આપણને પરમ સુખમાં સ્થાપનારા છે, માટે સર્વ કોઇ પ્રભુજીને નમન કરી, એમની આજ્ઞામાં રહી આ સંસારમાં રહો, અને દુઃખ તમને સ્પર્શ કરશે નહી અને સુખ તો તમારૂં હડસેલું પણ તમારી પાસેથી હડશે નહી. માટે સંસારનાં સુખો માટે સર્વ કોઈ સચ્ચિદાનન્દની સેવાથી લાયક થાવો અને સંસારનાં સર્વ સુખો સર્વ કોઇ ભોગવો અને એ કાજે આવશ્યક જે વિદ્યા તે પ્રાપ્ત કરો. વિદ્યા એજ જ્ઞાન, સુખ, કલ્યાણ, મોક્ષ છે. (સભા વિસર્જન થાયછે.)

**શ્રી પરમાત્મા કૃપાથી સમાપ્ત.**